# નિવેદન

સ્વ. હાજીમહમ્મદના અકાળ અવસાનથી ગૂજરાતને અસાધારણ ખોટ પડી છે, એ વાત સમજાવવાની હવે ભાગ્યે જ જરૂર રહી છે. તેમનું વ્યક્તિત્વ એટલું વ્યાપક અને સમર્થ હતું કે તેમની સ્મૃતિ સહજમાં અલોપ થાય, તો ગૂજરાતને શિર બેકદરદાનીનું કલંક કાયમ રહે.

પોતાની હયાતી દરમ્યાન તેમણે ઘણા મિત્રો સાથે પાક મોહબ્બતનો સંબંધ બાંધ્યો હતો. એ મોહબ્બતની પવિત્ર છાટ આ લખનારને પણ મળી હતી; અને તેની જ અસરથી પ્રેરાઈને આ દુર્ઘટ કાર્ય ઉપાડ્યું હતું.

પુસ્તકના ધંધાના તદ્દન બિનઅનુભવીને લેખો પ્રાપ્ત કરવામાં, તે ચાળવામાં, છપાવવામાં, ચિત્રોના બ્લૉક બનાવરાવવામાં,—અને એ બધાં ઉપરાંત નાણાંની સગવડ કરવામાં જે જે મુશ્કેલીઓ નડે છે તે બધી જ મારી આડે પણ આવી પડેલી; પરંતુ મર્હૂમ હાજી-મહમ્મદ માટે સ્નેહ અને માનની લાગણી ધરાવતા મિત્રો, વિદ્વાનો અને લેખકોનાં ઉત્તેજન અને સહાયથી મારી મુશ્કેલીઓ ઘણે અંશે ઓછી થઈ ગઈ. આ પુસ્તક સંપૂર્ણ રૂપમાં ગૂજરાત સમક્ષ મૂકી શકાય છે તે માટે હું એ સર્વે સહાયકો અને મારા ચિત્રકાર મિત્રોનો આભારી છું.

મર્હૂમ હાજીમહમ્મદના પુત્ર ગુલામહુસેનની તો મને આ કાર્યમાં અસાધારણ સહાય મળી છે. મર્હૂમના જીવનને લગતા અંગત ફોટોગ્રાફો, પત્રો વગેરે અનેક વસ્તુઓ આ ગ્રંથમાં પ્રકટ કરવા દેવા માટે, તથા ગ્રંથને લગતા ઘણાખરા કામકાજમાં તેમણે મને આપેલી મદદને માટે હું તેમનો ભારે આભારી છું.

સ્વ. 'કલાપી'ના અપ્રસિદ્ધ પત્રો આ ગ્રંથમાં પ્રકટ કરવાની રજા આપવા માટે, જે સર્જન ઉપર એ પત્રો લખાયા છે તેમના પુત્રનો હું આભારી છું.

આ ગ્રંથના કાર્યમાં મારા જે જે અંગત મિત્રોની વગ અને સાધનોનો લાભ મને મળ્યો છે તે સર્વેનો હું ઋણી છું.

'સાહિત્ય', 'ચેતન' તથા 'નવચેતન' માસિકના તંત્રીઓએ પણ મારા આ કાર્ય તરફ દિલસોજી બતાવીને જે સહાય આપી છે, તે પણ વિસરાય એમ નથી.

સાહિત્ય અને કળાને લગતી આ ગ્રંથની બધી જ વ્યવસ્થા મારા મિત્ર બચુભાઈ રાવતની છે.

પ્રકાશક



# અ નુ ક્ર મ

## ખંડ ૧ લો : સ્મરણ

## ખંડ ૨ જો : સ્મારક

---

## ચિત્રો



# ઇલ્મમક્કાનો હાજી

—ગઝલ—

ખુબ કરી જો ઇલ્મની સોદાગરી હાજી ગયો:
બેકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો!
ખુબ કરી૦

જ્યાં ભર્યાં'તાં આસમાને ઘોર કાળાં વાદળાં,
રંગ ત્યાં બેમૂલ કૈં કૈં ચીતરી હાજી ગયો!
ખુબ કરી૦

જ્યાં જમીને ગુંચવાતાં ધૂળઢગ ને ઝાંખરાં,
બાદશાહી બાગ ફુલનો ત્યાં કરી હાજી ગયો!
ખુબ કરી૦

ગુર્જરીનું ઇલ્મમક્કા પાક કીધું હજ કરી,
એક હઝરતની ફકીરી દિલ ધરી હાજી ગયો!
ખુબ કરી૦

ઓ મહોબ્બત! નાઉમેદી! ઓ જુવાની ગુલભરી!
દમ ફકીરીની અમીરી આ હરી હાજી ગયો!
ખુબ કરી૦

એ. અમીરીના સખુન પર ત્યાં ફિરસ્તા છે ફિદાઃ
અહિ ન જાણ્યું મોતી શા શા વીખરી હાજી ગયો!
ખુશ કરી૦

રો હવે ગુજરાત! રો, રો! ના પિછાન્યો જીવતાંઃ
આસુના દરિયાવ એવા કે તરી હાજી ગયો!
ખુશ કરી૦

ના અદલ ઇનામ જગનું, એક ફુરમાની દિલેઃ
કે અમીરી કે ફકીરી સઘળી હાજી ગયો!
ખુશ કરી૦

અરદેશર ફરામજી ખબરદાર

---

## हाजीमुहम्मद अलारखिया शिवजी

एक तुम्हारे उठ जाने से
निकल यहाँ दो दो बैठे
कला और साहित्य आज हा!
जो-सा अपना खो बैठे ॥

और बीसवींसदी! हाय! वह
खो बैठी अपने को ही
बैठ गई, उठ गई, क्या करें,
हम अबोध-से हो बैठे ॥

मैथिलीशरण गुप्त



સ્વ હાજીમહમ્મદ અલારખિયા શિવજી

જન્મ ૧૩ ડિસેમ્બર ૧૮૭૮   અવસાન ૨૧ જાન્યુઆરી ૧૯૨૧

A Sion Lakhani Art, Bombay 6

# સ્વર્ગસ્થ 'હાજી'*

'હાજીને' કોણ નથી ઓળખતું ? આખું એકદર ગૂજરાત ઓળખે છે ! અને શા માટે ન ઓળખે ? ગૂજરાતમાં જાણીતાં થયેલાં સૌ જશનામીઓ અને સૌ જશકામીઓની હાજીમહમ્મદ જીવતી જાહેર-ખબર હતા. ગૂજરાતનાં રત્નો તેમજ કોયલાઓને ઉંડા અંધકારમાંથી ખેંચીને પ્રકાશમાં મૂકવાનું અપૂર્વ માન ' વીસમીસદી 'ના માલેકનેજ છે. ' વીસમીસદી ' ન હત, તો ઘણુયે સાહિત્યસૂર્યો આથમી ગયા હત. અને ગૂજરાતની ચિત્રકલાનું શું ? સાહિત્યપરિષદે જેટલાં વર્ષોમાં ચિત્ર-કલા માટે નથી કર્યું, તેટલા મહિનાઓમાં ' વીસમીસદી 'એ કરી બતાવ્યું.

રવિશંકર રાવળ અને પુરુષોત્તમને કલાની દુનિયામાંથી હાજી-મહમ્મદે શોધી કહાડયા અને ' વીસમી સદી ' એ ચિરંજીવ બનાવ્યા. કનૈયાલાલ મુનશીને ગૂજરાત સમક્ષ યથાવિધિ વ્યક્ત અને પ્રકટ કરનાર પણ હાજીમહમ્મદ જ. ચંદ્રશંકર પંડયાનાં સ્નેહગીતોને પાંખ આપનાર પણ ' વીસમીસદી '–' સમાલોચક ' નહિ. નર-સિંહરાવને સજીવન કરનાર પણ એ જ " ઉમર ખાયાં " નો રસકૂપ. પ્રોફેસર કાન્તિલાલને આગ્રાની પ્રયોગશાળામાં પણ સાહિત્યનું નિરંતર સ્મરણ આપનાર અને તેના વિજ્ઞાનને રસાત્મક બનાવનાર પણ આ જ રસાત્મા. કવિ ન્હાનાલાલને ભૂત અને ભવિષ્યની ઉંડી બખોલોમાંથી સમજાવી પટાવીને બહાર ખોલાવનાર અને વર્તમાન પ્રવાહમાં ધકેલ-નાર ' કવિ ' નો અંતરાત્મા છે ખરો જ, પણ એ અંતરાત્માનો પ્રેરક ઘણે અંશે આ ચિત્ર–જાદુગર. ગેઇટીની રંગભૂમિને મુંબાઇ બહારની દુનિયા પાસે જાણીતી કરનાર અને મારી નમ્ર નાટયકૃતિઓને

* ' સમાલોચક 'માંથી લેખક અને તંત્રીની અનુમતિથી

ફેટોગ્રાફમાં આબેહૂબ ઉતારી નાટયકલામાં નવીન રસ સિંચનાર પણ એ સાહસિક તંત્રીજ. "તારપોર"ને મુદ્રકમંદ્રર કરનાર પણ એ જ ઓજ મહોક્ષાને મહાનુભાવ.

ગૂજરાતના રસમંદિરનો આવો દિલોજાન પૂજારી ગૂજરાતે બીજો કોઇ જોયો નથી. એ રસઘેલો ભિખારી રસની શોધમાં ને શોધમાં જ ચાલ્યો ગયો. 'વીસમીસદી' તેની સુંદર સ્વપ્નસૃષ્ટિના એક નાના ખંડનું જ પ્રતિબિંબ હતું. તેની ભાવનાઓ તો જબ્બર હતી. સન્ ૧૯૧૬માં મારી સાથે કલાકોના કલાકો બેસીને 'વીસમીસદી'નાં સ્વપ્નો તેણે રચ્યાં હતાં તે ઉપરથી કહી શકું છું, કે તેની મુરાદો ચોથે ભાગે પણ બર નથી આવી. એક સારૂં માસિક ફક્ત કમંદીથી ચલાવવામાં આ રસસૂત્રના પ્રાંતમાં કેટલી જહેમત ઉઠાવવી પડે છે તેનો ખરો ખ્યાલ હાજીમહમ્મદનું જીવન જાણ્યા વિના કદિ આવવાનો નથી. એ રસભીનો મજૂર "વીસમીસદી" પાછળ કેટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો તે તેના નિકટના સ્નેહીઓ જ જાણે છે. યૂરોપ અમેરિકાનાં સારામાં સારાં ચિત્ર–માસિકોની બરો-બરીમાં મૂકી શકાય એવું 'વીસમીસદી'ને બનાવવાનું તેનું વ્રત અજબ હતું. સારામાં સારા ગૂજરાતના લેખકો પાસેથી લેખો મેળ-વવામાં તેની હૃદયહારક મીઠાશ અને સમજાવટ ઓર હતા. એક વાર તમારા ઉપર હાજીએ નિશાન તાક્યું, પછી તમારી મગદૂર નહિ કે તમે છટકી જઇ શકો. તમારે ત્યાં હમેશના એ ધક્કા ખાઇને પણ તમારી પાસે લખાવશે. તમે આધેરાન જશો તો તારથી તમને યાદ આપશે; વિષય માટે વસ્તુ મેળવવાનું બહાનું કહાડશો, તો એ વિષય ઉપર ઢગલાબંધ સાહિત્ય તમારા હાથમાં આવીને પડે એવી એ તજવીજ કરશે. મ્હારા પોતાના જ બે જાણવાજેવા અનુભવો કહી દઉં. લૉર્ડ બર્યાર્ડ ઉપર મારે લેખ લખવો એવો હાજીમહમ્મદે સંકલ્પ કર્યો. મેં ઘણીયે આનાકાની કરી, બ્હાના બનાવી, પણ તે બધી તેની પાસે ટકી શકે તેમ નહોતી. તેના છપાના અંકમાં

કોઇ રીતે મારે લેખ આપવો જ જોઇએ એ તેની પ્રતિજ્ઞા હતી. છેવટે મેં લૉઇડ જ્યૉર્જના જીવનચરિત્રની કેટલીક હકીકતો મારી પાસે નહિ હોવાનું બહાનું કહાડયું. બીજે દિવસે લૉઇડ જ્યૉર્જ વિષે ચોકબંધ પુસ્તકો મારે ત્યાં આવીને પડયાં! હું મ્હાત થયો! એવી જ રીતે બીજી વાર આયર્લંડ સંબંધી સ્કેચ લખવાની મને ફરજ પાડી! કોણ જાણે કયાંથી આયર્લંડ સંબંધી હું વાંચી ન શકું તેટલું સાહિત્ય મારે ઘેર એ ફેંકી ગયેલ!

જેમ 'વીસમીસદી'નો ગૂજરાત ઉપર ઉપકાર અથાગ છે, તેમ 'વીસમીસદી' અજાણતાં ગૂજરાતનું ગુન્હેગાર પણ બન્યું છે. 'વીસમીસદી'એ ગુર્જર સાહિત્યની સુંદર કૃતિઓને જેમ ચિત્રોથી ઓર સુંદર કરી બતાવી, તેમ એ જ ચિત્રોના ઠઠ્ઠારાથી કેટલાક કચરાની પણ ખોટી કિમ્મત અંકાવી. ગુર્જર સાહિત્યના ખોટા આંક ઘણા સમય થયાં અંકાય છે, પણ એ ખોટી આંકણીમાં 'વીસમીસદી'એ તો અવધિ કરી! નિર્માલ્ય જોડકણાંઓ મોહક ચિત્રોનાં ચોકઠાંમાં કાવ્યકુંજો તરીકે શોભવા માંડયાં! ટાઢીલી વાર્તાઓ રંગની પીછી વડે ચમત્કૃતિઓ તરીકે પૂજાવા લાગી! દયાને પાત્ર એવાં સાદાં માનવીઓ દેવદેવીઓ જેવાં ચિત્રામણમાં પ્રકટી નીકળ્યાં! બાહ્ય ખોળિયાની ખૂબસુરતીમાં આંતરતેજ ભૂલાઇ ગયાં! ચિત્રસાહિત્યના ઠાઠમાઠમાં રસસાહિત્ય ચિત્રવત્ થઇ ગયું! લેખકોના ફોટોગ્રાફ જોવામાં વાંચકો લેખને વિસરી ગયા! શોભાની ખાતર સંગીનતાનાં બલિદાન અપાયા!

પણ આ બધાં 'વીસમીસદી'ની પ્રવૃત્તિનાં પરોક્ષ પરિણામો હતાં. એ પરિણામો સામે સાવધાની રાખવા જેટલો અવકાશ એ ચિંતાગ્રસ્ત તંત્રીને ન હતો. 'વીસમીસદી'ને આકર્ષક બનાવવાની ઉપાધિ એટલી મોટી હતી કે એને સૌનો ઉપયોગ કરી લેવો પડતો. એ ઉદાર, ઉત્સાહપ્રેરક, ભલા ભાઇએ ગૂજરાતના સારા, નરસા સૌ લેખકોનું યથાશક્તિ આતિથ્ય કરીને જ પોતાની કૃતકૃત્યતા માની. એણે સૌને નિવાજ્યા; સૌની કદર કરી; સૌનો ઉપયોગ કર્યો. માત્ર એનો જ ઉપયોગ કોઇએ ન કર્યો. સાહિત્યમંદિરનો પૂજારી પોતે જ પ્રભુતાને ન પામ્યો. ગરીબીમાં 'વીસમીસદી' શરૂ કર્યું, અને તેને

ગરીબીમાં જ મૂકીને એ દિલાવર સુફલિસ સ્વર્ગસ્થ થયો. ‘વીસમીસદી’ની ખાતર એનું થાકેલું શરીર વિક્ટોરિયામાં પણ ન બેસે. એ તપ પાસે તો ખાદીધારી તપસ્વીઓએ પણ શિર ઝૂકાવવું જોઇશે. અંગ ઉપર સારૂં કપડું ન હોય તો ચાલે, પણ યૂરોપ–અમેરિકાનાં નવીનમાં નવીન અને મોંઘામાં મોંઘાં માસિકો–ત્રિમાસિકો વિના ન ચાલે, એ હાજી-મહમ્મદની સાહિત્યભક્તિ ! ખોજા મહોલ્લાના મલેરિયામાંથી ઉગરવાને દવાફેર માટે ખર્ચી ન મળે, પણ રૉયલ એશિયાટિક સોસાયટિને શરમાવે એવો મુસલમીન જાહોજલાલીનો પુસ્તકભંડાર પોતાનો કહેવડાવવો એ મૅાજશૉખ તો ‘ઉમર ખાયાં’નો ઉપાસક સૂફી જ માણી શકે.

એકદર ગુજરાતે હાજી જીવતાં તો તેની કદર ન કરી. ન સાહિત્યપરિષદે એ રત્નને પારખ્યું; ન સ્વરાજ્યસભા આ મહાન પ્રચારક–Propagandist નો ઉપયોગ કરી શકી; ન સાબરમતી આશ્રમને આ તપસ્વીને હૈયે ઝગી રહેલા તનખાનાં દર્શન થયાં. એ તનખો છેવટ આપણે હોલવાઇ જવા દીધો. દીવેલની ખામીએ એ દીપક ઠરી ગયો. દેહના દર્દ કરતાં એ દિલના દર્દથી આજારી હતો, અને તેને લીધે આખું ગુજરાત આજારી છે. ગુજરાત પ્રાયશ્ચિત ન કરે ત્યાં સુધી આજારી જ રહેશે. ‘વીસમીસદી’ જીવંત ન રહે ત્યાંસુધી એ પ્રાયશ્ચિત પૂરૂં ન જ થાય. એ રસમાળીના ખ્યારામાં ખ્યારા છોડને ગુજરાત મરવા ન દે તો જ એના રસભીના રૂહને સાચી શાંતિ મળે.

નૃસિંહદાસ ભ. વિભાકર



# હાજીમહમ્મદનાં સ્મરણો

સ્વર્ગવાસી હાજીમહમ્મદ અલારખિયા શિવજી–એમને માટે હું શું લખું? કોઈનો સગો મોટો ભાઈ મરી જાય અને પછી તમે એને કહો કે 'અલ્યા, તારા ભાઈનું જીવન આલેખી આપ.' એ શું સહેલથી બને એવું છે?

હાજીમહમ્મદને સાં, ગ્રામ્ય ભાષામાં કહીએ તો, હું રાત ને દિવસ પડ્યો ને પાથર્યો રહેતો; એમની સાથે ને સાથે ફરતો. એવાં કોઈ પણ નાટક કે સીનેમા નહિ હોય કે જ્યાં અમે સાથે નહિ ગયા હોઈએ. તારાપોરના સ્ટૂડિયોમાં કે મહાન કુશળ કૉમેડિયન મિ. ઓગલની હજૂરમાં, મ્યુનિસિપાલ સેક્રેટરી મિ. મસાનીની તહેનાતમાં કે જગવિખ્યાત બાબૂ જગદીશચન્દ્ર બોઝની પનાહમાં, સ્વર્ગસ્થ હાજી મને પોતાના લેફ્ટેનંટ કે 'એ–દ–કો' તરીકે સાથેજ રાખતા. આટલા અંગત પરિચયમાં આવ્યા પછી હું શું લખું અને શું રહેવા દઉં, એ સૂઝતું નથી. તેમના સ્વભાવની, તેમના કાર્યની, તેમની શક્તિઓની જુદી જુદી દિશાઓ અને કક્ષાઓ વિચારીને વિદ્વાન લેખકોએ તેમનું જીવન આલેખ્યું હશે. હું તો ફક્ત તેમની સાથેના કેટલાક છૂટાછવાયા પ્રસંગો જેમ મનમાં આવતા જાય છે તેમ વાંચકો સન્મુખ રજૂ કરું છું.

### પિછાન

ઇ. સ. ૧૯૧૭ ના એપ્રિલમાં 'બૉમ્બે ક્રૉનિકલ' ના નાઇટ સબ એડિટર મારા મિત્ર મિ. અંબેલાલ દેસાઇએ અને 'ઇંગ્લિશ રિવ્યૂ' માં આવેલો રશિયાના સુપ્રસિદ્ધ લેખક મૅક્સિમ ગૉર્કીનો લખેલો એક નાનકડો સ્કેચ બતાવ્યો. તેમાં રશિયાના એક જૂના ખાન અને તેની માશૂકની ટૂંકી પણ હૃદયદ્રાવક કહાણી હતી. આપણી

અસલી ભાટચારણની વાર્તાઓની ઢબ ઉપર એ વાર્તા લખાયેલી હતી. મિ. દેસાઇએ મને તેનો અનુવાદ કરવાનું કહ્યું. અનુવાદ–રૂપાંતર–થયું. મિ. દેસાઇને તે બહુ જ ગમ્યું અને તેમણે તે 'વીસમી-સદી'ના અધિપતિ મિ. હાજીમહમ્મદને આપવા સૂચના કરી. હાજીમહમ્મદ અને હું એક બીજાને ઓળખતા ન હતા. દૂરથી હું તેમને પિછાનતો, પણ કદિ અંગત પરિચય થયો ન હતો. એપ્રિલ મહિનાની એક બપોરે હું બ્હીતો બ્હીતો ખોજા મહોલ્લામા આવેલા તેમના મકાને પ્હ્રચ્યો. અંદર જઇ તેમને માટે પૃચ્છપરછ કરી, તો તેઓ સાહેબ અગાશીમા ખાટલાપર સૂતા સૂતા બહુ લહેરથી એક હિંદી લેખનું. ભાષાંતર કરી રહ્યા હતા. મેં તેમને મારો લેખ આપ્યો; મૂળ પણ આપ્યો અને યોગ્ય લાગે તો છાપવા વિનતિ કરી. મેં માગણી કરી કે "લેખ હું પ્રથમ વાચી જાઉં અને પછી આપ મૂળ સાથે સરખાવી જુઓ." હાજીમહમ્મદભાઇએ કહ્યું: "લેખો પારખવાની મારી રીત જૂદી છે. હું જાતે જ પ્રથમ ગુજરાતી વાચીશ, પછી મૂળ વાચીશ. તમે તમારે લેખ અહીં મૂકતા જાઓ."

ત્યાર પછી ત્રણ દિવસ બાદ 'હિંદુસ્તાન' પત્રની ઑફિસમાં (જ્યા હુ રીપૉર્ટર તરીકે કામ કરતો હતો ત્યાં) હાજીમહમ્મદ એકાએક ફાળ ભરતા મારી પાસે આવ્યા અને મારી અજાયબી વચ્ચે મેં મારા લેખને ચિત્રો સાથે ટાઇપમા છપાયેલો જોયો! ખુરશીપરથી મારો ખભો પકડી તેમણે મને હલો કરીને કહ્યું: "તમે ઘણું સારૂં લખી શકો છો. તમારામાં આવેગ છે; રમુજનો ટુચકો છે. તમારામાં શું છે તે હું જાણું છું. મને કાલે જરૂર મળજો. હું તમને કેટલીક બાબતો આપીશ."

બીજે દિવસે મને કેટલીક સામગ્રી પૂરી પાડી અને તે ઉપરથી મુંબાઇના મોટર અકસ્માતો અને સ્નાની ધમાલપર લેખ લખવા જણાવ્યું. તે લેખ તેમને ઘણો ગમ્યો. "સામે પાર કેમ જવાય ?" એ મથાળાવાળો લેખ 'વીસમી સદી'ના વાંચકોને યાદ હશેજ.

# વીસમીસદી

'વીસમીસદી' જે દિવસે બહાર પડી હોય, માને છાપખાનામાંથી છપાઇ પૂઠાં બંધાઇ કોટમાંથી ઓન્જગલીમાં ઘેર આવી હોય તે જ દિવસે અચાનક સવારના પહોરમાં તમે ત્યાં જઇ ચઢો તો જે દેખાવ તમારી નજરે પડે તે તમે કદિ ભૂલી ન શકો. 'સદી'ના ઢગ ને ઢગ ચારે બાજૂ પડ્યા હોય. ઘરમાં ઉત્સાહ, આનંદ, કોલાહલ, ધામધૂમ ચારે તરફ દેખાય. કેમ જાણે કુટુંબમાં નવીન બાળકનો જન્મ થયો હોય! ઘરના એકેએક માણસના હાથમાં 'સદી' માલૂમ પડવાની. બબરચી યાહસીન-એક આંખે જરા કાંગો, સહેજ લંગડો, અને મગજનો જરા ચક્રમ-પોતાનું કામ બાજૂએ રાખી, કોણી સુધી એ ત્રણ વખત સાબુથી હાથ ધોઇ, નવા માસિકનાં ચિત્રો નીરખવા બહાર આવવાનોજ. ભલે પછી શેઠ ને બાઇ બૂમ મારે; પણ 'સદી' જોયા વિના તે કેમ ચાલે? અંદરના ઓરડાંમાં જાઓ તો અધિપતિ પોતે હમેશની પોતાની 'રૉકિંગ ચેર' પર બેસી નવાં બાળકને રમાડતા હોય તેમ 'સદી' તપાસતા જોવામાં આવે. એજ ઓરડામાં બીજા એક ટેબલ આગળ હાજીમહમ્મદનો નાનકડો, ચબરાક, લાડકવાયો બેટો હબીબ 'સદી' જોડે રમતો હોય અને બાપાએ બહાર પાડેલી 'સદી' સાથે પોતાની બનાવટની બચુકલી 'સદી' સરખાવતો હોય! (અધિપતિની માફક તેના નાનકડા ચેકુસને પણ દર મહિને પોતાનું ખાસ માસિક બહાર પાડવાનો શૉખ હતો. બાપાએ અને ભાઇઓએ આપેલી જૂની ચોપડીઓ અને અંગ્રેજી માસિકોમાંથી પોતાને મનપસંદ ચિત્રો કાતરી લઇ, હબીબ તેને એક કોરા પાનાંની ચોપડીમાં ચોટાડતો; બાકીના ભાગમાં ભાઇઓ પાસે કાલાવાલા કરી ચિત્રો ચિતરાવી લેતો; અને પછી પૂઠા ઉપર નામ લખતો-'વીસમીસદી.' આમ હબીબની સદી તૈયાર થતી!) બેટાની ચિત્રપસંદગી જોતાં તમને ખાત્રી જ થાય કે બાપની કળાનો વારસો તેને મળ્યો છે. નાનો હબીબ 'વીસમીસદી' જોડે જ્યારે

રમતો હોય તે વખતે તમારી કલ્પનાશક્તિ જરા તીવ્ર હોય તો તમને એવો જ ભાસ થાય કે ‘ વીસમીસદી ’ એ કંઇ નિર્જીવ માસિક નહિ, પણ હાજીમહમ્મદના વહાલા બાળક હુબીઅની નાનકડી બ્હેન હતી.

## અધિપતિની આપદા

ઉપર તો આપણે ‘ વીસમીસદી ’ના સ્વરૂપની વાતો કરી, પણ તે તૈયાર કરતાં અધિપતિને શી તકલીફ લેવી પડતી, શી શી આપદાઓ સહેવી પડતી, તે જાણવું પણ જરૂરનું છે. લેખો અને કવિતાઓ ટપાલમાં દરરોજ થોકબંધ આવતાં. વળી કોઇ કવિ કે કોઇ મસ્ત; કોઇ વાર્તાનંવશ કે કોઇ અખબારનવેશ, કોઇ નાટકકાર કે કોઇ નવલકથાકાર, કોઇ અનુભવી કલમબાજ કે કોઇ ઉગતો લેખક, કોઇ રસિક કે કોઇ કળાનું પૂતળું, ઓળખાણ લઇને કે વગર ઓળખાણે સાહિત્યના એ અનન્ય પૂજારી સમીપ આવ્યા જ કરતા. આ લોકોના લેખો અને કવિતાઓ ઉપરાંત અધિપતિ પોતાના ખાસ સ્નેહી સાક્ષરો અને પોતાને ત્યાં રાતદિવસ પડ્યાપાથર્યા રહેતા કેટલાક ઉછરતા લેખકો પાસે જે મનગમતા લેખો લખાવતા તે તો, જુદા જ. કોઇ નવીન કે શક્તિવાળા લેખકનો લેખ આવતો તો ફિરી ફરીફરી-વાર તે વાંચતા. તેમાં ક્યાં ક્યાં ને કઇ કઇ ખૂબીઓ છે તેની નોંધ લેતા અને પોતે બાંધેલો મત ખરો છે કે નહિ ’તે જાણવા ‘ સદી ’ની ઑફિસમાં દરરોજ હાજર રહેનાર વ્યક્તિઓ પાસેથી એ’ સંબંધે અભિપ્રાય લઇ જોતા.

કેટલાક લેખો તો એવા આવતા કે તે કઇ ભાષામાં લખ્યા છે તેની ખબરજ પડે નહિ! પાંચ વર્ષ સુધી કટકે કટકે આપવામાં આવે તોયે ખૂટે નહિ એવાં ‘ મહાકાવ્યો ’ કોઇ મોકલી આપતા! તો કોઇ, કાગળની બન્ને બાજૂએ ઝપાટાબંધ ઝાખી પેન્સિલથી લખેલા નવ-લકથાઓ જેવડા લાંબા લેખો મોકલતા! સારા લેખોમાં પણ ભાષા અને વિચારોની ગોઠવણીની એવી ગંભીર ભૂલો માલૂમ પડતી કે ફિરથીને તે સારીપેઠે પૉલિશ કરવા પડતા.

· મિયાંએ કહ્યું હોય કે કોઇ યુવક યુવતીને તારમૈત્રક કરતાં ચીતરવાં, તો કોઇ નવીન ચિત્રકારે એકને ફાંગું અને બીજાને કાણું ચિતરી માર્યું હોય! જો લખાણ અને ચિત્ર બન્ને સારાં હોય તો વખતે બ્લોક કાળા ધબ્બ જેવા આવે!

વળી 'વીસમીસદી'ની ઑફિસ ખોજાગલીમાં, છપાય કોટમાં, ને પૂઠાં ભાયખલે તૈયાર થાય! આ બધાંપર ધ્યાન રાખવા માટે મિયાંને ચારે તરફ દોડાદોડી કરવી પડતી. અધૂરામાં પૂરૂં એમની તબિયત અતિશય નાજૂક હતી. એવી તબિયતમાં પેદરરોડપરના આલીશાં બંગલાની મૉજમાં ઉછરેલા એ ગર્ભશ્રીમંત યુવાનને મજૂરની પેઠે દોડધામ અને ધમાલ કરવી પડતી. નવા આવેલા લેખો તો ઘણે ભાગે ટ્રામમાં જ સુધારાતા. 'વીસમીસદી'ના ટેબલપર બેસી અધિપતિનું કામ એજ કરે અને ફોટોગ્રાફરને ત્યાં જઇ ઉઘરાણી પણ એજ કરે; બ્લૉકમેકરને ત્યાં પણ પોતે જ દોડે અને કાગળ કે શાહીની ખરીદી પણ જાતેજ કરી લાવે; કંપોઝિટરના ટેબલ પર બેસી પ્રુફ પણ પોતે જ તપાસે અને પ્રેસમાં વખતે અધવચ મૅટર ખૂટતું હોય અને કાગળ વધી પડતો હોય તો ત્યાં ઉભાં ઉભાંજ, કે કંપોઝિટરના ઉંચા સ્ટૂલ ઉપર ચડી બેસી એકાદ નવા લેખનો તરજૂમો પણ એજ કરી નાખે!

## જર્નાલિસ્ટ

*હાજીમહમ્મદને સાક્ષર કહેવા કરતાં જર્નાલિસ્ટ–પત્રકાર–કહેવા* વધુ ઠીક પડશે. 'સાહિત્ય' કરતાં પણ નવી ખબરો આપી કંઇ નવું Sensation કરવું, કોઇ મહાન વ્યક્તિ મુંબાઇમાં આવી હોય તો તેનો પીછો પકડી 'વીસમીસદી'માં તેને રજૂ કરી દેવી એ હાજીમહમ્મદ બહુ સારી રીતે કરી જાણતા. દાદાભાઇ નવરોજીને એલએલ. ડી.ની પદવી મળી તો 'સદી'માં એ મહાન બુઝર્ગ દેશભક્તનું જીવન અને ફોટોગ્રાફો આવવાજ જોઇએ. એક સવારે મિયાં અને તેમનો ફોટોગ્રાફર દોસ્ત દાદાને દર્શને પહોંચી જ ગયા હોય.

ફીરોઝશાહ મહેતા જાહેર પ્રજાની નજરમા આવ્યા હોય તો પડદો ઉઠાવીને ચાલો મુંબાઇના એ તાજ વગરના રાજાના મહેલમા. તેમની કારકીર્દિ પણ લખાય અને તેમના જીવનને લગતા, આગળ કદિ ન પ્રકટ થયેલા ફોટોગ્રાફો પણ 'સદી'માં પ્રકટ થાય એ તે ચાલતાજ.

પંડિત માલવિયાજીને પકડવામા આવે ત્યાં વાત આમ બની હતી. હાજી મિયા એક ગાડીમા હતા. પંડિતજી હાર્નબીરોડ આગળ પ્રેસિડેન્સી એસોસિયેશનનુ નવુ મકાન શોધતા હતા.

"પંડિતજી, શુ શોધો છો?" મિયાએ ગાડીમાથી ઉતરી પાસે આવી પૂછ્યુ.

"પ્રેસિડેન્સી એસોસિયેશનનુ મકાન બતાવશો?"

મકાન બતાવવામા આવ્યુ. પંડિતજીએ જોડિયા પ્રાંતોની મીઠી બાષામા ઉપકાર માન્યો.

"નહિ નહિ, એમ નહિ. જનાબ તમારો ફોટો જોઇએ." મિયાએ કહ્યુ.

"અરે, પણ સમય ક્યા છે?"

"ગોઠવણ હુ કરીશ."

એ પછી અહીં મળેલી કોન્ગ્રેસની બેઠકમા માલવિયાજીનો ફોટો અને બીજુ ચિત્ર બન્ને તૈયાર થઇ ગયા.

મુંબાઇમા ખાસ કોન્ગ્રેસની બેઠક મળે તો મિયા તેમના આર્ટિસ્ટ, ફોટોગ્રાફર અને એકાદ લેખક સાથે ત્યા હાજર હોયજ અને એ મહિનાની 'સદી'મા અંગ્રેજી માસિકોને બાજૂએ મૂકે એવા એ બનાવના સચિત્ર લખાણો અને ફોટોગ્રાફો આવે!

૧૯૧૯ ની છઠ્ઠી એપ્રિલનો દિવસ હતો. મુંબાઇના લાખો નાગરિકો ચોપાટીને દરિયે કાળા કાયદાનો શોક પાળવા ગયા હતા. પ્લેહાઉસ આગળની મસ્જિદમાથી એ વખતે મહાત્મા ગાંધીજીએ હિંદુ મુસલમાન એકદિલીનો સંદેશ આપ્યો હતો. અહા! એ અપૂર્વ પ્રસંગ ચિત્રોના રૂપમા 'સદી'એ શુ જીવન્ત નથી રાખ્યો?

-

'ઑબ્ઝર્વર' ક્રૉનિકલ'ના વીર તંત્રી બેન્જામિન હૉર્નિમૅનને હિંદમાંથી દેશપાર કરવામાં આવે કે એજ માસની 'સદી'માં એ નિડર અને બાહોશ પત્રકારના અંગત જીવનના વિવિધ ફોટોગ્રાફો અને સ્મરણો જાહેર પ્રજાની જાણ માટે પ્રકટ થાયજ. ચિમનલાલ સેતલવડ કે મહુમ્મદઅલી ઝીણા લોકોની નજરમાં ચડે કે તરત 'સદી'માં એ મશહૂર વ્યક્તિઓની ઓળખ આપતા વિવિધ ફોટોગ્રાફો અને જીવનપરિચય આવે જ.

સરલાદેવી ચૌધરાણી કે લાલા લજપતરાય મુંબાઇમાં આવે કે તરત મિયાં એમની પાસે પહોંચીજ ગયા હોય. જગદીશચન્દ્ર બોઝની તો અમે પાછળજ પડયા હતા. એક દહાડો બપોરે એ મહાન સાયન્ટિસ્ટને માંડમાંડ સમજાવી ફોસલાવી, સાયન્સ સિવાયની બીજી બાબતોમાં લગભગ બાળક જેવા એ નરને પટાવી રમાડી, દેન્હારે ફોટોગ્રાફર પાસે તેમના ફોટોગ્રાફ લેવડાવ્યા. સંધ્યાકાળે ફોટાઓ તૈયાર થઇ ગયા. રાત્રે સાડા નવ વાગે અમે કોલાબે, એસ. આર. બમનજીને બંગલે એ સાયન્ટિસ્ટ પાસે પહોંચી ગયા. ફોટાઓ આટલા જલદી તૈયાર થયેલા જોઇ જગદીશ બાબૂ તો હેબતાઇજ ગયા. એક બાળકની આતુરતાથી પૅકેટ હાથમાં લઇ લીધું. પણ ફોટાઓ જોવા જાય છે ત્યાં—

"આફત ! આફત ! મારાં ચશ્માં ક્યાં ? ખોવી બેઠી, મેં ક્યાંક ચશ્માં ગુમાવી દીધાં !" જગદીશ બાબૂ બૂમ મારી ઓરડામાં આમતેમ હાંફળાફાંફળા શોધ કરવા મંડયા. વિજ્ઞાનની અદ્‌ભુત શોધો કરનાર એ વ્યક્તિ બે મિનિટ ચશ્માં ન મળવાથી મુંઝાઇ ગઇ. બમનજીએ નોકરોને શોધ કરવા દોડાવ્યા. એવામાં એક બટલર ફૂલનો મોટો હાર લઇ આવ્યો. એ હાર પર ચશ્માં લટકતાં માલૂમ પડયાં. તે ઝડપથી લઇ લઇ જગદીશ બાબૂએ ધારણ કર્યાં અને ફોટાઓ જોયા. તે જોઇ એ અત્યંત ખૂશ થયા ને પોતાનાં પત્નીને ઉલટથી બતાવવા લાગ્યા.

જર્નાલિસ્ટ 'તરીકેની હાજીમહમ્મદની બીજી એક શક્તિ એ હતી કે અમુક લેખકમાં કઇ દિશાની શક્તિ છે તે એ બહુ અચ્છી રીતે સમજી શકતા. ઘણીવાર નવા લેખકો પોતાનામાં ક્યા પ્રકારની શક્તિ છે તે જાણતા પણ નથી હોતા. તેમની શક્તિની પ્રતીતિ હાજીમહમ્મદ તેમને વારંવાર કરાવતા.

વળી 'વીસમીસદી' માટે વિવિધ પ્રકારના લેખો લખાવવામાં તેમની આ શક્તિનો બહુ સરસ ઉપયોગ થતો. રણજિતરામભાઇનો અવસાનલેખ તો કનુભાઇ મુન્શી જ બહુ અચ્છો લખી શકે, માટે એ એમને જ સોંપવો. ગૉડને રિન્યૂ કે કોઇ અમેરિકન માસિકમાં જગદીશ બોઝની ખોળો સંબંધે કે બીજી અદ્‌ભુત બાબતો વિષે લેખો આવ્યા હોય તો કરો તાર આગ્રા, પ્રૉફેસર કાન્તિલાલને; લબકઝબકી શૈલીમાં ગુજરાતમા નવજીવન પ્રેરે તેવું લખાવવું હોય તો બૅરિસ્ટર વિભાકરને હાથમાં લીધા જ છે; પ્રાચીન સંસ્કૃતિ માટે કોઇ લેખ જોઇએ તો શાસ્ત્રી દુર્ગાશંકરને ટેલિફોન આગળ આવવું જ પડે; ફારસી સાહિત્ય વિષે કંઇ હોય તો ચાલો કૃષ્ણલાલ ઝવેરીને ત્યાં; બંકિમબાબૂ કે રવીન્દ્રબાબૂની કોઇ અત્યુત્તમ ન્હાની કથાનો ગુજરાતને રસ ચખાડવો હોય તો તે માટે ભગવાનલાલ ગિરિજાશંકર રિઝર્વે થઇ જ ગયા હોય; નાટ્ય સમાલોચના લખવી હોય, મિસર, બગદાદ, યા તુર્કસ્તાનની વાતો કે ઉર્દૂ કવિતાઓની બાની ગુજરાતને ચખાડવી હોય તો લહેરી અને રસિક રમણિક મ્હેતાને પડખે એ હસતા હાજી ચડ્યા જ હોય; 'વીસમીસદી 'ના વાંચકોનાં કલેજાં હાસ્યથી હલાવવાં હોય તો 'તંત્રીના બાઇ મંત્રી' ના દવાખાનામાં તેના પ્રિસ્ક્રિપ્શન અને પેઢડા પર રમૂજ કરતા હાજીમહમ્મદ પહોંચી જાય. એક બાજૂ 'તંત્રીના બાઇ મંત્રી' પ્રિસ્ક્રિપ્શન લખતા જાય અને બીજી બાજૂ 'મંગળની મુસાફરી' નો અહેવાલ લખાવતા જાય. હસાહસ તો એટલી થાય કે દર્દીઓ પણ દર્દ ભૂલી એ હસાહસમાં ભાગ લે !

અને હાજીમહમ્મદની એક બીજી અજબ શક્તિની વાત કહું. 'વીસમીસદી' માંના લેખો અને વાર્તાઓ જે હિંદી કે મરાઠી પરથી અનુવાદ છે તેમાંના ઘણાખરા કંઇ પુસ્તકોમાંથી અનુવાદ કરેલા નથી, પણ મૂળ ઉત્પાદકને મ્હોડેથી સાંભળીને અનુવાદ કરેલા છે. વિશ્વંભરનાથ જજ્જા હાજીમહમ્મદની મંડળીમાં હિંદી વાર્તા મ્હોડેથી ચટ ચટ બોલતા જાય અને મિયાં તેનો પરબારો અનુવાદ ગૂજરાતીમાં ઝપાટાબંધ લખતા જાય! 'ઘુંઘટવાલી' વગેરે કથાઓ આમ લખાયેલી. હરિશ્ચંદ્ર તાલચેરકર અમેરિકા જઇ આવ્યા. ત્યાંની નવીન સંસ્થાઓ અને બાબતોનો અહેવાલ 'વીસમી-સદી'માં કેવી રીતે આવ્યો છે તે તમને ખબર છે? મરાઠી માસિક માટે એક બાજૂ તાલચેરકર સાહેબ મ્હોડેથી બોલી મરાઠીમાં લેખ લખાવતા જાય, અને બીજી બાજૂ હાજીમહમ્મદ 'સદી' માટે તેનો ગૂજરાતી અનુવાદ સાથેસાથ જ સાંભળીને કરતા જાય!

આવી આવી તે કેટલીક બાબતો ટાંકું? 'વીસમીસદી' માટે નવીનતા ઉત્પન્ન કરે તેવા લેખો માટે તે આકાશ પાતાળ એક કરવાને તૈયાર રહેતા. અનેક જણ પાસેથી અનેક પ્રકારના લેખો કઢાવતા. તમને એક નવીન વાત કહું. મિયાંની વિનતિથી સાક્ષરવર્ય નરસિંહરાવ 'હકાર' વગરની અચ્છી વાર્તા લખી શકે!

### કલા

લેખ હાથમાં આવતાં જ હાજીમહમ્મદની કલ્પનાસૃષ્ટિમાં તાબડતોબ તેને લગતાં ચિત્રો ખડાં થતાં. લેખ બહુ ખરચ કરવાથી દીપે એવો હોય તો પકડો ધુરંધર કે મુલરને. પૂઠાંપર મૂકવા માટે આંખે હડીને વળગે એવી મનોહર આર્ય લલના કે રમણી જોઇતી હોય તો મુંબાઇના ગર્ભશ્રીમંત ચિત્રકાર શ્રીમાન પુરૂષોત્તમની જ પીંછીથી. રમૂજી ચિત્રો કરવાં હોય, ઐતિહાસિક પાત્રો આલેખવાં હોય, આર્યાવર્તની જૂની ભાવના તાજી કરવી હોય તો એ કામ રવિશંકર રાવલનું. બીજાઓને સૂચના આપવી પડે, ડિઝાઇન બતા-

નવી પડે, કે સચોટ ખ્યાલ આપવો પડે, પણ રવિભાઇ ઉપર તો એકલો લેખ જ પરબાર્યો મોકલવાનો; અને તે એને બરોબર ઇન્સાફ આપે. હાજીમહમ્મદના ખ્યાલ પ્રમાણે પશ્ચિમનાં ચિત્રો દેશી ઢબમાં ઉતારવાં હોય તો તે દત્તાત્રેય કે ગોરક્ષકરથી જ થઇ શકે. સ્વર્ગસ્થ ચિત્રકાર પરેલને તથા તેમની પીછીમાથી નીકળતી એક જ જાતની પણ સૌન્દર્યવતી લલનાઓને, અને સ્વર્ગસ્થ ચિત્રકાર માલીને પણ ન ભૂલવાં જોઇએ.

એક ચિત્ર મેળવનાં હાજીમહમ્મદને કેટલી મહેનત લેવી પડતી તેનો ખ્યાલ આપવાને ફક્ત એક જ દાખલો આપું. એક કવિતા આવી હતી. મેં અને મિયાંએ ભેગા મળીને તે લલકારી. પહેલી કડીમા બગીચાનું વર્ણન હતું. મિયાએ બગીચાના ચિત્રોના પાંચ નમૂના પોતાના સંગ્રહમાથી કાઢયા. સદ્ભાગ્યે એક નમૂનો અમને બન્નેને પસંદ પડયો. બીજી કડીમા એક ઠેકાણે 'મદભર નયના'–એવા શબ્દો હતા. મિયાંએ કહ્યું: "આપણી લાયબ્રેરીમાંથી તે જડે તેમ નથી."

"શું જડે તેમ નથી?"

"મદભર નયનાવાળી છોકરી."

ફરી અમે પુસ્તકો ઉથલાવવા માંડયાં. ચિત્રો પર ચિત્રો ફેરવી નાખ્યા, ઇંગ્લાંડની આર્ટ સોસાયટિના કૅટલગો જોયાં, પણ 'મદભર નયના' ન મળી.

"ચાલ, નવા મૅગેઝિનો આવ્યો હશે તેમા એ મળી આવશે." આટલું કહી મિયાએ ઝપાટાબંધ કપડા પહેર્યા અને અમે બન્ને ઉપડયા. રાજાબાઇ ટાવર પાસેની થૅકર ઍન્ડ સન્સની દુકામા જઇ મિયા પાછા આવ્યા.

"મળી, આખર મળી." તેમણે હર્ષથી ઉદ્ગાર કઢાડયો.

જોઉં છું તો તેમના હાથમાં પ્રખ્યાત અમેરિકન ચિત્રકાર મિ. હૅરિસન ફિશરના ચિત્રવાળું એક મૅગેઝિન હતું. આખો આબેહૂબ 'મદભર નયનાં' હતી. થોડા જ દહાડા પછી ગોરક્ષકરે એજ ચિત્ર

પરથી 'મદભર નયનાં' વાળી ઉત્તર હિન્દુસ્તાનની ગજગામિની ચેતરી કાઢી.

ટ્રામમાં કે રસ્તે ચાલતાં કોઇ બાળક, કોઇ બાળા, કે કોઇ પુરુષના મ્હોડાપર કંઇ નવીન ધ્યાન ખેંચે તેવું હોય તો તે તરફ મિયાં લક્ષ્ય ખેંચતા. એક દહાડો ગિરગામ તરફ જતાં એક ઘૂમટો કહાડેલી લેિયાણીને જોઇ મિયાં મોટેથી ઉત્સાહમાં ખૂમ પાડી ઉઠેલા: " જોઇ પેલી ઘુંઘટવાલી ! "

એક ચાલાક મેમણ યુવાનને ઘણીજ ચપળતા અને ખૂબીથી ટ્રામપર કૂદકો મારતાં જોઇ તેમણે કહ્યું હતું કે: " જોયું, કાક આમ કૂદેલો ! "

એક સાત વર્ષની અંગ્રેજ બાળા એક દહાડો ટ્રામમાં અમારી સામે જ બેઠી હતી. કાળી આંખો, સોનેરી વાળ, અને ગુલાબી ચ્હેરો હતો.

" ફકીર, શું દેખાય છે ? " મિયાંએ પૂછ્યું.

" ક્યાં ? કઇ બાજૂ ? " ટ્રામની બહાર ડોકું કહાડી મેં ઉત્તર આપ્યો.

" બહાર નહિ; આપણી સામે આ બાળાની આંખમાં શું દેખાય છે ? "

" નિર્દોષતા. "

" બોડુતી. આ ન્હાનાલાલની ' નરી સરલતા કોણ પૂજશે ? ' "

કેટલીકવાર કોઇ કવિતામાં એકાદ અચ્છું ચિત્ર દેખાઇ આવતાં હાજીમહમ્મદ એવા તો આવેશમાં આવી જતા કે એનો બાકીનો ભાગ સામાન્ય હોય તોપણ એ કાવ્યને માસિકમાં સ્થાન આપીદેતા. આથી એમ બન્યું હશે કે સામાન્ય જોડકણાં જેવી કવિતાઓ 'સદી'માં બહુ દાખલ થઇ હશે. છતાં પણ કવિ ન્હાનાલાલ, ખબરદાર, કાન્ત, કે નરસિંહરાવ જેવા ગૂજરાતના સર્વમાન્ય કવિઓની કવિતાઓ મેળવવા પણ મિયાં હમેશા જ પ્રયત્નશાળી રહેતા.

### દાયરો

હાજીમહમ્મદનો ફોટો તો તમે જોયો છે ને ? તેમાં તમને ઉંડી ઉંડી વિશાદ અને નિરાશાની છાયા દેખાશે. પણ ખોજાગલીની ' સદી 'ની

-ઑફિસમાં હાજરી આપનાર દરેક જણ તમને કહેશે કે મિયાં હમેશાં હસમુખા અને ખુશમિજાજી રહેતા. ત્યારે કેટાએ ખોટા ? નહિ. પૈસા સંબંધી મુશ્કેલીઓને લીધે, દૈવની અવકૃપાથી, વારંવાર પાસાઓ ઉલટા જ પડવાને લીધે, પાકેલી હૂંડીઓના લેણદારોની ધમકીઓથી વાદળ હમેશાં ઝઝૂમતું જ રહેવાને લીધે હાજીમહમ્મદનું જિગર હમેશ નિરાશાથી જ ભરેલું રહેતું. પેદરરોડપરના આલીશાં બંગલામાં શ્રીમંત માબાપને પેટે અવતરેલ એ ખાનદાન કુટુંબના નબીરાએ સાહિત્યના શોખને ખાતર સર્વસ્વનો ભોગ આપ્યો હતો. ધારત તો બીજા ખોજા વેપારીઓના દીકરાઓની માફક ઉમરમાં આવતાં બાપની સાથે પૈસા કમાવાની ઘાણીમાં જોડાઇ મિયાં માલેતુજાર બન્યા હોત. 'વીસમી સદી'ના તંત્રીને એ ખપતું ન હતું, 'શહીદ' તે આનું નામ.

પોતાની બીજી આફતો વિસરાઇ જાય, પોતે આનંદમાં રહી શકે, તે માટે 'સદી'ની ઑફિસને-બલ્કે પોતાના ઘરને-તેમણે એક કલબ જેવુંજ બનાવી દીધું હતું. એને શું વિશેષણ આપું ? ફ્રેન્ચ સૅલો, ઍડિસન કે સ્ટીલના વખતનું કૉફિહાઉસ, કે પેલા જહૉન્સન, બર્ક અને ગોલ્ડસ્મિથની કલબ કહું ? ખરેખર, ગૂજરાતમાં સઘળા પક્ષના સાક્ષરો એકઠા થઇ શકે તેવું કોઇ પણ સ્થળ હોય તો તે 'સાહિત્ય-રસિકોનું મક્કા'-હાજીમહમ્મદનું ઘરજ હતું. ત્યાં રોજ દાયરો જામેલો જ રહેતો. રોજ નવી નવી વ્યક્તિઓ ત્યાં આવતી. જાતજાતનાં મગજોનું જાણે પ્રદર્શન થતું. મિયા ઘણીવાર મને કહેતા: "આ મગજોના નમૂનાઓના અભ્યાસથી જ હું આનંદમાં રહી શકું છું. આ દાયરો મારે ત્યા ન જામતો હોત તો હું ક્યારનોયે દુઃખના ભાર નીચે કચરાઇ ચુદાઇ મરી ગયો હોત."

અલબત્ત કોઇ કોઇ મગજો જરા ચક્રમ ત્યાં આવતાં, પણ કેટલાંકમા અસાધારણ શક્તિ માલૂમ પડતી જ. કાંઇક નૈસર્ગિક શક્તિ-બોલવાની, લખવાની કે પછી ચિતરવાની-તમારામાં ન હોય તો તમે ત્યાં ટકી જ શકો નહિ.

હાજીમહમ્મદ પોતાનાં ટેબલપર બેઠા બેઠા કંઇક લખતા હોય, બે ચાર આવેલા નવી તૈયાર થતી 'સદી' નિરખતા હોય, ત્યાં લાંબી ફ્લાંગો ભરતા સુરવાળ, કોટ અને મધ્ય પ્રાંતોની ફૅશનની ટોપીમાં સજ્જ થયેલા, મ્હોડામાં ડબલ પાનનો ડૂચો ચાવતા, હાથમાં ચૂનાવાળી કતરી સોપારી લઇ 'મદભર નયનાં' સાથે પંડિત વિશ્વંભરનાથ જજ્જા ચાલ્યા આવે.

"હાજીમહમ્મદ!" પંડિત, આવતાવેંત બૂમ જ મારે: "એક નયા ગલ્પ સુનાઉં." હાજીમહમ્મદ કલમ પડતી મૂકે, ઓરડાના મધ્ય ભાગમાં મંડળી જામે અને જજ્જા ઉર્દુમાં પોતાની વાર્તા કહી સંભળાવે. "ઘુંઘટવાલી" વગેરે વાર્તાઓની શરૂઆત આમ જ થયેલી. કોઇ વખત યૂરપ, અમેરિકા, જાપાન વગેરે સ્થળે ફરી આવેલા હરિશ્ચંદ્ર તાલચેરકર આવે. 'હિન્દીપંચ'માં 'જલંધરનાથ'ના ઉપનામથી લખનાર રાવ બહાદુર તાલચેરકરના એ ચિરંજીવી. હરિશ્ચંદ્ર વાતો કરતાં કરતાં અમેરિકાના કોઇ શહેર, ઇંગ્લાંડના કોઇ હૉટેલ, કે જાપાનના કોઇ બગીચામાં તમને ફેરવી લાવે.

હમેશના એ દાયરામાં કેટલીક વ્યક્તિઓ તો નિરંતર હાજર હોય જ. જાણે કોઇ મંદિરના પૂજારીઓ—હજ કરવા આવેલા હાજીઓ—દરબારના દરબારીઓ—નવ્વાબના હજૂરીઆઓ—અરે નહિ રે!—નવ્વાબના દિલોજાન દોસ્તો! તેઓમાં 'શયદા,' 'મનહર,' તમારો આ સેવક, 'મુનસાન' અને સ્કૉલર ચન્દ્રશંકર બૂચનો સમાવેશ થાય છે. ક્વચિત ક્વચિત 'દીવાના,' 'મિસ્કીન' કે 'મધુકર' પણ આવે.

કોઇ વખત અપ-ટુ-ડેટ પોશાકમાં સજ્જ થયેલા કદાવર સીનાબાજ લાગતા મુનશી આગા હશ્ર બે ચાર દોસ્તો સાથે આવી ચ્હડે. મુંબાઇના સ્ટેજપર કદિ નિષ્ફળ ન ગયેલાં નાટકો લખનાર આગા હશ્રમાં સ્વમાનની લાગણી બહુ તીવ્ર હતી. તેઓ અનેક વખત કહેતાઃ "હાજીમહમ્મદ! સારે હિન્દોસ્તાનમેં નાટક લિખનેવાલે બસ દો જ આદમી હય. એક વો લાહોરવાલે બૅરિસ્ટર ચક-

બાબ ઔર દુસરા મૈં. ઔર એક "અંજનકુમારી" લિખનેવાલા વો મૂળશંકર હરિનંદ ટ્રેનિંગમેં મેરા ગુરૂ હય." બર્કે-મૅકૉલેની યાદ આપે તેવી બાનીમાં બોલનાર વિભાકર પૂરેપૂરા અહીંજ ખીલે. આખો ઑફિસમાં કવિ ખબરદાર કલાકોના કલાકો બેસી રહે. કોઇ વાર સાધુચરિત પરિયારજી આવી ચ્હડે તો કોઇ વખત આવજી ગોવિન્દજી શેઠ સાથે આવેલા કાઠિયાવાડી બકુન અહીં ભજનો લલકારે! અહીં જ ડી. લક્ષ્મીદાસે પહેલવહેલી બાટિયા સૅન્ડો ચૂડ-રમલની ઓળખાણ કરાવી હતી. અહીં જ એક મુસલમીન પ્રૉફેસરે ગારૂડી રામપ્રસાદના કેટલાક ખેલો કરી બતાવ્યા હતા.

હાજીમહમ્મદના એ હૉલમાં ઘડિયાળ ન્હેતું જ નહિ. શું વાગે છે? મળવા આવનાર લોકો પા અરધા કલાકમાં તો જતા જ નહિ. બે-ત્રણ-ચાર કલાક તો સ્હેજે પસાર થઇ જાય. કેટલાક તો સવારના અગિયાર વાગે આવેલા રાતના આઠ વાગે ડોલતા ડોલતા વિદાય થતા. જાણે મોહિસના મયખાનામાંથી મસ્ત બહાર પડ્યા!

એક વાર દાદરપર જ હાજીમહમ્મદનો નાનો ચેકુમજી (બાળક) હબીબ મને સામો મળ્યો.

"અરે! આજ તુમ બ્હોત મોડે આયે. ગમ્મત ગઇ. અભી થોડીસી હય." તેણે કહ્યું.

"પણ છે શું?"

હાજીમહમ્મદના બીજા છોકરાએ ખબર આપી કે 'ઓલિયા જોશી' આવ્યા છે.

"હેં! હજી પાંચ વાગ્યા છે. મને લાભ મળશે?"

"પણ બધા તો બાર વાગ્યાના બેઠા છે."

બાકી રહેલો રસ લેવા હું પણ અટ્ટહાસ્ય કરતા દાયરામા ઘૂસ્યો. પુન્ય કર્યાં હશે કે તે દાયરો સારે નસીબે ગતના આઠે વિખેરાયો.

એક વખત એક વ્યક્તિની આસપાસ માણસો વિંટળાઇ સાં કૂંડાળું કરી બેઠાં હતાં. વાત શિરાઝની ચાલતી હતી. સૌ એટલા

તો તલ્લીન હતાં કે પાછું વાળીને જોવાની પણ કોઇની ઇચ્છા નહોતી થતી. અનેક રમૂજી ટુચકાંઓથી સૌનાં મ્હોંપર હાસ્ય છવાઇ જતું હતું. એ વ્યક્તિ તે નૂરમહમ્મદ.

## સખી દિલ

"વીસમીસદી" અને હાજીમહમ્મદ એ બન્ને હમેશાં ભીડમાં જ રહેવાને લીધે તેમની અંતર્ગત સ્થિતિ જાણનારા જૂજ આસામીઓ સિવાય બીજાઓને એ વિષે કંઇ કંઇ વ્હેમો આવતા. કોઇ તેમના-પર ધંધાની અનાવડતનો આરોપ મૂકતા, તો કોઇને લાગતું કે હાજીમહમ્મદ અલગ ભેગું કરતા હશે; કોઇને લાગતું કે એ બરોબર વ્યવસ્થા નથી કરી શકતા તો કોઇ કહેતા કે એ ઉડાઉ હોઇને પોતાની જાત અને ઘરના ખર્ચમાં બધા પૈસા વાપરી નાખે છે. પરંતુ મને લાગે છે કે તેમની મુશ્કેલીઓનું ખરૂં કારણ દૈવની અવકૃપા જ હતી. એ છતાં પણ સહૃદયતા અને ઉદારતા એમણે ન્હોતી છોડી. થોડાક દાખલા આપું:

તેમના એક લેખક જે બહુ ઉંચી જાતની ટૂંકી વાર્તાઓ લખી શકે છે તે એક દિવસ બહુ જ ખરાબ વેશમાં 'વીસમીસદી'ની મિજલસમાં આવ્યા. તેમના મ્હોડાપર નિરાશા અને દુઃખની છાયા પડી હતી અને પોતાના ખરાબ પોષાકથી શરમાતા હોય, પણ મગ-રૂરીને લીધે બોલી ન શકતા હોય એમ તેમને લાગતું હતું. એ વાત ગઇ. આઠેક દિવસ પછી તે મિજલસમાં આવ્યા તો તેમના દિદાર ફરી ગયેલા હતા! ફાંકડા અપ-ટુ-ડેટ પોશાકમાં સજ્જ થયેલા તે ભાઇએ સ્ટાઇલમાં અંદર આવી અમને ઝૂકીને સલામ કરી. હાજી-મહમ્મદે તેમની સામે સંતોષથી જોયું અને કટાક્ષમાં હસ્યા, પણ કંઇ બોલ્યા નહિ. મને લાગ્યું આશ્ચર્ય, કે આ ભાઇના દિદાર ફરી કેમ ગયા? કારણકે ભાઇસાહેબના ગજવામાં ભાગ્યે જ ખણખણાટ જણાતો હતો! આ જબરદસ્ત પરિવર્તનનું કારણ શોધતાં એ લેખક મહાશયે જ મારા કાનમાં જણાવી દીધું કે એ બધું 'વીસમીસદી'ના

મિયાંસાહેબને જ આભારી હતું. તેમણે જ તેના હાલહવાલ જોઈને દરજીની દુકાને લઈ જઈ એ પોલાક ઑર્ડર આપી તૈયાર કરાવી આપ્યો હતો.

"શેઠ, આ શું?" હાજીમહમ્મદને મેં પૂછ્યું.

"બોલીશ મા. આપણને ખુદા ઓપી રહેશે. એની સ્થિતિ કફોડી હતી."

* * * * * * *

"બૂટ લેવા છે. ક્યાંથી લઈશું?" એક વખત હાજીમહમ્મદે મને પૂછ્યું.

"ચાલોને! મુંબાઈ શહેર મોટું છે. ગમે ત્યાંથી લઈશું:" મેં કહ્યું.

એમણે દશ રૂપિયાની નોટ ગજવામાં મૂકી. અમે ઉપડયા. ક્રૉફર્ડ માર્કેટ આગળ પહોંચ્યા ત્યાં એક ચિત્રકાર મિત્ર મળ્યા, એટલે ખૂટવાળા વ્હોરાની દુકાનમાં પેસતાં પેસતાં જ પગથિયાપર ઉભા રહી ગયા. તરત જ એક કવિતાના ચિત્રમાં એક યુવતીને અટારીએ કેમ ઉભી રાખવી તે સંબંધે મિયાં મમજૂતી આપવા મંડી પડયા. ચિત્રકાર બાહોશ હતો, છતાં પણ પોતાના મનની અંદર કલ્પેલું ચિત્ર આબેહૂબ 'સદી'માં ઉતરે તે માટે, હાજીમહમ્મદે પાએક કલાક ત્યાં વિવેચન કર્યું. મારા મગજમાં તો બૂટ જ ભરાયા હતા. મેં પડખે ચડી કહ્યું: "બૂટ!"

"એ થઈ રહેશે. બાવા, આ એક કામ તો પત્યું. 'સદી'નાં કામ અગત્ય કામ કરતાં વધુ મહત્ત્વના છે." જવાબ મળ્યો.

ત્યાંથી અમે બોરીબંદર પહોંચ્યા. મારા મનમાં કે ચર્ચગેટ સ્ટ્રીટની કોઈ દુકાનમાં જઈશું. એટલામાં બહારગામથી આવેલા કેટલાક લેખક મિત્રો મળ્યા! પરદેશથી આવેલા સગા ભાઈને જોતાં જેટલો આનંદ થાય તેટલો આનંદ હાજીભાઈને એ લેખકોને મળતાં થયો. કાશ્મીરથી કન્યાકુમારી અને કરાચીથી કલકત્તા સુધીની વાતો એ લેખક ત્રગડીએ એમ્પાયર હૉટેલની સામેની ફુટપાથપર ઉભા

ઉભાં કરી નાખી. ઘડિયાળમાં નજર કરતાં છમાં દસ મિનિટ ઓછી જણાઇ. અંધારામાં વ્હોરા જેવાંતેવાં ખૂટ ધાબડી દેશે એ ચિંતા મારા મગજમાં હજી તો ઉદ્‌ભવે તે પહેલાં હાજીમહમ્મદે મને બે વિક્ટોરિયા ભાડે કરવાનું કહ્યું. બધું મંડળ ઉપડયું, રૉયલ ઑપેરા હાઉસ તરફ ! હાજીમહમ્મદે પાકીટમાંથી પેલી દસ રૂપિયાની નોટ કહાડી મારા હાથમાં મૂકી ગાડીવાળાઓને પતાવી અમારા સૌ માટે ટિકિટો લેવા આજ્ઞા કરી. અમે ખુશાલીથી સીનેમા જોયો. લેખકો હાજીમહમ્મદનું સ્વાગત જોઇ તાજુબ થઇ ગયા. ફક્ત હું જ જાણતો હતો કે મિયાંએ પોતાની આબરૂ સાચવવા ખૂટનો ભોગ આપ્યો હતો.

હું ને હાજીમહમ્મદ તાબૂતના વાઘોની માફક એક રવિવારે બપોરે બે વાગે ભીંડીબજારની જરીવાળાઓની દુકાને આથડતા હતા. તાબૂતના વાઘ આ ઉપરથી કહું છું કે હાજીમહમ્મદની સાથે ચાલવું મને કંટાળાભરેલું લાગતું. કારણ, એ ચાલતા નહિ—ઉડતા જ. એ ચાલે ત્યારે આપણને એમ જ લાગે કે સાહિત્યના સૂર્યમંડળમાં એક ગ્રહ જાણે કે આવેશથી ફરતો હોય !

હાજીમહમ્મદને પાઘડી લેવી હતી, પણ એ ઇચ્છા પરિપૂર્ણ ન થઇ, એટલે અમે ટ્રામમાં બેસી તાજમહાલ હૉટેલ ગયા. એમ ના ધારતા કે અમે તાજમહાલના આલીશાં રેસ્ટોરાંમાં લ્હેર કરવા ગયા હતા ! એ હૉટેલમાં વ્હીલર અને તારાપોરવાલા બુકસેલરના બે સ્ટૉલ છે. ત્યાંનાં નવાં મૅગેઝિનો જોવાં એ હાજીમહમ્મદનો શોખ હતો. એક મૅગેઝિનનો અમુક લેખ એમને ત્યાં પસંદ પડયો. બસ, 'સદી'માં તે આવવો જ જોઇએ. ત્યાં ને ત્યાં એ ખરીદાયું.

"તું આ લેખને ઇન્સાફ આપશે કે?" તેમણે પૂછ્યું.

મેં મારી પાસે એ ચાર લેખો હોવાની મુશ્કેલી દર્શાવી. પાંચ દહાડા પછી તો 'સદી' બહાર પડવાની હતી. તે પહેલાં લેખ લખાઇ ચિત્રોના બ્લૉક તૈયાર થઇ છપાઇ જવો જોઇએ.

"હા; એક માણસ મારા ધ્યાનમાં છે." આટલું કહી, હું વધુ

પૂછું તે પહેલા તો તે ઉપડ્યા ! હું પણ પાછળ હાંફતો હાંફતો દોડ્યો, પણ એટલામાં તો એક સ્ટેશનરની દુકાનમાં ઘુસી એ પાછા આવ્યા હતા ! હાથમાં એક ન્હાનુંસરખું પેકેટ હતું.

"ભાઇ, આ શું ?" મેં પૂછ્યુ.

"આ લેખ લખાવવા જેની પાસે આપણે જઇએ છીએ તેને ભેટ આપવા માટે આ 'વૉટરમૅન્સ ઇન્ડિપેન્ડેન્ટ પેન' છે."

"પણ એ અત્યારે ?"

"હા. આવી રીતે ઉતાવળથી મેં ઘણા લેખો લખાવ્યા છે. કંઇક તો કદર કરવી જોઇએ" પાઘડી માટે લીધેલા પૈસા આમ વપરાયા !

એક વખત સાંજે અમે પાલવા બંદર ઉપર ફરતા હતા. છ વાગે અમારો વિચાર એક સીનેમામાં એક સુંદર ફિલ્મ જોવા જવાનો હતો. ફરતા ફરતા તાજમહાલ હૉટેલમા આવેલી વ્હીલરની સ્ટૉલપર અમે ગયા, તો ત્યા એક જાણીતા અમેરિકન માસિકનો નવો આવેલો અંક જોયો. અમારા બન્નેના ગજવામાના પૈસા એકઠા કરી તે ખરીદી લેવાયું અને ત્યા ને ત્યાજ એક બેંચપર બેસી, તેમાના એક લેખનો તરજુમો થયો, હેડિંગ પણ થયા અને લેખ પ્રેસ માટે તૈયાર થયો ! સીનેમા, ગમ્મત વગેરે ભુલનવી રહ્યા. અમે ચાલતા ઘેર ગયા. રસ્તામાં પાનવાળાની દુકાને મને એક પાન ખવરાવ્યું અને કહ્યું: "આજે તો આટલાથી ખુશ થા અને આપણી ફકીરીનો આનંદ લે."

એક દિવસ અમે બપોરે બેઠા હતા તેવામા એક લેખક ગભરાયેલા અકળાયેલા મિયા પાસે આવ્યા ને કાનમા કંઇક વાત કરી. હાજીમહમ્મદ એને સાથે લઇને ક્યાંક ચાલ્યા ગયા. આઠેક દિવસ પછી મને ખબર પડી કે તેમને એક ભયંકર દર્દમાથી બચાવવા માટે હાજીમહમ્મદે ડૉક્ટરની સગવડ કરી આપી એનું સાઠ રૂપિયાનું બિલ ભર્યું હતું !

તેમનું ફાટેલુ ખમીસ જોઇ એકવાર અમે નિકટ રહેનાર બે ચાર જણાએ તેમને નવું ખમીસ શિવડાવવા આગ્રહ કર્યો. તે માટે પૈસાની

જોગવાઇ પણ થઇ ગઇ, પરંતુ જે દહાડે કાપડિયાને ત્યાં અમે જવાના હતા તે દહાડે અમને ખબર પડી કે એ પૈસા તો 'સદી'ના ઉપયોગ માટે બે સારાં ચિત્રો ખરીદવામાં ખર્ચાઇ ગયા હતા!

નવાં નાટકો સ્ટેજપર આવે ત્યારે હાજીમહમ્મદ અને તેના અમુક મિત્રોએ તો તે જોવાંજ જોઇએ. અમુક પુસ્તક વાંચવાની કોઇ લેખક મિત્રની ઇચ્છા થઇ હોય તો બીજે દિવસે તે તેને પહોંચતું થયુંજ હોય. હાજીમહમ્મદના ખિસાપર શો ઘા પડયો છે તે કોઇકજ જાણતું-અથવા જાણવા તસ્દી લેતું! બહારગામના જાણીતા લેખકો આવે ત્યારે ઉઘરાણીવાળો કકળાટ કરતો જાય, હૂંડી બે ચાર દહાડા પછી ભરાય, પણ મહેમાનોના સ્વાગતમાં જરા પણ કચાશ રહે નહિ.

એમની ઉદારતા તો અપરંપાર હતી. કોઇક જ અધિપતિ એવો હશે કે જેને ત્યાં તેના લેખકો ઘરનાં માણસો જેવા થઇ પડયા હોય. તેમની કસોટીમાંથી પસાર થયા પછી તેમનું ઘર, તેમની લાયબ્રેરી, એ જાણે લેખકનીજ મત્તા થઇ પડતાં; અને લેખકો પણ તેમનું ઘર જાણે પોતાનું જ હોય તેવી રીતે ત્યાં ધામો જમાવતા. રીસાયેલા લેખકને, જેમ કોઇ પોતાના નાના ભાઇ કે પુત્રને લાડ લડાવે તેમ હાજીમહમ્મદ મનાવી પટાવી લડાવી રીઝવતા અને કામે બેસારતા. કોઇ લેખકે બહુ સારૂં કામ કર્યું હોય, કામ બહુ કર્યાં પછી થાકી ગયો હોય તો તેને હાજીમહમ્મદ સાથે ઑરચેસ્ટ્રા ક્લાસમાં બેસીને સીનેમા કે નાટક જોવાનો હક્ક મળ્યોજ છે. તેમને ઇંગ્લાંડની રીત મુજબ લેખકોની કદર કરવાની બહુ આકાંક્ષા હતી. તે ઘણીવાર કહેતા કે મારે ગૂજરાતમાં બર્નાર્ડ શૉ, એચ. જી. વેલ્સ, કે જી. કે. ચેસ્ટર્ટન ઉત્પન્ન કરવા છે. પણ કર્મસંજોગ એવા કે "બિયાંના પાંઉમાં જૂતી" આવી જ નહિ. છતાં પણ 'વીસમીસદી'ને શોભાવનાર લેખકોપર બની શકે તેટલો આભાર કરવાને તે હમેશાં યત્નશીલ રહેતા.

કોઇ લેખકને 'ઇન્ડિપેન્ડેન્ટ પેન,' કોઇને પુસ્તક, કોઇને ચશ્માં,

મનગમતી લાખડી કે દેરીયાદનો એગ, કોઈને નાટક સીનેમા તો કોઈને સ્હાપાણી, કોઈને બતામણી તો કોઈને સુ ૨ બેરો વગેરે આપવામા તેમનો ચાલુ ખર્ચ અવિરત ધારે વધારે કરતો આવી ઝીણી ઝીણી મ ગોને લીધે તેમને બારે ભીડમા રહેવુ પડતુ

## ફીલસુફી

હાજીમહમ્મદ મર્હુમ થયા તેની બે ત્રણ મહિના અગાઉ એક દિવસ બપોરે હુ એમને મળવા ગયો હતો આ દસ દિવસથી તેમને મળી શકયો ન હતો તેથી મને જોઈને જ એમણે ખૂબ મારી

' તુ કયા હતો ? '

" મુંબાઈમા '

અરે તુ બના માણસ ! આ ઉંચનને ડૂંપસીન પડવાનો હતો !

' અરે ! એ શુ બોલો છો ?

તને ખબર નથી ? મને અકસ્માત થયો હતો ગાડીમા ઘેર લાવવો પડયો હતો "

' ના, મને તો કદીજ ખબર નથી '

' ચાન મધુ કહુ

' મારે નથી સાભળવુ બચી ગયા એ ખુદાનો ઉપકાર હુ ખદ બનાવ યાદ ન લાવવા જોઈએ '

પણ સાબત તો ખરો નવુ જાણવાનુ મળશે એ અકસ્મા- તમાથી હુ બે બાબતો શીખ્યો

એ પછી હાજીમહમ્મદે નીચે પ્રમાણે હકીકત કહી

" કનૈયાલાલ મુનશીની ઑફિસમાથી ' કોનો વાક ' ની વાર્તાના કાગળિયા લઈ ચર્ચગેટ ટ્રામજંકશન આગળ ટ્રામ પકડવા હું ઉભો હતો બે ત્રણ ટ્રામો આવી પણ બધી ભરચક હતી મારે તો ઘેર જવાની ઉતાવળ હતી એટલે એક ટ્રામને દોડી પકડવાનો વિચાર ર્યો હું દોડવા માડુ ત્યા તો એક પોર્ટુગીઝ સાઇકલિસ્ટ એકદમ ધસી આવ્યો સાઇકલ અને સ્વાર બન્ને મારા ઉપર પડ્યા હું પડી

ગયો, કાગળિયાં વેરાઇ ગયાં. ઉભો થઇ પોશાક ઠીક કર્યો ત્યાં કોઇએ કાગળિયાં એકઠાં કરી-મને આપ્યાં. પાછો ટ્રામ માટે દોડવા જતો હતો એવામાં મને ચક્કર આવ્યાં. એક જાડા દક્ષિણીનો ડગલો પકડી 'હું જાઉં છું' એટલુંજ બોલી- શક્યો. બસ; પછી શું થયું તે મને યાદ નથી. આંખ ઉઘડી ત્યારે લોકોનું ટોળું આસપાસ એકઠું થયું હતું. એક પારસી ગૃહસ્થ અને દક્ષિણી ગૃહસ્થ સારવાર કરતા હતા; કોઇ કપાળે આઇસ ફેરવી રહ્યું હતું; કોઇ હાથમાં પાણીનો પ્યાલો ધરી ઉભો હતો; કેટલાક પેલા પોર્ટુગીઝને ઠપકો આપતા હતા. લોકોએ તે પછી મને ઘેર પહોંચાડયો."

"પણ તેમાં તમે નવું શું શીખ્યા ? અકસ્માતો તો ઘણા થાય છે!"

"સાંભળ; આજ સુધી હું એમજ ધારતો કે દુનિયા, આપણે ફત્તેહમંદ હોઇએ તોજ આપણને ચાહે છે; એ બેકદર છે–બેદરકાર છે. પણ ના; આ અકસ્માતે મને શીખવ્યું કે પ્રભુની દયાનો ઝરો માનવીઓમાં વહ્યાજ કરે છે. બીજું એ કે મોત સુખમય છે. હું બેભાન હતો ત્યારે મને લાગ્યું કે હું કોઇ નવીન પ્રદેશમાં ગયો છું અને અદ્ભુત શાંતિ ભોગવું છું !"

બસ; તેમના એ શબ્દો મેં છેલ્લાજ સાંભળ્યા.

હવે વધારે શું લખું ? તેમના સ્વભાવની–શક્તિની કઇ દિશામાં તમને લઇ જાઉં ? અહીંજ હું વિરમું છું. ગૂજરાતે તેમને માટે શું કર્યું ? દુનિયાએ બદલો ના આપ્યો, તો સાહિત્યના એ શહીદ, ખુદા તને બદલો આપો ! આમીન.

"મસ્ત ફકીર"



# હાજીમહમ્મદ અલારખિયા શિવજી

૧૯૧૭ ના નવેમ્બર માસની 'સદી'માં "તંત્રીના ભાઈ મંત્રી" એક વિદ્વાન અભિપ્રાય પ્રકટ કરે છે કે "પંચોપાખ્યાનમાં વાંચેલું કે જે શખ્સ આ ભવમાં આપઘાત કરે તે આવતા ભવમાં કાંતો સાત દીકરીનો બાપ થાય, નહિતો અધિપતિ થાય!" આ અભિપ્રાય જો કોઈ અધિપતિની પાયમાલી જોઈને બંધાયો હોય તો એ હાજીમહમ્મદને જ જોઈને. ખરી વાત એ છે-કે એ બેહદ રમૂજી લેખક મુંબાઈમાં બહુ વખણાયેલા ડૉક્ટર છે અને અનેકવાર ગંભીરતાથી જે વિષયમાં હાજીમહમ્મદને તેણે ચેતાવ્યા હતા તેજ વાત એણે પાછી અહીં રમૂજી ટકોર રૂપે મૂકી હતી. હાજીમહમ્મદને બહુ ન્હાની ઉમરથીજ મંદાગ્નિ રહેતો. પાછળથી ચિન્તા વધી એટલે ખાવાની રૂચિ જેવું એમણે કદિ અનુભવ્યું નહોતું. મ્હોટે ભાગે તે 'સેનેટોજન' ઉપર રહેતા. ડૉક્ટરોનો અતિ આગ્રહ આરામ અને હવાફેર માટે હતો—અને એ બન્ને, છેલ્લાં ત્રણ વર્ષ થયાં એમને માટે અપ્રાપ્ય થઈ પડયાં હતાં. આજે બધાં આદર્યા અધૂરા પડયાં છે, અને જહાંગિર અને જાવેદાન આરામ એ બન્ને પ્રસક્ષ થતાં, સહસા બોલાઈ જવાય છે કેઃ

> 'માના નહિ તુઝેહ જાના હય જરૂર;
> ખટકે હુએ દિલમેં બી હય ખટકા તેરા.'

વિધાતાનો અતિ વિચિત્ર તરંગ એ થયો કે આ જ પંક્તિઓ એમની કલમે 'વીસમીસદી'ના આરંભકાળે પહેલે પાને લખી અને તે આજે જ્યારે એમના જીવનનું છેલ્લું પાનું પણ ઉઘડી આમ અચાનક બંધ પડયું ત્યારે બહુ જુદી રીતે સાર્થવતી બની!



હાજીમહમ્મદના
પિતાશ્રી :
અલારખિયા શિવજી

હાજીમહમ્મદનાં
માતુશ્રી :
રહેમતબાઇ



A 2660 Lakshmi Art, Bombay 8

એમના જવાને હજુ મહિનો એક પણ નથી થયો, એઓ ગયા એ વાત મનમાં હજુ સ્પષ્ટ રૂપે દોરાતી પણ નથી, ત્યાં એઓ માટે નિશ્ચિતાર્થ શબ્દોમાં અને સુઘટિત ભાવયુક્ત અભિપ્રાય દર્શાવતાં વાક્યોમાં કંઇ પણ મ્હારાથી કહી શકાય એમ લાગતું નથી. છતાં સવિસ્તર કહેવાનું કોક દિ' ઉપર રાખી થોડુંક ભાગ્યુંતૂટ્યું બનેતેટલી વ્યવસ્થા જાળવી અહીં કહેવા ધારૂં છું.

"ભારતજીવન" જે એક વખત ગૂજરાતની બહુ સારી સેવા બજાવતું હતું તેના જૂના અંકોમાં "પ્રેમભક્તિ", ચન્દ્રશંકર પંડ્યા, "બુલબુલ" વગેરેની આરંભકાળમાં લખેલી કૃતિઓ ભેગીભેળી હાજીમહમ્મદની એકાદ બે કૃતિઓ મેં જોઇ છે. "તાઝા બ તાઝા નઓ બ નઓ." એ આદ્ય પંક્તિઓ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી કે કવિ તરીકે હાજીમહમ્મદમાં અર્થ અને શબ્દની સાદાઇ એજ વિશેષ ગુણ છે. સહુથી પહેલી પંક્તિઓ, જ્યારે ચોથા પાંચમા ધોરણથી સ્કુલ છોડી ત્યારે તેમના વર્ગના શિક્ષક (ફૉર્ટ હાઇસ્કુલના શિષ્યવર્ગમાં ભયમિશ્રિત માન પ્રકટાવવામાં અને નેતરથી રડાવી, શીખવવામાં રીઝવનાર તરીકે પ્રસિદ્ધ થનાર) રા. દિક્ષિતને ઉદ્દેશીને લખી હતી. એમની કાવ્યકૃતિઓમાં સહુથી સરસ અને એમણે જતનપૂર્વક સાચવી રાખેલી એવી એક જ છે; અને તે ઓમર ખય્યામનું ગૂજરાતી ભાષાન્તર. કવિ તરીકેના આ એમના જૂજ પ્રયાસો.

લેખક તરીકે 'રશીદા' અને 'ઈમાનનાં મોતી' નામનાં મનહર ભાષાન્તરો ઉપરાંત જુદાં જુદાં પત્રોમાં વાર્તાઓ (ઘણીખરી ભાષાન્તરો) લખતા. જો હાજીમહમ્મદ માત્ર કવિ કે લેખકજ રહ્યા હોત તો કદાચ તેમનું નામ આજે ગૂજરાતમાં કોઇ ન જાણતું હોત. તેમની સર્જકશક્તિ નહિ જેવી હતી. પરંતુ તેમની રસિકતા, કલાવાન પ્રત્યે મમતા અને કલાના પારખ તરીકેની નિપુણતા એ ત્રણ ગુણ સાથે અતિ મિલનસાર અને પરકાર્યલક્ષી સ્વભાવથી તેઓ ગૂજરાતના સાહિત્યપ્રેમીઓમાં અને કલારસિક મંડળમાં પ્રસિદ્ધિ પામ્યા. છેલ્લાં

કેટલોક વર્ષ થયાં મુંબાઇમા કલા વિષયક એવી બહુ થોડી પ્રવૃત્તિઓ હતી જેમા એમનો હાથ ન હોય. મરાઠી માસિક "મનોરંજન" જ્યારે આરંભદશામા હતું ત્યારે બહુયે વાર તેમા બહાર પાડવાના વિષયો, ચિત્રો વિગેરેની પસંદગી માટે હાજીમહમ્મદને પેદરશેઠપરને બંગલે મંડળ મળતું.

આ માસિકને સહાય કરવામા સમય અને શક્તિ ખરચવામાં એમણે મણા નથી રાખી. મરાઠી "મનોરંજન," હિન્દી "સરસ્વતી" એક ગૂજરાતી અને એક અંગ્રેજી, એમ ચાર માસિકો સાથે જોડવી, એક સિન્ડિકેટના હાથમા મૂકવાં, અને એ ચારેય એકજ વખતે ને એકજ રંગે (માત્ર જુદી જુદી ભાષામાં) પ્રકટ થાય; તેમાના લેખો અને લેખકો, ચિત્રો અને ચિત્રકારો સમસ્ત ભારતના હોઇ શકે અને સમસ્ત ભારતમા પ્રસિદ્ધિ પામી શકે; એવી યોજના, જતે દહાડે, ઘડી પાર ઉતારવી, એ તેમની ઇચ્છા હતી. આથી 'મનોરંજન'ના ચાલક જાણે પોતે જ હોય એટલી કાળજીથી તેઓ તેમાં સહાય કરતા અને જે ક્ષણે ગૂજરાતી માસિકને પ્રકટ કરી શકાય તે ક્ષણની, ઇષ્ટ સમાગમ માટે કોઇ જુએ એવી ઉત્સુકતાથી રાહ જોવા લાગ્યા. ધંધા વેપારની કે અન્ય કોઇ પ્રવૃત્તિમા બાહ્ય વ્યાપાર ગમે તેટલો હોય તોપણ અંતરમાં તેજ ક્ષણ સંબંધે વિચાર અવ્યાહત આવ્યા જ કરે. કોઇ પણ પ્રકારનું સાહિત્ય વાચતાં "મ્હારા માસિક માટે ઉપયોગી થશે કે કેમ?" એજ દૃષ્ટિ રાખે. અંગ્રેજીમા કે ગૂજરાતીમા, સિંધીમા કે ઉર્દુમા, મરાઠીમા કે હિન્દીમાં, ગદ્ય કે પદ્ય, રમૂજી કે ગંભીર, જાહેરખબર કે ગલ્પ ગમે તે હોય, પણ જો 'મ્હારા માસિક'ના કોઇપણ અંગના પોષણ કે ભૂષણ માટે ઉપયોગી દેખાય કે તરત તેનો સંગ્રહ કરી મૂકતા, 'મ્હારા માસિક'ની એમને વર્ષો પહેલા લગની લાગી રહી હતી, એટલે આ સંગ્રહ બહુજ ચિત્રવિચિત્ર અને વિપુલ છે. કલાની મદદ વડેજ, કોઇપણ લેખકની મદદ વગર માત્ર Scissors and Paste

(કાતર અને સુંદર)નું જર્નાલિઝમ ચલાવે તોયે મહિનાઓ સુધી 'સદી' આકર્ષકરીતે બહાર પડી શકે એટલો એ ભંડાર હતો. વર્ષો સુધીની આ લગની દહાડે દહાડે વધવા લાગી હતી અને આની પછવાડે ખરચાતાં સમય અને સાધનના પરિણામો ભેગી આકસ્મિક વિપત્તિઓ ભળી. પેદરરોડપરનો બંગલો ગયો, વડગાદીપરનું મકાન ગયું, ભાન ભૂલી જવાય એવી ચિંતાભર્યું જીવન આવ્યું, પણ 'મ્હારા માસિક'નાં લાલનમાં કંઇપણ ઉણપ ન આવી, અને જ્યારે બીજાઓએ ધાર્યું કે હવે આવી વિષમ સ્થિતિમાં હાજીમહમ્મદ 'સાહિત્યવેડા' છોડી દઇ ધંધેધાપે વળગશે, તેજ પળે હાજીમહમ્મદે દૂર ક્ષિતિજ ઉપર રાહ જોતાં માસિકને પ્રત્યક્ષ પયે પધરાવવાનું સુમુહૂર્ત ધાર્યું.

'વીસમીસદી'એ ગૂજરાતીઓ માટે અને ગૂજરાતનાં સાહિત્ય માટે શું કર્યું છે એ વિષય મ્હારે માટે એટલા તો જુદા જુદા મુદ્દાઓથી ભરેલો છે કે એ સંબંધે અહિં હું કંઇપણ કહેવા ઇચ્છતો નથી. અહીં તો બીજી કેટલીક જાણવાજોગી વાતો વિષેજ લખું છું. યૂરપ અને અમેરિકાના વર્તમાન જર્નાલિઝમ સંબંધે હાજીમહમ્મદને જેટલી માહિતી હતી તેટલી મુંબાઇ તરફના બીજા એક બે હિન્દીઓને માંડ હશે. જો સમય અનુકૂળ હોત તો એમને હાથે શાં જશનામી કાર્યો થયાં હોત એ પ્રશ્ન નિરર્થક છે. પ્રથમ તો એમની કલ્પના એવી હતી કે ગમે તે લેખકોના ગમે તેવા લેખો ગમે ત્યારે આવે તેના ઉપર નિભાવ કરવા કરતાં 'વીસમીસદી'નોજ ખાસ સ્ટાફ રાખવો અને જેમ બને તેમ 'ફ્રી લાન્સ'ની કૃતિઓ ઓછી લેવા ઉપરાંત દર પખવાડીએ એકવાર આ સ્ટાફનો થોડે અંશે 'પ્રોફેશનલ' અને થોડે અંશે 'સોસ્યલ' એવો મેળાવડો કરવો; જ્યાં 'આવતા અંક' માટેની સર્વ ચર્ચા થાય અને પરસ્પરના સમાગમથી ઉત્પન્ન થતા વાતાવરણમાં સહુકોઇ પોતાનો હિસ્સો આપે અને લે. પોતાની આ યોજનાઓ વિષે વાતો કરતાં એ એવા તો જોસથી બોલતા કે ગૂજરાત અને ગૂજરાતીનો કોઇ પણ

પ્રેમી એમના સ્વપ્ન સાચા પડે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છ્યા વિના ન રહે પણ સોણા તે સોણાજ રહ્યા ! વસ્તુસ્થિતિ વિકરાલ બની મોંઘવારી વધે વધી, પણ આર્ટપેપર અને બ્લૉક્સ માટેના ઝિંક અને કેમિકલ્સે તો દશદશગણા ઉછાળા ખાધા નાણાંભીડ વધી અને છેવટે કોઈ એવું તો સૂચવાયું કે તેમાંથી ઉદ્ધવમાર્ગ અસંભવિત બન્યો. નાણાંની ભીડને લીધે ઘણીવાર કંપોઝ કરેલા મૅટરની ગૅલીઓ પ્રેસપર ચઢાવવાની છાપખાનાવાળા ના પાડી દેતા ! ચિત્રો છાપવામાં પણ ઘણીવાર એમ થતું પહેલા અંકનું કવર ડિઝાઇન વિજ્ઞાપનમાં છપાયું હતું, છેલ્લાનું કલકત્તામાં છપાયું હતું જ્યારે કોઈવાર 'હિન્દુસ્થાન'માં, 'લક્ષ્મી આર્ટ'માં કે કોઈ બીજે ઠેકાણે છપાતું. લેખકો ઘણીવાર ધાર્યા કરતાં મોડા થતા તેમની પૂંઠે પડવામાં એ બહુ ચીવટ રાખતા. એકવાર મ્હારાથી સમયસર લખાણ પ્હોંચાડાયું નહિ. એટલામાં વળી અઠવાડિયું રજા હોવાથી હું ખંડાલે ગયો. એને બીજે કે ત્રીજે દહાડે મુંબાઈથી 'હાઉમહુમ' તારપર તાર છોડવા લાગ્યા. જે વાત પત્રથી એટલા જ વખતમાં અને ૦ાા જેટલા ખરચે થઈ શકે તેને માટે આ ચીવટ જોઈ અવમત્ત મ્હારે મુંબાઈ આવી પ્હોંચ્યા સિવાય છુટકો જ ન હતો!

પોતે 'અલીમ'ના નામથી 'મોગલ રંગમહેલ,' 'શીશમહેલ,' અને બીજી વાર્તાઓ લખતા ત્યારનો એક પ્રસંગ યાદ આવે છે. બીજો કોઈ લેખ સમયસર ન આવવાથી કંપોઝિંગ અટકતાં એઓ તરત જ કંપોઝિંગના રૂમ ઉપર બેસી ફાઉન્ટનપેનથી લખવા માંડ્યું, અને પાના બ્લૉકમાંથી ફાડી ફાડીને આપવા માંડ્યા. એમના ઘણા ખરા લખાણો આવી રીતેજ થયેલા. પ્રુફ કે નવો લેખ વાંચી, ચિત્રો વગેરે માટે સ્થાન મુકરર કરવાનું કાર્ય ટ્રામમાં થતું ! એકવાર 'મૉડર્ન-વર્તમાન'ના મકાન નીચે, ટ્રામની રાહ જોતા રસ્તામાં જ તેમણે એક લેખ વાંચી જવાનું અને મ્હેં થોડાક સેકન્ડ પ્રુફ જોવાનું શરૂ કર્યું. એ દૃશ્યનું વર્ણન સાંભળી એક ચિત્રકારે કલ્પનામાં અમારૂં રેખાચિત્ર પણ કર્યું હતું જ્યારે ડૉ. બોઝ મુંબાઈ આવ્યા ત્યારે

અંક તૈયાર કરવામાં નવો અનુભવ-જે અનુભવને અમેરિકનો managing a big gun કહે છે તે-મળ્યો. વળી, મ્હોટા માણસો બહુ ન્હાની બાબતોને પણ બહુ મ્હોટું રૂપ કેમ આપી દે છે તે પણ અમે તે દહાડે સમજ્યા.

હાજીમહમ્મદને ત્યાં સદાય કચેરી ભરેલી રહેતી. નવા આવનારને ઘડીભર ઓળખાણ કરાવવી હોય તોઃ—પેલો કોઇ ખૂણામાં જાણે કાંઇ જોતોજ નથી એમ બેઠેલ છે. ઘડીકમાં તે કંઇક વાંચવામાં મશગૂલ રહે છે. મ્હોં ઉપરથી ક્ષણભર પણ ગંભીરાઇ દૂર થતી નથી, એ 'ઇન્સાન.' એ બહાર જેટલી ગંભીરાઇ રાખે છે એટલીજ ઉંડી એની હાસ્યવૃત્તિ છે. એની Sense of Humour એટલી તો તીવ્ર છે કે તમારામાં રહેલું સૂક્ષ્મતમ કઢંગાપણું પણ એ જોઇ શકે છે. અને મનમાં ને મનમાં તે ઉપર થોડાં ટૂંકાં સચોટ વાક્યોમાં અભિપ્રાય આપી દે છે. કોઇક દહાડો તમે પરિચિત થશો ત્યારે તે સાંભળી ખૂબ હસશો, અને તમને પોતાને એ કઢંગાપણું પહેલેથીજ કેમ ન સૂઝ્યું એજ તમને અચંબો લાગશે. બાજૂમાં, જુવાન ચહેરાનો, નાજુક બાંધાનો, ભાવવાહી આંખોવાળો કાઠિયાવાડી, ધોળો ફેંટો બાંધી 'ઇન્સાન' સાથે વાતો કરે છે ને થોડી વારે કાગળ ઉપર પેન્સિલ ચલાવે છે એ રવિશંકર. એના હાથે ક્યારનોયે ત્હમારો ચહેરો પાના ઉપર ઉતારી લીધો છે! પ્રતિભાશાળી કપાળવાળા ગૂજરાતી યુવકો અને સલજ્જ, માધુર્ય વર્ષાવતી આંખોવાળી ગૂજરાતી યુવતીઓનો એ વિધાતા છે. કોઇ કોઇ વાર એ 'અફલાતુન'ને નામે પણ દેખા દે છે; પણ તે તો માત્ર 'ઇન્સાન,' 'ઓલિયા જોશી' કે જાગીરદારના હાસ્યમય લેખો હોય ત્યારેજ. પેલી સ્હામેની ખુરશી ઉપર છે તે 'મસ્ત ફકીર.' 'રૂપિયાની આત્મકથા' યાદ છે? 'બિલાડકુમારનું ચરિત્ર' એણે લખ્યું છે. સાદાં જીવનની સાદી ઘટનાઓને સાદાં છતાં ચિત્રવિચિત્ર રંગ ભરેલાં વાક્યોમાં વર્ણવી દેખાડવાની કલા એની પાસે છે. દૂર ટેબલ પાસે, પાનથી મ્હોં ભરી, આંખોમાં ઘેનઘેરો પ્રકાશ

રાખી, કંઇ ગમે તેમ ઘડી વાળેલાં પાનાંઓના સાળ કંદોરે છે તે પંડિત વિશ્વંભરનાથ જર્ટ્રા. 'ઘુંઘટવાલી', 'નિર્મોહી', એ એની કૃતિઓ. · · 'ઘણાખરા લેખો આ કચેરીમાંજ તૈયાર થાય છે. ચિત્રો પણ કોઇવાર અહીંજ થાય છે. પેલો દક્ષિણી યુવક પીંછી હાથમાં લઇ અંગ્રેજી મૅગેઝિનમાં નજર રાખી ચિત્ર બનાવે છે. તે કવર ડિઝાઇન કરે છે. આ વખતે પુરુષોત્તમનું ચિત્ર હજુ તૈયાર નથી એટલે-આ ચિત્રકાર 'નૅશ મૅગેઝિન'ના કવર ઉપરની અસલ લલનાને યૂરપીય ગાઉન અને ફ્રૉકને બદલે અહીંની સાડી અને ચોળીમાં સજ્જ કરે છે! ·

અહીંજ કોઇવાર નરસિંહરાવ આવે છે. હાજીમહમ્મદ તરફનો નિર્મળ ભાવ અને એમના કાર્યની ઉદાર કદર, એ બેથી હાજીમહમ્મદને એમણે પ્રેમવશ કરી લીધા છે. અહીંજ 'ભણકાર'ને કેવા રૂપેરંગે બહાર પાડવું એ વિષે રા. બલવંતરાય ઠાકોરે ચર્ચા કરી હતી; અહીંજ મ્હેં ન્હાનાલાલ કવિને પહેલીવાર જોયા હતા; અહીંજ 'શારદા' 'જય ભારતી' ગાઇ સંભળાવે; ફિરોઝબેન–'મનહર' 'સ્વદેશસેવા'નો લેખક ધ્યાન રહી સાંભળ્યા કરે; જગજાા કાસ્મીરની મનમોહક કુદરત અને તેથી પણ મીઠા માણસોની વાતો કરે; 'મસ્ત ફકીર' કોઇ નાની વાતને પણ Romantic રીતે વર્ણવે; કે 'ઇન્સાન' સાધારણ વાતચીતમા પણ બધાંને પેટ પકડી હસાવે.... ...

આ બધું સ્વપ્નવત્ ઉડી ગયું! આ મંડળ હાજીમહમ્મદનાં મિલનસાર સ્વભાવે ભેગું કર્યું હતું. ઘણાઓને તો તેમણેજ પહેલો લેખ લખાવ્યો હતો. એક ન્હાનકડો લેખ પણ જેણે છાપવા આપ્યો હોય તેને એ હમેશ ઉત્તેજન આપતા. એમની. વિષમ સ્થિતિમાં પણ 'વીસમીસદી'ની માત્ર કૉમ્પ્લિમેન્ટરી પ્રતોની સંખ્યા પણ ત્રણસો ઉપરાંત થતી! ગુજરાતનાં પ્રતિષ્ઠિત ગણાતાં માસિકો એકાદ અપવાદ સિવાય આમા ગૃહસ્થાઇને ન છાજે તેવી અનુદારતા દાખવે છે,–લેખકને પણ બે નકલ નથી દઇ શકતાં–જ્યારે હાજીમહમ્મદે બાપ મરી જતાં દીકરા સાથે પણ તેવી જાળવવા પાછું વાળી જોયું નથી. 'મ્હને

કોઇ અનુદાર કહેશે ' એ વિચારજ એમને બહુ વસમો લાગતો, અને બીજાઓ કોઇવાર ટૂંકો જીવ દેખાડતા તે તેમને ઘણીવાર મનમાં સાલ્યા કરતું.

અતિ વિષમ સંયોગોમાં ઘણીવાર ગેરસમજુતીઓ થયા કરતી, પણ મ્હેં જે હાજીમહમ્મદને જોયા છે—ગાઢ રીતે પરિચિત કર્યા છે—તે હાજીમહમ્મદ સાહસિક, સ્વપ્ન જોનાર, મહત્ત્વાકાંક્ષી, ઉદાર છે. ' વીસમીસદી ' એ એમના જીવનનું ઘણે અંશે પ્રતિબિમ્બ છે. અનેકો પાસે ' દિલનો એકરાર ' કરાવનાર ' સદી ' જો પોતે એકરાર કરે તો પ્રશ્નોત્તર આવાં અનુમાની શકાય:

| | |
|---|---|
| ૧ પુરૂષમાં વખાણવાલાયક સદ્‌ગુણ કયો ? | દેશ કાળની વિષમતાને ન ગણકારી આગળ અને આગળ ધપતું સાહસ. |
| ૨ જીંદગીની ખરેખરી સફળતા તમે શામાં માનો છો ? | ગમે તેવાં અસંભવિત સ્વપ્નોને પણ પ્રત્યક્ષ કરવાના અથાગ પ્રયાસમાં. |
| ૩ તમારો પ્રિય વિનોદ કયો ? | સાહિત્ય અને કલાના ન્હાના મ્હોટા સહુ શોખીનોનો સમાગમ મેળવવો તે. |
| ૪ તમારો પ્રિય લેખક કયો ? | જે કોઇ કંઇપણ વાત આકર્ષક ઢબે કહી શકે તે. |
| ૫ તમારો પ્રિય લેખ કયો ? | જેમાં ચમત્કારનો થોડો પણ અંશ હોય તેવો કોઇપણ લેખ; જાહેરખબરથી માંડીને ઠેઠ તત્ત્વવિવેચન સુધી. |
| ૬ તમારો મુદ્રાલેખ શો છે ? | Live and Let live * |

ચન્દ્રશંકર અમૃતલાલ બૂચ

* 'ચેતન'માંથી: લેખક અને તંત્રીની અનુમતિથી.

# હમદીન હાજીમહમ્મદને

—ગઝલ—

૧

લલિત લાવણ્યના આશક ! સખે ! હાજીમહમ્મદ !
જિગરના જાદુગર ! જોનાર તું હમ્મેશ બેહદ !
નયનની રસકલાના જાદુગર હાજીમહમ્મદ !
નઝરની ફીલસુફીમાં ઝાંખવી ત્હેં દિલ-મહોબ્બત !
કલાપી સંગ, તુજ ગૃહ મ્હેં દીઠલ, હાજીમહમ્મદ !
પ્રદર્શન ચિત્રનેે, તુજ કારમી આંખે જ કુદરત !

૨

અજબ રસરંગ ઝીલ્યા ત્હેં સદા, હાજીમહમ્મદ !
રસીલાં રસલીલાં ચિત્રે ઝૂલાવ્યા ત્હેં ય ઉઝરત !
મઝાના રિમનભર્યાં ઉમદા દિલે, હાજીમહમ્મદ !
ભરી 'વીસમીસદી'માં દિલ્લગીની ત્હેં ય દોલત !
જગતમાં, હિન્દમાં, મુંબાઇમાં, હાજીમહમ્મદ !
મ્હલાવી ત્હેં ય હા ! રસગુર્જરીને ગુલચમનવત્ !

૩

વસન્તે ફૂલડાં પૂછેઃ "ક્યહાં હાજીમહમ્મદ ?"
"દિલા ખૂબસૂરીપર થાય એની ધન્ય મોબત !"
અસ્ત્રોદય ગયો આલેખતો, હાજીમહમ્મદ !
દીઠી દર્દદિલીમાં ત્હેં સનમ મહબૂબ સલામત !
મ્હોંગે હિન્દના હમદીન તું હાજીમહમ્મદ !
રમોર્મિવશ રંગભર તુજ રૂહને તો હો અમરપદ !

મુંબાઇની મોસલકારિકા }
ચૈત્રી અમાવાસ્યા: ૧૯૭૭ }

જન્મ-લલિત

# ઉમદીન હાજીમહમ્મદને

-ગઝલ-

૧

લલિત લાવણ્યના આશક ! સખે ! હાજીમહમ્મદ !
જિગરના જાદુગર ! જોનાર તું હદમ્હાંય બેહદ !
નયનની રસકલાના બાજીગર હાજીમહમ્મદ !
નઝરની ફીલસુફીમાં દાખવી ત્હેં દિલ-મહોબ્બત !
કલાપી સંગ, તુજ ગૃહ મ્હેં દીઠલ, હાજીમહમ્મદ !
પ્રદર્શન ચિત્રને, તુજ ક્હારમી આખે જ કુદરત !

૨

અજબ્ય રસરંગ ઝીલ્યા ત્હેં સદા, હાજીમહમ્મદ !
રસીલા ગ્સર્વીલાં ચિત્રે ઝૂલાવ્યા ત્હેં ય હઝરત !
મલપતા સ્મિતભર્યા ઉમદા દિલે, હાજીમહમ્મદ !
ભરી 'વીસમીસદી'મા દિલ્લગીના ત્હેં'મ દોલત !
જગતમા, હિન્દમા, મુંબાઇમા, હાજીમહમ્મદ !
મ્હલાવી ત્હેં ય હા ! રસગુર્જરીને ગુલચમનવત્ !

3

વસન્તે ફૂલડાં પૂછે: "ક્યહાં હાજીમહમ્મદ ?"
"ફિદા ખૂબસૂરતીપર થાવ એની ધન્ય સોબત !"
અરુણોદય ગયો આલોપતો, હાજીમહમ્મદ !
દીધી દર્દેદિલીમા ત્હેં સનમ મહબૂબ સલામત !
સ્વદેશી હિન્દના ઉમદીન તું હાજીમહમ્મદ !
ગમોર્દિલવ રંગભર તુજ રોડને તો હો અમરપદ !

મુંબાઇની મોહાલાવિહાં }
ચૈત્રી અમાવાસ્યા ૧૯૭૩ }

જન્મ-લલિત



## સ્વર્ગસ્થ
# હાજીમહમ્મદ અલારખિયા શિવજી

ગૂજરાતના વાંચનશૉખી વર્ગમાં 'વીસમીસદી'ના તંત્રી તરીકે સ્વ. હાજીમહંમ્મદનું નામ સારીરીતે જાણીતું થઇ ચૂક્યું છે. તેઓ એક સમૃદ્ધિવાન કુટુંબના નબીરા હતા. જુવાન ઉમ્મરમાંથી તેમને સાહિત્યવાંચન અને લેખનનો શૉખ લાગ્યો હતો. સારાં પુસ્તકોનો સંગ્રહ કરવો એ તેમનો એક ખાસ મનોભાવ હતો. એકના એક પુસ્તકની જુદી જુદી આવૃત્તિઓ એકઠી કરવામાં એ માત્ર આનંદ માનતા એટલું જ નહિ, પણ જુદા જુદા પ્રકાશકોની શી શી ખાસિયત છે તે સમજવા, તેપર વિચાર કરવા, તેમાંથી બને તેવા લાભ લેવા તેઓ હમેશાં ઉત્સુક રહેતા. ઓમર ખય્યામની, તેમની પાસે નહિ નહિ તોપણ સો-સવાસો જુદી જુદી આવૃત્તિની નકલો હતી. તેજ પ્રમાણે ઘણા વિખ્યાત લેખકોના ગ્રંથોની સારી સારી આવૃત્તિઓ ભેગી કરવી એ તેમનો અત્યંત પ્રિય રાગ હતો.

સર એડ્વિન આર્નોલ્ડના 'પર્લ્સ ઑફ ફેઇથ'નામક પુસ્તકનો તેમણે જુવાન ઉમ્મરમાં તરજૂમો કર્યો હતો. એક મિત્રના અવસાનથી તેમનું હૃદય કવિતારૂપ શોકરુદન કરી રહ્યું હતું. વાર્તાલેખનનો રસ લાગતાં 'નૂરજહાં' અને 'રશીદા' એવાં બે સ્વતંત્ર વાર્તાપુસ્તકો પણ તેમણે લખ્યાં હતાં. 'વીસમીસદી'માંના તેમના લેખ તો સારી રીતે જાણીતા જ છે. લેખનમાં આપેલો આ ફાળો ગૂજરાતી વાંચનરસિક જનને ઘડી આનંદ આવે તેવો છે.

સ્વર્ગસ્થ

## હાજીમહમ્મદ અલારખિયા શિવજી

ગૂજરાતના વાંચનશોખી વર્ગમાં 'વીસમીસદી'ના તંત્રી તરીકે સ્વ. હાજીમહમ્મદનું નામ સારીરીતે જાણીતું થઇ ચૂક્યું છે. તેઓ એક સમૃદ્ધિવાન કુટુંબના નબીરા હતા. જુવાન ઉમ્મરમાંથી તેમને સાહિત્યવાંચન અને લેખનનો શોખ લાગ્યો હતો. સારાં પુસ્તકોનો સંગ્રહ કરવો એ તેમનો એક ખાસ મનોભાવ હતો. એકના એક પુસ્તકની જુદી જુદી આવૃત્તિઓ એકઠી કરવામાં એ માત્ર આનંદ માનતા એટલું જ નહિ, પણ જુદા જુદા પ્રકાશકોની શી શી ખાસિયત છે તે સમજવા, તેપર વિચાર કરવા, તેમાથી બને તેવા લાભ લેવા તેઓ હમેશાં ઉત્સુક રહેતા. ઓમર ખય્યામની, તેમની પાસે નહિ નહિ તોપણ સો-સવાસો જુદી જુદી આવૃત્તિની નકલો હતી. તેજ પ્રમાણે ઘણા વિખ્યાત લેખકોના ગ્રંથોની સારી સારી આવૃત્તિઓ ભેગી કરવી એ તેમનો અત્યંત પ્રિય રાગ હતો.

સર એડ્‌વિન આર્નોલ્ડના 'પર્લ્સ ઑફ ફેઇથ'નામક પુસ્તકનો તેમણે જુવાન ઉમ્મરમાં તરજૂમો કર્યો હતો. એક મિત્રના અવસાનથી તેમનું હૃદય કવિતારૂપ શોકરુદન કરી રહ્યું હતું. વાર્તાલેખનનો રસ લાગતા 'નૂરજહાં' અને 'રશીદા' એવાં બે સ્વતંત્ર વાર્તાપુસ્તકો પણ તેમણે લખ્યાં હતાં. 'વીસમીસદી'માંના તેમના લેખ તો સારી રીતે જાણીતા જ છે. લેખનમાં આપેલો આ ફાળો ગૂજરાતી વાંચનરસિક જનને ઘડી આનંદ આવે તેવો છે.

એક સાહિત્યકાર તરીકે કર્તવ્ય બજાવવાનું પ્રભુએ તેમને સોંપ્યું નહોતું, પરંતુ કળાના કદરદાન અને વાચનશોખના વધારનાર તરીકે, સાક્ષર અનાક્ષર વચ્ચેનો મહા ગર્ત પૂરવાનો પ્રયાસ કરનાર તરીકે, સાહિત્ય અને ચિત્રકળા વચ્ચે પડી ગયેલું અંતર કાપી નાખી બન્નેને નજીક નજીક લાવનાર તરીકે, પૃથગ્જનને વાર્તા, સુંદર ચિત્રો અને સહેના સોહામણાં ગીતોથી આનંદ લેતા કરવાનો અને તે દ્વારા તેવાને કંઈક ઉંચે લેવાનો પ્રયત્ન કરવાનો એક મહા પ્રયાસ કરનાર તરીકે પોતાની ફરજ અદા કરવાનું કામ તેમને સોંપાયેલું હતું, એમ તેમના જીવનપરથી જણાય છે અને તે કામ કરવામાં માત્ર સ્વાર્થ ત્યાગ જ નહિ, પણ આત્મભોગ પણ આપેલો છે, તે ગૂજરાત નહિ જાણતું હોય તો હવે જાણશે એવી ખાતરી છે

કળાની કદર ગૂજરાતમાં બહુ જૂજ છે ગૂજરાત નાણે સમૃદ્ધ છે, પણ વ્યાપારી વૃત્તિમાં નફાતોટાના વિચારથી ગૂંચવાઈ ગયેલું મગજ કળા—ઐશ્વર્ય જાતની કળા—માટે ભાગ્યેજ પણ સાહસ કરે તે પહેલાં નહીં ઘણી આનાકાની કરવાની તેને ટેવ પડી ગઈ છે કોઈ કોઈ ધનાઢ્ય ગૂજરાતીઓ પોતાના મકાનોને ચિત્રોથી શોભાવે છે તો તેમાં રવિવર્મા કે બીજા એતદ્દેશીય ચિત્રકારોની કૃતિઓના કરતાં હોરનિ, હન્ટ કે બીજા વિદેશી ચિત્રકારોની કૃતિઓનું પ્રમાણ વધારે દેખાય છે સામાન્ય વર્ગમાં તો કળા માટે વિચાર કરવા જેવી પણ આર્થિક સ્થિતિ રહી નથી આવા વખતમાં ચિત્રકળાને સાહિત્ય સાથે સંયોજી, પૃથગ્જનને તેની પ્રસાદી મળે તેવું પગલું લેવાનું સાહસ કરવું એ તેવી જાતના શોખ માટે અંતર લાગણી ધરાવનાર-થી જ થાય—તેવા સાહસ માટે ત્યાગ કરવા તત્પરતા ધરાવનારથી જ થાય સ્વ હાજીમહમ્મદે 'વીસમી સદી' દ્વારા એ સાહસ ખેડ્યું, અને સંજોગોની પ્રતિકૂળ સ્થિતિને લીધે તે સાહસ એ એક 'સાહસ' જ નીવડ્યું! છતાં પણ તેમણે દૃઢ નિશ્ચયથી તેને સફળ કરવા પ્રયત્ન કર્યા કર્યા, અને જો પ્રભુનો આદેશ એટલો બધો જલદી ન આવ્યો

—

હોત તો ગૂજરાત જોઇ શકત કે સ્વ. હાજીમહમ્મદ એક નવી જ ક્લેષ મેળવી, ગૂજરાતને એક નવું સત્ય બતાવી શક્યા છે.

સ્વ. હાજીમહમ્મદની ચિત્રકામની કદરશનાસી બાહુ સૂક્ષ્મ પ્રતિની હતી. ચિત્રકામની જ નહિ, પણ ચિત્રકારની તાકાત કેવી અને કેટલી છે એ પારખી કાઢવાની પણ તેમનામાં અજબ બુદ્ધિ હતી. તેમણે જે જે ચિત્રકારોનો હાથ પકડ્યો છે તે સારૂં ને વધારે સારૂં કામ કરતા થયા છે, અને સારા ચિત્રકાર તરીકે નામ કાઢવા ભવિષ્યમાં ભાગ્યશાળી થશે એવી આશા રાખી શકાય છે.

સ્વ. હાજીમહમ્મદ ચિત્રકારને જ પારખી શકતા એટલું જ નહિ, પણ મનુષ્યના સ્વભાવની અને તેની શક્તિની કોટિની બહુ અચ્છી રીતે અને સત્વર પરીક્ષા કરી લેતા. અજાણતાં તેઓ કોઇથી છેતરાયા હોય, કે વાજબી કરતાં વધારે કિમ્મત આંકવાની ભૂલ કરી હોય એવું ભાગ્યેજ જોવામાં આવશે.

પરંતુ પરીક્ષા કરી શકતા તેથી, પારખની જેવી સાંકડી અને સ્વાર્થી દૃષ્ટિ થઇ જાય છે તેવી તેમની થવા પામી નહોતી. તેમની ઉદારતા–હૃદયના ખરા ભાવથી અખંડ પ્રવાહે વહી રહેલી તેમની ઉદારતા–એક ઉંચા આદમી તરીકે તેમની ગણના કરાવે તેવી હતી. તે ઉદારતા અકિંચન વર્ગ તરફ જ હતી તેટલું જ નહિ, પણ સારી સ્થિતિના જન તરફ પણ તેમનું હૃદય અત્યુદાર ભાવે વહ્યા જ કરતું. કોઇને કાંઇપણ આપવા કરવામાં, મદદ કરવામાં, ઉપયોગી થવામાં, એઓએ કદિ સહેજ પણ વિચાર કર્યો હોય કે આંચકો ખાધો હોય એમ તેમના સંબંધમાં આવેલી કોઇ પણ વ્યક્તિ કહી નહિ શકે એવું અમારૂં માનવું છે.

આ હૃદયઔદાર્ય દેવામાં જ દેખાતું હતું એમ નહોતું. મિત્રો અને અમિત્રોપર પણ તેમના મનની મોટાઇ એવી છાપ પાડનારી હતી કે તેમની પાસેથી ક્ષુદ્ર વિચાર કે ક્ષુલ્લક ભાવ કોઇએ હરગીઝ જાણ્યો નહિ હોય. અન્ય રીતે સમર્થ શક્તિ ધરાવનારા ઘણા બુદ્ધિ-

શાળી પુરૂષોમાં પણ આપણે જોઇએ છીએ કે પરનિંદા અને મીઠી મજાક ઘણીવાર તે પુરૂષોને 'મોટા બાળક'જ બનાવે છે. સ્વ. હાજીમહમ્મદની સાથેના લગભગ તેર ચૌદ વર્ષના અનુભવ પછી પણ એવું યાદ નથી આવતું કે તેમણે કોઇવાર કોઇની નિંદામાં-મજાકભરી નિંદામાં પણ-ગમ્મત ખાતર પણ ભાગ લીધો હોય. તેમના મોટા મનમાં તેવી નાની વાત કદિ જ આવી શકતી નહિ. અને જો કોઇ વાર, બીજા તરફથી પોતાની જાતને બહુ દુઃખ થયું હોય તેવા પ્રસંગની વાત નીકળે તોપણ બહુ જ સમતોલપણાથી અને અત્યંત મનોનિગ્રહ-જે તેમના ઉદાર દિલનો એક સ્વાભાવિક ગુણ જ થઇ ગયેલો જણાતો હતો તે-થી તેને એવી નરમાશથી સહેલી લેતા કે ખરા દિલના સ્વાભાવિક ઔદાર્ય વિના તેવું કોઇથી ન થઇ શકે એમ આપણને એકદમ લાગ્યા વિના રહે જ નહિ.

ગૂજરાતની સેવા કરવામાં તેમણે પોતાનાં સર્વસ્વનો ભોગ આપ્યો છે એમ કહીએ તો પણ અત્યુક્તિનો ભય રહે એવું લાગતું નથી. પોતાના પિતાનો અર્થકરી ધંધો વિસારે પડવા દીધો; પુસ્તકો અને ચિત્રકળા તથા સાહિત્યના યોગ માલુમ પડે તેવાં માસિકો અને વાર્ષિકો વગેરેમાં પોતાની સમૃદ્ધિને વહેવા દીધી; ધંધાર્થે બીજા સાથે જોડાવા છતા પણ બધો મદાર ભાગીદારપર રહેવા દઇ પોતે પોતાની મનમાની પ્રવૃત્તિમાં જ મશગૂલ રહ્યા; અને આખરે પરિપાક કાળ આવ્યો જાણી 'વીસમીસદી' શરૂ કરી. પરંતુ કમભાગ્યે યુરોપના વિગ્રહને લીધે કાગળ વગેરે બધી સામગ્રીઓ અત્યંત મોંઘી થવા લાગી. છતા પણ ટકાવવા માટે નિશ્ચય જ રાખ્યો અને જો વધારે આયુષ્ય મળ્યું હોત તો તો કદાચ તે બધું ઠેકાણે પડી શકત; પરંતુ સર્વ રીતનો ભોગ તેમને માટે નિર્માણ થયેલ હતો તે સ્થિતિ કોણ ફેરવી શકે ?

માર્મિકોની નજરે 'વીસમીસદી' કદાચ સર્વાંગસુંદર માસિક નહિ ગણાય. પરંતુ સાહસિક માટે તે પ્રવૃત્તિ હાથ ધરવાનો વિચારજ

સ્વ. હાજીમહમ્મદને નહોતો. સ્વ. હાજીમહમ્મદની નજર તો વિશાળ ગૂજરાતપર હતી. ગૂજરાતી ભાઇઓને વાંચનનો શોખ વધારે કેમ લગાડવો, ચિત્રકળાની અત્યારે ગૂજરાતમાં કદર નથી તે કેમ વધારવી, જુવાન ચિત્રકારોને કેમ આકર્ષવા, રસભરી વાર્તા, મીઠી મજાક ભર્યા લખાણો અને લોભામણાં ગીતો સાથે ચિત્રોની યોજના કરી ગૂજરાતીઓને આનંદ લેના કેમ કરવા, ઘેરેઘેર, દુકાનેદુકાને અને રસ્તેચૌટે પ્રસરી રહે એવું સ્વરૂપ એક માસિકને કેમ આપવું, એવા એવા વિચાર જ સ્વ. હાજીમહમ્મદના મગજમાં તરવરી રહ્યા હતા. અને કોણ એમ નહિ કહે કે પોતાની મનકામના પૂરી કરવામાં તેઓ સારી રીતે સફળ થતા જતા હતા? રા. કનૈયાલાલ મુનશી, રા. 'ઓલ્યા જોશી,' રા. વિશ્વંભરનાથ જર્દ્દુને પોતાની સારી કૃતિ ઉત્પન્ન કરવામાં '**વીસમીસદી**'એ કેવી મદદ કરી હશે? રા. રવિશંકર રાવળ, રા. ગોરક્ષકર, સ્વ. માલી, શ્રી પુરુષોત્તમદાસ, સ્વ. પટેલ વગેરે ચિત્રકારોને ગૂજરાતમાં '**વીસમીસદી**'એ જ ઘણા જાણીતા કર્યા એમ કોણ નહિ સ્વીકારે? અને કેટલાક છુટક છુટક સારા સારા લેખો પણ કેટલા બધા '**વીસમીસદી**'એ જ લખાવ્યા છે? અલબત્ત, '**વીસમીસદી**'માં કાંઇ કાંઇ ક્ષતિઓ ટીકાકારોને લાગે છે જ; અને પૃથગ્જનની અનુચ્ચ વૃત્તિઓને પોષી, સસ્તી લોકપ્રિયતા મેળવવાનો મોહ જે આધુનિક ગૂજરાતમાં નાટકો, નવલકથાઓ અને તેવી બીજી પ્રવૃત્તિઓને પણ લાગેલો જોવામાં આવે છે તે મોહથી '**વીસમીસદી**' પણ કાંઇ વેગળી રહી શકી નહોતી, એમ કહેનારને ખોટા પાડી શકાય એવું નથી; તોપણ '**વીસમીસદી**'ને ન્યાય આપવા ઇચ્છનારે એમ પણ કબૂલ કરવું પડશેજ કે જ્યારે-જ્યારે પ્રસંગ હોય, અનુકૂળતા હોય, ધારી મદદ મળી શકી હોય, ત્યારે ત્યારે પોતાની નેમ ઉંચી રાખવા માટે '**વીસમીસદી**'એ હમેશાંજ તત્પરતા બતાવ્યા કરી છે. રા. નરસિંહરાવ, રા. ન્હાનાલાલ, રા. કાન્તિલાલ, રા. વિભાકર વગેરેના લેખો હમેશાંજ

માનસહિત સ્વીકારના ગ૦ મારતર, રા૦ ચંદ્રશંકર, ગ૦ રંજિત-
લાલ પંડયા સ્વ૦ રણજિતરામ, સ્વ૦ યોગીન્દ્રરાવ, વગેરેને લખવા
માટે વિનતિઓ થતી, અને 'રૂડા પટેલ'ના લખનાર ગ૦ મહીદાસ,
ગ૦ દુર્ગેશ્વર મૂળજી, અને એવા બીજા ઘણા આશાજનક નવા
લખનારાઓને પણ સ્થાન મળતું. 'વીસમીસદી'ના વિષયોમા
પણ કેટલું વૈવિધ્ય નજરે પડતું ? મહાપુરૂષો અને બનાવોની નામાણુ
માહિતી અપાતી, સામાન્ય બાબતોની નવા સ્વરૂપમા પણ ગમ્મત-
ભરી પદ્ધતિએ ચર્ચા થતી અને દરેકેદરેક અંકમા કાંઇ કાંઇ તો
જાણવાજેવું આવ્યાજ કરતું. આવી આવી પ્રસાદી રજૂ કરી, સર્વ
ભાર પોતે વ્હોરી લઇ, રહ્યો તે પોતાનાને માટે મૂકી જઇ, આયુ-
ષ્યના મધ્યકાળમા પહોચતા પહોચતા તો જેઓ પ્રભુપદે પહોચી
ગયા, એ શ્રીયુત હાજીમહમ્મદને ગૂજરાત તરતમાજ ભૂલી જાય એ
શું ઓછુ નિગશાજનક છે ? ગૂજરાત-કમનસીબે લખવુ પડે છે,
લખતા શરમાવુ પડે છે, પણ સત્ય હોઇ લખ્યા વિના નહી શકાતું
નથી-પોતાના પુત્રોની શક્તિઓ અને કૃતિઓ તરફ બેદરકાર રહેલુ
ગૂજરાત શુ કોઇ પણ જિન્દગીમા કદર કરતા નહિજ શીખે ? નર્મદ,
દલપત, નવલને તો ન ગણીએ, તોપણ ગોવર્દ્ધનરામ, મણિલાલ,
'કલાપી,' રણજિતરામ, ગજ્જર, ભગવાનલાલ સંપતરામ, આવા તો
જેને ગૂજરાત એકે અવાજે વખાણી રહ્યુ છે તેવા-અને બહાર
નહિ આવી શકેલા એવા પણ કેટકેટલા-હીરાઓ ગૂજરાતમા પાક્યા
છે, છતા તેની કિમ્મત ઉવના તો ન કરી, પણ મર્યા પછી, તેમની
કૃતિઓનો-તેમના ઉપકારોનો-લાભ લેતુ છતુ પણ શુ ગૂજરાત હજીયે
કદર નહિ જ કરે ? બીજાએ ગૂજરાત માટે ઘણું કર્યું છે, પરંતુ
હાજીમહમ્મદે તો ઘણુ કરવા ઉપરાંત પોતાનું બધુજ ગૂજરાતને
માટે-ગૂજરાતને 'વીસમીસદી' જેવુ વાચન પૂરૂ પાડવા માટે-
હોમી દીધુ છે સ્વ૦ હાજીમહમ્મદની સેવાઓ પ્રમાણુમા ગમે તેટલી
ઉતરતી પંક્તિની ગણાય, તોપણ તેમનો મનોભાવ અને તેમનો

સ્વાર્થત્યાગ તો એવી પ્રતિનાં હતાં કે તેને માટે ગૂજરાતે વધારે નહિ તો હાજીમહમ્મદે ગૂજરાત માટે કરેલું દેવું તો જરૂર વાળી આપવુંજ જોઇએ. બીજી કોઇ રીતે તે કરવાનું બની ન શકે તેવું લાગતું હોય તોપણ 'વીસમીસદી'માં જે જે લેખો અને ચિત્રો આવેલાં છે તે બધા ઉપરથી લેખકોએ અને ચિત્રકારોએ પોતાનો હક્ક ઉઠાવી લેવો જોઇએ. 'વીસમીસદી'માંનાં સારાં લખાણો સચિત્ર સ્વરૂપે પ્રકટ કરવાં જોઇએ, અને દરેક ગૂજરાતીએ તેની અક્કેક પ્રતિ તો પોતાના ઘરમાં વસાવવીજ જોઇએ. જો આટલું યે કરશે તોપણ ગૂજરાત પોતાનું દેવું પાછું વાળવાનું સદ્ભાગ્ય અને સુઅભિમાન મેળવી શકશે. પ્રભુ તેવી બુદ્ધિ ગૂજરાતને આપો !

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

---

## હૃદયેચ્છા

પ્રભુ ! ફરી વખત સાહિત્યની-કળાની વાડીમાંનું સુગંધી ગુલાબ ખરી પડયું !

મારી વાડી તે ગુલાબની અણવિકસેલી કળીની સંધ્યામાં જ લીન થઇ ગઇ.

પ્રભુ ! ગુલાબ ગયું, પણ પરિમલ મેલી ગયું;
રત્ન ગયું, પણ જ્યોતિ મેલી ગયું;
સુસ્વર ગયો, પણ રણકાર મૂકી ગયો;
વિશ્રામ ગયો, પણ સ્મૃતિ મૂકી ગયો.
પ્રભુ ! મારૂં ગુલાબ ખોલવજે;
મારૂં રત્ન દીપવજે;
રણકાર મધુમય કરજે;
સ્મૃતિ નવ-પલ્લવિત કરજે.

પ્રભુદાસ

---

## હાજી-સાહિત્યકાર અને ફકીર

ભવિષ્યની પ્રજાની સ્મૃતિમાથી ખસી ન શકે એવું કાર્ય કરનારાઓ પોતેજ કરુણરસતી કૃતિ છે. મેઘદૂતની કૃતિ જોઇ આજે કાલિદાસ માટે આંસૂ ખેરનાર હજારો મનુષ્યો છે; શેકસપિયરની માનસસૃષ્ટિમાં પોતાનું મન આબેહૂબ આલેખાયેલું જોઇ એનો તરફ આરામ માટે ફરનાર હજારો દર્દી છે. સમય જતા કિમ્મત ન ઘટે એવી પ્રજાકીય સમૃદ્ધિ આવા પુરુષોમાંથી જન્મે છે.

પરંતુ જો કાલિદાસ હિંદુસ્તાનની પ્રજાકીય સમૃદ્ધિ છે, તો ભોજ કે વિક્રમ એવીજ બીજી સમૃદ્ધિ છે. નર્મદ ગૂજરાતી સાહિત્યનો એકજ વિરલ પુરુષ છે, એ વીરત્વની પિછાન કરનાર કરસનદાસ જ એની સ્પર્ધા કરી શકે. સ્વર્ગસ્થ હાજી સાહિત્યકાર તો હતોજ, પણ તે સાથે તે સાહિત્યપોષક પણ હતો. તે નર્મદ પણ હતો અને કરસનદાસ પણ હતો. આખા ગૂજરાતી સાહિત્યમાં આ પ્રથમજ બનાવ છે કે જ્યારે, સાહિત્યના યજ્ઞપર સર્વસ્વ હોમનાર સન્યાસી પોતાના કાર્યવડે અનંત મનમાં વહેંચાઇ રહ્યો છે. એનો દેહ નાશ પામતા એ પ્રજાકીય સમૃદ્ધિ બન્યો છે; એનો દર્શાવેલો માર્ગ અત્યારે પ્રજાનો ઇતિહાસ છે.

મૃત્યુ અનંત જીવનમાં જવાનું દ્વાર છે, એ સ્વીકાર્યા પછી એ ઓલિયો અત્યારે જીવે છે એવો ક્યારે જીવતો હતો? અલબત્ત, અરસિક ગૂજરાતમા એ રસિક પુરુષની કદર ન થઇ, પણ એણે પોતે તો રસિકજીવનનું એક પ્રકરણ પૂરું કરી બીજું પ્રકરણ ખોલવા જેટલી તૈયારી કરી લીધી. ભવિષ્યમા એ રસયોગી, સાહિત્યના ઓલિયાનું

સંકુચિત ક્ષેત્ર ત્યાગી કોઇ વિરલ ઑલિયા રૂપે પાછો ફરતો હશે !

'રાજા થવા જન્મેલો ' કલાપી ' ગૂજરાતી સાહિત્યમાં પોતાની ન ભૂંસી શકાય તેવી સ્મૃતિ મૂકતો ગયો એ ' કોહડાં ' અનંત સંસ્કારનો પ્રશ્ન રજૂ નથી કરતો ? વેપારી થવા જન્મેલો હાજી કોઇ અગમ્ય બલના પ્રવાહથી–રે ! કોઇ કરુણપ્રધાન જીવનસખીના સહચારથી–આ દિશામાં ખેંચાયો ! ત્યાંથી જીવન પૂરું થતામાં એ બે ત્રણ પગથિયાં વટાવી ગયો. સાહિત્યમાં કામ કરનારો હાજી 'વીસમી સદી'નો કલારસિક તંત્રી હતો; સાહિત્ય પાછળ મરનાર હાજી એક ફકીર હતો; અને હવે સાહિત્ય પાછળ મર્યા પછીનો હાજી રસયોગની દિશામાં બ્રહ્મનાદની પાછળ દોડતો કોઇ યોગી છે ! એ સમાજમાં વિચારરૂપે વહેંચાઇ રહ્યો છે, કલારૂપે પ્રસરી રહ્યો છે, કલ્પના રૂપે ચિતરાઇ રહ્યો છે. હાજીનો આ અમર અક્ષરદેહ !

નર્મદ પ્રેમ અને શૌર્ય પાછળ ઝઝૂમ્યો, ' કલાપી ' સ્નેહ પાછળ ઝૂર્યો, ગોવર્દ્ધનરામ સાહિત્ય પાછળ સન્યાસી થયો, પણ હાજી સાહિત્ય અને કલા પાછળ મર્યો. હાજી નર્મદ જેવો વીર નથી, ' કલાપી ' જેવો કવિ નથી, ગોવર્દ્ધનરામ જેવો સાક્ષર નથી, પણ એ સૌના કરતાં વધારે ઉત્કૃષ્ટ સાહિત્ય–સન્યાસી છે. એની સરખામણી 'લેખક' તરીકે નથી કરવાની, ' મનુષ્ય ' તરીકે કરવાની છે; અને એ ગણત્રીએ એ વિકાસક્રમનાં બેચાર પગથિયાં વધુ ચડી ગયો છે.

હાજી પોતેજ સાહિત્ય છે; એટલા માટે એની કૃતિ સાહિત્ય હોઇ શકે નહિ. સાહિત્ય પછી એક પગથિયે તત્ત્વજ્ઞાન ઉભું છે; વચ્ચે કર્મયોગ છે. કર્મયોગ, બધા જુદા જુદા માર્ગમાં તત્ત્વજ્ઞાનના દ્વારરૂપે પડેલો છે. હાજી કર્મયોગી હતો. એ બહુ ' લખી ' નશક્યો પણ ઘણું ' કરી ' શક્યો. મનુષ્ય ત્યાર પછીજ બ્રહ્મ તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં જઇ શકે છે. હાજીની આ તૈયારી હતી, અને હવે તે એ પ્રદેશનોજ નિવાસી હશે.

હાજીનું માનસશાસ્ત્ર એક વાત સિદ્ધ કરે છેઃ કર્મયોગી એ એક

જાતનું બલ છે; પ્રજામાંથી પ્રતિધ્વનિ કઢાવવાની એનામાં તાકાત છે; અને ફળની આશા વિના કાર્ય કરનારો માણસ પ્રજાજીવન ફેરવી શકે છે.

હાજીનો વ્યક્તિવિકાસ અદ્ભુત છે, અને એટલે દરજ્જે હાજી પોતેજ સાહિત્ય છે. એ સાહિત્ય પાછળ ફકીર બન્યો, છતાં એ ઉદાર ન મટયો; એ કલા માટે સ્થલ સ્થલ ભમ્યો, છતાં એને થાક ન ચઢયો; સાહિત્ય પાછળ જીવન જાય છે એમ એ સમજ્યો, છતાં એ પાછો ન હઠયો.

હાજી કલાવીર હતો, કારણકે એનામાં સુંદર અને ઉદાર હૃદય હતું. જેમ કવિના તેમ કલા જન્મે છે. હાજી ધર્મવીર હતો, કારણકે સાહિત્ય પાછળ એણે ફકની પહેરી હતી. હાજી જીવનાં એ પોતે એક જાતનું બલ હતો, મૃત્યુ પછી એ પ્રજાજીવનનું ઐતિહાસિક સામર્થ્ય છે. કુદરત પોતેજ ઉત્તમ સાહિત્ય છે. માનવજીવનના વિકાસક્રમમાં કુદરત જ સાહિત્યની ખોટ પૂરે છે. અને એટલા જ માટે હાજીનો ન્યાયાધીશ એની સાહિત્યકૃતિપરથી નહિ, પરંતુ એની માનવકૃતિપરથી ન્યાયની લીટી દોરશે.

જેમ પ્રજાજીવનમાં તેમ મનુષ્યના જીવનમાં પણ આ એક ભયંકર પ્રશ્ન છે. એ પ્રશ્નપર જ મનુષ્યના સામર્થ્યનો અમર અંશ ટકે છે. નેપોલિયનના વખતમાં કોઇ શાંત ઝૂંપડીમાં મૃત્યુ પામેલો પણ નિષ્કલંક ખેડૂત વધારે યોગ્ય મનુષ્ય હતો કે નેપોલિયન? એ પ્રશ્નનો ઉત્તર ઇતિહાસ આપે છે કે 'નેપોલિયન'; અને તત્વજ્ઞાન આપે છે કે 'ખેડૂત!' કારણકે માનવજીવનનો આ સરવાળો છેઃ
**अपि न्यग्रात्तया तपसि प्रवर्तते ।**

ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી



# સ્મરણધ્વનિ

મોહનદાસ કરમચંદ ગાંધીને તથા હેમનાં પત્નીને દક્ષિણ આફ્રિકાથી આ દેશમાં આવ્યા સંબન્ધે મુંબાઇની 'ગુર્જરસભા' તરફથી તા. ૧૪ મી જાન્યુઆરી ૧૯૧૫ ને દિવસે શેઠ ત્રિભુવનદાસ મંગળદાસના બગીચામાં મેળાવડો ભરવામાં આવ્યો હતો, ત્ય્હાં જવાને હું, મ્હારો સ્વ. પુત્ર નલિનકાન્ત તથા પુત્રી લવંગિકા કોટમાંથી ટ્રામમાં બેશી બેતવાડીરોડના ટ્રામ સ્ટેશને ઊતરીને બગીચા તરફ જતાં હતાં તે વખતે એ જ ટ્રામમાંથી ઊતરેલા એક ઊંચા, લાંબી ફલંગો ભરતા જોજાએ હમને પકડી પાડ્યા; નલિનકાન્ત જોડે હેને ઓળખાણ હતું તેથી ત્હેણે મ્હારી સાથે ઓળખાણ કરાવ્યું: "આ મિ. હાજીમહમ્મદ અલ્લારખ્યા શિવજી." આ મ્હારો પ્રથમ પ્રસંગ. અત્યારે ઓળખાણ કરાવનાર અને ઓળખાણ થનાર બંને પ્રભુના દરબારમાં છે; હું હજી અહિં છું. પણ અન્તે શાન્તિધામમાં મળીશું એ શ્રદ્ધા હૃદયને અને જીવનને ટકાવી રાખે છે.

ઓમર ખય્યામની ફિટ્ઝ જેરાલ્ડકૃત રુબાયાતનો અનુપમ સંગ્રહ, જુદી જુદી પ્રસિદ્ધિઓનો, ચિત્રો સહિતનો, હાજીમહમ્મદને ઘેર છે, તે જોવાની ઇચ્છા બહુ વખતથી હતી, અને નલિનકાન્તની મારફત તે પ્રસંગ સાધવાનું ઠર્યું હતું, તેટલામાં આમ અણધાર્યું ઓળખાણ થયું. તે વખતે હેમને ઘેર જવાનો ઠરાવ કર્યો; તરત અમલમાં ના આવ્યો. પંદરેક દિવસ પછી પત્ર લખ્યો કે બે અઠવાડિયાં સુધી

નહિં આવી સકિયે. તે પ્રસંગ ના જ આવ્યો; મ્હારા પુત્ર જોડે જવાનું તો ના જ બન્યું. ત્હેના અવસાન પછી કેટલીક મુદત પછી જઇ સક્યો. સંગ્રહ ખરેખરો આકર્ષક હતો. જેનાં બે ત્રણ કલાક ગયા. આ પ્રસંગ પછી વખતોવખત હમારે બેને મળવાનું થતું હતું. "સ્મરણસંહિતા" લખાઇ; હાજીમહમ્મદને વંચાવી. હેમને હેમા અમુક પ્રકારના ગુણ જણાયા. પુસ્તક પૂરા આકર્ષક રૂપમાં પ્રકટ કરવાની બધી યોજના–ચિત્રો, છપાઇ, બંધાઇ, સર્વ વીગતો સહિત યોજના–હાજીમહમ્મદની પ્રેરણાથી, સહાયતાથી અને ઉત્સાહથી થઇ અને પાર પડી. ચિત્રોને અંગે ખાસ મદદ હેમની હતી; ચિત્રકાર કને નમૂના કરાવવા, પસંદ કરવા, સુધારવા એ સર્વ બાબતમાં. એ અને હું બે જણાની સહકૃતિ સતત હતી. ચિત્રો સંબન્ધે સમજૂતી પણ પુસ્તકને અંતે હાજીમહમ્મદે લખી; ભાષામા સંસ્કાર મ્હારે બહુ જ થોડા કરવા પડયા હતા.

આ પછી હમારે મળવાનું અનેકવાર થતું હતું. 'વીસમીસદી'ની યોજના વિશે લાંબો વખત હમારે મસલત થતી; અને આખરે એ અપૂર્વ સાહસમા હેમણે ઝંપલાવ્યું; વિજય મેળવ્યો; અને હવે?— એ ચિત્રવિશેષન માટે આપણે શોક કરવાનું જ રહેશે?–પ્રભુની ઘટનામાં ઊંડી નજર નાંખવી વ્યર્થ છે. तदस्तु.—આ માસિક માટે મ્હારી કનેથી લેખો મેળવવા માટે હાજીમહમ્મદનો સતત માગણી ટોકણીનો મારો સ્નેહસંબન્ધને લીધે કદી અણગમો ઉપજાવતો ન્હોતો. મ્હારી સાહિત્યપ્રવૃત્તિ જે પ્રવાહમા તે સમયમા ચાલૂ હતી હેમાથી કેટલીક ન્હેરો પોતાના 'માસિક'મા ખેંચી લેવા માટે હેમની જાદૂગર જેવી શક્તિને હું વશ થયો. વખતોવખતે ન્હાના મ્હોટા કેટલાક લેખો મ્હેં આપ્યા અને હેમણે ગુણમાની વૃત્તિથી તે વધાવી લીધા. હેમણે મ્હારા સાહિત્યજીવનની ચાલૂ પ્રવૃત્તિમાથી મિત્રને દાવે ફાળો લીધો. હાજીમહમ્મદમાં એ એક અનુપમ કળા હતીઃ ગમે ત્હેવા કનેથી પણ લેખ ખેંચી લેવા, અને તે પણ શોભ

પ્રમાડયા વિના. હેમની સંજ્જનતા આ કામમાં સહાયભૂત થતી હતી. મ્હારી સાહિત્યપ્રવૃત્તિમાં મ્હને સમય કાઢવો કઠણ હમેશાં હોતો; છતાં મ્હારે પણ હાજીમહમ્મદની લેખ માટેની માગણી આવતાં નકાર કહેતાં બહુ કઠણ પડતું; જો કે કેટલાક પ્રસંગોમાં તો મ્હારે ના કહેવી જ પડેલી. 'વસન્ત' માસિકને આ બાબતમાં અદેખાઇ કરવાનું કારણ હોય તો 'વીસમીસદી'ની જ-અદેખાઇ કરવા જેવું કોઇકોઇવાર થતું.

હાજીમહમ્મદ એટલે 'વીસમીસદી' એમ જ થઇ ગયું હતું. હેમનું ઘર સોધનાર પૂછે કે 'હાજીમહમ્મદ' ક્યાં રહે છે તો ઘર જડતે વાર લાગે, પણ 'વીસમીસદી' ઓફિસ એટલું કહેતાં તરત લોકો ઘર બતાવતા. એ ત્રણ દાદરા ચઢીને પ્હોંચવાના મકાનમાં જુદા જુદા પ્રકારની મૂર્તિયોનાં દર્શન થતાં; જીવનની ઉચ્ચાવચ સર્વ કક્ષાના પ્રતિનિધિ ત્હાં મળતા. જૈન આચાર્ય ધર્મવિજયસૂરિના ડાબા અને જમણા હાથરૂપ બનેલી મૂર્તિયો વિદ્યાવિજયજી અને ઇન્દ્રવિજયજીનું પિછાણ મ્હારે હાજીમહમ્મદને ઘેર જ પ્રથમ થયું. ડૉ. ટેસિટોરી અકાલ મરણના ઝપાટામાં આવી ગયા ના હોત તો હેમની મુલાકાત પણ મ્હારે હાજીમહમ્મદને ઘેર થવાની હતી. રા. ન્હાનાલાલ દલપતરામ કવિનો વિશેષ નિકટતાથી સમાગમનો એક પ્રસંગ મ્હને હાજીમહમ્મદને ઘેર જ મળ્યો હતો; જે પ્રસંગે એ વિલક્ષણ વ્યક્તિના મનમાંના મ્હારે વિશેના કેટલાક ખોટા ગ્રહ બંધાયલા કાઢી નાંખવાનું સુભાગ્ય મ્હને મળ્યું હતું.

હાજીમહમ્મદ જોડેનો મ્હારો ટૂંકા સમયનો પરિચય મ્હને પ્રસંગોના ભારને બળે લાંબા જેવો લાગે છે. જીવનનું માપ વર્ષોવડે નથી થતું, પ્રસંગોની તીવ્રતા, બળ, ઇત્યાદિથી થાય છે. તે દૃષ્ટિથી જોતાં હાજીમહમ્મદ વિશે મ્હને કોઇ જૂના મિત્ર જેવો જ ભાસ થયા કરે છે. એ સદા સ્નેહાળ, મન્દહસમુખી, મૂર્તિનું સ્મરણ નિરંતર તાજૂં જ રહેવાનું. વાતચીતમાં વારંવાર "follow?" શબ્દથી ક્લાસને શિક્ષણ આપનાર શિક્ષકના જેવી વાણીના મ્હારા કાનમાં

હજી પડઘા પડયા કરે છે. એ મૂર્તિ, એ વાણી,—આ જીવનના સંકુચિત માપથી જોતા, અભેદ્ય અન્ધકારમા, સનાતન મૌનમા, વિલીન થઈ એ વિચાર મનમા આવતા, હૃદય એ વિચારનો ભાર ઝીલવાને અસમર્થ થાય છે. પરંતુ એ અન્ધકારને ભેદનાર એક અમૂલ્ય દીપિકા, એ મૌનમાથી દિવ્ય ધ્વનિ સંભળાવનાર એક વિરલ વાદ્ય, મ્હને ગુંપ્તરીતે આપનાર એક પરમ મિત્ર છે, ત્હેની સહાયતાથી હૃદયનો ભાર હલકો થાય છે.

વાંદરા,<br>
તા. ૧૦ મી મે: ૧૯૧૧

નરસિંહરાવ ભોળાનાથ






સદ્‌ગત ભાઈ હાજીમહમ્મદની અને મારી ઓળખાણ રા. ચંદ્રશંકર પંડ્યાની મારફતે થઈ. તે વખતે એ 'વીસમી સદી' કાઢવાનાં ઘણાં વર્ષોનાં સ્વપ્નાંને સિદ્ધ કરવા મથામણ કરી રહ્યા હતા, અને હું ગૂજરાતીમાં વાર્તા લખવા જેવી હિણકમાઉ પ્રવૃત્તિ ચાલૂ રાખવી કે કેમ તે પ્રશ્ન ઉપર ગંભીર વિચાર ચલાવી રહ્યો હતો. કલાના બધા પ્રદેશની તેની માહિતી, યોગ્યાયોગ્ય શણગાર નક્કી કરવાનો વિવેક અને કલાના વિકાસમાં તેની શ્રદ્ધા, આ ત્રણ વસ્તુ એનામાં એવી હતી કે કોઈપણ સાહિત્યપ્રેમી એના તરફ આકર્ષાય એમ હતું; અને તે પ્રમાણે હું પણ આકર્ષાયો. અને ત્યારથી શરૂ થયેલો અમારો સહચાર તેના મૃત્યુથી જ તૂટ્યો.

તેનું ઘર સદાય કલાપ્રેમીઓને માટે ઉઘાડું હતું; અને હમેશાં, કોઈ સાહિત્યકાર કે કલાકારની ઓળખાણ કર્યા વિના, કે સાહિત્યના કે કલાનાં કાંઈ દૃષ્ટિબિન્દુ લઈ આવ્યા વિના મળનાર પાછો આવતો નહિ. આવે પ્રસંગે હાજીમહમ્મદ વાતચીતમાં ભાગ ઓછો જ લેતા. તે પોતે તો માત્ર સાંભળી જ રહેતા; અને વાર્તાલાપનો અગ્નિ મંદ પડતાં, લાકડાં ખોસી આપી તેને સતેજ કરતા. આ ગુણોથી તે બધાને લોકપ્રિય થઈ પડતા.

અમેરિકન છાપાંઓની જાહેરખબરીઆ પદ્ધતિમા તે પાવરધા હતા. તેમનો પ્રથમ ઉદ્દેશ મનરંજન હતો. તેમનું દૃષ્ટિબિન્દુ સદાય વાચકનું હતું; અને વાચકવૃંદ શાથી રીઝશે, શાથી આકર્ષાશે, તેનું જ્ઞાન વગરમહેનતે તેનામાં પેદા થતું. આ દૃષ્ટિબિન્દુ નજર આગળ રાખવું, એ લાગે છે એવું સહેલ કામ નથી, કારણકે કલાવિધાયકોનું પોતાની

કૃતિઓ વિષેનું જગજાહેર અભિમાન ધવાય નહિ તેમ તેમની પાસેથી વાચકનું મનરંજન થાય એવું કામ લેવું, એ કોઇ વિરલ તંત્રી જ કરી શકે છે. હાજીમહમ્મદમાં આ વિરલતા હતી.

'વીસમીસદી'ના વિધાનાના અનેકવિધ સંસ્મરણોના સમૂહોમાં એક જ મૂર્તિની રૂપરેખા નજરે ચઢે છે. અને તે કલાદેવીના બંદીજનની.

એ બંદીજન કલાની પ્રશંસામાં મશગૂલ રહેતો; પ્રશંસા સાર્થક કરવાના દૃષ્ટિબિન્દુઓ સદાય જોયા કરતો; કયા ગુણોને કેમ ગોઠવવાથી સ્તુતિ સકારણ લેખાશે તેનું મનન કરતો; અને ઉપાસકોને કેમ ગોઠવવાથી દેવીનું ગૌરવ વધશે તેની નિરંતર ચિન્તા રાખતો.

'સદી'ના અંકોની માલા એ કલાના યશોગાનથી પરિપૂર્ણ એક સ્તોત્ર છે. તેમાં કલા કરતા કલા પારખવાના પાઠો છે. તેનો તંત્રી કલાકાર કરતાં કલાને જગવિખ્યાત કરનાર બર્કની પદ્વી ધારતો.

તે કલાનો ભક્ત હતો. સંગીત, નાટક, અભિનય, નાચ, કવિતા, વાર્તા, ચિત્ર ને શિલ્પકલા,—એ બધાં સ્વરૂપોને એ પૂજતો; અને ભક્તિભાવમા જ લીન બની રહી કદિ પણ સમાલોચક થઇ જતો નહિ કે થવા માગતો નહિ. હિન્દમાં—ગુજરાતમા કલાનો શોખ વધે, કલાકારોની કિંમત અંકાય, કલામયતા પ્રસરે,—આ જ તેનો જીવન-આદેશ હતો. દરેક પંક્તિના કવિ ને નાટકકાર, કથાકાર ને કઠ્ઠાબાજ, ચિત્રકાર ને શિલ્પી,—બધાને માટે તેને મોહ હતો; બધાને તે ઉત્તેજતો. ગ્રીક કલાવિધાયકોના સૌંદર્યઆલેખન કે હિન્દી કલાવિધાયકોની આધ્યાત્મિકતા તરફ તેનો પક્ષપાત નહોતો; નહોતો પક્ષપાત રા. ન્હાનાલાલની મોહક શબ્દજાલ તરફ કે રા. નરસિંહરાવની ભાવપ્રાધાન્ય સરલતાપર. જ્યા કલાનાં દર્શન થતાં ત્યા તે પ્રણિપાત કરતો.

પણ એની ખરી ખૂબી તો આ વૈવિધ્ય ગોઠવવામાં હતી. આનો લેખ આ ચિત્ર સાથે જાશે, આ વિષયપર આ જ લખી શકશે ને આ જ ચિત્ર કરશે, આ અંકમાં આ જ પ્રકારનું બાહ્યિત્વ જોઇએ, ને આને પ્રસંગે તો આનું જ જીવનચરિત્ર આવવું જોઇએ—

આ વિવેકબુદ્ધિ મેં જેવી હાજીમહમ્મદમાં જોઇ છે એવી કોઇનામાં જોઇ નથી. અને આ જ ગુણ એ 'સદી'ની લોકપ્રિયતાનું રહસ્ય છે. તેમાં અનેક કલાકારની વિવિધ પ્રકારની મહેનતને પરિણામે માત્ર એક સંગ્રહસ્થાન ઉભું થતું નહિ, પણ તંત્રીની બુદ્ધિને પ્રતાપે એક ભવ્ય ને સુંદર રચના રચાઇ જતી. અને આ રચના રચવામાં વખત કે પૈસાના વ્યયનો તેને હિસાબ નહોતો; પોતાની કે કુટુંબની તબિયત કે શાતાની પરવા નહોતી. તે કલાઘેલો હતો; અને તે ઘેલછામાંજ મગ્ન રહેવામાં આનંદ લેતો.

આવા પ્રકારની રચના રચવામા તે જબરો કલાવિધાયક હતો. મહિનાઓ પહેલાં-પ્રસંગ પેદા થાય તે પહેલાં-તે અનેકરંગી વ્યૂહો રચવાના વિચારો કર્યા જતો; અને તેને માટે તૈયારી કરવામાં કાંઇપણ મણા રાખતો નહિ. મહિને મહિને 'સદી'ના અંકો વાંચનારને નવાઇ જણાતી. દરેક અંક વસ્તુ, શણગાર ને રસ એ ત્રણેના એકીકરણથી ઉદ્‌ભવતું મોહક ને અણમોલું કલાવિધાન બની રહેતું.

વિલાયતનાં ચોપાનિયાં જોઇ 'સદી'ને ઉતારી પાડનાર મને ઘણા મળ્યા છે; પણ હવે પાછળથી થઇ રહેલા અંધકારપરથી દીવાની હિંમત તેમને થઇ હશે એમ મને ખાત્રી છે. સાધનને અભાવે તે પાશ્ચાત્ય દેશના માસિકોથી ઉતરતું લાગતું; પણ જેને આ દેશની સ્થિતિનું ભાન હતું તે બધા સમજતા કે એમાં કેટલી મહેનત, ત્યાગ ને કલા સમાયાં છે. 'સદી' એ માત્ર ચોપાનિયું નહોતું; તેના તંત્રીની કલાભક્તિ એમાં આલેખાતી. દેહમાં પ્રાણ રહ્યો ત્યા સુધી હાજીમહમ્મદનો એ ભક્તિભાવ ડગ્યો નહિ, તેની હિંમત ઓસરી ગઇ નહિ, તેનો જીવનઆદર્શ અસ્પષ્ટ થયો નહિ. જે કલાદેવીના ગુણગાન કરવામાં તેણે પૈસો, ઉમર ને આશા જવા દીધાં, જેના ઉપાસકોને એકઠા કરી પ્રોત્સાહવામાં તેણે જીવનનું સાફલ્ય માન્યું, તે મહાદેવીના ગાન કરતાં કરતાં, તેનાં ચરણમાં જ તેણે દેહ છોડયો!

આપણે સાં હજુ કલાની કિંમત નથી. લેખક એક ટાયલાંખોરો

ગણાય છે, ચિત્રકાર જરા ઘેલો મનાય છે, સંગીતનો ઉસ્તાદ અસ્પૃશ્ય લેખાય છે. લોકોને ભાન નથી કે એમની મહેનત વડે જ જીવનમાં રસ આવે છે; અને જેમ તેમની સેવાની કિંમત થશે તેમ કલા ઉંચા પ્રકારની થશે અને દેશનું જીવન ઉંચા પ્રકારનું બનશે. આ સમયમાં દેશકાલની પરિસ્થિતિ એવી છે કે ત્યાગવૃત્તિને સંસ્કારણ શ્રેષ્ઠ માનવામાં આવે છે, અને જેમ બને તેમ સાદાઈ ને તિતિક્ષામાં જ માણસમાઈનો સમાવેશ થઈ જાય છે. એટલે આવે વખતે, કલાની પાછળ જીવન અર્પવાનું દેખીતી રીતે અયોગ્ય લાગતું કામ કરનાર માણસની કદર જોઈએ એવી ન થાય એમ પણ બને. પણ એક ચાલૂ પરિસ્થિતિને ઉપયોગી દૃષ્ટિબિન્દુ સદાને માટે ટકી શકે નહિ. આખરે મનુષ્યસ્વભાવની સનાતન જરૂરિયાતોનું ભાન આવ્યા વિના રહેશે નહિ; અને મનુષ્યના હૃદયમાં રહેલા રસને પોષણ ને ખીલવટ જોઈશે જ. જ્યારે તે સમય આવશે, જ્યારે પ્રતાપી બનેલો ગુજરાતનો જીવનપ્રવાહ ઉભરાઓ શમ્યાથી શાન્ત ને સર્વવ્યાપી બની સર્વાંગે ખીલશે, ત્યારે અંધકારમાં રહીને પણ પ્રકાશના આછા કિરણોની કિંમત આંકનાર ને નિરાશામાં પણ આશાનો એકતારો વગાડનાર હાફેઝ-મહમ્મદના સ્મરણો ને દૃષ્ટાન્ત અનેક કલાકારને પ્રેર્યા વિના રહેશે નહિ.

કનૈયાલાલ માણેકલાલ મુનશી





હાજીમહમ્મદ ઇ સ ૧૯૦૨માં 'ગુલશન' માસિકના તંત્રી તરીકે

## શેઠ હાજીમહમ્મદ

'વીસમીસદી' તેમણે શરૂ કરી ત્યારે થોડા મહિના તેમની સાથે કામ કરવાની તક મને મળી.

તેઓ બે વરસથી 'વીસમીસદી'ને પોતાના મનમાં ને મનમાં સેવતા આવ્યા હતા. સૂક્ષ્મરૂપે તો એ વિચાર તેમની અંદર ઘણું વહેલો પેદા થયેલો. તેને માટે તૈયારીઓ પણ તેમણે ઘણાં વર્ષોથી કરી રાખી હતી.

'વીસમીસદી'ની કલ્પનાના મૂળમાં તેમની એવી ઇચ્છા હતી કે 'કળા'ને ઘેરેઘેર પહોંચતી કરવી. 'કળા' કરતાં 'રસિકતા' કહેવાથી તેમનો ખરો ભાવ વ્યક્ત થાય છે.

રસિકતાની તેમની ખ્યાલાતથી બીજાઓની ખ્યાલાત જુદી હોઇ શકે છે. મારી પોતાની યે જુદી હતી. પણ જે વસ્તુને તેઓ પોતે કળા કે રસિકતા સમજતા તે પ્રત્યેક ઘરમાં પહોંચાડવાનો તેમનો મનોરથ હતો.

ઇંગ્લાંડનાં અને અમેરિકાનાં કેટલાંક માસિકપત્રો તરફ બહુ વખતથી તેમનું ધ્યાન ખેંચાયું હતું. એ માસિકો નવરાશના વખતનો ઉપયોગ કરવા સારૂ ઠીક છે. તેમાં વાર્તાઓ અને આકર્ષક માહિતીવાળા લેખો આવે છે અને નામીચા ચિતારાઓનાં સુંદર ચિત્રો તેમાં છાપવામાં આવે છે. શેઠ હાજીમહમ્મદને સૂઝ્યું કે તેમના ધ્યેયને માટે આવું એક માસિક ખરૂ સાધન થઇ પડશે.

'વીસમીસદી'ના ધ્યેય વિષે મારે તેમની જોડે ઘણીવાર વાતચીત થયેલી. પ્રજાના કામના વખતમાંથી એક ક્ષણ પણ લેવાને એ રાજી ન હતા. પ્રજાની ફુરસદને વખતે તેને કળાનો રસ લેતી કરી દેવા તેઓ આતુર હતા. તેમની માન્યતા એ હતી કે એવી

જનતના વાચનમાં પ્રજા પોતાની ફુરસદ રોકે તો તેમાં કંઇ નુકસાન નથી. મને અને ઘણાંને લાગતું કે 'વીસમીસદી'થી તેઓ લોકોને રસિક તો બનાવે છે, પણ લોકોની રસિકતાને તેઓ હલકી પણ બનાવી રહ્યા છે. હાજીમહમ્મદ શેઠ કહેતા કે મારે લોકોના ઉપદેશક બનીને તેમને શીખામણ આપવી નથી. લોકોને જે વસ્તુ ગમે છે તે તેઓ ગમે તે ઇલાજ કરીને મેળવે જ છે. હું તેમને તેમની મનગમતી ચીજ મર્યાદિત રૂપમાં કેમ ન આપું?

'વીસમીસદી' શરૂ થઇ અને હું તેમની સાથે રહેવા લાગ્યો ત્યારે મને શેઠ હાજીમહમ્મદની કર્તવ્યપરાયણતાની થોડીઘણી ખબર પડી.

'વીસમીસદી'નો પ્રથમ તો માત્ર ખ્યાલ જ તેમનો પોતાનો હતો, કારણકે તે તો તેમના મગજમાં જ ઉઠયો હતો; પણ તેનાં બધા સાધનો તો હવામાં જ હતાં. તેમણે અનેક વર્ષ આ સાધનો ભેગા કરવામાં ખંતપૂર્વક ગાળ્યાં. વિલાયતી માસિકોનો એક મોટો સંગ્રહ તેમને ત્યાં મેં જોયો હતો. ચોરબજારના અજ્ઞાન મુસલમાનોને ત્યાં લોખંડના કે ચામડાના ટુકડાઓની હારમાં સાહિત્યનાં ઉમદા ઉમદા રત્નો પણ રઝળતાં હોય છે. તેવાં બહુ ખંતથી એ વીણી લેતા ને સંઘરતા. આ ઉપરાંત 'વીસમીસદી' માટેનું ખરૂં સાધન તો તેમણે લેખકમંડળની મિત્રાચારી કરીને સિદ્ધ કર્યું હતું. સાહિત્ય-આકાશના નરસિંહરાવ જેવા પહેલા વર્ગના તારાઓથી માંડીને સાવ નવા ઉગી નીકળતા તારાઓ સુધીના અનેક જણને મેં તેમને ત્યાં આવનાજતા જોયા છે. હાજીમહમ્મદ એ બધાની સાથે સારીપેઠે સારાસારી રાખતા. કેવળ શબ્દો પૂરતી જ એ સારાસારી ન હતી; એ તેમની ખાસીઅત હતી. દરેકને એક કે બીજી રીતે ઉપયોગી થઇ પડવાની હાજીમહમ્મદની નિત્યવૃત્તિ હતી. સાહિત્યના ઘણા રસિક જનોને અરસપરસ હાથ જોડી આપનાર સાંકળ રૂપ થના પણ હાજીમહમ્મદને મેં જોયા છે. સાક્ષરોની જોડે તેમને સાક્ષરી નાતો રહેતો. એ તેમની જોડે તેમની કૃતિઓ સંબંધી

ચર્ચામાં ઉતરતા. પણ આ સિવાય તેમની સાથે ખરો નાતો તો હાજીમહમ્મદ એક બીજી રીતે બાંધી લેતા. તેમની દુન્યવી મુશ્કેલીઓમાં કંઇક ને કંઇક માર્ગ કાઢી આપવાને તેઓ ચીવટથી મથતા ને એ રીતે ઘણાને ઉપકારતળે લેતા. કોઇને તેઓ મુંબાઇ જેવા શહેરમાં લાયક ઘર શોધી આપતા, કોઇને બાબાન્તર કરવા કંઇક કામ શોધી આપતા, કોઇ ચિતારા મિત્રનાં ચિત્રો ખપાવી આપતા, તો પુસ્તકો છપાવવા ઇચ્છતા કોઇ સાક્ષર મિત્રને તેઓ છાપખાનું, કાગળ ને ચિત્રકાર મેળવી આપતા.

'વીસમીસદી'ને માટે જરૂરી મુખ્ય સાધનો તો આ પ્રમાણે તેમણે સંઘરેલાં હતાં. પણ તેને માટે લડાઇની શરૂઆતના એ કઠણ વરસમાં નાણાં જોઇતાં હતાં તે તો એક બે ધનિકોના ઘરમાં જ હતાં. હાજીમહમ્મદને ખાતરી હતી કે જે વસ્તુ તેમના મનમાં હતી તેને રૂપરંગ આપી શકાય તો લોકો તો તેનો રાજી થઇને સ્વીકાર કરી લેવાના. આ શ્રદ્ધાને બળે તેમણે નાણાં મેળવ્યાં, અને 'વીસમીસદી' ગૂજરાતને તેમણે દેખાડી.

શેઠ હાજીમહમ્મદની તંદુરસ્તી હમેશાં સારી ન રહેતી. કંઇક ને કંઇક ફરીઆદ તો હોય જ. છતાં કામ કરવાની ધગશ તેમનામાં મેં જોઇ એવી બહુ ઓછાની અંદર મેં જોઇ છે. દિવસનો ઘણો ભાગ તેઓ ટ્રામ–ગાડીમાં જ ગાળતા. કંઇક લખવા વાંચવાનું હોય તે એ વખતે જ કરી લે. ઘણી સંધ્યાવેળાએ થાકીને લોથ થયેલા તેઓ ઘેર આવેલા મને સાંભરે છે. પણ તેની તકરાર કરવાને તેમને બાગ્યે જ ફુરસદ હતી. મન તો કામમાં જ રમી રહ્યું હોય. અમુક બાઇ પાસેથી લેખ મેળવવો છે, અમુક જણનો ફોટો મેળવવો છે, અમુક પ્રેસમાંથી ચિત્રના બ્લૉક લાવવા છે, અમુક માણસને આટલા પૈસા આપવા છે, અમુક મિત્ર માંદા હોવાથી જોવા જવું છે, અમુક શેઠ જાપાન જાય છે તેમને વળાવવા જવું છે, અમુક ઠેકાણે નવાં અમેરિકન છાપાં આવ્યાં છે તે જોઇ આવવું છે, અમુક ઠેકાણે ચિત્રોનું પ્રદર્શન

છે તે જોવા જવું છે, અમુક ઠેકાણે ઉમર ખય્યામની નવી આવૃત્તિ આવી છે તે જોવી છે, અમુક ફકીરનાં દર્શન કરવા જવું છે. આમાં ઘરનાં બીજાં કામો હોય તે તો હું ઉમેરતો નથી. આવાં અનેક કામો મનમાં ઉભાં હોય ત્યાં તંદુરસ્તી બિચારી ક્યાં માથું ઉચું કરે ? બહુ કરે તો એક મિક્ષ્ચરનો ઘૂંટડો મૂંગા મૂંગા ગળે ઉતારીને પાછા કામમાં ડૂબી જાય !

હાજીમહમ્મદમાં જે ચીજ હતી, અને જે ચીજ વિરલ છે ને બધામાં નથી હોતી તે એ હતી કે જેટલા દિલથી તે પોતાના સ્વાર્થનાં કાર્ય કરતા, તેટલું જ તન દઈને પરોપકારનાં કામ પણ તેઓ કરતા. ખરૂં કહું તો સ્વાર્થ ને પરોપકારને તેઓ જુદાં કરીને જાણતા જ ન હતા. પરોપકારમાં જ સ્વાર્થ રહેલો છે એ સત્ય તેમને બરાબર સમજાઇ ગયું હતું.

હાજીમહમ્મદની સાહિત્યક્ષેત્રની કારકીર્દી વિષે હું અહીં નહિ લખું. તેમને લખાણમાં તેમ જ ચિત્રકામમાં સુંદરતા બહુ ગમતી. તેમને કળાની ઠીક કદર હતી. તેમના દીવાનખાનામાં કળાના ઉમદા નમૂનાઓ તેમણે રાખ્યા હતા. તેમની અભિરુચિ realistic કળા તરફ વધારે નમતી હતી. આ અભિરુચિ જો વધારે ઉંચા દરજ્જાની હોત તો તેમણે 'વીસમીસદી'માં આપણને એકવીસમી સદીનાં દર્શન કરાવ્યાં હોત, એટલી શક્તિ મને તેમની અંદર દેખાઇ હતી.

આ યાદ એક વાતના ઉલ્લેખ વગર અધૂરી રહેશે. ઉમર ખય્યામના હાજીમહમ્મદ ભારે ચાહનારા હતા. અંગ્રેજી ભાષામાં જેટલી ઉમર ખય્યામની આવૃત્તિઓ નીકળી હશે તે બધીનો લગભગ તેમણે સંગ્રહ કર્યો છે. તે સંગ્રહને માટે તેમને યોગ્ય અભિમાન હતું. ઉમર ખય્યામના રસિકજનોનું તેમનું ઘર એક યાત્રાધામ બન્યું હતું. સુખમાં થઇને કે સંકટોમાં થઇને હાજીમહમ્મદ જે જે પ્રવૃત્તિઓ આનંદિન ચહેરે ચલાવતા તે બધીમા આ પુરાણા શાયર ઉમર ખય્યામની ખુમારી હું સ્પષ્ટ ભાળતો.

જુગતરામ દવે




કલા અને સાહિત્ય જેના જીવનનાં નૂર હતાં, સૌન્દર્યપૂજા જેનો સાત્વિક ધર્મ હતો, રસિકતા જેની જીંદગીના ઉલ્લાસરૂપ હતી તે સ્વર્ગસ્થ 'હાજી'ને તેના મૃત્યુ પછી લગભગ આજે એક વરસે યાદ કરતાં પણ આખો સ્નેહનાં આંસુઓથી ભીની થાય છે અને નયનોની એ ભીનાશ હૃદયને પણ સ્નેહભીનું બનાવી આ ફાની દુનિયામાં સ્નેહ વિના બીજું કંઇજ અમર નથી એ વાતનું ભાન કરાવે છે.

'વીસમી સદી'થી કયો ગૂજરાતી સાહિત્ય વાંચનાર અજાણ્યો છે? સાહિત્યના મનહર ગુલ્શનમાં, બુલ્બુલોના મસ્ત સંગીત વચ્ચે, પવનની મધુરી લહરીઓ વચ્ચે, ખુશબોદાર ગુલોના ગુલાબી સમૂહ વચ્ચે, લીલાં છમ જેવાં વૃક્ષોની મનોહર છાયામાં, કલાવંત કુશળતાથી ગોઠવેલા મનમોહક ક્યારાઓ વચ્ચે પોતાના 'સદી' રૂપી નિર્દોષ બાળકને મહાલતું અને કલ્લોલતું જોવું, એ સ્વર્ગસ્થ ભાઇ હાજી-મહમ્મદની જીંદગીનો મોઘામાં મોઘો અને મોટામાં મોટો મનોરથ હતો. અફસોસ, કે કુદરતે તે અધૂરોજ રહેવા દીધો!

એ 'સદી'ના સંપાદક,. અને પોતાનું સર્વસ્વ હોમી દઇ ભયંકર જીવનકલહ વચ્ચે તેને ચાર વર્ષ જીવાડનાર ભાઇ હાજીમહમ્મદે કલાના અવતાર રૂપે વ્યાપારી બુદ્ધિવાળા ગુજરાત અને ગૂજરાતીઓને પોતાની રસવતી કલારૂપી મીઠી મોરલી સુણાવી ન સુણાવી કે પ્રભુએ તેમને તેડાવી લીધા! શું એવા સૌન્દર્યપૂજક, રસિક, કલાવંત અને સ્નેહભીના આત્માને પ્રભુ બેહિસ્તમાં ન રાખી દુનિયામાં રાખે? નહિ–નહિજ.

એ મોરલીના મીઠા સૂરો ભાવિ-દિશામાં ભળી જઇ હજી પૂરા શમ્યા નથી; એ ગાનના માધુર્યરસની ભીનાશ કર્ણપટપરથી હજી સૂકાઇ નથી; એ પ્રેમપૂરિત કંઠની હલકરૂપી લહરીઓની ગતિ હજી પૂરેપૂરી વિરામી નથી. મને લાગે છે કે એ સૂર, એ ગાન, અને એ હલક કાળેકરી શમશે, પણ તેની અસર તો ચિરસ્થાયી જ રહેવાની. સાહિત્યરસિકોના હૈડામાં અને કલાપૂજકોના મનમન્દિરમાં એ સંગીત તો અમરજ છે.

જીંદગી ક્ષણિક છે; અમર તો માત્ર તેની ભાવનાઓજ છે. એ ભાવનાઓ જેટલી ફૂંળી, જેટલી પવિત્ર અને જેટલી સ્નેહવતી તેટલું તેનું મૂલ્ય વધારે.

હા! મને યાદ આવે છે, કે દીવાળીનો સમય નિકટ આવતા ભાઇ હાજીમહમ્મદ 'સદી'નો દીપોત્સવી અંક કાઢવામાં ખાધા-પીધાની દરકાર કર્યા વગર દિનરાત મશગૂલ રહેતા. અહીં કલકત્તામાં મારી દેખરેખ હેઠળ તૈયાર થતાં ચિત્રો મોકલવામાં જરા વિલંબ થતો કે તરતજ તાર આવતો. હજી તો 'સદી'નો દીવાળી અંક બંધાયો ન હોય તેટલામાં તેની એક નકલ બંધાવી Advance Copy તરીકે મોકલતાં એ ભાઇ મને સ્નેહથી લખતા કે: "ભાઇ ચાંપશી! દીવાળી અંક મારેની તમારી ઉલટ બદલ હું શું આપું? કંઇ આપી શકું એમ-છું નહિ. એક Advance Copy મોકલું છું તે સ્વીકારશો."

રે! એ સ્નેહ, એ હૃદય, એ ઉલ્લાસ, એ માનસિક આનંદ કેમ ભૂલાય? ઉપલી લીટીઓ પત્રમાં લખતી વખતે એ ભાઇને ભાગ્યેજ ખ્યાલ હશે કે મારી નજીવી જેવી એ ઉલટે કંઇ અણધાર્યું પરિણામ નથી આણ્યું, પણ તેની પોતાની હદ બહારની ઉલટ, મહેનત અને ચિંતાએ અંતે તે ભાઇનો જીવ લીધો! કલાની વેદીપર, સાહિત્યની પ્રતિમા સન્મુખ એ ભાઇ 'શહીદ' થયા!

- મને બરાબર ધ્યાનમાં છે કે એ ભાઇ સાથેની મારી પ્રથમ

મુલાકાત સને ૧૯૧૯ના જૂન માસમાં થઇ હતી. પરસ્પર ઓળખાણ થયા બાદ મેં તેમણે ઉઠાવેલા 'સદી'ના સાહસની જ્યારે પ્રશંસા કરવા માંડી ત્યારે તેઓએ કહ્યું: "ભાઇ! આ 'સદી' એ મારાં બે બચ્ચાંઓને કેળવણી આપવા જેટલું પણ મારી પાસે રહેવા દીધું નથી! સાહિત્યસેવા માટે હું પોતે ફકીર થવા તૈયાર છું, પણ મારાં બાળકોની આ દશા મને સાલે છે. ખેર ! ખુદાએ જે ધાર્યું હશે તે થશે."

પછી વાત આગળ ચાલતાં તેઓએ ઘણા ઉત્સાહમાં આવી જઇ કહ્યું: "ગયા નવેમ્બરના દીવાળી અંકમાં પ્રકટ થયેલી રા. 'મલયાનિલ'ની 'ગોવાલણી'વાળી વાર્તા તમને કેવી લાગે છે? જો મારી પાસે ધન હોત તો એ ટૂંકી વાર્તા લખવા બદલ હું તે ભાઇને એકસો રૂપીઆ આપત."

હું તે મુદતમાં મુંબાઈ એક માસ રહ્યો તેટલામાં પાંચ છ વખત તેમની પાસે ગયો હઇશ. તેમનો 'ડ્રોઇંગ રૂમ' સાહિત્યરસિકો માટેજ હતો. ત્યાં ગમે તે સાહિત્યસેવીને આવીને બેસવાની, વાંચવાની, લખવાની કે આનંદથી વાતો કરવાની છૂટ હતી. હાજી-મહમ્મદ ઘરમાં હાજર હોય કે ન હોય, પણ સાહિત્યરસિકો માટે તો તે 'રૂમ' સદા ખુલ્લોજ. ચારે તરફ પુસ્તકોથી ભરપૂર અભેરાઇઓ, વચ્ચે ટેબલપર જાતજાતનાં સચિત્ર અમેરિકન અને અંગ્રેજી માસિકો, દિવાલપર શૃંગાર, વીર અને કરૂણરસના પ્રસંગો દાખવતાં તેમજ કુદરતી દેખાવોનાં જુદા જુદાં હૃદયસ્પર્શી ચિત્રો, એ સૌ તે ઓરડાની પૂંજી હતાં. જ્ઞાન અને આનંદ, કલા અને ઉલ્લાસ આ ઓરડામાં તમે જ્યારે જાઓ ત્યારે તમને મળ્યા વગર ન રહે.

આ એક માસમા અમારી વચ્ચે સ્નેહ બંધાઇ ગયો. કલકત્તે આવ્યા પછી પાછા તે ભાઇના પત્રો નિયમિત આવતા. તેમાં મારાપર 'સદી'ને લગતા વ્યવહારિક કાગળોમાં યે સ્નેહ વિના બીજું કાંઇ નહિ!

ફરી અમારી બીજી મુલાકાત ૧૯૨૦ના જુલાઇમાં થઇ. આ વખતે જ્યારે હું તેમને મળવા ગયો ત્યારે મને દૂરથી જોતાંજ તે

ભાઇ આગળ આવી બેસી પડ્યા અને અનહદ સ્નેહથી “કેમ? કુશળ તો છો ને?” એ ટૂંકો પ્રશ્ન પૂછ્યો

મે જોયુ કે આ વર્ષે ગયા વર્ષ કરતા તેમનુ શરીર ઘણું નબળુ થઈ ગયુ હતુ, ચહેરાપર એક જાતની ફિક્કાશ આવી હતી, આ ઉત્સાહ તો એનો એજ ઉમર ખય્યામના ચિત્રો આપતા તેઓ બોલ્યા “આ બધા ચિત્રોના ત્રી કલર બ્લૉક સોનેરી ‘બૉર્ડર’ સાથે કેનમ્સે બનાવડાવવા છે ઉમર ખય્યામની રુબાઇઆતોની યુરોપમા ૧૨૭ જાતની આવૃત્તિઓ બહાર પડી છે તે સર્વે કરતા વધારે આકર્ષક આવૃત્તિ મારે બહાર પાડવી છે જો જો, ચિત્રોને સંભાળજો, એ મારો જીવ છે ’

અફસોસ! એ બધા ચિત્રોમાથી એકેય ચિત્રનો બ્લૉક તૈયાર થાય તે પહેલાજ આ ખામાજ દુનિયાને છોડી હાજીમહમ્મદ ચાલી નીકળ્યા! ઉમર ખય્યામની રુબાયતોની સર્વશ્રેષ્ઠ ૧૨૮મી જાતની નવી આવૃત્તિ એક હિંદીવાનને હાથે નીકળવાની હતી તે ન નીકળી! મરજી ખુદાની!

મરણ પહેલા એક માસ અગાઉના પત્રમા તેઓએ લખ્યુ હતુ “ભાઈ! તબિયત હવે છેક જ બગડી છે અહીં ‘સદી’ના કામની હાનહવાલી થઈ ગઈ છે પ્રભુ કરે તે ખરું!”

‘સદી’ને નિભાવવા થયેલુ રેવુ બગપાઈ મરવાની ક્રૂર ચિંતાએ એ કલારસિકને આ ફાની જહાંમાથી રવાનો કરી દીધો આ ચહેરો જીંદગીનુ ખૂબસુરત ખ્વાબ હતુ ન હતુ થઈ ગયુ! અફસોસ! કે સાહિત્યના એ ફિરિસ્તાને થોડા વધુ વર્ષ ખુદાએ જહાંમા રહેવા ન દીધો

આજ ‘હાજી’ આ દુનિયામા નથી મામે મામે નવા ઉલ્લાસ અને ચેતનથી બહાર પડતુ ‘સદી’ હવે દેખા દેતું બંધ પડ્યુ છે; પણ ‘હાજી’ના કામને, તેના શહીદપણાને યાદ કરીકરીને સાહિત્ય-પ્રેમીઓ વખતોવખત બે અશ્રુબિન્દુઓ ટપકાવે છે, કલાના પૂજકો કપાળે હાથ દઈ કિસ્મતની કારમુંદગીપર અફસોસ કરી રહ્યા છે!

હાઝી! હાઝી! બેહિસ્તમાં તારાં અણમૂલ સુખોની વચ્ચે તું આ ધરતીપર વસનાર અને તને ખરા જિગરથી યાદ કરનાર એક અદના દોસ્તને સંભારજે. મારા જીવનની સ્મૃતિરૂપ 'હાઝી!' હું હજી પણ કોઇકોઇવાર તારા કાગળોનું બંડલ કાઢી, ઘડીભર તે સામું જોઈ રહી, હૈયું ભરાઈ આવતાં આંખોમાંથી બે આંસુ વહાવી તેને ભીંજવું છું. તું કલાનો અવતાર હતો, સાહિત્યનો ચિરાગ હતો. તું સાહિત્ય માટે મર્યો, કલાપર "શહીદ" થયો, તો ખુદા તને ફરી જ્યારે આ જહાંમાં મોકલશે ત્યારે મારી ખાત્રી છે કે કલાના અવતાર રૂપેજ મોકલશે. તારા આત્માને બેહિશ્તમાં પરમ શાન્તિ હો!

* * *

## અંજલિ

-હરિગીત-

સાહિત્યસેવી! રસપ્રભુ! આવુંજ શું અંતે ગમ્યું?
સંસારનું મૃદુ હૃદયને વાતાવરણ શું નવ ગમ્યું?
સાહિત્યદેવી ખેરવે છે આંસડાં જો તો જરા,
તુજ સ્વર્ગ છોડી આવ અહીં, એ દુઃખને નિવારી જા.

નિઃશ્વાસ નાખી મ્લાન વદને - ચિત્રદેવી ટળવળે,
"રે! એ પ્રભુ-એ સ્વામી વિણ મુજ દીનતાદુઃખ કયમ ટળે?"
મક્કા સમું તુજ ઘર હતું સાહિત્યના પૂજારીને;
રે! આજ તો રડવું રહ્યું તુજ હૃદયને સંભારીને.

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી

## હાજીની કૂચ

સંગીત કોણ છેડે ?
    કો મૂર્છના લગાવે ?
નવરંગી કોણ ચિત્રે
    ગૂજરાતને ઝૂલાવે ?
    કો મૂર્છના લગાવે ? ... સંગીત૦
વેગનને જગાડી
    રસયોગી દેહ છોડે;
રસસિંધુ કોણ ખેડી
    ગૂજરાતને ઝૂલાવે ?
    કો મૂર્છના લગાવે ? ... સંગીત૦
કો ના કલા પિછાને !
    મન્દિર ના ઉઘાડે !
ગુલતાન કોણ ગાડી
    ગુજરાત ત્યાં નચાવે ?
    કો મૂર્છના લગાવે ? ... સંગીત૦
સૌન્દર્યનો મુસાફિર
    સાહિત્યની સીમાના
આજે ઉઠાવી તંબુ
    ગુર્જરગાનને રડાવે !
    કો મૂર્છના લગાવે ? ... સંગીત૦
આવે ખરે સિતારો
    દર્દી દિલે પિયારો;
હાજી ભલો પ્યારો
    ગુજરાને ક્યાંથી લાવે ?
    કો મૂર્છના લગાવે ? ... સંગીત૦

"ધૂમકેતુ"

'ચાહે બોલો યા ન બોલો'—એ ગઝલના સૂરમાં



હાજીમહમ્મદ: ઇ. સ. ૧૯૦૩માં

A 2000— Lakshmi Art, Bombay.




મૃત્યુની સંસ્થા સ્થાપવા માટે અને ' પાકાં પાન ' સ્ત્રીપુરૂષોને તેમની ઇચ્છાનુસાર કે ઇચ્છા વિરુદ્ધ ત્હેમાં પ્રવેશ કરાવવા માટે વિધાતા પાસે ગમે તે સાચો અને પ્રતીતિજનક બચાવ હોય, પરન્તુ અણપૂર્યાં આશઅભિલાષવાળાં યુવકયુવતીઓના અકાળ પ્રાણહરણના વિષયમાં તો ત્હેની નિરંકુશ તરંગવૃત્તિનું જ સામ્રાજ્ય ચાલતું લાગે છે. આ ફરિયાદ જ્ઞાનદષ્ટિએ સ્વાર્થી અને સંકુચિત મનથી પ્રેરાયેલી લાગે જ. સંધૈર્ય તે દૃષ્ટિ ખીલવીએ ત્યારે આ હકીકત પણ છૂપી રહી શકતી નથી કે, એક બાજુએ જેમ અણખીલી માનવકળીઓને ચૂંટતાં ને ચપટીમાં ચોળી નાખતાં દૈવને દયા નથી, તેમ બીજી બાજુએ ત્હેના જ અકળ નિયમો એવા છે કે જેને પ્રભાવે પોતાના ભોગ થયેલાંઓની ખાલી જગ્યા વખત વ્હેવા સાથે તે અણધારીરીતે પૂરી દે છે; અથવા તો, સંસારના આકર્ષણો તરફ આપણું ધ્યાન એવી કુનેહથી વાળી લે છે કે આપણે માની લીધેલી હાનિ ધીરે ધીરે વિસારે પડવા લાગે છે.ને છેવટ છેક જ ભૂલાય છે.

છતાં, ઘા તાજો ને ઊંડો હોય ત્યારે તો મનુષ્યનું હૃદય તે હૃદય જ છે. ફીલસુફીથી કે સ્વર્ગમાં પુનર્મિલનની ધર્મોએ આપેલી આશાથી મળતું આશ્વાસન ભાગ્યે જ સબળ નીવડે છે. ખાસ કરીને, તજી ગયેલ યુવક જને જો ટૂંક સમયમાં પણ પ્રજાના જીવનપર કાંઇક સુદૃઢ કે વિચારવાયોગ્ય અસર કરી હોય તો ત્હેની જીન્દગી ટૂંકી કરવા માટે વિધિને દોષિત માનવામાં.સ્વાર્થનો અંશ નથી જણાતો. સત્કાર્ય કરનારની ન્હાની સંખ્યાપર પણ કવખતે કાપ પડે એ સ્હેવું સ્હેલું નથી; અને તેથી જ વિશ્વવિધાતા જેવી મહાશક્તિને પણ

વખતોવખત પોતાની ક્રૂરતા ને વિચિત્રતા અજમાવવાનું મન થઈ આવે છે તે ઘટના વિષે વિચાર કરતા આપણને પામર મનુષ્યોને પણ આશ્ચર્ય સ્મિત કરવાની વૃત્તિ થાય છે !

છેલ્લા પાચ વર્ષમા આપણા પ્રાન્તે ઉપરાઉપર જે યુવાન સાહિત્યસેવકો ખોયા તેમના જીવન ને જીવનકાર્ય વિષે વિચારના આ વિચારો સ્ફુરે છે. સૌથી પહેલા રણજિતરામ ગયા, પછી ભોગીન્દ્રરાવ, પછી 'મલયાનિલ,' ને હવે હાજીમહમ્મદ. પહેલા ત્રણેને યોગ્ય સ્મરણાંજલિ અર્પવાનું કર્તવ્ય હાજીમહમ્મદે બજાવ્યું; તેમને પોતાને માટે તે બજાવવાનું આપણે માથે રહ્યુ છે.

સામાન્ય જનોથી જુદા પડી આવે તેવા વિશિષ્ટ ગુણો ને શક્તિઓ ધરાવનાર નરનારીઓના વ્યક્તિત્વ ને ચારિત્ર્યનો પ્રભાવ લખાણો વગેરે સાધનો દ્વારા ઘણો વિશાળ હોઇ શકે, પણ તેટલો ઊંડો હોઇ શકતો નથી. ફિરોઝશા, ટિળક કે ગાંધીની જોડે કામ કરનાર ને જીવન ગાળનાર મનુષ્યો જેટલી સંપૂર્ણતાથી તેમના સન્દેશ ઝીલી શકે તેટલી સંપૂર્ણતાથી ત્રાહિત જનો કે ભાવિ પ્રજા ઝીલે તે સંભવતું નથી. તેમના લેખો ને છપાયેલા ભાષણોની અમર થતી હોય તેટલી જ થાય પ્રત્યક્ષ ભાવની આ વિલક્ષણતાને ધ્યાનમા રાખીને 'વીસમીસદી'ના સદ્‌ગત તંત્રીનું જીવન અવલોકીએ તો આ સત્ય સહજ જણાઈ આવે છે કે, તે માસિકના 'અભ્યુદય માટે કાંઇ પણ કરવાનું તેમણે બાકી રાખ્યું નહોતું છતા, તે માસિક દ્વારા જ તેમને જાણનાર ને સમજવાનો યત્ન કરનાર મનુષ્યોને તેમના સ્વભાવ, સદ્‌ગુણો, કાર્યશક્તિ અને કાર્યરીતિનું યથાયોગ્ય ભાન થવું મુશ્કેલ છે. અને તેથી, જેઓને તેમના નિકટ સમાગમમા આવવાની તક મળી હોય તેમણે તે અપૂર્વ ગૂજરાતીની પિછાન અપરિચિત જનોને કરાવવી એ તેમનો ધર્મ છે. છેલ્લા બે મહિનાએ વર્ષના સ્વાનુભવને આધારે એ ધર્મ યથાશક્તિ બજાવવો એ આ લેખનો ઉદ્દેશ છે.

કલાની પેઠે વ્યક્તિત્વની શ્રેષ્ઠતા પણ વ્યક્તિત્વને સંતાડવામા છે.

પોતાના ભવ્ય પ્રતાપથી આંજી નાખનારે પુરૂષ તમારી પૂજ્યતા પામી શકશે, પ્રેમ નહિ. પોતાની મહત્તાને ભૂલવી કે ઢંકાવા દેવી એ હેનો સ્વભાવ જ નથી; કુદરત હેની આડે આવે છે. પણ હાજીમહમ્મદ જેવા પુરૂષો આંજ્યા વગર આકર્ષી શકે છે. પોતાની જાતને વિસરીને તે સ્હામાના હૃદયમાં રમણ કરી રહેતા, એ જ હેમની સર્વપ્રિયતાનું રહસ્ય છે. સર્વ સહૃદય જનોને તેઓ પ્રિય હતા, તેમ સર્વ જનો–તેમના વિરોધીઓ સુદ્ધાં–તેમને પ્રિય હતાં. **વીતરાગભયક્રોધઃ** એ ગહન ગુણ જેટલે અંશે સંસારીઓમાં ક્વચિત જ જોવામાં આવે છે તેટલે મ્હોટે અંશે તેમનામાં હતો. આ કથન એક સચોટ દૃષ્ટાન્તથી વધારે સ્પષ્ટ થશે. મિસિસ ઝીણાની છબિઓ 'વીસમીસદી'માં આપવામાં આવી તે વખતે પારસી સમાજના અમુક વિભાગે તે માસિકના સંપાદક વિષે ઘણાં કડવાં ને સૌજન્યરહિત વચનો વાપરેલાં. આ વાત મ્હેં જાણી ત્યારે તેવી વર્તણૂક માટે મ્હેં સદ્‌ગત સમક્ષ નાપસંદગી ને દિલગીરી દેખાડી. પણ તેમણે કહ્યું: "ના, એ સવાલને બીજી રીતે જોવાનો છે. તે લોકો આમ કરે તે કુદરતી છે. They are quite right તેમના આજ સુધીના વિચારોને આધારે જ એ તો આપણે માટે મન બાંધવાના ને?" હું આશ્ચર્યખુલ્લી આંખે આ સાંભળી રહ્યો. "કેમ? તમને આમાં નવાઇ લાગે છે?" તેમણે પૂછ્યું; પછી ઉમેર્યું: "આ રીતે વિચારીએ નહિ તો દુનિયામાં રહેવાય નહિ, ભાઇ!"

આવી વિરલ ઉદારતા જોડે સંપૂર્ણ નિરભિમાનવૃત્તિ સંકળાયેલી હતી. લેખનશૈલીનો તેમ રીતભાતનો ડૉળદમામ તેમને સ્હેજ પણ રુચિકર નહોતો. તેમની જોડે વાત કરતાં તમને વહેમ પણ ન આવી શકે કે તેમનામાં કોઈ વિશિષ્ટ શક્તિ હશે, કોઈ પણ પ્રકારની પ્રતિભા હશે; અને છતાં તેમના એ નિર્દોષ જાદુમંત્રથી છૂટા થયા પછી તમને લાગવા માંડે કે તેમના વ્યવહારજ્ઞાન, નિરીક્ષણશક્તિ ને અનુભવ સામાન્ય કોટિનાં નથી જ.

તે પુસ્તકપંડિત હતા તેથી વધુ સંસારપંડિત હતા. પુસ્તકોના શુષ્ક ને એકપક્ષી પાંડિત્ય તરફનો અણગમો તેમણે કદિ છાનો રાખ્યો નથી. નવા લેખકોને તો વારંવાર એ નર્યા પુસ્તકજ્ઞાનના અજ્ઞાનો નિર્દેશના અને મનુષ્યજીવનની અપાર વિવિધતા ને રસપૂર્ણતા પિછાનવાની સાહિત્યકારને પણ કેટલી મ્હોટી અગત્ય છે તે સમજાવતા. જે પ્રાન્તના સાહિત્યકારો જીવન સાથેનો પોતાનો સંબંધ શિથિલ કે નહિવત્ કરી નાખે તે પ્રાન્ત ચિરંજીવ કે બહુજનઉપયોગી સાહિત્ય ન સરજી શકે એ ત્હેમની દ્દઢ માન્યતા હતી. સમકાલીન જગતના યથાર્થ જ્ઞાન માટે સમકાલીન સાહિત્ય જોડે સંસર્ગમાં રહેવાની પરમ આવશ્યકતા ગૂજરાતીમાં તો તેમણેજ પૂરેપૂરી પીછી હતી, અને આ બાબતમાં ગૂજરાતી કવિઓ ને વિદ્વાનોની નિષ્કારણ બેકાળજી માટે એ વખતોવખત દિલગીરી દેખાડતા.

સાક્ષરો સાથે તેમને આમ અનેકરીતે મતભિન્નતા હતી છતા એકકે એક સાક્ષરે ને કવિએ ઓછામાં ઓછી એક વખત તો 'વીસમીસદી'માં દર્શન દીધાંજ છે; એ હાજીમહમ્મદની સર્વગ્રાહિતા ને સંપૂર્ણ પક્ષનિર્લેપતાનું ચિહ્ન છે.

" કંઇ કંઇ વિદ્વન્મંડળને
સાંકળતી તે અભિનાંકળ હતો. "

પરન્તુ, ગાઢ મૈત્રી છતા 'પ્રેમના પડલ' તેમની સૂક્ષ્મદર્શી આંખે આડે ન રહેતાં. આપણા જુદા જુદા વિદ્વાનો ને વિચારનેતાઓની ગુણવત્તા તેમ અપૂર્ણતા—પૂરી શક્ય તેવી અપૂર્ણતા, કાંજ કે કુદરતી અપૂર્ણતાપર નિરર્થક ભાર મૂકવો એ તેમનો સ્વભાવજ નહોતો—ના પણ તેઓ અભ્યાસક હતા. કોઇ પ્રતિભાશાળી કવિ, 'ધૂની' સાધુફકીરોની ઓળતમા પોતાનો યથેષ્ટ વખત ગાળે એ ત્હેની સંસ્કારિતાને અને દ્દષ્ટિની વિશાળતાને હાનિકર છે એમ તેમને લાગતું. એક નિર્માલ્ય ચોપડીના લખનારે અમુક સુવિખ્યાત સાક્ષરને ત્હેના ઉપોદ્ઘાત લખવાનું કહ્યું, ત્યારે તે સાક્ષરે એકદમ સીધી ના પાડી દેવાને બદલે

પોતાની રીત પ્રમાણે કેટલી ગોળગોળ વાતોથી ; ને દુનિયાદારીના ડહાપણથી તે પીડા પતાવી હેનો પણ એમણે એકવાર ઉલ્લેખ કર્યો હતો; અને ટીકા તરીકે ઉમેર્યું હતું કે એવી રીત ગ્રહણ કરવાથી પેલા નિર્માલ્ય–અને જરાક મોભાગ્ર બુદ્ધિવાળા–લખનારને તો પોતાની ખોડનું ભાન કદિ પણ થવાનો સંભવ નથી.

વિચારનેતાઓ ને કવિઓનાં વિશિષ્ટ લક્ષણો ને ગુણવત્તા વિષે પણ એ ઘણીવાર પોતાના અનુભવો કહેતા. તેઓમાંના કેટલાક પ્રત્યે તેમનો અસીમ અનુરાગ હતો. " Marvellous man ! એવો માણસ કે આપણે જાણે–આમ પૂજીએ ! And then; what vitality ! એની vitality ઘણી જ છે; જાણે આપણામાં વાત કરતાં કરતાં નવું જોર આવે; અને power of conversation પી એવી જ wonderful ! "—આ ઉદ્‌ગારો મિ. અરદેશર ખબરદાર વિષે તેમણે એક વાર કહાડેલા. નરસિંહરાવ વિષેઃ " એમની જોડે વાતો કરીએ ત્યારે we are educated every moment. કાંઈ ને કાંઇ શીખવાનું મળી આવે. અને વળી frank-hearted man. " વાત આગળ ચાલી અને યોગ્ય પ્રસંગ નિકળતાં મેં નરસિંહરાવના કહેતીરૂપ અતડાપણા વિષે ઉલ્લેખ કરીને તે બાબત તેમનો અનુભવ પૂછ્યો. " હા, લોકોને એ aloof લાગે છે, " તેમણે કહ્યું: " કારણ કે he doesn't push himself તેનામા એ power નથી. " 'ગૂજરાતી' ના તંત્રીને એ લગભગ પૂજ્યવૃત્તિથી નિહાળતા એમ કહીએ તો ખોટું નથી. " Ideal journalist ! ગૂજરાતમાં આજે એની જોડી નથી. જ્યારે જુઓ ત્યારે તેની આસપાસ ' નાઇન્ટીન્થ સેંચરી, ' ' નેશન, ' ' ફોર્ટ નાઇટ્‌લિ, ' એ... તે...પડેલાં જ હોય. And he religiously studies them all. અને પછી લખવા માંડે છે. લખાણમાં પણ એવી સીંચી-સીંચીને facts ભરે છે કે એક બોલ નકામો ન જાય. " **समानशीलं व्यसनेषु सख्यम् ।** જુદા જુદા પ્રકારના વિચારો ને આધુ-

નિક ભાવનાઓ સાથે સંપર્કમાં રહેવાનો જે બેહદ શોખ મિ. હાજીમહમ્મદને હતો તે ઉપર કહ્યા પ્રમાણે સારે અંશે રા. દેસાઇમાં પણ છે.

આરૂઢ અને પ્રખ્યાત લેખકો સાથે તેઓ નિરંતર સ્નેહસંબંધ જાળવતા, તેમ નવીન અને અજ્ઞાન લેખકો સાથે પણ અસાધારણ સમભાવથી વર્તતા. તરુણવર્ગથી અળગા ન કરવું તે, સમકાલીન ગુર્જરાતને સદ્દભાગ્યે, તેમના સાહિત્યધર્મનું આવશ્યક અંગ નહોતું. તેમનો વિશાલતર આત્મા તરુણવર્ગથી પાવન થતો અને તેને ય પાવન કરતો. સરસ્વતીના અગણિત નવભક્તો તેમનેજ હાથે પ્રથમ દીક્ષા પામ્યા છે. જે કાંઇ पत्रं पुष्पं फलं तोयं તેઓ ખરા દિલથી લાવે તે હાજીમહમ્મદને સર્વદા પ્રિય હતું. પ્રૌઢ વયે પણ નિત્યપ્રફુલ્લ રહેતા તેમના યૌવનને લીધે મનનું આવું વલણ શક્ય અને સહજ હતું. છતાં, યુવકોના તેઓ વિવેકરહિત પૂજક હતા એમ તો નહિજ. માનવસ્વભાવનો સર્વગ્રાહી ને સત્યશોધક અભ્યાસ કરવો એ તેમની જીવનભાવના હતી; અને તેથી યુવાનોના વિચારની ને કાર્યની સીમાઓ તે સમજતા; પરન્તુ તે સીમાઓપર વધુપડતો ભાર તેમણે કદિયે મૂક્યો નથી. તે વિષે કદિક આછું સૂચન કરતા, અને બાકીનું કાર્ય શિક્ષકોના શિક્ષક 'અનુભવ'પર છોડતા. આ કારણથી, યુવાનોના ઉત્સાહ બાળી કરવાળભરી કે સાકડી ને સ્વાર્થી ટીકાઓ, બીજા ચાલક તંત્રીઓની જેમ, તેમણે નથી કરી. ઉત્સાહનાં પુષ્પને યથાશક્તિ સુમાર્ગે વાળવા તેઓ મથતા. તેને રોકી રાખવાની કે નીચનાના બળબળના અગ્નિથી ગોરાવાની મૂર્ખાઇ તેમને હાથે અશક્ય હતી. આડંબરી ડહાપણના ઝેરી ગૅસથી યુવાનના આત્માને ગૂંગળાવવા યત્ન કરવો એ પ્રભુદ્રોહ છે. આ મહામંત્ર તેમણે પૂરેપૂરો પીછાન્યું હતું અને નિત્યજીવનમાં જીવી દેખાડ્યું હતું. મનની મીઠાશ આમ વર્તનમાં ઉતરતી તેથી જ, મ્હારા ન મોકલેલા લેખ તેઓ પાછા આપતા ત્યારે મ્હને ઓછું ન આવતું. તેવા લેખના લખનાર જોડે કેટલાક સંપાદકો પીડા પમાડવા દોષ તેમ વર્તે છે. મિ. હાજીમહ-

મ્મદ નિરન્તર ઘટતો ખુલાસો કરતા, કારણો સમજાવતા અને ભવિષ્ય માટે ઉપયોગી સૂચનાઓ પણ કરતા. આ કારણથી કેટલીકવાર એમ પણ લાગતું કે બીજા તંત્રીઓને હાથે આપણા લેખ છપાવવા તે કરતાં મિ. હાજીમહમ્મદને હાથે પાછા લેવામાં વધારે માન છે. 'યાચવું સારૂં આફળ ગુણીને, હીનને ના ફળન્તું.'

આજે રવિવાર છે. તેમના અવસાનને બરાબર બે અઠવાડીઆં થયાં. તે જીવતા હોત તો આ ટહાડ પડતે સ્હવારે પણ હું મ્હારા રિવાજ પ્રમાણે તેમને ત્યાં ગયો હોત; કલાકો સુધી કંઈ કંઈ વાતો કરી હોત; નવાં જ્ઞાન, નવા અનુભવ, નવી માહિતી ને નવી ઊર્મિઓ હૃદય–મનમાં ભરીને ઘેર આવત; પળે પળે બુદ્ધિશક્તિના વિકાસ અનુભવત................

તે દિવસો ગયા; હવે તો ત્હેનાં સ્મરણો જ રહ્યાં. સ્હામાને અજાણતાં જ ઉન્નત કરનાર તેમનો શાન્ત ને નિર્મળ પ્રભાવ, તેમની ભાવભરી વાણી, તેમની અગાધ સ્ફૂર્તિ ને અખંડ માયા, આ સર્વે હવે સ્નેહીઓની કલ્પનામાં જ જીવશે; જીવીને તેમનાં બાકી રહેલાં જીવનની પ્રવૃત્તિઓમાં આશા અને પ્રેરણા પૂરશે; ને કદિક નિવૃત્તિને સમે, કોઇ પ્રસંગ કે પ્રેમબોલ સાંભરી આવતાં આંખ ભીની કરશે.*

૬ : ૨ : ૨૧. "વિનોદકાન્ત"

* ચેતનમાંથી: લેખક અને તંત્રીની અનુમતિથી.

## મર્હૂમ હાજીમહુમ્મદ

હાજીમહુમ્મદે 'વીસમીસદી' પ્રસિદ્ધ કરી તેની પૂર્વ વર્ષો થયાં તે બાબતનું એઓ મનન કર્યા કરતા જ હતા. એમના ઉમર ખય્યામના પુસ્તકોનો સંગ્રહ જોવા રા. નરસિંહરાવ દીવેટીઆ મ્હને તેમને ઘેર 'વીસમીસદી' હયાતીમાં આવતાં પહેલાં ચારપાંચ વર્ષો પર લઇ ગયેલા. અને તે વખતે એ ઉમર ખય્યામના પુસ્તકોની જુદી જુદી પ્રતો બતાવતા જાય અને લન્ડનના Strand કે London Magazine જેવું ચોપાનીયું ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની પોતાની અંતઃકરણપૂર્વક ઇચ્છાની હોંસથી વાતો કરતા જાય, એ સાહસ કેમ પાર પાડવું તેને માટે સલાહ પૂછતા જાય, આગના પૂંઠાપર કઇ જાતનું ચિત્ર મૂકવાનું તેની વિગતથી design કરાવી મંગાવેલી અને તે બાબત પોતે જે કાગળપત્રનો વ્યવહાર ચલાવેલો તે પણ બતાવતા જાય. તે વખતે જ મ્હને બે બાબતની ખાત્રી થઇ હતી. એક તો એ કે આ માણસનું જીવન આ જ વિષયમાં એવું ઓતપ્રોત થઇ ગયું છે કે મોડુંવ્હેલું પણ પોતે-ગમે તેટલો ભોગ આપવો પડશે તોપણ-એવું એક ચોપાનીયું કાઢ્યા વગર રહેશે નહિ, અને બીજી એ કે ઉમર ખય્યામના જુદી જુદી પ્રતોમાં છપાયેલા દેશી વિદેશી ચિત્રકારોના ચિત્રો જોઇ ચિત્રકળા સંબંધે પોતે એટલો રસ લેતા થયા હતા કે ગૂજરાતીમાં અત્યાર સુધી નહિ પ્રસિદ્ધ થયેલું એવું ચિત્રમય ચોપાનીયું પોતે પ્રકટ કરશે. બીજી એકમે બાબત વિષે મ્હારે સન્દેહ રહેતો હતો અને તે પણ તે વખતે તેમને કહી સંભળાવેલો. એક તો એ કે તમને તમારી મુરાદ બર લાવવા જેવા જોઇએ તેવા ચિત્રકારો ગૂજરાતમાંથી નહિ મળે, અને લેખકો

માટે પણ મુસ્કેલી નડશે; બીજી એ કે નાણાંની વ્યવસ્થા અને નાણાંનું જોર પૂરતાં હશે તો જ ત્હમને ફત્તેહ મળશે. પરંતુ એમની હોંસની લાગણીએ તે વખત પણ એમનાપર એટલો કાબૂ મેળવ્યો હતો કે એવી એવી મુસ્કેલીઓની ગણના કરવી ત્હેમને પાલવે તેમ ન હતું. બન્ને બાબતમાં મ્હારા સંદેહ લગભગ ખોટા પડયા. કારણ એમને ચિત્રકાર પણ મળ્યા અને લેખકો પણ મળ્યા. બલ્કે પોતાને જરૂર પડતી ગઇ તેમ તેમ ચિત્રકારો અને લેખકો મેળવતા ગયા. કોલમ્બસે જેમ અમેરિકા શોધી કાઢયું તેમ પોતે ચિત્રકારો તથા લેખકોને શોધી કાઢતા ગયા. કેટલાએક લેખકો તો અંધારામાં પડી રહ્યા હતા–અને પડી રહ્યા હોત–ત્હેમને એમની અચૂક પ્રેરણાશક્તિએ બહાર પ્રકાશમાં ખેંચી કાઢયા. નાણાં સંબંધે જોકે વાચકવર્ગનો ટેકો ધાર્યા કરતાં ઘણો વધારે મળ્યો, જેટલી મ્હોટી કોઇ પણ ગૂજરાતી માંસિકના ઘરાકની સંખ્યા નહિ તેટલી મ્હોટી એમના ઘરાકની સંખ્યા– અને તે પણ લવાજમ હોંસે હોંસે આપે તેવી–થઇ, તોપણ લડાઇને લીધે ઉદ્દભવેલી મોંઘવારી તથા મુસ્કેલીઓને લીધે ખરચનો ખાડો ઉંડો ને ઉંડો થતોજ ગયો. એ ખાડો પૂરવાને એમણે ઘણી યુક્તિ-પ્રયુક્તિ અજમાવી, પરંતુ કેટલાં યે અનિવાર્ય કારણોને લીધે એ બધું યે વ્યર્થ ગયું. જો માસિક વ્હેલું બંધ કર્યું હોત તો ખોટ ઓછી આવત, પરંતુ એમનો સાહસિક સ્વભાવ, "હું હાર્યો છું–હું પાછો પડયો છું" એ વાત કબૂલ કરે એવો ન હતો. અને તેથી વસ્તુસ્થિતિ કેવી ભયંકર થઇ ગઇ છે તે બાબતની પૂરેપૂરી ખબર હોવા છતાં પણ "યાહોમ" કરી પરમેશ્વરપર આધાર રાખી એ ઝંપલાવ્યા ગયા; અને તેના અનિષ્ટ પરિણામથી આજે કોણ અજાણ્યું છે?

એમનો મુદ્રાલેખ Thorough હતો. એટલે માસિકના વિષય સંબંધે જે કામ હાથમાં લે તેની દરેક બાજૂ સંપૂર્ણરીતે શોભાવવાનોજ પ્રયાસ એમણે કરેલો હોય. લેખ, ચિત્ર યા ફોટો, છપામણી વગેરે બાબત પહેલેથીજ મનમાં ગોઠવી રાખી હોય, લેખક પણ નક્કી

થઇગયો હોય. અને પછી તે લેખકની તાકાત નહિ કે હાજીમહમ્મદ આવીને ઉભા રહે અને ગમે તેવાં બ્હાના બતાવે. હેને હસાવી; રમાડી, પોતાની મુશ્કેલીઓ માટે દયાની લાગણી ઉત્પન્ન કરી, ત્હેની પાસેથી હા કહેવડાવે ત્યારેજ ખમે. અને તે કામ પણ કઢાવવાનું હોય ઘણી ટૂંકી મુદતે. છતા એમના હાથને જશ હતો, એટલે કોઇપણ લેખક જરાપણ મન કચવાવ્યા વગર એમનુ કામ કરી આપતો.-

દુનીઆને તડકોછાંયડો જોયેલો અને અનુભવેલો હોવાથી દુનીઆદારીની વાતોનો પણ એમની પાસે ભંડાર હતો; અને મળવા આવે ને ફુરસદ હોય તો કલાકેક એવી બહુ જાણવાજેવી વાતોની માહિતી આપી જતા. એમના મળાવહાલા તથા મિત્રો દૂર દેશાવર ઈરાન, ચીન, જાપાન, આફ્રિકા વગેરે પ્રદેશોમા ફરતા હોવાથી ત્હેમની પાસેથી પણ ત્હેમને ઘણું જાણવાનું મળતું, અને વખતો-વખત તે વાતોમાથી પણ રમૂજ મેળવતા.

એમના અવસાનની ખબર એકાએક ન્યૂસપેપરમા વાચતાં માનવામાં પણ આવી નહિ, કારણ એમને માટે કોઇપણ રીતના મંદવાડના સમાચાર મળેલા નહિ. અને અવસાન થયું પણ ટૂંક મુદ્દતમા ને લગભગ એકાએક.

એમના અવસાનથી એમના મિત્રમંડળને તો ન પૂરી પડાય એવી ખોટ ગઇ છેજ, પરંતુ આપણા સાહિત્યે પણ એક ઉમંગી, ઋજુ હૃદયનો, હોંસીલો, સાહસિક પરંતુ સાચો પૂજક ખોયો છે; અને હાલતુરત તો એની જગા લે એવો કોઇ બીજો પૂજની દષ્ટિ-મર્યાદામાં નજરે પડતો નથી.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી




દુનિયા મ્હારા મૃત્યુને રડે, મ્હારા દુઃખને રડે, મ્હારી લાચારીને રડે, એના જેવું બીજું એકેય દુઃખ મ્હારે માટે હોઇ શકે નહિ.

"બિચારો બહુ ભલો હતો,...સાહિત્યના નાદમાં સુપલિસ થઇ ગયો હતો,...કુટુમ્બને દયાજનક સ્થિતિમાં મૂક્યું..." ઇત્યાદિ દયાના ઉદ્‌ગારો કહાડવામાં દુનિયાને રસ પડે છે. એ પણ આ નિર્માલ્ય દુનિયાનું દુનિયાના સિંહો તરફનું છૂપું વૈર તૃપ્ત કરવાનો એક પેચ છે. 'બિચારી' દુનિયાનો આખી જિંદગીપર્યંત અપકાર પામેલા ફકીરપર ત્હેના મૃત્યુ બાદ પણ ચાલૂ રહેતો એ એક ત્રાસજ છે.

હાજીમહમ્મદના મરણની નોંધ લખવી, એ મ્હારે મન એના ઉપર જિંદગી દરમ્યાન થયેલા અપકારની પાદપૂર્તિ કરવાનું કામ છે. એના મનની મોજ ખાતર એણે, આર્થિક તથા કૌટુમ્બિક અનિવાર્ય અગવડો છતાં, જે જે કર્યું અને કર્યું, વિચાર્યું અને આલેખ્યું એ સર્વે તો એ મસ્ત ફકીરની 'લીલા' હતી. એને લોકો શું સ્હમજે?

જગત્ ક્રિયા અને પ્રતિક્રિયાનું યુદ્ધક્ષેત્ર છે, જ્યહાં વધારેમાં વધારે શક્તિવાળાના જ નસીબમાં આગળ વધી ઘા ખમવાનું લખાયેલું હોય છે. સાધન અને સંજોગનાં લેખાં ગણવાનું જ્હેનાથી સહજ થઇ શકતું નથી તેવા શક્તિશાળીઓ નિરંતર યુદ્ધમાં ધસે છે ને આડાઅવળા ઘા છાતીપર ઝીલે છે; અને બુદ્ધિવાદની દુનિયા એના 'અવ્યવહારૂપણા' માટે છૂપું હાસ્ય કરે છે તથા લાગણીની દાસીઓ એના જખ્મોમાંથી વહેતા લોહી માટે આંસુ પાડે છે. માત્ર કોઇ વિરલ ચંદજ તે યોદ્ધાને ઇન્સાફ આપે છે, કે જે ચંદ ત્હેના દરેક ઘાને

મર્દાનગીનું પ્રમાણપત્ર અને ત્હેના રક્તપ્રવાહને શક્તિગંગાનો ઝરો કહી એના મરણને ખેદનો નહિ પણ અદ્વિતીય ઉત્સવનો પ્રસંગ બનાવે છે.

દુનિયાના ખેદ, સહાનુભૂતિ અને પ્રશંસા તો જુઓ! જીવતા માણસના યુદ્ધને જોવાની પણ જ્હેમને 'ફુરસદ' નહોતી; અને અણધારીરીતે જોવાની તક મળી ત્હારે એ યોદ્ધાના હાથમાંહની ટુકડા થયેલી તલવાર બદલી આપવા જેટલી પણ જ્હેમને દરકાર નહોતી, તથા બેશુમાર તીરોથી વીંધાઇ બેભાન હાલતમાં પડેલા યોદ્ધાના મુખમાં ચાગળુ પાણી નાખવા જેટલી પણ જ્હેમના હૃદયમાં ઉદારતા નહોતી, તેવાઓ પણ તે યોદ્ધાના મરણ બાદ તેના ગુણ-ગાન કરી એને બિચારો બાપડો કહી જરા વધારે અપમાન પહો-ચાડવાની તક લેવા ચૂકતા નથી!

નહિ; મ્હારાથી તે ગુન્હો નહિ થઇ શકે. હાજીમહમ્મદ જેવો મસ્ત ફકીર કે જ્હેને માટે જીવવા કરતાં મરવું વધારે સ્હેલું હતું એટલુ જ નહિ પણ વધારે ઇષ્ટ હતું, પણ જે પોતાનાઝને-પોતાના પ્રણયપાત્રને-પોતાના 'શૉખ'ના વિષયને-ભેટવાની તાલાવેલીને લીધે મરવાનો ખ્યાલ પણ લાવી શકતો નહોતો, અને સઘળા સંકટો, ઉપાધિઓ, અપમાનો, બીમારીઓ, વગર ફરિયાદે-સહન કરવામાં મઝાહ માનતો હતો ત્હેને 'રોવો' એ ત્હેની મસ્તી અને ફકીરીનું અપમાન કરવા બરાબર છે.

'વીસમીસદી' માટે મ્હને બહુ માન નથી, પણ તે છતાં 'વીસમી-સદી'ના જન્મદાતાને તો હુ મસ્ત ફકીર તરીકે ઉંડા માનની નજરથી જોયા સિવાય રહી શકતો નથી. એક પુસ્તક કે એક પત્રમા પ્રકટ થતા લેખોના ભાવ કે શૈલિપરથી કાઇ 'મનુષ્ય'ની ખરી કિંમત આકી શકાય નહિ; જો કે હું જાણું છું કે આજે બહુધા લેખોપરથી લેખકની કિંમત આંકવાની પ્રથા સર્વવ્યાપક થઇ પડી છે. પ્રસિદ્ધ કરવાં માટે લખાતા વિચારો સમાજના શૉખ, સંસ્કૃતિ, આર્થિક સ્થિતિ, રાજકીય સ્થિતિ ઇત્યાદિ અનેકાનેક સંજોગોને-જાણતાં કે અજાણતાં-અનુસરે છે. શરૂઆત અમુક રૂપમા કરી પગભર થયા પછી

જુદું જ સ્વરૂપ ધારણ કરવાની પ્રસિદ્ધકારની ગુપ્ત ધારણા પણ, એની બહાર પડેલી કૃતિઓ પરથી, એના હૃદયનું અને શક્તિનું માપ કહાડવા તત્પર થયેલા અવલોકનકારે ધ્યાનમાં રાખવી જોઇએ છે. વળી એક ખરો વિચારક કે તત્ત્વવેત્તા તો સ્વભાવતઃ જ એવો લેખક હોય છે કે એના લેખો, એ પોતે હોય તે કરતા ત્હેને જુદી જ ખાસીઅતવાળો, જુદા જ શૉખવાળો, જુદા જ વિચારવાળો અને જુદી જ શક્તિવાળો બતાવે! ત્હાં જ તેની અમૂલ્ય 'કલા' છે.

અહીં 'કલા' શબ્દ, ચિત્રકારો જે અર્થમાં વાપરે છે તે અર્થમાં હું વાપરતો નથી. જીંદગીની દુઃખમય ઘટનાઓને સહ્ય—અને ક્વચિદ્ આનંદદાયક—બનાવી લેવાની શક્તિને હું 'કલા' કહું છું* હાજી-

---

* લોકો કલા એટલે લાલિત્ય, મનને ગલગલિયાં કરે તે તત્ત્વ માને છે. તે અર્થપર લક્ષ આપનાર જોઈ શકશે કે મૂળે એક ચીજ ખરબચડી કે ધ્યાન ન ખેંચે એવી હતી, પણ કલાવિદ્‌ના હાથનો સ્પર્શ થયા બાદ જ એવી થઈ હતી. જ્હારે આધ્યાત્મિક ભાષામાં હું કલા એને કહું છું કે દુનિયાના ખરબચડા, અપ્રિય લાગે તેવા, કિલષ્ટ કષ્ટદાયક બનાવો અને ચીજોને સહ્ય અને આનન્દદાયક બનાવનાર શક્તિ તે કલા છે. જહેમાં કોમળ એવી દયાને બાજુએ મૂકી વધારેમાં વધારે ખૂનોજ કરવાં પડે છે એવા યુદ્ધને 'સદ્‌ગુણ' બનાવવો એ 'કલા' છે. પુરૂષની પરતંત્રતામાં સ્રીએ જવું, યુવાનીને લૂટાવવી, અને એ રીતે સમાજને નિરંતર ચાલૂ રાખવાના કુદરતના યજ્ઞમાં હોમાવું, એને 'લગ્ન' કહી ધર્મની છાપ એ ક્રિયાપર મારવી એ 'કલા છે.' સમાજની ગાડી બરાબર ચાલે એટલા માટે એક મર્ત્ય મનુષ્યને ઈશ્વરનો અંશ મનાવવો અને એને સઘળા કાયદાથી મુક્ત રાખવો, તથા જે કરોડો ખૂનો કરે-કરાવે ત્હેને દેશરક્ષા કે પ્રજાપરનો ઉપકાર ઠરાવવો એ એક 'કલા' છે. કૃષ્ણ કલાનો ભંડાર હતો—આદર્શ હતો; તેથી એને મોરમુકુટ પહેરાવવામાં આવે છે! પ્રાચીન હિન્દમાં પુરુષો અને સ્રીઓ અમુક ખાસ કલા માટે પૂજાતાં અને એવી વ્યક્તિઓની સ્વાભાવિક શક્તિઓ ઉપરથી કલાનાં શાસ્ત્રો યોજવામાં અને શીખવવામાં આવતાં. સઘળાં ધર્મશાસ્ત્રો 'કલા'ના અદ્વિતીય નમૂના છે. જીંદગીની નિષ્ઠુરતાને અને અનિયમિતતાને લાગણીના રંગથી અને બુદ્ધિની પીંછીવડે વ્યવસ્થિત અને સુંદર દેખાડવાનાની કલા સર્વશ્રેષ્ઠ છે.

મહમ્મદે કવિના, ચિત્ર કે લેખની ભાવનામાં કે ભાષામા 'કલા' સારી બનાવી હતી એ કાઇ મ્હારો ત્હેમની તારીફનો મુદ્દો નથી. પણ લખી શકતા, કરી શકતા, વિચારી શકતા મનુષ્યોને લખવા, કરવા અને વિચાર કરવા નોનરી તેઓના શરમાળપણા કે અભિમાની પ્રકૃતિને હરાવી ત્હેમની પાસેથી લેખો, કાવ્યો અને ચિત્રો ઉત્પન્ન કરાવવામા તો ત્હેમણે અવશ્ય 'કલા' વાપરી હતી. Fine artsના શોખ વગરના શુષ્ક ગૂજરાતી સમાજને, પોતાના આદર્શનું ખૂન કરીને પણ, Fine artsનો શોખ લગાડવામા તો ત્હેમણે જરૂર 'કલા' વાપરી હતી. ઓમર ખય્યામ જેવા 'મિસ્ટિક'નો પરમ પ્રેમી હોવા છતા આધુનિક ગૂજરાતનાં ભાવશૂન્ય અને શક્તિશૂન્ય જોડકણાંઓને પણ 'સહન' કરી ત્હેને સુંદર છાપ અને સુંદર ચિત્રના ભભકાથી 'વીસમીસદી'ને યોગ્ય બનાવવાનો એનો પ્રયાસ પણ એ 'કલા'નુ જ સ્થૂલીકરણ હતું. શ્રીમંતાઇમા જન્મવા છતા નિર્ધનાવસ્થા સહ્ય બનાવી લેવામા સનત પ્રવૃત્તિનો શરાબ કામે લગાડવામા પણ જરૂર ત્હેમણે ઉંચી 'કલા' વાપરી હતી. સાધુઓ, જોગીઓ, ફકીરો, પંડિતો, વિચારકો અને કવિઓની મેહફિલ પોતાના બાંડુતી દયાપાત્ર મકાનમા ભરી શકવામાં અને સઘળી પ્રકૃતિઓનું પોતાતરફ ખેંચાણ કરવામાં તથા એટલું બધું ખેંચાણ કરી શકવા છતાં પોતાના દુઃખની વાતને ખુલ્લી ન થવા દેવાના ત્હેના પ્રયત્નમા તો વળી ત્હેની 'કલા' ઘણી જ ફત્તેહમંદ થઇ હતી. અને કુટુમ્બની તથા પોતાની બીમારી, દેવાદાર સ્થિતિ, લેણદારોની નિર્દયતા, લેખકો, પ્રિન્ટરો અને ચિત્રકારો તરફથી મળતી નિરાશાઓ અને કંટાળાઓ, કોઇ કોઇ વખતે કાલના રોટલાના સાસા હોવા છતાં 'વીસમીસદી'ના કોઇ અનિવાર્ય બિલ ચૂકાવવા માટે થતી પ્રવૃત્તિ,—આ સર્વ વચ્ચે હસતું મ્હોં, મીઠું વચન, પ્રસંગોપાત થતો મજાકનો ટહોરો અને વચ્ચે વચ્ચે નીકળતા તત્ત્વજ્ઞાનના ઉદ્‌ગારો,—આ તો ત્હેની 'કલા'ની અવધિ જ હતી.

અને ઠીક જ થયું કે એ ' કલા ' ખુલ્લી પડે અને તેથી ત્હેની મઝાહ ઢોળાઇ જાય તે પહેલાં તે કલાવિદ્ સૂરી હજ કરવા ઉપડી ગયો. એની છેલ્લી હદની મુશ્કેલીઓ અને દુઃખો આ તુચ્છ દુનિયા સ્થૂલ રૂપમાં જોવા પામે, અને એને બિચારો, બાપડો કહી ' દાઝયા ઉપર ડામ' દેવામાં ફત્તેહમંદ થાય તે પહેલાં જ તે બહાદૂર નર પોતાના હાસ્યને આબાદ જાળવી, તે હાસ્યને પોતાની સાથે જ લઇ મક્કાર દુનિયાને છોડી મક્કાની હજે ઉપડી ગયો, એ એની 'કલા' પણ મ્હને એને માટે બહુ માન ઉપજાવે છે.

એક ફરિયાદ વારંવાર સંભળાય છે કે હિંદમાં આજે મહાકવિ, મહાજ્ઞાની, મહાન લેખક, મહાન શોધક, મહાપુરુષ ક્વચ્ચિત્ જ જોવામાં આવે છે. ફરિયાદ ખરી છે; પણ ત્હેનું કારણ કોણ વિચારે છે ? કોઈ પણ બાબતમાં ઉંચી ટોચે ચઢવું એ ત્હારે જ શક્ય છે કે જ્હારે એક વ્યક્તિમાં તે બાબતનો ખાસ શૉખ હોય અને તે શૉખ પાર પાડવાનાં પૂરતાંથી વધુ સાધનો હોય. તેવી વ્યક્તિ અહોનિશ પોતાના પ્રિય વિષયની ધૂનમાં જ હોય છે—અને એવી ધૂન હોય તો જ મહાન સંતાન સૃજાવું શક્ય છે, અન્યથા નહિંજ—અને એ ધૂનને લીધે ત્હેનાથી વ્યવહાર તરફ ધ્યાન આપી શકાતું જ નથી. પોતાના શૉખના સ્થૂલીકરણમાં કામ લાગે એવા એક આઠ આનાની કિંમતના પુસ્તકના તે પાંચ રૂપિયા આપી બેસે છે; એક રૂપિયા રોજના માણસને તે પચાસ રૂપિયા આપી બેસે છે; પચાસ રૂપિયાની કિંમતના ચિત્રના તે પાંચસો રૂપિયા ઠરાવી દે છે ! વ્યવહારકુશળને આ ઉડાઉપણું કે મૂર્ખતા જ લાગે; પણ એક વિષયની ધૂન લાગેલાને ' હું વધારે આપું છું કે ઓછું ' એવો વિચાર થવાનો પણ અવકાશ હોતો નથી. અને એટલી તલ્લીનતા જ—એવી ઘેલછા જ—ઉચ્ચ કોટિના સર્જનકાર્યમાં મુખ્ય ભાગ ભજવે છે. એને બુદ્ધિવાદ, વ્યાપારવાદ, Utilitarianism શીખવનાર દુનિયામાં કોઇ પાકયોજ નથી. અને જો તે એ વાદ શીખી શકે તો તે મહાપુરુષજ નહિં.

દરેક સ્રષ્ટા, દરેક મહાપુરુષ, દરેક મસ્ત, ફક્કડ, ખર્ચાળ અને બેદરકાર હોય છે. એ પ્રકૃતિનો વિષય છે. ભૂખે મરતી હાલતમાં પણ તે મોંઘી કિંમતે ખરીદનાર જ રહે છે. વળી એને ખોચરો એકઠો કર્યા વગર પણ ચાલતું નથી. બુદ્ધિશાળી માણસને જે ચીજો નકામી લાગે તેની પણ અનેક ચીજો તે કુતૂહલ ખાતર જ ખરીદે, સંગ્રહે અને એમાંથી કંઈક સર્જનકાર્યનો કાટ મેળવવાની વૃત્તિ રાખે. તેથી પણ ત્હેનું જીવન માની ન શકાય તેટલું ખર્ચાળ બને છે.*

સ્રષ્ટા, વિચારક, શોધક, અદ્ભુત કાર્ય નિપજાવનાર પ્રત્યેક મહાપુરુષ આ પ્રમાણે ત્હેના સંજોગો અને સાધનો કરતાં સ્વભાવતઃ જ વધુ દોડનારો હોય છે, અને તેથી તે સ્વાભાવિકરીતે એક કાચના વાસણ જેવો હોય છે, અલ્પાયુષી અને ખુવારી તથા દર્દને યોગ્ય જ હોય છે. એવું વાસણ બહુ જતનથી જાળવવું પડે. એની આસપાસ, 'વાસણ'નો જેમને 'શોખ' હોય એવા પ્રેમીઓનું એક ટોળું હયાતી ધરાવતું હોય અને તે ટોળું તેને ટીચાતું, પડતું, ભાંગતું અટકાવવા ખેપગે રહેતું હોય—એને માટે પોતાના પ્રાણ પણ કુરબાન કરવા તત્પર હોય—તો જ એ 'કાચનું વાસણ' લાંબો વખત ટકી શકે અને સમાજને માટે અસાધારણ, ચિરંજીવી મહાન સર્જનકાર્ય નિપજાવી શકે

* હિન્દી સાહિત્યના પિતા તરીકે વખણાતા હરિશ્ચંદ્ર નામના આધુનિક સાહિત્યશાસ્ત્રીએ પોતાની વડિલોપાર્જિત લાખો રૂપિયાની મિલ્કત સાહિત્ય પાછળ જ ઉડાવી દીધી હતી. પોતે રસિક તેમ જ ઉદાર હતા. પ્રેમી પણ એવા જ હતા. એમનામાં મસ્તી અને ફક્કડપણું, સ્વાતંત્ર્ય-પ્રેમ અને ધૂન ઓર પ્રકારના હતા. કોઈ એક નવી ભાવનાનો ગ્રંથ, સુંદર ભાવવાળો એક બહેત, કે ભાષાલાલિત્યવાળી એક કડી બનાવી લાવે તો ઉમરાવની પેઠે ત્હેને ચુપચાપ બક્ષિસ આપી દેતા! આખરે ચીંથરેહાલ દશામાં આવ્યા હતા! આવી વ્યક્તિને પોષનાર આજે કોણ મળે! એના ખર્ચની વાત પણ કોણ માને?

અને એટલા જ માટે પ્રાચીન આર્યસમાજરચનામાં બ્રાહ્મણ-વર્ગને કોઇપણ ધંધો ન કરવો પડે, અને ઇતર ત્રણે વર્ગ બ્રાહ્મણની જરૂરિયાતો પૂરી પાડવામાં તથા ત્હેનું બહુમાન કરવામાં ત્હેના ઉપર ઉપકાર નહિ પણ પોતા માટે પુણ્યપ્રાપ્તિ કરે છે એમ માને, એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. એ 'કલા'ને પ્રતાપે જ પ્રાચીન હિંદમાં અસાધારણ તત્ત્વવેત્તા, અસાધારણ કવિવર, અસાધારણ શોધક આદિ અસાધારણ મહાપુરૂષો પાકી શક્યા હતા.

પાશ્ચાત્ય પ્રદેશોમાં એવી 'કલા' કામમાં લેવામાં નથી આવી; પરંતુ ત્હાંના શ્રીમંતો ઘણેભાગે સુશિક્ષિત હોઈ, તેમજ એક નહિ તો બીજો 'શૉખ' ધરાવતા હોઇ, ત્હાંના લેખકો, ચિત્રકારો, પત્ર-કારો અને વિવિધ સર્જનકાર્ય કરનારાઓને તે શ્રીમંતો પૈકીના કોઇ નહિ ને કોઇ તરફથી પણ ત્હેમના 'શૉખ' ખાત્તર સારૂં ઉત્તેજન મળતું રહે છે અને તેથી તેઓ પોતાનું કામ ચાલૂ રાખી શકે છે.

આધુનિક હિન્દમાં પૂર્વેની પુણ્યની—સ્વકલ્યાણની—ભાવના રહી નથી, તેમ જ પાશ્ચાત્ય શ્રીમંતો જેવો કોઇ પણ બાબતનો ખાસ 'શૉખ' અને તજ્જન્ય ઉદારતા પણ આવી નથી, તેથી અહીં મહાપુરુષો પાકી શકતા નથી; અને જે થોડા પાકે છે તે અકાળે, પોતાનું વૃક્ષ ફાલીફૂલી ફળ આપનાર થઇ પડે તેવી સ્થિતિમાં આવ્યા પહેલાં, ચીમળાઇ જાય છે કે નાશ પામે છે.

જ્હેની સ્મશાનક્રિયામાં લાખ્ખો માણસો એકઠા થયાં હતાં, જ્હેના ગુણગાન બત્રીસ કરોડ હિન્દીઓ વર્ષો સુધી ગાતાં ધરાવા ન હતા એવા લોકમાન્ય તિલક ક્હાં ગુજરી ગયા? એક વીશીમાં! એમની કિંમત હિન્દીઓ જાણતા હતા એમ, એમની કરોડો મુખે થતી તારીફ઼પરથી કોઇ કહેતું હોય તો હું કહીશ કે તે માત્ર પક્ષ-વાદ કે અજ્ઞાનતા છે. મહેલોના શહેરમાં, જ્હાં એક એક શ્રીમંત પાસે સંખ્યાબંધ માળા અને બંગલા છે, ત્હાં એક પણ શ્રીમંત જો લોકમાન્યની કિંમત ખરેખર સમજી જ શક્યો હોત તો ત્હેમને માટે

એક એકાંત મકાન, બે નોકર, એક કારકુન, એક મોટર, એક રમેણે ટેલિફોન, એટલી ચીજોની સગવડ હમેશને માટે કરી આપ્યા વિન રહ્યા ન હોત. એવા રાજદ્વારી નેતાને હજારો મુલાકાતો તદ્દ ખાનગીરીતે લેવી પડતી હોય, ઘણા કામો ટુંક મુદ્દતમા ઉકેલવા પડતાં હોય, વૃદ્ધાવસ્થા અને બીમારીની મધ્યમા કામ કરવા લાયક સ્થિતિ જાળવવા માટે અનેક ખાસ સગવડો કરવી જરૂરની હોય,- તે છતાં એક જાહેર ખાણાવળીમાં જમવા અને રહેવાનું કરવું પડે એજ હિન્દની લાયકાત માપવાને પૂરતું છે. સ્વરાજ્ય આદોલન ખાતર વિલાયત જવા જેવા કામ માટે પણ કોઈ કરોડપતિ થોડા હજાર રૂપિયા ચૂપચૂપ ઘેર આપી ન જાય, અને માનપત્રો નિમિત્તે હજાર-પાચસોની રકમો અહીંતહીંથી 'તુચ્છ'રીતે એકઠી કરવા જાતે જવાની ફરજ પડે, એ હિન્દી શ્રીમતોને માનનીયું જોવડાવવાનુ કામ નહિ તો બીજું શું? આ હિન્દને સ્વરાજ્ય જોઇએ છે! આ હિન્દને મહાપુરુષો પ્રકટાવવા છે!.

નાભીથી ઉંચે જેહેનું ભાન જઇ શકતુંજ નથી, એવા હિન્દીઓ વચ્ચે કોઇ પણ પ્રકારના મહાપુરુષો ન જ પાકી શકે એ સ્વાભાવિક છે.' અને ભૂલેચૂકે કોઇ મહાપુરુષ અહીં જન્મ લે તો તેહેણે જલ્દી પોતાનું મરણ નિપજાવવું એજ ત્હેની મહત્તાને અણિશુદ્ધ રાખવાનો એકનો એક માર્ગ છે. આધુનિક હિન્દના ગુણ ગાવા એ મ્હારે મન મ્હોટામા મ્હોટો ગુન્હો-મ્હોટામાં મ્હોટો, વ્યભિચાર-છે.

એક ઠાકોરજી કે પાર્શ્વનાથની મૂર્તિને પાલખીમા બેસાડી સંખ્યાબંધ માણસો એ પાલખી ઉપાડે છે-રે ! પાલખી ઉપાડવાના 'લ્હાવા' માટે મ્હોટી 'ફી' આપે છે-અને બીજા સેંકડો સ્ત્રી પુરુષો પાલખીની પાછળ, પાલખીમાના દેવના ગુણગાન ગાતાં ચાલવામાં 'કલ્યાણ' માને છે. આ રિવાજ ઘડનાર વિદ્વાનોજ હતા. મહત્તાવાળી દરેક ચીજને-રે ! ત્હેના પડછાયાને-ત્હેના પ્રતિનિધિને-પણ પૂજવાની વૃત્તિ પ્રેરીને એમણે સાધારણને લોગે અસાધારણને શક્ય

બનાવવા અને ટકાવવા ઇચ્છયું હતું, પણ આજે પરતન્ત્ર અને નિર્માલ્ય બનેલા હિન્દમાં 'સાપ ગયા અને લીસોટા રહી ગયા' છે. મહત્તા ભૂલાઇ ગઇ છે અને તુચ્છતા કે આડંબર પૂજાય છે. જીવંતી મહત્તાને રીબાવવામાં અને બહુ તો ત્હેની 'દયા ખાવામાં' મઝાહ લેવામાં આવે છે, અને એ મહત્તાના મૃત્યુ બાદ ત્હેના 'નામ-રૂપ'ને -ઓળાને-અસાર પદાર્થને-પાલખીએ બેસાડી પૂજવામાં આવે છે અને ગીતનો વિષય બનાવવામાં આવે છે !

એકાદ હાજીમહમ્મદ જેવાની નિષ્ફળતા કે મૃત્યુ એ કાંઇ ખેદનો વિષય ન હોઇ શકે; પણ જ્યહાં મહત્તાનું જીવન શક્ય નથી એવા હિન્દની હયાતી તો ખરેજ ખેદનો વિષય છે.

વાડીલાલ મોતીલાલ શાહ



# જ્વલંત ભસ્મ

—તોટક—

૧

એક નેન હતું—રસલીન હતું,
જગનું વિષ અમૃત થઇ ઝરતું;
દુનિયા ભૂલતો
એક દેહ ડગ્યો:
નર્યો એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

૨

એક ઉર હતું—રસપૂર હતું,
સઘળા સ્થલકાલ વિશે ઉડતું;
જગ કંટકનો
એક ફૂલ તપ્યો:
નર્યો એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

૩

એક ચિત્ત હતું—રસચિત્ત હતું,
દુઃખદા દર્દ નિર્ધનના હરતું;
જગરંક તણો
એક પ્રાણ ટક્યો:
નર્યો એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

૪

એક બીન હતું—રસગીત હતું,
જન વીંટળતી જડતા છીતતું;
રસકોલ સમો
એક બોલ ભમ્યો:
નથી એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

૫

એક દૃશ્ય હતું—રસનૃત્ય હતું,
લહરીભર રાસલીલા ઝીલતું;
ભવપાર જતો
એક આત્મ રમ્યો:
નથી એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

૬

એક આત્મનનું રસરૂપ હતું,
વિભુ વિશ્વતણું પ્રતિબિમ્બ હતું;
રસજ્યોત થતો
એક ૐ નમ્યો:
નથી એ—
બનિયું બસ ભસ્મ જ્વલંત.

"અશોક"

卐



# સાહિત્યનો શહીદ

સ્વર્ગવાસી ગ્લૅડસ્ટનને માટે લખતા તેના પરમ ભક્ત લૉર્ડ મોર્લીએ કહ્યુ છે તેમ મનુષ્યની શક્તિ અને ચારિત્ર્યની કિંમત તેના જીવનકાળમા ભાગ્યેજ થાય છે. ગુજરાતે સ્વર્ગસ્થ હાજીમહમ્મદની કળાનો સ્વાદ ચાખ્યો છે, તેની તંત્રી તરીકેની યોજનાશક્તિ અને લેખક તરીકેની મીઠાશનો લ્હાવો લીધો છે, છતા તેના જીવનકાળમા તેની કદર નથી કરી. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખાય તો આ સ્મરણ ખરેખર શોકપ્રદજ થાય

હાજીમહમ્મદ વ્યાપારી થઇને કદાચ લાખો રૂપિયા મેળવી શક્યા હોત—એમના મહભાગી વ્યાપારીઓ લક્ષાધિપતિ છે જ ખરા—પણ એ વ્યાપારી થવા જન્મ્યાજ નહોતા. થોડો વખત વ્યાપારમા પડ્યા છતા ત્યારે પણ કોર્ટમા ઑફિસને કામે જતા ચિત્રકારોના ઘર ઢૂંઢતા કે પ્રખ્યાત પુસ્તકો વેચનારાઓની દુકાને રસ અને કળાના પુસ્તકો શોધતા ફરતા' વ્યાપારની લાઇન એમને કંટાળાભરી લાગી અને છેવટે છોડવી પડી. આથી હાજીમહમ્મદની અધોગતિ થઇ કે એમ શક્તિ ગુર્જર સાહિત્ય અને કળાનો ઉદ્ધાર કરવામા યોજાઇ એમ ઉન્નતિ થઇ તેનો નિર્ણય કરવો પડે તેમ નથી. કળાનો એમને શોખ હતો અને તેમાજ જીવવુ કે મરવુ એ એમના આત્માની મહત્તા હતી. એમાજ મોજ અને એમાજ સુખ હતું. એક શાયરે ઠીક કહ્યું છે કે:

યહ દર્દ મર અયસા હય, જાન મર જાય તો જાય;<br>
ફિરાકતકા નશા અયસા હય, જાન મર જાય તો જાય.

હાજીમહમ્મદના સંબંધમા તો એ ઉક્તિ સત્યજ નિવડી છે.

. . સદ્દગત હાજીમહમ્મદનો જન્મ એક સાહિત્યપ્રેમી વ્યાપારી કુટુંબમાં થયો હતો. એમના પિતાશ્રી પ્રતિષ્ઠિત—અને તે વખતના પ્રમાણમાં ધનવાન—વ્યાપારી હતા. વ્યાપારનો એમનાપર બોજો છતાં એ સાહિત્યપ્રેમી પણ હતા. પોતે સારૂં વાંચતા અને પ્રસંગોપાત્ત સાહિત્યપ્રેમીઓનો એમને ત્યાં અખાડો જામતો. " રશીદા " નામે ફુકાની ઇલ્મની વાર્તા એમને બહુ પ્રિય હતી. સ્વર્ગસ્થ હાજીમહમ્મદે એ પુસ્તકનું ગૂજરાતી ભાષાંતર કરી તે પોતાના પિતાશ્રીને અર્પણ કરી પિતૃઋણ અદા કર્યું છે. હાજીમહમ્મદને પણ સાહિત્યનો શૉખ બાળપણથીજ હતો. એમના અનેક મિત્રો પોતે સ્વર્ગસ્થના પેડરરોડના બંગલામાં જતા અને ત્યાં જે સાહિત્ય અને કળાની ચર્ચા કરતા, તેનું વર્ણન હજી પણ પ્રેમપૂર્વક કરે છે. સ્વર્ગસ્થ નાનજીઆણી અને શરીફ સાલેહમહમ્મદની પેઠે હાજીમહમ્મદને પણ ઈરાનના સૂફી કવિઓની ફીલસૂફી અને મસ્તી પર બહુ મોહ હતો. તેમાંયે ઉમ્ર ખય્યામના તો એ પૂજારીજ હતા. જો એ છવ્યા હોત તો ઉમ્ર ખય્યામના અનુવાદનો અને એ ફીલસૂફીની અંતર્ગત કળાનો અપૂર્વ લ્હાવો ગૂજરાતને થોડા વખતમાંજ મળ્યો હોત.

. સદ્દગત હાજીમહમ્મદ ઘણીવાર પોતાના અંગત મિત્રો પાસે પોતાની સ્વર્ગસ્થ પ્રથમ પત્નીના સાહિત્યશોખનું વર્ણન રસપૂર્વક કરતા. એમના કહેવા પ્રમાણે એમનાં પત્ની ઉર્દૂ ઘણું સારૂં જાણતાં અને ઉર્દૂ કાવ્યોનો સારો ગૂજરાતી અનુવાદ પણ કરી શકતાં. હાજીમહમ્મદ પોતાને પ્રિય હોય તે ઉર્દૂ કવિતાઓ પોતે વાંચતા અને પત્નીને વંચાવતા. આ કવિતાઓનું સુંદર કાવ્યમય ભાષાંતર એમનાં પત્ની કરતાં. ઉમ્ર ખય્યામની અપ્રસિદ્ધ ગૂજરાતી રૂબાઇઆતોની અર્પણપત્રિકા પોતાનાં સ્વર્ગસ્થ પત્નીનેજ આપવાનો એમનો સંકલ્પ હતો. રૂબાઇઆતોમાંજ એ અર્પણપત્રિકા લખાઇ છે. સાહિત્ય અને કળા પરત્વે પતિપત્નીમાં ચર્ચા થાય, કાવ્ય અને સંગીતની પ્રેમમય ધૂનમાં પતિપત્ની એક સાથે રમી રહે એ પ્રસંગો અનેરા છે.

એમણે ગુર્જર સાહિત્યને 'ઇમાનના મોતી' અને ઇમાનનું સમર્થન કરે એવા 'રશીદા' અને 'મહેરૂન્નિસા'ના પુસ્તકો ભેટ કર્યાં છે. ઉમ્ર ખય્યામની રૂબાઇઆતો અપ્રસિદ્ધ છે. એમણે 'ગુલશન' નામે એક કોમી માસિકપત્રની પણ શરૂઆત કરી તે એક વર્ષ ચલાવ્યું હતું. તેમા મહાત્મા શેખ સાદીના અપ્રતીમ નીતિગ્રંથ 'ગુલિસ્તાં'નુ પોતે ભાષાંતર કરી પ્રસિદ્ધ કર્યું હતું. તે સિવાય મુબાઇના દૈનિક અને માસિક પત્રોમા પ્રસગોપાત એમની લખેલી વાર્તાઓ અને લેખો પ્રકટ થયા હતા 'વીસમીસદી'મા 'સલીમ'ના નામે 'તાજમહેલના બાગમા એક રાત,' 'દિલારામ,' 'શીશ મહેલ,' 'મોગલ રગમહેલના ભેદભરમો,' વગેરે અનેક રસમય અનુવાદો પણ એમનીજ પસદગી અને શક્તિના પરિણામ હતા. વ્યાપારી ગુજરાતમા—આવક અને જાવકના ટાંકિયા બરાબર તપાસનારા ગુજરાતીઓમા—બાર રૂપિયાના લવાજમવાળા એક માસિકપત્રના ચાર હજાર ગ્રાહકો થાય એ તેના તત્રીની બાહોશી અને યોજનાશક્તિનુ પરિણામ નથી એમ કોણ કહેશે? લેખો પસદ કરવાની અને તે લખાવવાની 'વીસમીસદી'ના સપાદકની શક્તિ અપૂર્વ હતી. સાક્ષરોના નામે આવે તે લેખોજ છાપવા એ સિદ્ધાતને ફેરવી હાજીમહમ્મદ ઘણે ભાગે પોતેજ લેખો પસદ કરતા અને તેને યોગ્ય ન્યાય આપી શકે એવા લખનારને હાથે તે લખાવતા. આમ કરતાં એમને અનેક સાહિત્યો એકઠા કરવા પડતા. આને પરિણામે લોકોને માટે એક જુદોજ લખનાર વર્ગ ઉત્પન્ન થયો અને 'વીસમીસદી'ના સપાદનથી ગુજરાતને સ્પષ્ટ જણાયુ કે લોકો હોસથી વાચે—લોકોને ગળે ઉતરે અને તેમને સાહિત્યના રસ તત્ત્વ આપે—એવા લેખો લખનારા છે ખરા. એમની પસદગીમા લોકરુચિનો વિચાર અવશ્ય થતો, પણ 'વીસમીસદી'ના લેખો વજન વિનાના હતા એમ તો કોઇથી પણ નહિ કહેવાય

સદગત પોતે પીછી લઇ ચિત્ર નહોતા કરતા, પણ ચિત્રકળાની તેમની પિછાન અજબ હતી ચિત્રને સમજવામા—તેની યોજના

કરવામાં-એમની શક્તિ કંઇક ઓરજ હતી. ચિત્રકારો એમની પુસ્તકશાળામાં રસપૂર્વક જતા, ત્યાં અનેક નવી વસ્તુઓ જોતા અને શીખતા. સ્વ. હાજીમહમ્મદે ચિત્રકારોને પ્રકાશમાં લાવવા એક લેખ-માળા શરૂ કરી કરી હતી એ વાત જાણીતી છે. એ લેખમાળાથીજ અનેક ઉગતા કળાકારો પોતાને-પોતાની શક્તિને-ઓળખતા થયા હતા અને પ્રજા તેમની કૃતિને જોવા અને પારખવા જેટલી સ્હમ-જણી થઇ હતી. 'ટાઇમ્સ ઑફ ઈન્ડિયા'ના ૧૯૨૦ના નાતાલના અંકમાં પ્રસિદ્ધ થયેલાં રા. ધુરંધરના ઉમ્ર ખયામનાં ચિત્રો રા. હાજીમહમ્મદનાજ પરિશ્રમનુંજ પરિણામ છે એમ ચિત્રકારે પોતેજ મુંબાઇના ગવર્નર પાસે કબૂલ કર્યું હતું. સ્વ. હાજીમહમ્મદ એ ચિત્રો તૈયાર કરાવવા કલાકોના કલાકો રા. ધુરંધરની પાસે બેસતા અને એમણેજ રા. ધુરંધરને ઇરાની સંસાર, સાહિત્ય અને કળાની વિશેષ ઓળખાણ કરાવી હતી. એ ચિત્રોની ઈંગ્લૅન્ડમાં અઢીહજાર રૂપિયાની કિંમત અંકાઇ હતી, પણ મુંબાઇના ઉદાર ગૃહસ્થ સંર ફૅઝલભાઇ કરીમભાઇએ સાહિત્યના એ નમૂના આ દેશમાંજ રહે એ હેતુથી ઉપરોક્ત ચિત્રો પોતેજ ખરીદી લીધાં હતાં.

હાજીમહમ્મદની ઇશ્વરમાં અટલ આસ્થા હતી. અનેક મુસ્કેલીઓથી ભરેલા એમના જીવનમાં એ એકજ આશા હતી. બ્યાપારમાં ન ફાવ્યા તો ઘરોની દલાલી કરી. તેમાં થોડા વખતમાં ઘણો સારો લાભ થયો પણ સાહિત્યના પૂજારીને તે વાત ન ગમી. એમનાં બે ઘર હતાં તે વેચાઇ ગયાં. આ સંજોગોની વચ્ચે એમણે 'વીસમીસદી'ની શરૂઆત કરી. 'વીસમીસદી'ની શરૂઆત સ્વર્ગસ્થે દીર્ઘદૃષ્ટિથી કરી હતી. પોતાની ધારણા પ્રમાણે ગૂજરાતી વાંચનારાઓમાં ચાર હજાર જેટલા ગ્રાહકો હાજીમહમ્મદ મેળવી શક્યા; પણ યૂરોપના વિગ્રહને લીધે સાધનોના ભાવ અસાધારણ વધી ગયા, એટલે તેમાં અર્થની દૃષ્ટિથી એમને ફત્તેહ મળી નહિ. આ રીતે સ્વ.-હાજીમહમ્મદનું જીવન સતત પંદર વરસ સુધી મુસ્કેલીઓથી ભરેલું જ રહ્યું. એ કદાચ

થોડો વધારે વખત છવ્યા હોત તો સજ્જનો સુધરે એવી આશા હતી, પણ તે વખત એમને માટે નિર્માણુ થયો નહોતો. એમના ભાગ્યમા સુરકેતીઓ સાથે યુદ્ધ કરવાનુજ સર્જાયેલુ હતું. અને યુદ્ધ કરતા કરતાજ એ વીર પુરુષના છવનની હેર અધૂરી મૂકાઈ.

દુઃખ અને ચિંતાથી એમનો સગા સ્વભાવ વિશેર ઘણો હતો અને એમનો આત્મા શ્રદ્ધાળુ થઇ એમને પ્રિય છગનના તત્વજ્ઞાન તગ-સાહિત્ય અને કળા તરફ-વિશેર હતો હતો એમની સાથે જ્ઞાનાઓ અને પાસે એમનાગાઓને ઉપદેશક્ત કથનની પ્રતીતિ થઇજ હશે

એક યુરોપિયન બાઇ પાસે એમણે પોતાનુ ભવિષ્ય જોવડાવ્યું હતુ. એ બાઇના કહેવા પ્રમાણે એમનુ જીવન સુરકેતીનર્વુજ રહે એ નિર્માણુ હતુ માત્ર કરોબીને વખતે તેમને ગને ક્યાથી પણ મદદ મળશે એમ એનુ કથન હતુ. અને હાજીમહમ્મદના કહેવા પ્રમાણે એમ અનેકવાર બન્યુ હતુ પ્રારબ્ધવાદમા તો એમની અટલ શ્રદ્ધા હતી

" એ દિન ભી ન રહી રહેગે " એ હાજીમહમ્મદના જીવનનુ લક્ષ્યસૂત્ર હતુ પોતાની સ્થિતિનુ વર્ણન કરતા ઘણીવાર નીચેની વાત પોતે રસપૂર્વક કહેતા-કોઈ ગામમા એક ફકીર કોઈ સ્રીને જોતાજ ' કયો ન ગિર ગઇ ' એમ બોલતો લોકો તેને આનો અર્થ પૂછતા, પણ તે કોઇને કહેતો નહોતો. એક વખત એવું બન્યુ કે કોઇ ધનવાનની પરગામથી આવેલી પુત્રવધુ બારીએ ઉભી હતી અને ત્યા ફકીરે ' કયો ન ગિર ગઇ 'નો પોકાર કર્યો તે પરંતુ બાઇએ જવાબ આપ્યો ' ચન ગઇ સો ચન ગઇ ' ફકીર ત્યાથી ચાલ્યો ગયો, તે ગામ પણ છોડી ગયો તે બાઇને તેના સબધીઓએ જ્યારે સઘળી હકીકત પૂછી ત્યારે તેણે ખુલાસો કર્યો કે "ફકીર વિધાતાની કલમને કહેતો હતો કે હું નિષ્પાપ અને નીતિવાન છતા આમ ફકીરી અવસ્થામા શા માટે? હે વિધાતાની કલમ ! તું પડી કેમ નહિ ગઈ? હું તે વાકયનો મર્મ સમજી અને તેને કહ્યુ કે તું શાણો હોય તો શોક કરવો યોગ્ય નથી, એ કલમ ચાલી તે ચાલી."

સદ્દગતનો સ્વભાવ માયાળુ અને મીલનસાર હતો. પોતાના ગમે તેવા ખરાબ વખતમાં પણ કોઇના ઉપકારનો બદલો વાળવા હમેશાં એ તત્પરજ રહેતા. કળા પર વાત કરતાં—કોઇ ચિત્રની ખામીઓ અને ખૂબીઓની ચર્ચામાં—એમને એક પ્રકારની મોજ જણાતી હતી.

ભલે એમ કહેવાતું હોય કે હાજીમહમ્મદ ચિત્રોના મોહમાં કેટલાક નીરસ લેખો સણગાર્યા; ભલે એમ કહેવામાં આવે કે હાજી-મહમ્મદે યોગ્ય ન હોય એવા કેટલાક લેખોને સ્થાન આપ્યું, કે 'વીસમીસદી' માત્ર અનુવાદોજ પ્રસિદ્ધ કરતું; હો તે હો, પણ એટલું તો ચોક્કસ છે કે 'વીસમીસદી' પ્રતિ વિદ્વાનો પણ આકર્ષાતા, સાધારણજનો તે હોંશથી વાંચતા, રસિકજનો તે નિહાળવાની ઇચ્છા કરતા, અને આજે પણ એટલું તો મનાય છે કે 'વીસમીસદી'નું સ્થાન ખાલી છે. આટલી વાત માન્ય હોય તો સદ્દગતના જીવનનો ઉદ્દેશ સફળ થયો છે.

રત્નસિંહ તુલસીદાસ ઠકુર



# ખર્યું ખર્યું

('જૂનું રે થયું દેવળ જૂનું રે થયું' એ ભજનના રાગમાં)

ન ખીલ્યું કે ખર્યું પૂરૂં ન ખીલ્યું કે ખર્યું;
બાપા ગુર્જરી ઉદ્યાને[1] ફુલડું[2] ન ખીલ્યું કે ખર્યું.
આણી પુષ્પકોષ પાણી, બાગ બીજ વાવ્યું ને ઉગ્યું;
ભારતભૂમિની સ્વર્ગવાડીએ[3] પારીજાત ધર્યું:—બાપા૦

ડાળીડાળીપર કુસુમ નિહાળી માળી હૃદય ઠર્યું;
મગરૂર વિધિએ મનમદ[4] હરવા ધાર્યું તે કર્યું:—બાપા૦

રૂપ[5]ભર્યું, રસ[6]–રંગ[7]ભર્યું, માધુર્ય[8]–સુવાસ[9] ભર્યું;
સુમનગુચ્છ[10] તે સમીર અપાર[11]છટાથી પૃથ્વી સર્યું:[12]—બાપા૦

ગયું ગયું, થઇ રહ્યું, રહ્યું જે નેત્ર નીર ઉભર્યું:
જાઓ દિવાના હજૂ દિવાનો,[13] ઉધાર[14] તે ઉધર્યું.[15]—બાપા૦

દિવાનો



હાજીમહમ્મદ: પોતાની લાયબ્રેરીમાં

# મર્હૂમ 'સલીમ'

મારા મર્હૂમ મિત્ર 'સલીમ'—જે પ્યારા પનોતા નામથી હું મારા જવાન સ્નેહી હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીને ખાનગીમાં બોલાવતો અને જાહેર પ્રજા સાથે ઓળખાવતો હતો તે સ્નેહીના અકાળ મરણના સમાચાર સોમવાર તા. ૨૪ મી જાન્યૂઆરીની રાત્રે જ્યારે મેં પ્રથમ જાણ્યા ત્યારે તે માનવાને પહેલાં તો મને બહુ આનાકાની લાગી. તેમની સાથનો મારો સંબંધ બે દાહેકા ઉપરની મુદતનો હતો. તેમના મિત્રો અને સગાંઓ વચ્ચે એ સંબંધ જાણીતો હતો, અને તેથી મને એ દુઃખદાયક સમાચાર જણાવવાની તેઓમાંથી કોઇ પણ એક તક લેત એમ હું ધારતો હતો. પણ મારા મિત્રના નહિ ધારેલા—નહિ વકી રાખેલા—મરણના પ્રથમ આંચકાથી સઘળાં સગાંઓ અને મિત્રો એટલાં તો ગમ અને દિલગીરીથી દબાઇ ગયેલાં હોવાં જોઇએ કે એ ભાઇને છેલ્લું નમન કરવાની તક મારા જેવા તેમના એક અદના મિત્રને આપવાનું તેઓ તે પ્રસંગે ભૂલી ગયા અને મારા મિત્રના મુખનાં છેલ્લાં દર્શન કરવાને, તેમની આગળ ઉભો રહી તેમના રૂહ ઉપર દરૂદ પઢવાને, અને તેમના આત્માની શાંતિ માટે અલ્લાહ—ઓ—તઆલાની દરગાહમાં બંદગી ગુજારવાને હું કમનસીબે રહી ગયો! પણ જે તક મને ભાઇ 'સલીમ'ના મરણને દિવસે ન મળી તે તક મેં બીજી રીતે લીધી. એક પત્રકાર તરીકે મેં મારા 'હિન્દી પંચ'માં મારા મર્હૂમ મિત્રને ઘટતું માન આપવા માટે તા. ૩૦ મી જાન્યૂઆરીના અંકમાં મારા અંતઃકરણનો ઉભરો ખાલી કરી દીધો અને તેમ કરી મેં કંઇક સંતોષ માન્યો.

મર્હૂમ ભાઇ 'સલીમ' સાથેનો મારો સંબંધ બે દાહેકા ઉપરનો હતો. તેમને જાહેરમા લેખ લખવાનો શૉખ લગાડવાની તેમજ

તેમના સાહિત્યના શૉખને ઘટતીરીતે વાળવાની પહેલવહેલી તક મને લગભગ વીસ બાવીસ વરસની વાતપર મળી હતી, અને તેવી તક મળવા માટે હું મારા મર્હૂમ મિત્ર ડૉક્ટર ઇસ્માઇલ જાનમહમ્મદનો આભારી હતો. જ્યારે ડૉક્ટર ઇસ્માઇલે ભાઇ હાજીમહમ્મદ સાથે મારી ઓળખાણ કરાવી ત્યારે એ ભાઇને હજી મૂછો ફૂટતી હતી અને છોકરવત વયમાંથી તેઓ તુરતનાજ બહાર નીકળેલા હતા. પણ એટલી નાની ઉમર છતાં એ ભાઇ પોતાના ખભા ઉપર એવું મસ્તક લઇને ફરતા મને લાગ્યા હતા કે જે એક પુખ્ત વયના દુનિયાદાર જવાનને શોભા આપે એવું હતું. પ્રથમ વાતચીતમાંજ અમે બન્ને જાણે ધાડી મિત્રાચારીમાં જોડાવાને સરજાયેલા હોઇએ એમ મને લાગ્યું હતું. પ્રથમના દિવસોમાં જે મુલાકાત અઠવાડિયે, પખવાડિયે કે મહિને એકવાર થતી હતી તે, જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ, અઠવાડિયામાં ચાર વખત થવા લાગી. તે દરમ્યાન ભાઇ હાજીમહમ્મદનો લખાણો કરવાનો શૉખ પણ વધતો ચાલ્યો. પૂર્વના સાહિત્ય અને ઇસ્લામી ઐતિહાસિક બનાવો વિષે વાંચવા અને ચર્ચા કરવાની વલણ બહુ તીવ્ર રૂપમાં એ ભાઇએ દેખાડવા માંડી, અને તેને ઘટતું ઉત્તેજન આપવાની અને ખીલવવાની જેમ જેમ મારી તરફથી તેમને તક મળતી ગઇ તેમ તેમ તેમનો શૉખ બહુ વધતો ગયો. ઘણાક રવિવારો મેં અને 'સવીમે' ઇસ્લામી ઇતિહાસને લગતું સાહિત્ય વાચવામાં અને વાદવિવાદ કરવામાં ગાળ્યા હતા; અને તે વેળા એક બીજાની સંગતમાં અમારા કલાકો કેમ વીતી જતા તે અમને જણાતું નહિ. ઘણીવાર મારા ચોપાટી સી ફેસ ઉપરના મકાનમાં કે એ ભાઇના પેદરરોડ ઉપરના બંગલામાં અમે સાથે મળી એકબીજા સાથે જુદી જુદી બાબતોની નોંધ સરખાવતા. એ ભાઇની કેટલીક ટીકા મને બહુ ઉપયોગી થઇ પડતી, અને તેમના મુખમાંથી કેટલીક તો એવી સૂચનાઓ બહાર પડતી કે તે ઉપર અમલ કરવાને મને બહુ સંતોષ અને આનંદ પ્રાપ્ત થતો.

રમૂજી લેખો લખવાની શક્તિ એ બાઇને ગાઝી હતી નહિ, પણ તે લેખો વાંચીને તેપર ટીકા કરવાની તેમની બુદ્ધિ બહુ ચાલાક હતી. અમારી રવિવારની મુલાકાતો દરમ્યાન મારા 'હિન્દી પંચ'માં શી શી ખામીઓ કે ખૂબીઓ માલૂમ પડી છે તે વિષે જ્યારે હું એ બાઇને પૂછતો ત્યારે મને એમની ટીકા અને મત સાંભળવાની કાંઇ અજબ મોજ પડતી અને ઓર જ સંતોષ ને આનન્દ થતો. મને રાજી કરવાના શબ્દો કે મારી તારીફ સાંભળવા કરતાં મારી ખામીઓ જાણવાને હું વધારે ઉત્સુક છું, એ મારો વિચાર બાઇ 'સલીમ'ના મન ઉપર મેં અમારી મિત્રાચારીના પહેલા દિવસોથી જ મજબૂત ઠસાવેલો હોવાથી જ્યારે પણ મને એમની સાથની વાતચીતનો પ્રસંગ થતો ત્યારે તે ખૂબીઓને બદલે ખામીઓનું વર્ણન પ્રથમ સડસડાટ કરી જતા; અને કેટલીકવાર મારી તરફનો ખુલાસો સાંભળીને પોતાની ટીકા અને મતમાં ફેરફાર કરવાને ચૂકતા નહિ. જેમ એમની ટીકાનો રેલો ચાલતો તેમ એમના કેટલાંક લખાણો અને વિચારો સુધારવાના સબંધમા મારી તરફથી પણ કદીજ પાછી પાની કરવામાં આવતી નહિ. હું મારો મત બહુ બડબડિયે મ્હોડે બેધડક આપી દેવામાં કુશળ હોવાથી તેમ જ તે આપતી વેળા નિર્દોષ રમૂજનો સાથે સાથે ઉપયોગ કરવાની મને ટેવ હોવાથી એ બાઇની લગાર નરમ ચામડીને વધારે સખત બનાવવાને અને ટીકાનાં બાણ હસતે મુખડે ખમવા એ એક જાહેર પત્રકારનું સહુથી પહેલું કામ છે એ વાત તેમના મગજ ઉપર મજબૂતીથી ઠસાવવાને હું બહુ વહેલો જ ભાગ્યશાળી થયો હતો. એમના લેખો તપાસી તેમા કેટલાક સુધારા મેં શા માટે કર્યા છે તે વિષેનો મારો ખુલાસો એ બાઇ બહુ ધીરજ અને સહનશીલતાથી સાંભળતા અને બીજીવાર પોતાનાં લખાણોમાં સુધારો દેખાડવાને ચૂકતા નહિ.

મારા 'હિન્દી પંચ'માં દર અઠવાડિયે રમૂજી ઢબે થતાં 'મ્યૂનિસિપલ નોટ્સ'ના અંગ્રેજી લખાણની એ બાઇ બારે પ્રશંસા

કરતા અને તે 'નોસ'ને રમૂજી ચિત્રોથી શણગારવાની મારી અદના કોશેશથી ખુશીમાં તેઓ બહુ સાનદાશ્ચર્ય પામી પોતે પણ પોતાની વાર્તાઓને તેવી જ રીતે શણગારવાને ભાગ્યશાળી થાય તે માટે બહુ આતુર દેખાતા 'મુંબઇ સમાચાર'ના એક ચિત્રોથી ભરપૂર દીવાળી અંક માટે ભાઇ 'મરીમ'ને 'ઓરિયેન્ટલ ઍન્યૂઅલ'ના ૧૮૩૫ના વૉલ્યૂમમાંથી ' રજપૂતાણી વહુ '–A Rajputani Bride—ની વાર્તા લખવાની મે સુચના આપી તે એ ભાઇએ ઝટ ઉપાડી લીધી અને 'રાસમાળા' તથા 'ટૉડ રાજસ્થાન'ના પાના ઉથલાવીને એક નવો રમ તેમા ઉમેરી અમર વાર્તાને બહુ સારી રીતે ઇન્સાફ આપ્યો મારી આગળ જ્યારે તેઓએ તેના પાના હાજર કીધા ત્યારે મને તે એટલી પસંદ આવી કે તેને ચિત્રોથી શણગારવાનો મે વિચાર દર્શાવ્યો અને તેને લગતી આશરે અર્ધો ડઝન કલ્પનાઓ તેઓ મારી આગળ મે ૂ ેના તે દરમ્યાન મે ઉભી કરી આપી આ ચિત્રો જોઇને એમને પોતાના ભવિષ્યના પુસ્તકોને ચિત્રોથી શણગારવાનો શોખ લાગ્યો મારી સાથની મુલા કાત દરમ્યાન, હું મારા 'આર્ટિસ્ટ' પાસે મારા 'હિન્દી પચ' માટે જે રમુજી ચિત્રો દોરાવતો તે તેઓ બહુ બારીકીથી જોતા અને પોતાના કામ માટે તેનો ભવિષ્યમા ઉપયોગ કરવાનો વિચાર રાખતા જે વિચાર તેઓએ 'વીસમીસદી'ની પાચ વર્ષની ટૂક હયાતીમા બહુ ફતેહમદી સાથ અમલમા મેલેલો મે જોયો

'વીસમીસદી' નો આરંભ ભાઇ 'મરીમે' કેમ કીધો તે હું સારીપેઠે જાણુ છુ તેના બહારના સ્વરની ડિઝાઇન તેઓ પ્રથમ મિ ધુરંધર પાસે કરાવીને મને દેખાડવા લા યા અને તે ડિઝાઇન છપાવવા મોકલી આપી તે દરમિયાન મહિનાઓ નીકળી ગયા તેર લામા લડાઇ જાગી અને છાપવાના કાગળ અને બીજા છાપખાનાની સામગ્રીઓના ભાવ હદબહાર વધતા ચાલ્યા તે છતા સ ઙાઝઅમાઈ કરીમના જેવા પ્રજાની કેળવણીમા ભાગ આપનારા મર્મોના વખાણ

નાર અને મદદગારની ભલી મદદથી તેઓ પોતાનું કામ ફત્તેહમંદીથી આગળ ચલાવી શકશે એવો તેમને ભરૂસો હતો. છાપાકળાને લગતા દરેક પ્રકારના સામાનના ભાવની અતિશય મોંઘવારી એ ભાઇના સાહસની બહુ આડે આવશે એવો ભય મેં પ્રથમથી જ બતાવ્યો હતો અને તેથી બહુ સંભાળથી અને સાવચેતીથી દરેક બાબતના ખરચના સંબંધમાં પગલાં ભરવાનો હું દરેક મળતી તકે એમને આગ્રહ કરતો રહ્યો હતો. દિલગીરી સાથ મેં જોયું છે કે તેઓએ એક પહેલી પંક્તિનું માસિક પ્રકટ કરવાનો પ્રથમ જશ ખાટવા છતાં તેને લગતું સાહસ માથે ઉઠાવવામાં પોતાનાં આંગળાં બહુ સજ્જડ રીતે દઝાડયાં હતાં, અને મને ભય છે કે તેના ગમ અને ચિંતામાંજ એ ભાઇની છેલ્લી માંદગીએ ઉવલેણ રૂપ લીધેલું હોવું જોઇએ.

પણ 'વીસમીસદી'ને એક પહેલી પંક્તિનું માસિક બનાવવાની મારા મર્હૂમ મિત્રની મહેનત, ઉલટ, કાળજી અને ખંત અથાગ હતાં. તે વિષે, હું ધારૂં છું કે બે મત પડશે નહિ. ગૂજરાતી સાહિત્યના સાક્ષરો અને શૉખીનોનું જે મંડળ તેઓ પોતાના માસિકને માટે ભેગું કરી શક્યા હતા, અને તે મંડળમા આવેલા કેટલાક નામચીન ગૃહસ્થો પાસેથી ખાસ લેખો લખાવી લેવામાંઅને તે પ્રકટ કરવામાં જે બાહોશી, ચાલાકી અને ઉલટ તેઓ દેખાડતા તે કેટલીકવાર મને પણ વિસ્મય પમાડનારી થઈ પડી હતી. વળી તે લેખકોનાં લખાણોને ચિત્રોથી શોભાવવા માટે જુદાજુદા ચિત્રકારોને ઘેર ધક્કા ખાવા, તેના ફેટોઝિંકો બ્લૉક બનાવવા અને તે બનાવનારાઓને ત્યાં દરરોજ દાદરો ચ્હડવા ઉતરવા, એ કામ ભાઈ 'સલીમ' જેવા ખડતલ, મહેનતુ અને જિજ્ઞાસુ પત્રકાર જ કરી શકે. ચિત્રો કઢાવવાનો અને છાપખાનાના કામનો મને બહુ લાંબો-ચાર દાહેકા ઉપરનો-અનુભવ છે, અને તેમા શી શી સુશીબતો અને વિઘ્નો આવી નડે છે તેની હું બહુ જ કડવી અજમાયશ મેળવી ચૂક્યો છું. તે ઉપરથી મારા મર્હૂમ મિત્ર શી શી મુશ્કેલીઓ વેઠી હશે, કેવી કેવી

નાઉમેદી અને નિરાશા ભોગવી હશે, કેવા કેવા ધક્કેલા–પછાડા ખાધા હશે, તેની હું કલ્પના કરી શકું છું તે બધી ટેનગમી અને દલ-દેસરીમાં મારા મર્હૂમ મિત્રે પોતાની જિંદગીના છેલ્લા પાંચ વરસનો ભોગ આપીને તે ટૂંકી કરવામાં કેટલોક હિસ્સો આપ્યો છે એવી મારા મનમાં જે કલ્પના ઉભી થાય તો પત્રકારના મંડળમાં એનું કામ કરનારાઓનું મંડળ તે કદાચજ ખોટી ધારશે.

બાઈ 'મલીમ' સાથની મારી મુલાકાતો એમની જિંદગીના પાછલા થોડા દિવસોમાં બહુ કમી થઇ ગઈ હતી. આંખોની નબળાઇને લીધે મારી ઑફિસ છોડીને મારા અલગી ઘરમાં મારૂં કામ કરવા બેઠો અને એઓ બાઈ ગમે ત્યારે મારી ઑફિસમાં રહડી આવતા લગભગ બંધ પડ્યા તેમાં 'વીસમીસદી'ના રંજભરેલા કામની ખટપટ અને તેને પહોંચી વળવાની જંજાળે બહુ ભાગ ભજવ્યો. જ્યારે જ્યારે ચોપાટી તરફ એમને કામસર આવવું પડતું ત્યારે ત્યારે તેઓ મારે ત્યાં ડોકિયું કરવાને ચૂકતા નહિ, પણ તેમની મુલાકાતો બહુ ટુંકી મુલાકાતો થઈ પડી તે દરમ્યાન 'વીસમી-સદી'ની નાણાં સંબંધી હાલત વિષે મને એ બાઈ સાથે વારંવાર વાત થતી અને તે વેળા, જે મોટા ખરચ તે પાછળ તેઓ કરતા તે આંખ મીંચીને નહિ કરવા, પણ બહુ સંભાળથી ગણતરી કરીને અને ગજવું તપાસીને કરવાની સૂચનાઓ હું એમના મગજપર ઠસાવવાને ચૂકતો નહિ 'વીસમીસદી' જેવા પહેલી પંક્તિના ચોપાનિયાને પ્રવર્તાવવાનો શો ખર્ચ થાય–લખાણો મફત મળે, લખનાર-ઓની સેવા માટે દામ ખરચવા ન પડે અને તેઓ ઉત્સાહપૂર્વક મિત્રભાવે કામ કર્યે જાય છતાં તે પાછળ પૈસાનો કેટલો ખો કરવો પડતો હોવો જોઇએ–તે છાપખાનાના કામ સાથના મારા લાંબા સંબંધ અને અનુભવ ઉપરથી હું સારી પેઠે સમજી શકું તેમ હોવાથી પોતાના સાહસમાં યાહોમ કરીને ઝંપલાવવા કરતાં સંભાળથી અંકેડા પગલું ભરવામાં કેટલી સલામતી છે તે સમજાવી ખરચની લગામ

લગાર તાણી પકડવાની મારી મર્હૂમ 'શલીમ'ને મજબૂત બલામણ હતી. મને જણાવતાં બહુ ખેદ થાય છે કે એ બલામણ જોઈતી અસર નીપજાવવાને કારગર લાગેલી માલૂમ પડી નથી, કેમકે તેમનાં અકાલ મરણ બાદ 'વીસમીસદી'ને ચાલુ રાખવાને અને તેઓએ તેને માટે મુકરર કરેલા ઉચ્ચ માપ (સ્ટૅન્ડર્ડ) ઉપર તેને ચાલુ રાખવા માટેનો ખરચનો બોજો માથે ઉપાડી લેવાને તેઓએ પોતાની આસપાસ ઉભા કરેલા લખનારાઓનાં મોટાં મિત્રમંડળમાંથી કોઈની પણ હિંમત ચાલી નથી; અને મારા મર્હૂમ મિત્રના મરણ સાથ 'વીસમીસદી' પણ પોતાના માથાપરના કરજના બોજા તળે કચડાઈને મરણ પામ્યું છે.

કામધંધામાં બાઈ 'શલીમ' ફત્તેહમંદ ઉતર્યા ન હતા. તેઓના પિતા અને દાદા વેપારી હતા, અને તેમને પગલે ચાલી વેપારના કામમાં ઝોકાવ્યા છતાં તેઓને બહુ જ ટૂંક મુદતમાં તે છોડી દેવું પડયું હતું. તેમનું કુદરતી વલણ સાહિત્ય તરફ હતું અને સાહિત્યના મેદાનમાં જ તેઓએ પોતાનું નસીબ અજમાવવાને પોતાની જિંદગીનાં છેલ્લાં પાંચ વર્ષ ગાળ્યાં હતાં. તેઓએ મેટ્રિક સુધીની શાળાની કેળવણી લીધી હતી. તેટલી કેળવણી છતાં સાહિત્યના પોતાના શૉખને ખીલવવા અને નવી નવી ઐતિહાસિક—અને ખાસ કરીને ઇસ્લામી ઐતિહાસિક—બાબતો જાણવા અને તેને લગતું છૂટું છૂટું સાહિત્ય એકઠું કરવાને તેઓ થોડા ઉલટમંદ ન હતા. જો તેઓએ યુનિવર્સિટીની ઉંચી કેળવણી લીધી હોત તો મારી ખાતરી છે કે તેઓ પોતાના સાહિત્યના શૉખને વધારે ઉંચે લઈ જઈ શકયા હોત, અને 'વીસમીસદી'માં કંઈક ઓર જ ઝમક અને રંગ આણવાને શક્તિવાન થયા હોત.

તેઓ ઓમર ખયામના અજબ પૂજારી હતા. ઓમરની રૂબાઈયાતનો ફિટ્ઝજિરાલ્ડે કરેલો અંગ્રેજી તરજુમો તેમને મ્હોડે હતો અને તે તરજુમા ઉપરથી ગૂજરાતી ભાષામાં એ રૂબાઈયાતોને

ઈન્સાફ આપવાની તેઓએ કોશેશ કરી હતી. પોતે ગુજરાતીમાં રચેલી એ કવિતા અનેકવાર તેઓએ મારી સાથે વાંચી હતી અને એકવાર 'હિંદી આફ્રિક'માં તેઓએ તે વિષે લખેલા લેખ માટે મેં મારા આર્ટિસ્ટ પાસે ચિત્રો પણ કઢાવી આપ્યાં હતાં. તેઓ સાથ મને ઘણીવાર હાસ્યવિનોદ થતો ત્યારે સખન ચીમકીનો ચમચમાટ લગાવવાનાં કામમાં લગાર નરમ રહેવા માટે ઓમરની રૂબાઈયાતની છત્રીસમી રૂબાઈ અમે મશ્કરીમાં લલકારતા:—

"For in the Market-place, one Dusk of Day,
I watch'd the Potter thumping his wet Clay:
And with its all obliterated Tongue
It murmur'd—"Gentle, Brother, gently, pray!"

મારો મિત્ર 'સલીમ' સદાની શાંતિમાં સુતો છે. એક મિત્ર તરીકેના તેની સાથના મારા સમાગમના દિવસોની પવિત્ર યાદમાં આ લેખ લખવાનાં એક પવિત્ર ફરજ અદા કરતો હું પોતાને માનું છું અને તે તેની પવિત્ર યાદગીરીને અર્પણ કરતાં તેના રૂહ ઉપર હું એકવાર ફરીથી હજારોનહજાર દરૂદ પડું છું!

બરજોરજી નવરોજી આપઆખત્યાર



## શેઠ
## હાજીમહમ્મદ અલારખિયા શિવજી

ગૂજરાતી ભાષાની પ્રસિદ્ધ માસિકપત્રિકા 'વીસમીસદી'ના ઉત્સાહી સંચાલક અને સંપાદક મિ. હાજીમહમ્મદ અલારખિયા શિવજીનો સ્વર્ગવાસ ફક્ત ૪૩ વર્ષની વયે ગઈ તા. ૨૨ મી જાન્યુઆરીને દિવસે ધનુર્વાથી માત્ર ૩૬ કલાક પીડિત રહેવાને લીધે થઇ ગયો.

એમના વડવા કચ્છના રાજનગર ભૂજના રહેવાશી હતા. ત્યાંથી પહેલવહેલા એમના પ્રપિતામહ શેઠ માણિક મૂસાણી ઈ. સ. ૧૮૩૫માં વેપાર અર્થે મુંબાઈમાં આવીને વસ્યા. શેઠ હાજીમહમ્મદનો જન્મ મુંબાઈમાં ઈ. સ. ૧૮૭૮ ના ડિસેમ્બરની ૧૩ મી તારીખે થયો હતો.

ઘેર થોડો સમય ગૂજરાતી ભાષાનો અભ્યાસ કર્યા પછી હાજીમહમ્મદ ફૉર્ટ હાઇસ્કુલમાં દાખલ થયા અને ત્યાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. દશ વર્ષની ન્હાની વયથીજ એમને વર્તમાનપત્રો વગેરે વાંચવાનો શૉખ લાગ્યો હતો. ઈ. સ. ૧૮૯૫ થી એમણે અંગ્રેજી, હિંદી અને મરાઠીનો પણ અભ્યાસ કરવો શરૂ કર્યો અને તે દહાડાથી તેમની સાહિત્યસેવાનો પણ પાયો નંખાયો. તેમણે ગૂજરાતી માસિકપત્રોમા લેખો અને ન્હાની ન્હાની વાર્તાઓ લખવી શરૂ કરી. બે વર્ષ પછી તે દૈનિક અને સાપ્તાહિક પત્રોમાં પણ લખવા લાગ્યા. હિંદીમાં તેમણે ગોસ્વામી તુલસીદાસ, કબીર, ગંગ આદિ કવિઓનાં કાવ્યોનો અભ્યાસ ઘણા શૉખથી કર્યો હતો અને 'પ્રવીણસાગર'નું તો વારંવાર પારાયણ કરીને

તેમાંથી ઘણું શિક્ષણ મેળવ્યું હતું. ઈ. સ. ૧૮૯૮ મા તેમનુ પહેલું પુસ્તક 'સ્નેહી વિરહ પચદશી' હિન્દીમા પ્રકટ થયુ. આ પુસ્તક એક મિત્રના ન્હાના ભાઈના અકાળે થયેલા અવસાનપર લખાયુ હતુ. બે વર્ષ પછી તેમણે સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક સર એડવિન આર્નોલ્ડ કૃત 'પર્લ્સ ઑફ ફેઈથ' નામક પુસ્તકનુ ગુજરાતી ભાષાન્તર કરી તે 'ઈમાનના મોતી' ના નામથી પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તક જોકે છે તો ગદ્યમા, પરતુ તેમાયે તેમણે પોતાના રચેલા કેટલાયે દોહા ઠામઠામ મૂકેલા છે, અને એથી એ પુસ્તકની મનોરજકતામા કઈ ઓરજ વધારો થયો છે. ઈ સ ૧૮૯૯માજ તેમણે એક ગુજરાતી માસિક કહાડવાની ઈચ્છા કરી, પણ એ પ્રયત્ન એ વખતે સફળ ન થયો ત્યાર પછી ઈ સ ૧૯૦૧ મા તેમણે મુસલમાનોને માટે 'ગુલશન' નામનુ એક સચિત્ર માસિકપત્ર કહાડવુ શરૂ કર્યું અને તેનુ વાર્ષિક લવાજમ ફક્ત એકજ રૂપિયો રાખ્યું. એ પત્ર એક વર્ષ ચાલ્યુ અને પછી ખોટને લીધે બધ પડી ગયુ.

ઈ સ ૧૯૦૩ મા લૉર્ડ કર્ઝનનો દરબાર ભરાયો તે સમયે તેમણે ઐતિહાસિક તથા જીવન-સબધી આશરે ૧૦૦ સચિત્ર લેખ છાપ્યા. ઈ સ ૧૯૦૪ મા તેમણે ગુજરાતીમા 'મહેરુન્નિસા' નામનુ નાટક લખ્યુ, અને ઈ સ ૧૯૦૮ મા 'રશીદા' નામક એક નવલકથા લખી. આ નવલકથા 'આત્મવિદ્યા' ઉપર લખાયેલી છે અને નવલકથાની કોટિમા એ તદ્દન જુદીજ ઢબની છે એ સિવાય બીજા કેટલાયે લેખો અને વાર્તાઓ તે વારવાર ગુજરાતી પત્રોમા લખતા રહેતા

માસિકપત્રિકા કહાડવાનો વિચાર તો એમના મનમા ઘોળાયા કરતોજ હતો, પણ ખોટના ભયથી તેમની હિમ્મત ચાલતી ન હતી. ઈ. સ ૧૯૧૪ મા મુબાઈના પ્રસિદ્ધ શેઠ સર ફાઝલભાઈએ આ કામમા તેમને પ્રોત્સાહન આપ્યુ અને આર્થિક સહાય પણ કરી. આખરે તેજ વર્ષના જૂન મહિનામા ડેકલેરેશન લેવાઈ ગયુ અને પ્રસિદ્ધ ચિત્રકાર ધુરધર પાસે તૈયાર કરાવેલું 'ટાઈટલ ડિઝાઈન'

પણ વિલાયતમાં છપાવવામાં આવ્યું. પરન્તુ યુરોપીય મહાયુદ્ધને લીધે પાછી એ કામમાં ઢીલ પડી. છેવટે ઈ. સ. ૧૯૧૬ ના એપ્રિલ માસમાં 'વીસમીસદી' પ્રસિદ્ધ થઈ. તે એટલી હોંશથી કે એપ્રિલનો અંક માર્ચમાં કાઢવામાં આવ્યો! હવે હાજીભાઈ ગ્રાહકો અને જાહેરખબરો મેળવવાની શોધમાં પડયા. પ્રથમ તો લોકોએ તેમને ધુતારા સમજીને તેમનો વિશ્વાસ ન કર્યો. તેઓ કહેવા લાગ્યા કે પહેલો અંકજ ફક્ત લલચાવવાને ખાતર આવો કાઢવામાં આવ્યો છે; બધા અંકો કંઈ થોડાજ આવા નીકળવાના છે? તોપણ આઠ આનાની એકને હિસાબે કેટલીયે છુટક નકલો વેચાઇ ગઈ. શરૂઆતના અંકની સ્ટૉકમાં તૂટ પડી અને માગણી વધતી રહી. ગ્રાહકોની સંખ્યા પણ વધતીજ ચાલી. કેટલાયે મિત્રોએ ગ્રાહકો લાવી આપવાનાં વચન આપ્યાં અને આ વચન તેમણે એટલી હદ સુધી પાળ્યાં કે ધાર્યા કરતાં પણ ગ્રાહકોની સંખ્યા વધી ગઈ. આમ છતાં પણ હમેશાં એકાદ અડ-ચણ તો સામે હોયજ. કામ ઘણુંજ કઠણ હતું; ડગલે ને પગલે મુશ્કેલીઓ હતી; પણ એમને તો ખરેખરી લગની લાગી હતી. તેથી તેમને તો એ મુશ્કેલીઓમાં પણ મનોરંજકતા જણાતી. પહેલાં વાર્ષિક મૂલ્ય ૭ રૂપિયા રાખ્યું હતું, પરંતુ ૧૯૧૯ ના એપ્રિલથી નવ રૂપિયા કરવામાં આવ્યા. પત્રિકા પ્રસિદ્ધ થયા પછી છ મહિને મુંબાઈના કલેકટરે તેની પ્રતો લંડનના મ્યૂઝિયમ માટે અને ઈંડિયા ઑફિસના પુસ્તકાલયો માટે મોકલવાનું કહેવડાવ્યું. પહેલો અંક પ્રકટ થયો ત્યારેજ રેલ્વે સ્ટેશનોપર વિવિધ ચોપાનિયાં ને પુસ્તકો વેચનારી વ્હીલર કંપનીને લખવામાં આવ્યું હતું કે 'વીસમીસદી'ની પણ થોડીક પ્રતો વેચવા માટે તમે તમારા રેલ્વે સ્ટેશનના સ્ટૉલ પર રાખો. પણ એમણે જવાબ આપ્યો કે 'દેશી ભાષામાં નીકળતાં પુસ્તકો, ચોપાનિયાં વગેરે અમે વેચવા માટે નથી રાખતા.' આઠ માસ પછી એ કંપનીએ પોતેજ કાગળ લખ્યો કે 'અમે આપના પત્રની છુટક નકલો અમારી દુકાનો–સ્ટૉલ–પર વેચવા માટે રાખવા

ઇચ્છીએ છીએ' તે દહાડાથી 'વીસમીસદી'ના અંક એ કંપનીની દુકાનોપર સારી સંખ્યામા રહેવા લાગ્યા ગયે વર્ષ આ વખતે-ઈ સ. ૧૯૨૦ ના એપ્રિલ-મે મા—જ્યારે અમે મુબાઈમા હતા ત્યારે હાજીનાઈએ ગ્રાહકોની સંખ્યા અમને લગભગ ૪૦૦૦ ની બતાવી હતી અને કહ્યુ હતુ કે આજદિન સુધીની ખોટની રકમ રૂ ૭૫૦૦૦ સુધી પહોચી છે! ગૂજરાતી પત્રસમાગમા લેખકોને લેખ લખવા માટે પુરસ્કાર-મહેનતાણુ-આપવાનો ચાલ નથી, છતા હાજીમહમ્મદની પતિભાના કેટલાયે લેખકોને મહેનતાણું મળતુ એ સિવાય હાજીભાઈ હિંદી, ઉર્દૂ અને બંગાળીમાથી પણ ખૂબ લેખો લેતા અને તે બધાને ઉત્તમ ચિત્રોથી શણગારી વાચકો સમક્ષ મૂકતા કવિ વિહારીની 'મતસર્ઈ' અને શિવનન્દનસિંહના 'દેશદર્શન' નામક પુસ્તકનો કેટલોક ભાગ પણ તેમા ચિત્રો સાથે છાપવામા આવ્યો છે.

'વીસમીસદી'મા જાહેરખબરો પણ નવા સ્વરૂપનીજ આવતી, અને તેને માટે ખુદ સંપાદક ઘણો પરિશ્રમ લેતા લોકરુચિનો બરોબર ખ્યાલ કરીને વિષયો પણ હાજીભાઇ પોતેજ ચૂટતા અને ત્રણ ત્રણ મહિનાના વિષયોની યાદી આગળથી ઘડીને તૈયાર રાખતા લેખ લખાવવામા ને ચિત્રો દોરાવવામા પણ તેમને ખૂબ મહેનત લેવી પડતી અને તે જાતે લેખકો અને ચિત્રકારોને તેમના કામમા હરેક પ્રકારની મદદ આપતા હાજીભાઇનો મત એવો હતો કે ઉત્તમ ચિત્રો વિના નાગમા સારો લેખ પણ શુષ્ક અને નીરસ થઇ પડે છે, અને તેનો પ્રભાવ તદ્દન નષ્ટ નહિ, તોપણ ઓછો તો જરૂર થઇ જાય છે વળી તેમની એ પણ માન્યતા હતી કે સર્વ ધર્મો, પથો અને જાતિ-ઉપજાતિને પોતાની દૃષ્ટિ સામે રાખીને અને તેમને સારી પેઠે સમજીને કામ કરનારો માણસજ સંપાદનનુ કામ સારી રીતે કરી શકે એ કહેતા કે દરેક અંકમા નહિનહિ તોપણ ત્રીજા ભાગની સામગ્રી તો એવી હોવીજ જોઇએ કે જે ગમે તે રુચિના માણસનું મનરંજન કરી દે અને તેને ગ્રાહક થવા લલચાવે આ લખનારને

તેમણે એકવાર કહ્યું હતું કેઃ "ઘણા સંપાદકો પોતાના પત્રોમાં પોતાની પસંદગીના ગંભીર વિષયો ભરી દે છે. તેઓ આ વાતનું ધ્યાન નથી રાખતા કે જે વિષયો તેમને પોતાને રુચિકર છે તે બીજી કોટિના લોકોને કેટલી હદ સુધી રુચિકર થઇ પડશે. છેવટ પરિણામ એ આવે છે કે ગ્રાહકોની સંખ્યામાં ધીમે ધીમે ઘટાડો થતો જાય છે અને અંતે પત્ર બંધ કરવું પડે છે. જે વિષયો લોકો પોતે પસંદ કરે છે, અથવા જે પ્રકારના લેખોની લોકોને જરૂર છે તેવાજ વિષયો 'વીસમીસદી'માં આપવામાં આવે છે. એ વાંચતાંજ વાચકોનું મન તેપર ચોંટે છે. આવું કર્યા વિના જનસમૂહમને આપણે આપણી તરફ નથી ખેંચી શકવાના. લોકોને અનુકૂળ બનાવવા હોય તો શુષ્ક અને નીરસ વિષયો ભરવા ન જોઇએ, લેખો તથા પત્રની ઢબ આકર્ષક હોવી જોઇએ અને મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે મનરંજનની સાથોસાથ જ્ઞાનવૃદ્ધિ થાય. કોરા, લૂખા ઉપદેશો લોકોને પસંદ નથી જ પડવાના. લોકો અત્યંત મહેનત પછી થાકીને જરા આરામ મેળવવા માટે વાંચવાને પત્ર હાથમ લે, ત્યારે તેમને શું મળે? નીરસ ઉપદેશોનો ભંડાર! લોકોને આ કંટાળો ઉપજાવે છે. આથીજ જ્ઞાનવૃદ્ધિને માટે આપવાના દરેક લેખને સારીપેઠે મનોરંજક બનાવીને સંપાદકે તે લોકો સમક્ષ મૂકવો જોઇએ. આપણા ભારતવર્ષમા નીરસ રીતે લખેલા ગંભીર વિષયો વાચનારો તો મફત શોધવા જશો તોયે કોઇ નહિ મળે! ઘણા લોકો તો એમજ કહે છે કે અમને ચોપાનિયાં વાચવાની ફુરસદજ નથી! વળી કેટલાક એવા છે કે જે ગાંઠના પૈસા ખર્ચ્યા વિના અહીંતહીંથી માગીતાગીને વાચી લે છે. આવા લોકો સાથે તો એવી યુક્તિ વાપરવી જોઇએ કે જેથી તે લલચાઇને પૈસા ખરચે ને ગ્રાહક બની જાય; અને પરિણામે પત્રકારોની ગ્રાહકોના તોટાની ફરિયાદ બંધ થઇ જાય અને લોકોને જ્ઞાન મળે. આવા લોકોની ગાંઠેથી પૈસા છોડાવવાને માટે ખૂબ મનોરંજક અને ચિત્તાકર્ષક સાધનો તૈયાર કરવાની જરૂર છે. આ કારણથીજ 'વીસમીસદી'ના કવરપેજ

પર તથા અંદર આકર્ષક ચિત્રો સારી સંખ્યામાં રાખવામાં આવે છે, કે જેથી કોઇ દૂરથી જુએ તોપણ એ હાથમાં લઇને આમતેમ ફેરવી જોવાનું તેને મન થાય; અને પાનાં ફેરવતાંજ વાંચવાનું મન થઇ જાય! સાહિત્ય અને લલિતકલા તરફ સામાન્ય જનસમાજની રુચિ વાળવાને માટે આ કિંડરગાર્ટનની ઢબજ સરસ છે. આનું પરિણામ એટલે સુધી આવ્યું છે કે એક જગ્યાએ તો પંદર વીસ રૂપિયાનો પગાર મેળવનારા ચાર પાંચ જણાઓએ પોતાનું નાનું સરખું મંડળ બનાવીને પણ 'વીસમીસદી' મંગાવવું શરૂ કર્યું છે! મુંબાઇથી કલ્યાણ, બાંદરા અને બીજાં આસપાસનાં સ્ટેશનો સુધીની લોકલ ટ્રેનોમાં તો કેટલાકે 'વીસમીસદી' વડે પોતાનો રોજગાર શરૂ કર્યો! તે એવી રીતે કે એ લોકો રોજનું એક આનો ભાડું લઇને 'વીસમીસદી' લોકોને ભાડે વાંચવા આપે. આ બધા ઉપરથી સમજાશે કે મનોરંજનના સાધનો અંદર પુષ્કળ હોય તો તે પર પૈસા ખર્ચ કરતાં ગરીબોનો જીવ પણ અચકાતો નથી. આવી મોટી પત્રિકામાં એકાદ બે વાર બે કરતાં વધારે ગંભીર લેખ આપવામાં આવ્યા કે લોકોએ તે ન વાંચી! મેં એ અનુભવ પણ કરી જોયો છે. આથીજ જો લોકોની જ્ઞાનવૃદ્ધિ કરવી હોય તો ગંભીર લેખો પણ પહેલાં તો મનોરંજક સાધનોમાં એવી આકર્ષકરીતે વીંટાળીને લોકો સમક્ષ મૂકવા જોઇએ કે લોકો તે અચકાયા વિના હોંસથી વાંચે અને જ્ઞાન મેળવે. આમ લોકોને એકવાર લેખો વાંચતા કરી દીધા પછી તેમા ધીમે ધીમે સુધારો કરી તેમને મૂળ ઢબના લેખોપર લાવી શકાય."

તેમની લોકપ્રિય પત્રિકાના સંપાદન-કાર્ય સંબંધી જે પ્રશ્ન મેં પૂછ્યા હતા તેનો હાજીભાઇએ આપેલો ઉત્તર ઉપર લખી જણાવ્યો છે. તેમણે સાહિત્ય અને લલિતકલાની પાછળ પુષ્કળ ધનનો વ્યય કર્યો છે. પ્રસિદ્ધ ફારસી શાયર ઉમર ખય્યામની રૂબાઇયાતોનું તો જાણે એમને વ્યસનજ પડી ગયું હતું! આ પુસ્તકની સસ્તામાં સસ્તી આવૃત્તિથી માંડીને તે ઠેઠ મોંઘામાં મોંઘી-બહુમૂલ્ય-આવૃત્તિઓ પણ

તેમના પુસ્તકાલયમાં હતી. અને ચિત્રોની વાત તો પૂછોજ ના! ૧૮ વર્ષના પરિશ્રમ પછી તેમણે રૂબાઇયાતોનો અનુવાદ જુદી જુદી ત્રણ રીતે કર્યો હતો અને મિ. ધુરંધર પાસે ફારસી સ્ટાઇલમાં તેને માટે સોળ ચિત્રો પણ તૈયાર કરાવ્યાં હતાં. એ ચિત્રો લોકોને બહુજ પસંદ પડ્યાં હતાં અને સર ફાઝલભાઇએ એ રૂ. ૩૦૦૦માં ખરીદી લીધાં હતાં. 'વીસમીસદી'નો જે આદર્શ હતો તેની સાથે હિન્દી ભાષા જાણનારી આલમ સહમત હો કે ન હો, પરંતુ ગૂજરાત પ્રાંતના લેખકો, ચિત્રકારો અને બીજા લલિતકલાપ્રેમીઓને તો એથી મોટું પ્રોત્સાહન મળ્યુંજ.

હાજીભાઇ સ્વભાવે એટલા તો સીધા, સાદા અને મીલનસાર હતા કે એમની પાસે ગયા એટલે પછી ઉઠવાનું મનજ ન થાય. દરેક વિદ્યાપ્રેમીને માટે એમનાં દ્વાર સદાય ખુલ્લાં હતાં. મુંબાઇમાં એવો કોઇકજ વિદ્યાવ્યસની હશે કે જે એમને નહિ ઓળખતો હોય. પોતાના માસિકની હિન્દી અને મરાઠી આવૃત્તિ કાઢવાનો પણ તેમનો ઇરાદો હતો. એ વિષયમા એમણે થોડો પ્રયત્ન પણ આદર્યો હતો, પરંતુ તે એમ ને એમજ રહ્યો.

એમનું મિત્રમંડળ બહુ બહોળું હતું અને તેમાં હિંદુ, મુસલમાન, પારસી, અંગ્રેજ–બધા હતા. 'વીસમીસદી'ની ૩૬૦ ઉપરાંત નકલો તો મિત્રોનેજ મફત મોકલાતી હતી! એ બહુ ઉદાર અને પરોપકારી હતા. રૈંક મારતાં તો એમને આવડતુંજ નહિ. ધાર્મિક પક્ષપાત એમનામાં જરાપણ ન હતો.

એમના અવસાનથી ગૂજરાત પ્રાન્તને તો ભારે ખોટ ગઇજ છે, પરંતુ હિંદી ભાષા જાણનારાઓને પણ મોટું નુકશાન થયું છે. મુંબાઈ બહાર રહેનારા તેમના સાહિત્યવિલાસી મિત્રોને તો તેમના વિના મુંબાઈ, એ દીવા વગરના ઘર જેવું થઇ પડયું છે!*

પંડિત બદરીનાથ ભટ્ટ

* 'શ્રી શારદા' નામક હિંદી માસિકના મે ૧૯૨૨ના અંકમાંથી.



# સ્વર્ગસ્થ હાજીમહમ્મદ

ગૂજરાતને નવાં આદર્શ આપનારા, નવીન ગૂજરાતની ભાવનાઓને પોષનારા એક પછી એક ચાલ્યા જાય છે. થોડા જ વખત ઉપર રણજિતરામ ગયા; અને હવે હાજીમહમ્મદ ગયા. રણજિતરામના જીવનનું મુખ્ય કર્તવ્ય ભાવનાઓ જુદે જુદે ઠેકાણે વેરવાનું અને વાવવાનું હતું, કે જે ભાવનાઓ અત્યારે સેંકડો દિશાઓમાં ઉગી નીકળે છે. હાજીમહમ્મદે 'વીસમીસદી' દ્વારા ગૂજરાતની નવી ભાવનાઓને ખીલવવાનું કામ બહુ સારી રીતે કર્યું હતું. રણજિતરામ જેમ માણસોને પારખી શકતા—જેમના હૃદયમાં ગૂજરાતની સેવાને માટે ઉત્સાહ હોય તેમને શોધી કાઢતા—તેમ હાજીમહમ્મદ પણ કરતા. એ બન્ને જણ આવાં બાઇઓ અને બ્હેનોને શોધી કાઢી તેમનાં અંતરમાં છૂપાયેલી શક્તિઓ બહાર લાવવાની મહેનત કરતા. આ બાઈઓ અને બ્હેનોને પણ કેટલીકવાર ખબર ન હતી કે તેમનામાં આવી શક્તિ હશે; પણ જમીનની અંદર રહેલું પાણી જેમ વિદ્વાન ભુસ્તરશાસ્ત્રી પોતાની શક્તિના બળે શોધી શકે છે તેમ આ આત્માઓના ભુસ્તરશાસ્ત્રીઓ અંતર્ગત રહેલા જીવનના ઝરાને શોધી કાઢતા અને તે ઝરો બહાર આવી દુનિયાને જળરૂપ કરે તે માટે મહેનત કરતા. રણજિતરામ પાસે નહોતું તેવું એક સાધન હાજીમહમ્મદ પાસે હતું; અને તે 'વીસમી-સદી.' જ્યાં તેમણે લેખક જોયો કે તેઓ તેમની પાછળ પડી તેની પાસે 'વીસમીસદી' માટે લેખ લખાવતા અને આવી રીતે લેખકોની અંદરની શક્તિને બહાર કાઢી ગૂજરાતનાં સાહિત્ય અને જનસમાજને નવી ભાવનાઓ અને ચેતનોથી અલંકૃત કરતા.

હાજીમહમ્મદનો પુસ્તકો ઉપરનો પ્રેમ અજબ હતો. જ્યારે એ આપણને કોઈ પુસ્તક બતાવે ત્યારે જે રીતે તે કબાટમાંથી બહાર કાઢે, તેને હાથમાં લે અને તેનાં પાનાં ફેરવે તે જાણે કોઈ પ્રિયતમ



હાજીમહમ્મદ : ચિત્રો સમજાવતા

2660—Lakshmi Art, Bombay, 8

પોતાની વ્હાલીનાં વસ્ત્રો હાથમાં લેતા હોય એમ લાગતું. પુસ્તકોમાં પણ ઓમર ખય્યામનાં પુસ્તકો ઉપર એમને સૌથી વિશેષ પ્રેમ હતો. એની એકસો ને દશ કરતાં પણ વધારે જુદીજુદી આવૃત્તિઓ એમની પાસે હતી. તે કવિનાં કામ માટે એમણે મોટે ખર્ચે ચિત્રો તૈયાર કરાવ્યાં હતાં, જે 'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા'ના 'ક્રિસ્ટમસ'ના અંકમાં આપવામાં આવ્યાં હતાં. માસિકની છપામણી અને તેના લેખો માટે એમની ભાવના બહુજ ઉંચી હતી. સૌથી ઉંચી પદ્ધતિ પર ચાલતાં અંગ્રેજી માસિકો તેઓ નમૂના તરીકે લેતા અને તેથી કોઈ પણ રીતે આપણાં માસિકો નીચાં ઉતરે એ એમને પસંદ પડતું ન હતું. આ કાર્યસિદ્ધિ માટે ગમે તેટલો ખર્ચ થાય અને ગમે તેટલી મહેનત પડે તો પણ તે ડગતા નહિ. પ્રખ્યાત સાયન્ટિસ્ટ ડૉ. જગદીશચન્દ્ર બોઝનાં ચિત્રો આપવા માટે તેમણે આજ પ્રમાણે પુષ્કળ મહેનત અને પૈસાનો વ્યય કર્યો હતો.

પોતાના માસિકના લેખો માટે આવી રીતે ઉંચી ભાવના રાખવાનું એક પરિણામ કેટલીકવાર વિચિત્ર આવતું. પોતાના ઉમળકાથી ઘણા લોકોને તેઓ લેખો લખવાનું કહેતા અને જ્યારે આ લેખો તેમના ઉપર આવતા ત્યારે ઘણીવાર તે પ્રસિદ્ધ કરતાં તેઓ અચકાતા. આથી કેટલીએકવાર તેઓ અણધાર્યે કોઈ કોઈ મિત્રને ખોટું લગાડતા. કહેવાનો ભાવાર્થ એ કે આટલું છતા એમની પોતાની ભાવના ખરી હોય કે ખોટી, પણ તેનેજ બરાબર ધ્યેય રાખી કામ કરતા; પછી આમ કરવાથી ભલે તેમના મિત્રને ખોટું લાગે કે બીજી કોઈ રીતે નુકશાન થાય.

આવી છલાછલ પ્રવૃત્તિવાળો, ઉંચી ભાવનાઓવાળો, સેવાના મંત્રવાળો, સ્વાર્થ વગરનો આત્મા આ સંસાર આટલી નાની ઉમરે છોડી ગયો તે ગુજરાતનું કમનસીબ. બાકી તે આત્માને પ્રભુએ તો વધારે ઉંચાં કર્તવ્ય માટે જ બોલાવી લીધો હશે.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# ' વીસમી સદી 'ના અધિપતિનો સ્વર્ગવાસ

–મુસદ્દસ–

કલમ મારી થરથરે છે બાહુમાં પણ બળ નથી,
મારા હૃદયની આગ જેવો હાય ! દાવાનળ નથી;
ઉર્મિઓ નિસ્તેજ થઇ છે, શબ્દમાં પરિબળ નથી,
હું ઉભો રહું કયાં જઇ? બાકી રહેલું સ્થળ નથીઃ
ચારે તરફ તોફાન છે, રે! છે ખરી વાવાઝડી,
જોયું ઉંચે મેં, હાય ! ત્યાં આકાશથી વિજળી પડી.

પોષક ખરો સાહિત્યનો, સાહિત્યનો ભંડાર એ,
નવીન જ્યોતિના નિરંતર ખોલનારો દ્વાર એ;
દેવ સમ કરતો હતો નિજ મુખથી ઉચ્ચાર એ,
ક્યાં ગયો મારી હૃદયપર શોકની તલ્વાર એ ?
ઉદ્યાન એ ઉજડી ગયો, આવ્યો નહિ વિકાસમાં,
પૃથ્વીનો એ ચંદ્રમા ચાલ્યો ગયો આકાશમાં.

સાહિત્યના ત્યાં સેવકો આવી રમણ કરતા હતા,
એ ખજાનેથી અમોલાં રત્ન નીકળતાં હતાં;
અમૃત તેણી સરિતા હતી, પી લેખકો પળતા હતા,
એકજ હતો એ આશરો જ્યાં સાધનો મળતા હતાં;
વરસાદની આંખે ઝડી આવેઠ આજે મિત્રની,
સાહિત્યદેવી સાથમાં દેવી રડે છે ચિત્રની.

તલ્વારથી પણ તેજ વ્હેતી આંસુઓની ધાર છે,
એ આંસુઓથી ચોતરફ લાગી રહી અંગાર છે;
હા ! એ ગયો નિજ હાથથી સાહિત્યનો શણગાર છે,
તેથી ' સદી 'માં આજથી વ્યાપી રહ્યો અંધાર છેઃ
ધર્મના ઓ બાપ મુજ ! તું તો ગયો પરલોકમાં,
આજથી ' શયદા ' હવે રહેશે સદાયે શોકમાં.

" શયદા "



# ‘સલીમ !’

નૂરેજહાંનો “સલીમ”?— જહાંગીર !

અને મુફ્કે સોરઠની કળાનો “સલીમ”?— હાજીમહમ્મદ !

બન્ને પૂરા આશક હતા. સનમના ગુલામ હતા. એકે, માશૂકના ખાવિંદનું ખૂન પીધું, ખુદની કરવા નૂરજહાંને ! સ્નેહીના સ્નેહીનું રક્ત રેડી દુઃખી જિગરપર મોહબ્બત કરનાર સ્નેહદિવાનો તે જહાંગીર !

પણ, યારને ઢૂંઢતી, નિરાશ અને મુફલિસ સનમને ખુદનું રક્ત રેડી–જાન દઇ–આત્મા અર્પી–ઘડીભર ખુશ કરનાર ઑલીઓ–મુરશિદ–તે હાજીમહમ્મદ !

જહાંગીર મોજીલો હતો–ઉડાઉ હતો; નશાબાજ દોસ્તોની સોબતમાં એ વખત ગુમાવતો; ગમ ભૂલાવવા શરાબ પીતો.

કલાપૂર્ણ કિતાબોનો સંગ્રહ કરવો એ ‘વીસમીસદીના’ ‘સલીમની’ મોજ ! કોઇપણ કિમ્મતે દિલપસંદ પુસ્તક ખરીદવું એ એનું ઉડાઉપણું. એની મેહફિલમાં બેસતા સૌ યારોને હવે નશો કોણ કરાવશે ? તાજી જતાં કોણ ચખાડશે અંગૂરી શરાબની મિઠ્ઠી લજ્જત ? નશાબાજોનું નૂર ગયું: નશો ઉતરી ગયો. હવે તો ગમીના જ જામ પીવા રહ્યા !

અને એ ઓમર ખય્યામના ફીલસુફ ચેલાઓ ઘણીવાર પૂકાર્યું:

“ આવ્યા અહિં આ આલમે શું કામ નહિ તે જાણીએ,
બેમરજી મરજી નીર સમ વહીએ, કહીં, નહિ જાણીએ. ”

એમ જ બન્યું. એ ‘આલમે અહિં આવ્યો’ ત્યારે દૌલતનો દોસ્ત હતો. સમય બાદ દૌલતે જ દગો દીધો. યારી ફરી ન્હાસી ગઈ. ગોદે સૂતો મુફલીસીની, એ સ્હેજ આરામ કરવા !

એ પછીની ઝિન્દગી 'બેમરજી મરજી નીર સમ વહી ગઈ.' શોખ અને ધંધાને સમભાવે ખૂશ કરવા સાહિત્યસેવા સ્વીકારી. ધંધો નારાજ થયો; હિમ્મત વધારી પોતાની. જિગરે સ્વીકારેલી ગુલામગીરીના બંધનમાંથી છૂટવું મુશ્કેલ પડયું. તગદીરનો તમાશો!!! 'મોગલ રંગમહેલના ભેદભરમો' લખનાર 'સલીમ'નું જીવન પણ ભેદભરમોથી ભરપૂર!

બેવશ માશૂકના યારની આ ટૂંકી કહાણી!..........

" કબરમાં જ્યાં હમે જાશું ફૂલો ત્યાં આવશે દેવા!
મગર આ ઝિન્દગીમાં તો બની ભાલાં સદા દેવા!"

વફાદાર આશકની બેવશ સનમ! હવે આવી ગુલો વેરવા તું કબપર? ઝમીંમાં સુઈ ગયું ત્યારે ખૂલ્યાં ત્હારાં ચશ્મો? રૂદનથી શો ફાયદો?

શોક કરતી સનમ! ચણાવીશ નહિં હવે તાજ યાદગીરીનો એ સ્નેહયોગીની કબપર?

"નશાબાજ"



## પરલોકવાસી
## હાજીમહમ્મદ અલારખિયા શિવજી

હાજીમહમ્મદભાઇનો અને મારો પરિચય ઓછામાં ઓછા દશબાર વર્ષનો તો હશેજ. 'મનોરંજન'ના ઉત્પાદક અને ચાલક પ. વા. શ્રીયુત કાશીનાથપંત મિત્ર અને હાજીમહમ્મદને અત્યંત સ્નેહ હતો. ઉભય પોતપોતાની માતૃભાષાની ઉન્નતિ માટે તન, મન અને ધનથી કાર્ય કરનારા હતા; માતૃભાષાને ઉન્નતિ-પર્વતના ઉત્તુંગ શિખર ઉપર લાવી ત્યાં તેનું ભવ્ય, સુંદર મંદિર સ્થાપિત થયેલું જોવાની આકાંક્ષા અહોરાત્ર ઉભયને હતી. ઉભય સૌન્દર્યના અકૃત્રિમ ભક્ત અને વાઙ્મયોપાસક હતા અને તેથી તે ઉભયમાં પરસ્પર અત્યંત સ્નેહ થાય તેમા નવીનતા નથી. કાશીનાથપંત પાસે હાજીમહમ્મદ વારંવાર આવતા. વાઙ્મયની અને ચિત્રાદિ લલિતકલાની તે ઉભયમાં વિપુલ ચર્ચા થતી. કાશીનાથપંત મને પોતાના કનિષ્ઠ બંધુ પ્રમાણે માનતા હોવાથી તેમણે આવા નિઃસીમ સારસ્વત સાથે મારો પરિચય કરાવી આપ્યો. તેજ દિવસથી અમારો ઉભયનો સ્નેહસંબંધ વૃદ્ધિંગત થતો ગયો. શ્રીયુત મિત્ર પ્રમાણેજ સુપ્રસિદ્ધ 'નવયુગ' માસિકના સંસ્થાપક પ. વા. ડી. કાશીનાથને પણ હાજીમહમ્મદભાઇ સાથે સારો પરિચય હતો. મહારાષ્ટ્ર નાટ્યભૂષણ પ. વા. ગડકરી પણ તેમના મિત્ર હોઇ તેને પણ હાજીમહમ્મદભાઇ માટે અત્યંત આદર હતો.

હાજીમહમ્મદભાઇની દ્રષ્ટિ આંકુચિત નહોતી. તેમનું અંતઃકરણ બહુ ઉદાર અને ઉદાત્ત હતું. વ્યાપક બહુશ્રુતતા એ તેમના સર્વ ગુણોમાં મહાન ગુણ હતો. તેમની સાથે એક ઘડી પણ સંભાષણની મળે તો તેથી મનુષ્ય એટલી બધી નવી માહિતી મેળવે કે જેથી

તે તાજનેમાજને થઇ જાય। અને તેથી જ હું તેમની સાથેના સભાપણો માટે ઉત્સુક્ત રહેતો. મને તેઓની લેખક તરીકેની વિશેષ માહિતી નથી, પરંતુ તેમના જેવો કર્તવ્યદક્ષ, નિરલસ, કાર્યક્ષમ અને અવિશ્રાંત કાર્ય કરતો તંત્રી કોઇ પણ ભાષાના શ્રેષ્ટ માસિકને ભૂષણાવહ થયો હોત, એ નિઃસંશય છે. હાજીમહમ્મદભાઇના મૃત્યુથી કેવળ ગૂજરાતી ભાષાનેજ નહિ, કિંતુ સમગ્ર હિંદની ભાષા અને કલાને ભયંકર હાનિ થઇ પડી છે અને એ હાનિ તુરતમાં પૂર્ણ થવાના ચિન્હો દેખાતાં પણ નથી।

વિઠ્ઠલ સીતારામ ગુર્જર






[ આ કાવ્ય સ્વ. હાજીમહમ્મદ વિષે લખાયું છે. એમાં આવતાં અન્ય પાત્રો પણ સ્વર્ગસ્થના નિકટ સંબંધમાં આવેલા સ્નેહીઓનાં જ રૂપક છે, અને પ્રસંગો ઘણાખરા ખરા બનેલા છે. —સંપાદક ]

## ખંડ ૧ લો

( આત્મગીત ગાતાં તત્ત્વો પ્રવેશે છે )

તત્ત્વોઃ

( ખંડ હરિગીત )

"સૃષ્ટિનાં તત્ત્વો અમ્હે
આત્મસત્ત્વો ઝીલિયે;
તે થકી અળગાં થયે
વિયોગ દુઃખમાં ડૂબિયે. ૧

"જવ જીવાત્મા સાધતો
પાઠ બ્રહ્મસમાધિનો;
શોક અમ્હને કારમો
પ્રગટે ભર્મ ઉપાધિનો. ૨

"જગતના વિકાસનો,
આત્મના ઉદ્ધારનો;
ધર્મ એમ સત્તા તણો
ચિત્તે સદા રમતો રહો. ૩

"સાથમાં વસિયે સદા
વિશ્વના આવાસમાં;
કો તણી ય પ્રધાનતા
પ્રત્યેક આત્મવ્યક્તિમાં. ૪

"આત્મ પાછો સાંપડ્યે
આવનાં આનન્દમાં;
ઉન્નતિ વિશે મચ્યે
સૌ માણુતાંજ અનન્તમાં. ૫

"એકમાથી અનેકને
ઝીલવાં જુદાં જુદા;
પંથમાં સંભાળીને
ઝીલાવવાં સૌ એકમાં. ૬

"એક સંગે એકને
સુગ્મને વહતાં ઉચે;
સરખાં સહુનાં જૂથને
સંગાથમાં ધરિયે પથે. ૭

"અવનવાં ઉપજાવવાં
કર્મયોગે રાચિયે;
તોય માનવજાતમા
ના ક્વચિત્ સૌ યે કાચિયે. ૮

"બુદ્ધિસૂનાં ઝાડવાં,
પક્ષીઓ ને પશુગણો,
માનતાં અમ્હને; નહિ
વિવેકવંતાં માંનવો. ૯

"માનવી કલ્યાણમાં
ખૂબ હોંસે ખેલિયે;
બ્રહ્મસંગીતિ સદા
સન્દેશ સુન્દર ભેળિયે." ૧૦

---

(વાડીમાંના મંદિર-બારણે રાજહંસ વિદાય લે છે)

રાજહંસ:

(દ્રુતવિલંબિત)

" કમલપુંજ! શું શૂન્ય થઈ ગયા?
જલતરંગ! શું સ્તબ્ધ બની રહ્યા?
વિહગજંન! ઝરો કયહમ અશ્રુઓ?
રુદન શીદ મધુર તરુવરો? ૧૧

" અધિક પ્રેમવતી સુસરોવરે
પ્રતિદિને રમતો તમ સંગમા;
પરમ ઉજ્જવલ હર્ષભર્યો ઉરે
પ્રતિક્ષણે ફરતો રસરંગમાં. ૧૨

" મુજ સુકોમલ સ્નેહની ભાવના:
'સબલ સુંદર સ્વર્ગીય સેવના'
ત્યજી અધૂરી અહીં થકી જાઉં છું,
મનમહીં અતિ એથી મુંઝાઉં છું. ૧૩

(રાજહંસનો સુક્ષ્મ દેહ ઉડે છે; તત્ત્વો તેને વિંટળાઇ વળે છે.)

રાજહંસઃ

( અનુષ્ટુપ )

" સખીરી ગુર્જરી સારૂ ઊડું આતમવ્યોમમાં;
અધૂરૂં પૂરવા સારૂ જન્મું ભારતભોમમાં. ૨૧

( પૃથ્વીને )

" કરે આક્રન્દ શા કાજે ? આત્માધાત્રી ! પધારજે;
દૂભવી છે–ક્ષમા દેજે; પૃથ્વી ! પ્રેમપ્રણામ છે." ૨૨

( પૃથ્વી શાન્ત પડે છે; સુક્ષ્મ દેહ ઉડે છે;
બીજાં તત્ત્વો પાછળ દોડે છે. )

( જલને )

" રસાબ્ધિના પિતા ! છાના ! પૃથ્વીની મૃદુતા રૂપ !
સિધાવો સાથમાં પાછા, આત્મોદ્ધારે વહો જલ !" ૨૩

( જલદેવ નીચે સરે છે; સુક્ષ્મદેહ અદ્ધર રહે છે. )

( વાયુને )

" સુક્ષ્મદેહી જગત્પ્રાણ ! નિસાસા નહિ મૂકશો;
જીવોની ઉન્નતિકાજ ચૈતન્યે જગને રસો." ૨૪

( વાયુદેવ અટકે છે; સુક્ષ્મદેહ વધુ ઉંચે ઉડે છે. )

( તેજને )

" મહાસત્તા તણા વંશ ! આત્માનંદ ! પ્રકાશ ઓ !
સદાયે પૂજશે હંસ અંશ આપ પ્રસાદનો." ૨૫

( તેજદેવ ઉતરે છે; સુક્ષ્મદેહ ઉપર જાય છે. )

( આકાશને )

" સર્વવ્યાપી નિરાકાર ! તું માંહેજ હમેશ હું;
અહો અદ્વૈત આકાશ ! આત્માનાથ નમું નમું." ૨૬

( આકાશ અદૃશ્ય થાય છે; સુક્ષ્મદેહ ઠરી જાય છે. )

( ઊડતો વનપોપટ ઉતરે છે; તરફડતો નીચે પડે છે. )

વનપોપટ:

( લલિત )

" વિકટ વાયુઓ ! શ્વાસ શેં ભરો ?
વિશદ તેજ ઓ ! ઝાંખ શેં ધરો ?
જલધરો અહો ! અશ્રુ કાં ઝરો ?
પૃથિવી ને અહો ! સ્તબ્ધ કાં ફરો ? ૨૭

" જમીનનાં પડો ને જલાશયો !
પ્રખર કંપથી આમ શું ધ્રૂજો ?
પવનબંસરી બંધ શું પડી ?
તિમિરની ઝડી ગાઢ શી ચ્હડી ? ૨૮

" મુજ ઉરે બધી વાસના મરી,
મુજ મને નથી ચેતના જરી;
સ્વજનહીણું ને શુષ્ક શૂન્ય હું
જીવન વીતવું ખીણપ્હાણ શું ! ૨૯

" ગગનમાં ગયો રાજહંસલો,
દિવસ ગાળવો આજ દોહ્યલો;
તમતણો મ્હને એક આશરો,
પણ સહુ ત્હમે શોક આદરો. " ૩૦

દત્તો: ( સ્વગત )

( ખંડ હરિગીત )

"આ સમે દુઃખી થતાં
સૌમ્ય હૈયાં શી રહે;
પામતા આશ્વાસનો
કો આ મમા આશી વ્હડે." ૩૧

વનપોપટઃ

(લલિત)

" સરવરે રૂડો શો વિરાજતો !
નિરખતાં ઉરે પ્રાણ નાચતો;
વિવિધ સૌરભો રમ્ય સૂંઘતો,
સુમનમાળ કૈં નિત્ય ગૂંથતો. ૩૨

" રસ લીલોતરી ખૂબ પોષતો,
ચપલ મોતીડાં એ ઉછાળતો;
કુસુમનાં મધું સ્વાદુ સંગ્રહી
પીરસતો બધાં છાબડી ભરી. ૩૩

" ધવલ પક્ષને કૈં પસારતો
ઉપર આગળે દ્રષ્ટિ નાખતો;
દિલ વિશાળથી પ્હોળી પાંખમાં
ખગ સમાલતો ટાઢ તાપમાં. ૩૪

" કનકચંચુનાં કિરણો વડે
નવલરંગનાં બિમ્બ પાડતો;
કમળફૂંખનાં લઇ મધુકણો
નભવિહારમાં દૂર વેરતો. ૩૫

સરિતકાંઠડે રેતને પટે
ક્ષણિક દર્શને દ્રષ્ટિએ સ્હડયો;
કમળપાંદડે કાલકાદવે
સળગતો ઘણે દૂર દેખિયો. ૩૬

" નજર નાખતાં એ સરોવરે
પીગળતો દીઠો સાન્ધ્ય તેજમાં;
અરપી અંજલિ પ્રજતે કરે
પડતી તે ઝીલી અર્ધ હેતમાં. ૩૭

"જીવન ઉચ્ચના આત્મ ઉજળા,
ક્હેમ ઘડીકમાં આવી ઊડતા?
વરસ વીતતા ઐક્ય સાધતા
ક્હેમ સ્થૂલો તણા સાથ તૂટતા?" ૩૮

તત્ત્વો (પ્રકાશ)

(ખંડ હરિગીત)

"સુક્ષ્મતા લાધ્યા પછી
સ્થૂલથી શાને રમે ?
પ્રેમને પીધા પછી
તુ રૂપને શાને ચ્હે ? ૩૯

"આત્મને અનુરૂપ જે,
દેહ તેવા બાંધિયે;
બાલ્યના સૌન્દર્યને
મિથ્યા કદા ના શોચિયે ૪૦

"જાય છે તે જગતને
ભિન્ન જીવો આપિયે,
તે તણી સુસંગતે
વિકાસપથે ગાંચિયે ૪૧

"જાય છે જે જીવ તે
ભાવનાઓ રચતવા;
નવ્ય શક્તિઓ વતે
જડના બધીને જીતવા" ૪૨

ધનપોપ

(અનુષ્ટુપ)

"ઋષિને જ્ઞાન ના અન્યો, છોડી દુર્યો છુટે નહિ;
કથા એ પક્ષીરાજની, શાન્તિ આપી શકે નહીં. ૪૩

" હમે સષ્ટિતણાં તત્ત્વો, હંસના સહુ સાથીઓ;
મ્હને અર્પો મધુરી કો, એમ્હની રસસ્મૃતિઓ. ૪૪

" ગયાંના ગુણ ગાઇને ટૂંકું જીવન ગુંજવું;
સ્મૃતિના નીર પાઇને સૂકું જીવન જીવવું." ૪૫

તત્ત્વો:

(ખંડ હરિગીત)

"શોક જ્હેનો તું કરે
આત્મ તે રડિયે અમ્હે;
દુઃખગીતા તો ખરે
આપે દિલાસો દુઃખને. ૪૬

"જન્મથી ઝૂલાવિયો
હંસમે સુખસંગમાં;
હેતથી હૂલાવિયો
ઉછરંગભર ઉત્સંગમાં. ૪૭

"પ્રાણનાં પિયૂષથી
પુષ્પ શો ફૂલાવિયો;
દુન્યવી જડ વિષથી
સૌન્દર્યપથમાં પ્રેરિયો. ૪૮

"દૂભવીને કો દિને
હંસને પજવ્યો નથી;
તેજની રસજ્યોતિને
અરપી અમ્હે હસવ્યો સહી. ૪૯

"રૂચતી માટી મને
એમને ઝાઝી નહિ;
ના કદાચિત્ દર્શને
પૃથ્વી નજીક જતી નથી. ૫૦

"હોય તે સ્વેચ્છાવતી
રેતમાંહે ચાલતો;
કે ક્દાપિ હીંચથી
નિજ પાદ નાખી ખૂંચતો. ૫૧

"આત્મશ્રદ્ધાથી વદે:
'એ વડે વિકાસ છે;
પોયણું પંકે વસે,
જન્મે અને અદ્ધર રહે.' ૫૨

"શોકમાં સૌ ઝૂરતાં
ત્હારથી ચિંતાભર્યાં;
'વેગ ના જડ સંગમાં
સૌન્દર્યનો સાથી હવાં. ૫૩

"કો જુગે ભૂલાય ના
ભૂતનો ઇતિહાસ તે;
નિમળા આકાશમાં
ઘું સ્વપ્ન શાં સૌ દસ્ય જે." ૫૪

(તત્ત્વો અદૃશ્ય થાય છે)

---

## ખંડ ૨ જો

### પહેલું દૃશ્ય: જન્મ

(ઉપજાતિ)

માયાયોગી સ્વેન પરે પધારી
જાદુગરા નામક કો અલક્ષ્યે;
સ્વપ્ના સમી વિસ્તરી રશ્મિ સારી,
કીધી વસી તન્મય મોહમુગ્ધ. ૫૫

લીલી ઉગી રમ્ય વનસ્પતિ ને
પક્ષી પ્રભાતે ગીત કૈં કરંતાં;
ઘાડી ઝીણી ઝાકળ વર્ષતી તે
ભૂમિ પરે દેવઅમી સ્ત્રવંતાં. ૫૬

આકાશ પૃથ્વી નવયોગ પામી
રેલાવતાં રાસ તણી ઝડીને!
કે સ્વર્ગનું સુન્દરી જૂથ નાહી
જોતાં હસ્યું શું રમણે ચ્હડીને! ૫૭

છંટાઇ આછી વનકેડીઓ ને
વૃક્ષેથી ટપ્કે જળસીકરો કૈં;
ઘાસે પડયાં ધુમ્મસબિન્દુઓ તે
ઝીણાં જડયાં મખ્મલ મોતીઓ કૈં. ૫૮

ફૂલો ઝુલંતાં ભરી અર્ધનિદ્રા,
નેણાં ઉઘાડી હસતી કલિકા;
વાયુ વહે લૈ મધુરા પરાગ,
ઘેરા ઘણેરા પસરે સુવાસ. ૫૯

પાસે નદી ન્હાની મધુર વ્હેતી,
લાગી જળે જેમ જ ઊભરાતી!
ભાસે ન સ્હામે લગીરે કિનારો;
વચ્ચે ભળાયે બહુ બેટ હારો. ૬૦

કો સિંહનાદે વન ગાજતું, કે
નિઃશબ્દ શાન્તિ વધુ ગાઢ વ્યાપે;
કો શ્યામળી કૌયલને ટહૂકે
સન્દેશ છૂટે શું અનન્તતાને. ૬૧

ઝાંખી દીસે ની જળકુકડીઓ
ડોલી ધીમે પાણીપરે તરતી,
એવે ઉડી સારસ જોડલીઓ
આવે સંગિતા સરસી સરતી ૬૨

આછા ઉજાસે દિશની સીમાઓ
ધીરે વધુ સ્વચ્છ થતી જતીતી,
પૂર્વે ઉભા ઉજ્જવલ તેજથંભો,
સૌન્દર્યશોભા ધરતી પ્રકૃતિ ૬૩

નીરે કરી નાચ સહસ્ર કિર્ણો
જુદા નવા રંગ જગાવતા ત્યહાં,
કૂદી ઉણા ચંચલ વૃક્ષપર્ણો
આનન્દના ખેલ જમાવતા જ્યહાં ૬૪

એવે ઝર્યો કોમલ તેજપુંજ!
જન્મ્યો મહીં સુન્દર રાજહંસ!
પાંખો પસારી તરતાજ તુર્ત
તર્યો કરે તે મગતો સુતત્ત્વે! ૬૫

---

## બીજું દૃશ્ય શૈશવ

(વસંતતિલકા)

આકાશમાં પરમ મંગલ તેજ પીએ,
વાયુ વિષે ફડફડે નિજ તેજપિચ્છ,
ઝીણાં અનેક ઉડતા જલબિન્દુ ઝીલે,
બોલાવતો કૌતુક કાજ શું બાનમચ્છ! ૬૬

ક્યહારેક તો કમળના કરી હીંડલા ને
નાચે ધીમું સરવરે જળને ઝૂલે એ,

કવ્હારેક તો નિંદરતાં લઇ પોયણાંને
ઊડાડતો મધુર શીતળ શ્વાસથી એ. ૬૭

જે પંખીબાલ કદિ માતપિતા વિહોણું
ઊંઘે સુખે ન, રડતું નિજ વૃક્ષમાળે;
તોડી કુણાં કમળપાન રચી બિછાનું,
ડાળી પરે ઝૂલવી ચાંચવડે સુવાડે. ૬૮

જો કોઇને તરસ ભૂખ લગીર વ્યાપે,
લાવે મીઠાં ફળ અને રસપાંખ ખોળે;
જાગી જતું કુસુમ કો બહુ સૂર્યતાપે,
પક્ષે ધરી કમળપત્રથી વાયુ ઢોળે. ૬૯

ભેળાં કરી વિવિધ સુંદર પંખી બાલો
માધુર્યનાં સરલ સૂક્ષ્મ સુગીત ગાતો;
નિઃસર્ગનાં નિરખતો રસમિશ્રણોને,
સૌન્દર્યરંગભર દર્શન દાખતો તે. ૭૦

ન્હાવા જતાં શીતલ કોમલ ચન્દ્રિકામાં,
સંગે ફરે લહરીઓની પરંપરાઓ;
ઊંચે ન્હડે કિરણમાળથી ચન્દ્રમામાં,
વાતો કહે ગગનની સખી તારલીઓ. ૭૧

ઊગ્યે વસન્ત નિજ પિચ્છ સમારતો ને
ખેરી જૂનાં અવનવાં અતિ શ્વેત ધારે;
વીણી રસાળ વળી વિરલ મોતીઓને
વ્હાલા ઉરો સમીપ દૂર થકી પધારે. ૭૨

શીખાડતો સરસ વાણી સુડા શુકોને,
ખીલાવતો સકલ બાલ કલાધરોને;
મન્દિરવાડી ફરતો ફુલમાળ ગૂંથે,
ઊડી ઢળે મધુર ગુર્જરી દેવી કંઠે. ૭૩

## ત્રીજું દૃશ્યઃ યૌવન

ખંડ શિખરિણિ )

ઉન્હા એ મધ્યાહ્ને તરુવરગણો ધૂર્ણી તપતાં,
અને વેલીવૃન્દો શ્રમહરણ કાજે વિરમતાં;
કુસુમશિશુ ખોળે કરમતાં. ૭૪

પ્રવાસી હૈયાં શાં પણ જીવનપંથે અટકતાં !
બધાં પક્ષીપુઓ અરધ ઉંઘમાં શાન્ત શમતાં;
નીરસ થઇ સાયુજ્ય ભૂલતાં ! ૭૫

બળી-લૂ ને તાપે પવન લહરો ખૂબ બળતી,
અધીરી દોડીને શીતળ બનવા છાંય પળતી;
તરત તડકે ત્હોય બળતી. ૭૬

ભોંઠાં કેવા મૂળો' કરરકર કોરેછ જીવડા !
ફળો, પાનો, ડાળો રસવિહીન સુકાં ખરી જતા,
સરવર સૂકી ઉજ્જડ થતાં. ૭૭

નિઃસર્ગે સૌન્દર્યો વધુ વખત હાવાં ન ઉગશે ?
મધુરાં સૌ દૃશ્યો કુદરતથકી આથમી જશે ?
જીવન રસહીણા જ વહશે ? ૭૮

તૃષાથી પીડાતો સરવર ગયે ખિન્ન બનતો,
ભીની રેતી તીરે દીન વદનથી હંસ ઢળતો;
કમળકુમળો આત્મ રડતો. ૭૯

નભે સોમે જાણે વિરલ નવ આશ્ચર્ય ઉપજે,
અહો ! એ આશાએ વિવિધ ભૂમિકાઓ ઉર રચે;
રસ નિરખવા અદ્દર રહડે. ૮૦

ઉરે એ વિચારેઃ "અરર રસ શું આ ઉડી જતા ?
અનેરા આદર્શો મરુભૂમિમહીં સ્વપ્ન સરખા ?
જીવન-જગમાં ના જગવવા ? ૮૧

"નહિ શાને નૂરે નયન મુખ કોનાં ભભકતાં ?
નહિ કાં આનન્દે દિલસુમન કોનાં ય ખીલતાં ?
મધુર ગીતડે ના મલકતાં ? ૮૨

"રહે આવું સુકું—ધિક ધિક થશે જન્મ મમ તો,
રહે આવું સુકું—કદિય ન રહે હંસ જીવતો
જનની કુખને કે લજવતો. ૮૩

"ન કિન્તુ સંગે કો મધુર સખીરી રમ્ય હૃદયે;"
કરી વ્હીલાયું મ્હોં નયન ઢળતો 'કિસ્મત !' કહે;
વિધિની ગતિને અંતર લહે. ૮૪

પધારી ત્હાં દૂરે ક્ષિતિજપરની તારલી સમી,
તરંતી શી હંસી શરમસુરખીને હસવતી !
ચપલ નયનોને નચવતી ! ૮૫

ઊડ્યો હર્ષે ડોલી ફડફડ કરી પાંખ વીંઝતો,
અને એને પક્ષે તરલ નિજ તે પક્ષ વીંટતો;
સરસ મુખડે ચંચુ ચૂમતો. ૮૬

## ચોથું દૃશ્યઃ રસદર્શન

(મંદાક્રાંતા)

શય્યા સુકેલા સરવરતટે રેત પ્હાણે કરીને
પોઢે ન્હાનું રસયુગલ એ પ્રેમમંત્રો સ્મરીને;
સૌન્દર્યોનાં મનહર મીઠાં દર્શનો કે ઝીલન્તું,
ગૂંથી ચિત્રો મધુર શમણે તેજછાયા ભરન્તું. ૮૭

એવે ફૂટી સરવરમહીં નીરની સેર ઝીણી,
છૂટી ઠંડી દિશદિશવિશે વાયુની લ્હેર ધીમી;
પંખીટોળાં સઘન તરુકે ચૂપકાળે પીંડાતાં,
ઊડ્યાં સૌ યે સરવરતટે હંસના છાયડામાં. ૮૮

પાણી પેખ્યાં ત્હેમ સહુ થયાં વૃક્ષ ને વેલીં લીલાં,
કુંજે કુંજે સરસ ફળ ને ફૂલના પાક પીલ્યા,
સંધ્યાકાળે રસિક દિવના રમ્ય ત્હાં રાસ જામે,
મિઠ્ઠા ટૂહૌકા સતત વહતા સ્મિતના ના વિરામે ૮૯

દેશે દેશે નવીન દિશમાં ઊડતો રાજહંસ,
લાવે રોપા વિધવિધ તથા પુષ્પના અમૃતાંશ,
વ્હેંચે હેતે મધુર ઉર-ઔદાર્યના એ પરાગ,
ભાવે ઝીલે વિહગ જગ-માધુર્યના એ પ્રસાદ. ૯૦

ત્હાં તો દીઠો સ્વરૂપ પીંવતો ભાવનાકુંજમાંનો,
ભીની આંખે વિરલ રસ-આદર્શને પૂજતો કો,
ન્હાનાં ફૂલાં અનુપમ ઝીણાં આત્મના પિચ્છ વાળો,
નાચતો શો મયુર ગરવો! ભાવ'જાણે દયાનો. ૯૧

ચારુ ચક્ષુ, કંઠગોં મધુરી, સૌમ્ય ને સૂક્ષ્મ દૃષ્ટિ,
જાણે જોતો અવખ નવલી ભવ્ય આદર્શસૃષ્ટિ,
શ્વાસોચ્છ્વાસે રસિક જગને રમ્ય ચૈતન્યરંગ,
શબ્દે શબ્દે અપરિમિત સૌન્દર્યના કાવ્યરંગ ૯૨

ચાંચે પીછું ગ્રહીં ચગકતું એકદા એ કલાપી,
દેખ્યો હંસે નિજ ભવનથી ઊડતો શી છટાથી,
મુક્તા રત્ને રજતરજથી શોભતું જોઈ પિચ્છ,
પક્ષી રાજા ચકિત નજરે શો બને મંત્રમુગ્ધ! ૯૩



રવિશંકર રાવળ   હાજીમહમ્મદ   હિમ્મતલાલ અંજારિયા



હાજીમહમ્મદ : 'વીસમી સદી 'ના તંત્રી તરીકે, ટેબલ આગળ.

2006—Lakshmi Art Bombay 8

"શાનું ? ક્યહાંથી ?" રસભર હંદે એમ એ પ્રશ્ન પૂછે,
ઉન્હું આંસૂ પ્રિય પિચ્છ વતે લોચને એક લુછે;
"એકાકી આ નીરવ નભમાં ન્હાનું ઝૂલે ગરૂડ,
પાંખે ખેર્યું પવન લહરે, ઝીલિયું જેમ ફૂલ. ૯૪

"એ તો મ્હારે અધિક પ્રિય ને છે કલાનો સખા એ,
જેથી લાવ્યો સુભગ પિચ્છ આ દર્શને તુજ કાજે."
"એના વિના સરસ સર ના શોભશે;" હંસ મ્હેતો,
"મ્હારી કુંજે ખચિત સહસા એમને લાવજે, હો !" ૯૫

ભેળા બેસી કુદરત કને કલ્પનાઓ જગાવે,
હૈયાં ખોલી કરણુરસના કોમળા રોપ વાવે;
બન્ને બન્યા વિશદ પ્રણયી પ્રાણની પ્રેરણાના,
બન્ને બેઠા અડગ દિલથી ગુર્જરીની પૅજામાં. ૯૬

---

## પાંચમું દૃશ્ય: પ્રવાસ

(શાર્દૂલવિક્રિડિત)

ગાઢ ચન્દ્ર વિહીન શ્યામ રજની ઘેલી બની ઘૂમતી,
આકાશે ચ્હડીં મેઘવાદળ ઝડી નક્ષત્રને છૂપતી;
પૃથ્વી અંતરમર્મ ભેદીં ઉરની ઉન્હી વરાળે બળે,
દુઃખી જગતજનો વને ગિરિખોંણે છાના નિઃસાસા વહે. ૯૭

આઘે ઘોર વિશાળ જંગલવિશે શા ધુમ્રગોટા ઉડે ?
આખી સૃષ્ટિ મુંઝાઇ મૂર્ગી થઇને બેભાન ઊંડી બુડે;
પીતાં રક્ત ભમે પિશાચ ભુત ને પ્રેતોતણી મંડળી,
નાચે કૂદીં મલિન પાશવમદે ચીસે લવંતા વળી. ૯૮

રૂપાં સ્થાનક છોડીં ઘૂડ નીકળી શિકારને પાડતાં,
ટોળાં ચીબરીનાં કુકર્કશ સ્વરે અન્યોન્ય પૂકારતાં;
વૃક્ષો તો જમદૂત શાં દૂર થકી બીહામણાં દીસતાં,
મૃત્યુલોચન શા ખરે સળગતા દીસે નભે તારલા ! ૯

દેવીમન્દિરમાંથી હંસ ધસતો અંધારમાં ઊડિયો,
નાના નિર્જન સુક્ષ્મ પંથ ભમતો તે સાહસે ઝૂઝિયો;
આડાં જંગલઝાડ, પ્હાડશિખરો, કાંટાની વાડો નડે,
અંગે ઊઝરડા પડે, શિર ફુરે, ખાવા ન પીવા જડે. ૧૦૦

એથી આગળ આવીઆં અવનવાં સંસારિયાંનાં પૂરો,
જેમાં વજ્રસમાં ઉભાં મનુજનાં બાલાં રૂપે સૌ ઉગે;
અંધારે અટવાઇ હંસ વચમાં અંગે ધવાઈ પડે,
પાંખો અર્ધ નવી કપાયલ લઇ વાટે જવા ઉપડે. ૧૦૧

માર્ગે થાક હ્રદયે કઠિન હઇડે ભૂમિપરે ઊતરે,
ચાલીને રણરેત ને કીચ વિશે વિશેષ આગે ધસે;
ક્‌હાંકી કાદવમાંહ્ય પાય ખૂંચતો પાંખો વડે ખેંચતો,
ક્‌હાંહી કાય કદાચ રેતઢગલે ઢંકાયલી કાદનો. ૧૦૨

ત્‍હારે તે નિજ દેહ સ્વચ્છ કરતાં સ્ત્રી ભાવ સંભારતો,
અશ્રુ સારી ઉદાસ સ્થિર નયને વાડી દિશે લાવતો;
ચિત્તે તેજ મધુર ધૈર્ય ધરવા હંસી સ્મરે સહગતા,
નામી મસ્તક ચક્ષુ ગુર્જરી ગુણી ધ્યાને ધરે સર્વથા. ૧૦૩

હંસી વેગથી પ્રાણપાંખ વિંઝતી અંકે ગ્રહે હંસને,
મોતી ક્ષીર સુધા ઝરે સુખથકી ચંચુતણા ચુંબને;
સ્નેહે પિચ્છ સમારતી લૂંછવતી સૌ દુન્યવી દંશને,
આનન્દે ઝૂલવી મણો રૂઝવતી સંગીતની સંગતે. ૧૦૪

એવે ગુર્જરી ત્હાં અલક્ષ્ય ઉતરી નેહે લચ્યાં લોચને,
ફરે અર્પી સુભાળ એક સુહવે એ યુગ્મસૌભાગ્યને;
નૈસર્ગિક વિવિધ રંગ પ્રગટી સૌન્દર્યવંતી કલા,
પૂરે મંગળ ભાવિ ચિત્ર રચતા કુંકુમના સાથિયા. ૧૦૫

કાળાં વાદળ ચીરતો ગગનનાં નક્ષત્ર મૂકી પૂંઠે,
ઉંચે એકલ પંથ દૂર ફરતો સંસારથી વેગળે;
અંધારૂં ઉતરી નવી ભૂમિવિશે એ હંસ તો સંચરે,
દીર્ઘદૃષ્ટિ ભરે અનન્ત લહરે એ ક્ષીરને સાગરે. ૧૦૬

---

## છઠ્ઠું દૃશ્યઃ આત્માર્પણ

(ઉપજાતિ)

જાજવલ્યવંતી પ્રગટી સુમૂર્તિ,
ફેલાવતી ઉજ્જવલ ક્ષીરદીપ્તિ;
સ્વર્ગીય લાવણ્યવિશે નહાતી,
સૃષ્ટિ નવી અદ્‌ભુત શી સુહાતી! ૧૦૭

હૈયાં સરીખાં રસિયાં સુસત્ત્વો,
દીપે પ્રભાએ જ્‌હમ દિવ્ય રત્નો;
દૈવી અને સુક્ષ્મ સુતત્ત્વ રંગો,
શોભાવતાં સ્નેહલ સત્ત્વ અંગો. ૧૦૮

સ્વેચ્છાથી એ સુન્દર ક્ષીર અબ્ધિ,
ઉછાળતાં ક્રીડન કાજ જલ્દી;
નાના પ્રકારે નવલી કળાનાં,
ગૂંથી સુચિત્રો સહુ સંકળાતાં. ૧૦૯

આલસ્ય: રાત્રિ ત્હમ ગ્રીષ્મ ચઢૈ,
નિદ્રા ન; ચિંતા નહિ દુઃખ દહૈ;
આનન્દઊર્મિની પરંપરાઓ,
નાચી ઉઠંતી જ્હમ અપ્સરાઓ ! ૧૧૦

એ સૃષ્ટિમાં સંગીત એક સૌમ્ય
સૂરે મળી રમ્ય સદા રચાય;
આન્દોલનો સૌ સ્થિરમાં વહંતાં,
અનન્તતામાંહ્ય વિલીન થાતાં. ૧૧૧

કોરી રહી શાશ્વત ચૈત્ર કુંજો,
તાજા હમેશાં જ્હીં પુષ્પગુચ્છો;
અનેક રંગી ફળ જે ખરે તે
અબ્ધિમહીં કોમળ મોતી થાયે. ૧૧૨

એ સાગરે હંસજુથો સુખેથી
ભેગાં ચરે ફેનિલરૂપ મોતી:
ઝૂલે ક્રમે શુભ્ર તરંગહારો,
છૂટે હજારો શુભ તેજ ધારો. ૧૧૩

ક્ષીરે દઈ ડુબકી રાજહંસ
ધૂએ ઘણા ધા રજ દંશ પંક,
ચંચુ ભરી નિર્મળ ક્ષીર પીને,
મોતી ચણી સૂક્ષ્મ સ્વરૂપ છતે. ૧૧૪

ઓગાળતાં સૌ નિજ સ્થૂલ અંશો,
દીપી ઉઠ્યાં કંચનરંગી અંગો;
પાડી મુખે કોમલ તેજઆભા,
જ્યોતે ઉડી રંગ પ્રકાશનાંતા. ૧૧૫

છેલ્લે કલાપીમય દીપમાળા,
પૂરી કરી શીતલ આત્મજ્વાળા;
કે ગુર્જરી તુર્ત તહીં પધારી,
અંધે ધરી લીધજ વાટીં માંહી. ૧૧૬

---

## ખંડ ૩ જો

( મીચાયેલ નયને વનપોપટ આક્રંદ કરે છે)

વનપોપટ:

( લલિત )

કરથકી સર્યો હિરહીરલો !
વિરલ ના મળે દેવવીરલો !
વનવિશે રહ્યો વાસ માહરો,
ગ્રસતણો ઘણો દૂર એ ઝરો. ૧૧૭

તરસ ભૂખની ખૂબ વેદના,
રઝળતો ખમી વન્યવેષમા;
તદપિ વાડીમાં તુર્ત લાવિયો,
ફળફૂલો તણો દીધ કંડિયો. ૧૧૮

વરસતે વને જેમ વાંસળી
સ્મરણની ગીતા આજ સાંભળી;
હૃદયલાગણી ધૈર્ય ના ધરે,
ગભીર આત્મનુ ગીત આદરે. ૧૧૯

જગત હાસશે આ પ્રલાપને,
વગસશે વળી કોઇ શાપને;
હૃદયનાં અને આત્મબંધને,
કરુણ શોકને છોડું જંગલે. ૧૨૦

દદિક સુણીને કોઇ પંખીઓ
ભમ થશે ભલે શોકસંગીઓ;
પ્રણયી, પૂજ્ય ને ઉર પવિત્રને,
અરપજો ખરાં અશ્રુ એક બે. ૧૨૧

વિનતિ એક છે હંસ સાથીઓ!
પ્રિયનું સ્થૂલ જ્યાં, ત્યાં મ્હને લીઓ;
ઉડી નહિ શકું—હું અશક્ત છું.
પ્રિય જતાં હવે હું અપંગ છું. ૧૨૨

( નયન ઉઘાડી જુએ છે )

ક્યહમ સહુ ગયાં મૂકીને મ્હને?
વિઘન આવતાં હંસદર્શને; ૧૨૩

( બેભાન બનતો જાય છે)

( કવિગીત )

પ્રિય હ્રદયની વિદાય રે!
એક કુટુંબ ન, ''
નિકટ સંબંધ ન,
પણ્ આત્મન તાર ઘવાય રે;
ઉરસંગીત નવ સહાય રે:
પ્રિય હ્રદયની વિદાય રે! ૧૨૪

ત્હારૂં મન્દિર,
નગર એ રસતીર,
શૂન્ય સરખું ભાસ્યા થાય રે;
બ્રહ્મદીપ અખંડ હોલાય રે:
પ્રિય હ્રદયની વિદાય રે! ૧૨૫

સ્મિતચમકાર સરે,
સ્વરભણકાર ઝરે,
સ્તકાર સુખદ ભરાય રે;
સદ્‌ગત સ્મરી ન શકાય રેઃ
પ્રિય હૃદયની વિદાય રે ! ૧૨૬

---

( ઉંચેથી બાલગરૂડ ઉતરે છે )

બાલગરૂડઃ

( તોટક )

બળતો રસદીપક એક બૂઝે,
પગથી નવ પંથનોં છેક સૂઝે;
પણ જીવનતારક !
ચેતનત્રાવક !
આ તુજ તેજ ન્હડયાં ન ઉડે. ૧૨૭

રસમન્દિર દર્શન કાજ જતે,
મમ પિચ્છ તણા રસરંગ વતે
પરખ્યો દિલદ્રાવક !
અંતરહારક !
પ્રેમીં સખા દિન કૈંક પછે, ૧૨૮

ગૃહઆંગણથી ભમવા નીકળું,
જવ મારગમાંહી જરીક વળું;
તુજ ત્હાં રસનાયક !
ગુર્જરપૂજક !
રૂપ અનંત સમીપ પળું. ૧૨૯

તુજ ઉત્તમ ધ્યેયનું ધ્યાન ધરું,
તુજ અંતિમ દર્શનકાજ ફરું;
પછી વત્સલપાવક !
અમૃતસારક !
પ્રથમહીં અંજલિ વરું. ૧૩૦

(ગીતધ્વનિ સુણી ચમકે છે, આમતેમ જુએ છે)

વનપોપટ:

સદ્ગત સ્મૃતિ ન શકાય રે:
પ્રિય હૃદયની વિદાય રે!

(મુગ્ધ વનપોપટને પીઠપર લઈ ફરે છે.)

---

(ઊવાં લેતો કલાધર એવે પ્રવેશે છે)

કલાધર:

(ભુજંગી)

સુણો વાડીનાં પક્ષીઓ વેલ વૃક્ષો !
અહો જગતના સ્નેહભીના મનુજો !
ત્યજી પ્રથમ ગાથીઓ દેવઅંક
ગયો છે સખા રાજવી વીર હંસ. ૧૩૧

કલાદેવી ઓ ! બન્ધ હૈયું વિરામ્યું,
કહીં ગુર્જરી? બાપ પ્રેમાળ ચાલ્યું;
દિવાસા ગયા, આવિયા દુઃખદંશ,
ગયો છે સખા ગાજવી વીર હંસ. ૧૩૨

ત્યજી વાડી, મન્દિર ને હંસી, બાલ;
ત્યજી હીરના પાન ને મોતીમાળ;
સુની સ્નેહસંભારણાંઓ અનન્ત,
ગયો છે સખા ગાજવી વીર હંસ. ૧૩૩

જડે ના હવે ખોળતાં જંગલોને,
મળે ના હવે શોધતાં સૌ પ્રાણીને;
જશે આવશે વર્ષમાંહે વસંત,
ગયો છે સખા રાજવી વીર હંસ. ૧૩૪

ઉડી આવજો હંસનાં પ્રેમીઓ સૌ,
કરી લ્યો હજુ સ્થૂલનાં દર્શનો સૌ;
જતાં વાસી વ્હાલો વધુ ગૃહ–ખંડ,
ગયો છે સખા રાજવી વીર હંસ. ૧૩૫

( આથડિયાં ખાતો ઉડે છે. )

---

( વાડીને મંદિર–બારણે ગુર્જરીમાતાને ખોળે રાજહંસનો મૃતદેહ સૂતો છે; કલાદેવી અને હંસબાલિકા વગેરે કલ્પાંત કરે છે. )

ગુર્જરી:

શૂન્ય થાય–શૂન્ય થાય:
નયન કેરૂં નૃત્ય જાય, હૃદયનું સુભાગ્ય જાય;
પ્રાણનું અખંડ પૂર ઑસરી અદશ્ય થાય:
શૂન્ય થાય૦ ૧૩૬

હંસબાલિકા:

( વિયોગિની વૃત્ત )

પ્રિય તાત ! ન કેમ ઊઠતા ?
નિજ કાં બાલકસાદ ભૂલતા ?
અથવા તમ મુગ્ધ આ સુતા
રમતે છેતરવા જ વાછતા ? ૧૩૭

પ્રિય બાપુ ! લગીર જાગજો,
મધુરૂં હાસ્ય જરી જગાવજો;
નહિતો અતિ રાંક દીકરી,
ખમશે કેમ કઠોર મશ્કરી ? ૧૩૮

કેવાઃ

( મરાઠી સાખી )

કૃષ્ણભૂમિની કુદરત સંગે મધુવનમાં હું ક્રીડતી,
મુગલશાહને તાજે તેજે ચંદ્રામૃતકણ વીણતી;
તે આર્યપ્રજાને અરપતીઃ
પ્રિય હંસ હવે ન મળે. ૧૩૯

હિન્દી કુટુંબોને સદને ને રસજીવને હું જાગતી,
સમય સરતાં સૌએ કાઢી–હિન્દ બહાર નીકળતી;
કો લક્ષના ના સંઘરતીઃ
પ્રિય હંસ હવે ન મળે. ૧૪૦

હંસઆલિકાઃ

મુજ માન હશે ન વા હશે,
વિધિના પુષ્પ સમી અજાણ છું;
તદપિ તમ એક દર્શને
હજુ હાર્દ રહી અબોધ હું. ૧૪૧

અપરાધ કદાચ જો થયો,
રીસ ના હોય કદિ શિશુ પરે;
પસર્યો તમ તાપ મૌનનો
કુમળું કાળજડું વધુ જળે. ૧૪૨

કેવાઃ

ભીખારણ સમ દીન વદનથી દ્વાર દ્વાર ભટકતી,
મહેલાં દેવાને કો દિ' દેખી સેજ ન ગમતી;
પછી થાકી વિદેશ વસીઃ
પ્રિય હંસ હવે ન મળે. ૧૪૩

હંસણાલિકા:

અનિ હર્ષભરી હુલ્લેરના.
ગણુના અઘ ન ચિત્તમ્લાનના
કદિકે ક્ષણુ ના દુભાવતા—
સહુના શેં સ્વરની કર્ણુના ! ૧૮૪

અળગી ન ઘડીક મૂકતા—
જગમાં આજ અનાથ છાંડતા !
લઘુ બાલ રહે ન જીવતા
નિજ માબાપ બન્ને મરી જતા. ૧૮૫

કલા:

ગુર્જરદેવીના આ ગુણિયલ હંસ અહિં આમંત્રી,
આજે એહ કલાધર ધારી તોડી ગયો પ્રીતતંત્રી;
થઇ બ્રહ્મતણો રસસંગી:
પ્રિય હંસ હવે ન મળે. ૧૪૬

ગુર્જરી:

શૂન્ય થાય—શૂન્ય થાય:
બાલ્યનુ માધુર્ય જાય, સૌન્દર્યનું કૌમાર્ય જાય;
વૃદ્ધ માત કેરી વાટય અદષ્ટ શુ વિચ્છિન્ન થાય:
શૂન્ય થાય૦ ૧૪૭

હંસણાલિકા:

દિવસે કરથી વિટાળતા,
શયને યે દિલથી દબાવતા;
નવધા રસ હાસ્યચિત્રના
અર્પીને મુજને રિઝાવતા. ૧૪૮

વિચરી કદિ દૂર દેશમાં
    રમીલું પુસ્તક કો બનાવતા;
મધુરી કદિ આર્યલોકના
    વનઉદ્યાન ફરી રમાડતા. ૧૪૯

રસયુક્ત નવીન નેહથી
    મનહારી સુકથા સુણાવતા;
ભૂત ભાવિ ય વર્તમાનની
    મહતી સૌ વિભૂતિ ખિલાવતા. ૧૫૦

રેવા:

વિવિધ રંગી વસ્ત્ર રચી આ દેહ અલંકૃત કીધી,
ઉન્નત ઉરની રમનિર્ઝરની અંતરમંત્રી દીધી;
        મુજ કાજ ફગેરી લીધી:
        પ્રિય હંસ હવે ન મળે. ૧૫૧

મુજ સ્થાપનસિદ્ધિના તપમાં ખમિયાં જંગલદુઃખ,
ધર્મવીર! તુજને ઉન્નાપે ગોપ્યો તે રસકૂપ;
        ગઇ જીવોની તૃપારૂપ:
        પ્રિય હંસ! હવે ન મળે. ૧૫૨

હંસમાલિકા:

પણ આજ અહુ હુંસાયલું
    હૃદયે દઈ નવું જગાવતું
શિગજ્ઞ જનાં પિતાતણું,
    મમ મીઠું મન સૌ મનાવતું. ૧૫૩
અતિ ચંચલ આપ દેહમાં
    પ્રસરી શેં શરદીનાં સ્મિતના ?
સુવિશાળ સૂક્ષ્મ કટિમાં
    ભમતી કેમ અમાપ મન્મના ? ૧૫૪

કલા:

સુર્જ પૂજન સામગ્રી સાટે ભૂલ્યો વૈભવભોગ,
ઉજ્જડ જડ મરૂ અંદર કીધી લીલીછમ કૈં ભોમ;
કરીં આત્મ સ્વજનનો હોમઃ
પ્રિય હંસ ! હવે ન મળે. ૧૫૫

હંસબાલિકા:

પ્રિય બાપુ ! ગયા જ શું ગયા ?
કુંવરી પાછળ છોડીને ગયા ?
પ્રકૃતિ નિયમે થતું સદા—
શિશુને એ નહિ ન્યાય-ક્રૂરતા. ૧૫૬

ત્રણ કાલ તણી ત્રિપુટીના
કૈંવ કૈં જન્મી 'પિતાજી' પામશે;
મમ માટ હવે ભવિષ્યમા
ફરી ના એક પિતા પધારશેઃ ૧૫૭

સ્વપંખીં, દયા ય દાખશે,
કદિ કોઈ ચણ નાખીં પાળશે;
પણ વત્સલ ચક્ષુયુગ્મના
પૃથિવીમા મળતા નથી પિતા. ૧૫૮

કલા:

ત્યજી જવી ગમશે ના મુજને ગરવી ગુર્જરભૂમિ,
અમ અમરોને તાજી રહેતી દુઃખદ ભૂતની સ્મૃતિ;
ઉર રટશે એ સ્મમૂર્તિઃ
પ્રિય હંસ ! હવે ન મળે. ૧૫૯

એકલ મુજ કલાધર કેવો સ્નેહસખા વિણ કકળે !
મુજ મન્દિરિયું પ્રાણવિહોણા શબ સમ સૂનું રવડે;
મમ અંતરઆતમ રડે:
પ્રિય હંસ ! હવે ન મળે. ૧૫૦

ગુર્જરી:

શૂન્ય થાય—શૂન્ય થાય:
સદનનું સ્વરાજ્ય જાય, પ્રણયનું કારુણ્ય જાય;
આનન્દનું ચિદાત્મ રૂપ અનન્તશું વિલીન થાય:
શૂન્ય થાય૦ ૧૫૧

હંસઆલિકા:

નવ સત્ય કર્યું મ્હને ગુરૂ,
જીવવું ના જરીક હવે રુચે;
નવ પામર કાગગીધને
કપરે ગોન મરી જવું ઘટે. ૧૫૨

મુજ હાથ ઉપાય કારમો
દુઃખના અન્તતણો અહો ! રહ્યો;
ધિક્ ! જન્મ જહીંથકી લીધો
પડી આ કાય કદા નહીં ન તો. ૧૫૩

કવા:

સ્મારક સમ મુજ મુકુટે ફરકે રૂપેરી મુજ પિચ્છ,
પ્રિય કલાધર ભૂલે પાંખે મુજ અશ્રુપ્રતિબિંબ;
ઓ ! રમ્ય રમણની બસ્મ !
પ્રિય હંસ ! હવે ન મળે. ૧૫૪



હાજીમહમ્મદ: પોતાની લાયબ્રેરીમાં

હંસબાલિકા:

> પ્રિય પંખીજનો ! પ્રણામ છે,
> ધરતી હા ! ખસતી જણાય છે;
> વધુ દૂર જતા ન, તાતજી !
> પ્રિય પુત્રી અવ આ સિધાવતી. ૧૬૫

( હંસબાલિકાનો સુક્ષ્મ દેહ ઉડે છે. )

ગુર્જરી:

> શૂન્ય થાય–શૂન્ય થાય:
> સૃષ્ટિનો સંબંધ જાય, સ્મરણનો સુગંધ જાય;
> જીવનનો રસાત્મરાજ ઊડતો અલક્ષ્ય થાય:
> શૂન્ય થાય૦ ૧૬૬

(એવે હંસી, કલાધર, પાંખપર વનપોપટ વહતો બાલગરુડ, મયૂરવૃન્દ, સારસજોડલાં, કુંજડીઓની માળ આદિ ઊડતાં ઉતરે છે; દર્શન–નમન કરી દૂર બેસે છે. )

---

( કેળને કોમળ સ્તંભે રચેલી, ફૂલમાળાથી શણગારેલી શબવાહિનીમાં રાજહંસનો સ્થૂલ દેહ પોઢયો છે; ઉપર જલબિન્દુવાળાં વિશાળ કમળપાનનું કફન ઢાંકયું છે; તે ઉપર સુગન્ધી ફૂલો વેરેલાં છે; કેળને થાંભલે કમળનાં પ્રફુલ્લ પુષ્પો ઝૂલે છે; એ ચેતનવંતી પાલખી એની મેળે અદ્ધર ચાલે છે. પાછળ ગુર્જરીમાતા, કલાદેવી, હંસી, કલાધર, પાંખપર વનપોપટ વહતો બાલગરુડ, મયૂરવૃન્દ, સારસજોડલાં, કુંજડીઓની માળ, વગેરેનું ઊડતું સરઘસ નીકળે છે. પંથે રાજહંસને વેલવૃક્ષો ફૂલે વધાવે છે; વૃક્ષો ડાળીઓ નમાવી નમન દે છે. હંસી આક્રંદ કરે છે. કલાધર શોકગીત ગાએ છે; રસપંખીઓ તે ઝીલે છે. )

કલાધરઃ

( ચરચરી )

મૂક્યો ભરેલ મેળો,
કોને મળ્યો ન છેલ્લો;
આજે અરે ! અકેલો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૬૭

હંસીઃ

( સીતાજીના મહિનાનો ઢાળ )

આજે જાય હૃદયરાજન છાના મ્હને છેતરી;
મ્હારૂં ખાલી જીવનઆમન તૂટી પડે તરફડી. ૧૬૮

કલાધરઃ

મેલી દિલે નિસાસો,
મોતીહીરાનો ચારો;
છોડી સુતા અવાસો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૬૯

હંસીઃ

ઘેરૂં સુદર અંતરસ્મિત ઝરી જતું લોચને;
એનુ પ્રેમળ આત્મનગીત વ્હડે રોમરોમને. ૧૭૦

કલાધરઃ

દુનિયે ભમ્યો દૂભેલો,
રણપીચડે ખૂંચેલો;
ત્હોયે અડગ ઉભેલો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૭૧

હંસી:

વ્હાલાં વેળાવતાં સ્વજન ગળી પડે જાતડી,
દેવઅતિથિ કેરાં દર્શન પામે રસઆંખડી. ૧૭૮

કલાધર:

જાડૂાં જગે દમામો,
ટીંગી બધી ધમાલો;
ભૂલી ભલો ફકીરો
ચાલે અકાશ હંસય !

પંખીઓ: ચાલે અકાશ હંસય ! ૧૭૯

( અશોક સો રાજહંસના સ્થૂલ દેહને પૃથિવીને હૃદયે પધરાવે છે; રસપંખીઓ કકળાણ કરતાં આનૂઆનૂ ઊડી જાય છે, ગુર્જરીમાતા ને કલાદેવી અંતર્ધાન થાય છે; પાછો વનપોપટ વહતો બાલગરુડ ને કલાધર મૂર્છામાં પડે છે. )

---

( મેલી દિશાઓ લઈ સંધ્યા ઊડે છે ને કાળઘેરા પડછાવા પાડે છે; આરામગાહની આસપાસ ગંભીર શાન્તિ ઘેરાય છે; વનધરાઓ નિઃશબ્દ ને સ્થિર ઊભી છે; ચોગમ ભયંકર સૂનકાર સમસમે છે; શુદ્ધિ પામતો કલાધર શોક કરે છે )

કલાધર:

( ખંડ હરિગીત )

પૃથ્વીના અંધાર શો
શોકકેરો છાંયડો;
આવતો શું ઘેરવા
આનંદની મ્હારી કલા ! ૧૮૦

ચિત્તને નીરવ વને
શી ભયંકરતા ભમે !
આત્મપંથીને રણે
કલ્મષ ડાકિની શંકા દમે ! ૧૮૧

જાગતિના જીવને
શીધરે યુગની ક્ષુધા ?
લોચને દેખાય કે
કો દરણુ હૃદયે મુર્છના? ૧૮૨

દેહને દફનાવતું
સ્થાન દીસે કબ્રનું;
યાદ આવે ભોમમાં
પધરાવિયો છે હંસ'લાં! ૧૮૩

ભૂલવાના દર્દથી
સાંભર્યાનું સોગણું;
દિલ્લગીના અંતની
શું આ દશા કેમે ખમું ? ૧૮૪

( બાલગરૂડ સચેતન થાય છે )

જન્મવું ને ચાહવું
વિરહરોગે ઝૂરવું;
દુઃખ તાજું ને નવું
પ્રેમીજનોથી પામવું. ૧૮૫

બાલગરૂડઃ

નામરૂપી સૃષ્ટિએ
જા કલાભર જીવવું;
પ્રેમના તીખા તપે
ઊડું જડત્વ ઊડાડવું. ૧૮૬

સ્નેહીઓને ખોઈને
નવ્ય ચેતન લાવવું;
ખાખ એની ચોળીને
આ ખલકને ખિલાવવું. ૧૮૭

એમનાં કલ્યાણનાં
સ્વપ્ન સાચાં પાડવાં;
સ્નેહના કર્તવ્યમાં
સ્નેહીજનોને ભાળવાં. ૧૮૮

મોહના સંતાપમાં
આ જ સાચી સાધના:

કલાધર

ને પછી રૂપ હંસનું
આરામગાહે જાગતું. ૧૮૯

આત્મ ત્હારો વિસ્તર્યો
પ્રાણમાં લાગે મ્હને;
તું વસે હમ્મેશ તો
આદર્શના રસદર્શને. ૧૯૦

ને મ્હને મેલી ગયો...
ચિત્તને ભ્રમણા ન્હડે;
દિવ્ય ત્હારાં દર્શનો !
આંખી બધી યે ઊતરે. ૧૯૧

ગુર્જરીને માંડવે
ઝાપડી ફરશે ફલા;
તે સમે મુજ આંસુએ
ઉગ્યું હશે જ ગુલાબ ત્યાં ! ૧૯૨

ફૂલ ને કૈં પાંદડી
ખૂન ખીલી શકશે;
આખરે સૌ યે ખરી
આરામગાહે રાજશે. ૧૯૩

( વંદન કરી કલાધર ને આવગરૂડ લઈ જાય છે આ દરમ્યાનની સુરંગમાંથી
ત્રીજી પાંખ થતા વનપોપટ સ્હેજ પડી રહે છે સ્મિત ગાતા લવે છે )

વનપોપટ:

( લલિત )

વિજન...આવના...હંસદર્શને. .

કરકરી ઉડે ઉર-કાગળું,
અમરણ સ્નેહીનું છેક કારમું
ખબર ના કરી-ખોળતા ખગે ,
હૃદયઆશનો બાગ આ નકે ૧૯૪

કરણ દૃશ્ય આ કબ્રસ્તાનનુ
મુજ વપુ વરી કોણ લાવિયુ ?
સ્થળ ધરે નવી ખૂબ તાજગી,
કબર લાગતી આજ હંસની ૧૯૫

પરમ પૂજ્ય એ માટીમા મળે,
સુમન કેમ તે માન્યુ માનશે ?
મરણ મુક્તિ ને આત્મ શુ હશે ?
સૃજનનુ જરી જ્ઞાન ના મને ૧૯૬

જગત જાગતું-હંસ તો સુએ,
મધુર રૂપમા ના હવે મળે,
સ્મિત નચાવતો કો દિ' બાગનો
જીવનઝાગમા ના જરી ગયો ૧૯૭

જાગૃશિ જગલે પ્રાણ સૂર
કરુણ ચિત્રના ભાવ ભીંજવ
હૃદયદર્દના વન્ય કીરને,
અવગણી જશે બાંધવો વને ૧૯૮

ગિરિશુંગ વિશે યોગી શો બને,
રહીશ ધારીને ત્હારી મૂર્તિને;
પ્રથમ ઉગતાં વન્ય પિચ્છની,
જરીક જીવને છેલ્લી અંજલિ. ૧૯૮

( આશ્રમવાડે પાંખ વીંઝી પીછાં ખેરી વનગોપટ. છેલ્લી નજર વંખાવનો ૮૨૧; આખું દશ્યસ્થાન સૂનમારમાં વિલીન થાય છે.)

ગોકુલ આષ્ટમી: ૧૯૭૭ દેશળજી પરમાર



શ્રી દેશળજી પરમાર



# દીપક

મ્હારા ઓરડાને અંધારે ખૂણે બેસી એકાગ્રચિત્તે હું ફુલગૂંથણી કરતો. દરિયાકિનારા પરની રેતીમાં ન્હાનાં ઘર બાંધવામાં કે ઘરની પરસાળમાં પાનાંના મ્હેલો બનાવવામાં બાળકો જેમ તલ્લીન થઇ જાય છે, તેમ હું એ ગૂંથણીમાં બની જતો; અને પોતાની કલ્પનાની એ સૃષ્ટિ તૈયાર થયા પછી બાળકો એ જોઇ જેમ રાચે, તેમજ હર્ષ-પ્રફુલ્લ હૃદયે હું મ્હારી ફુલગૂંથણી જોઇ રાચતો.

એકદા, અંધારા એ મ્હારા ઓરડામાં મ્હારા ફુલની સુવાસે આકર્ષાઇ ન્હાની જાળી વાટે એક પતંગિયું "ભરરર ભરરર" કરતું દાખલ થયું.

મધમાખો ને ભમરાઓને જેમ ફુલ બહુ ગમે છે એમ પતંગિયાંઓને યે ગમે છે. પણ ભમરા ને મધમાખો તો મધનાં લોભી હોય છે; નિર્દોષ પતંગિયાને એવો કંઈ સ્વાર્થ નથી હોતો. એમને તો ફક્ત ફુલો સાથે રમવાનું જ બહુ ગમે.

રોજ સ્હવારે હું ફુલ વીણી લાવતો ને રોજ એ પતંગિયું રમવા આવતું.

એક દહાડો એણે મ્હને પૂછ્યુઃ "ત્હમે રોજ રોજ તે આ કોને કાજે ફુલ ગૂંથો છો?"

"માતાને ચરણે ધરવા." મ્હેં કહ્યું.

"પણ આમ અંધારે બેસો છો તેના કરતા બહાર અજવાળે આવી ગૂંથો તો?"

"ત્યાં તો ભમરા ને મધમાખો હેરાન કરે."

"તો ત્હમે દીપકને અજવાળે ગૂંથો."

"પણ દીપક ક્યાંથી લાવું? હું અકિંચન છું."

"કંઇ નહિ; મ્હારી જાણમાં માનાના મંદિરમાં એક મ્હોટા દીપક છે. ત્હમે એને અજવાળે ફુલ ગૂંથવા આવશો?"

"ના, રે ના; દૂર તે કોણ આવે? અહીં અંધારે ગૂંથેલાં ફુલોથી યે માતા પ્રસન્ન થાય છે."

"પણ એકવાર આવી તો જુઓ. શા એની જ્યોતના ઝળહળાટ ને શા એના સુવાસ! એ દીપકના પ્રકાશ ને એનું સુગન્ધી તેલ બળતાં નીકળતા સુવાસ તો કોઇ અલૌકિક જ. કંઇ અસંખ્ય પતંગો ભણભણાટ કરે છે, એની આસપાસ. એના પ્રકાશ ને સુવાસ જે જે અનુભવે છે તે મસ્તજ બની જાય છે." ખૂબ પ્રશંસા કરી અંતે એ બોલ્યું: "ચાલોને, ત્હમે પણ આ. એના સુવાસે મત્ત બની એના પ્રકાશમાં ફુલ ગૂંથજો."

"ના, રે ના; એટલે દૂર તે કોણ આવે?"

"દૂર આવવાથી અચકાઓ છો? બેસજો મ્હારી પાંખ પર. આજ સ્હાંજે આપણે જઇશું, હેં?"

* *
*

"બરરરર! બરરરર!" સ્હાંજ પડી ને અવાજ સંભળાયો.

પતંગિયું જાળી વાટે દાખલ થયુ ને બોલ્યું: "ચાલો."

પતંગની પાંખે ચ્હડી હું દીપક કને ગયો.

શું કહું? એના પ્રકાશે મ્હારી આંખો ભરી દીધી. એના સુવાસે મગજને મત્ત બનાવી મૂક્યું. કંઇક પતંગો એની આસપાસ ભણભણાટ કરી રહ્યા હતા. હું તો મુગ્ધ જ બની ગયો!

"કેમ?" પાછાં વળતાં પતંગે કહ્યું: "સ્હવારે અહીં ફુલ ગૂંથવા આવશો ને?"

ઉમળકાભેર મ્હેં હા કહી.

* *
*

બીજે દહાડે પ્હરોઢિયે ફુલછાબી ભરી હું દીપકને અજાણે ફુલગૂંથણી કરવા જવા તૈયાર થયો, ઓરડામાં પગ મૂકતાં પતંગિયું આવ્યું.

"દીપક તો હોલવાઇ ગયો !" કરુણ સ્વરે બોલ્યું.

"હેં ! !!" મ્હારા હાથમાંનાં સઘળાં ફુલ વેરાઇ ગયાં.

* *

*

હજીએ મ્હારા ઓરડાને અંધારે ખૂણે એ દીપકના પ્રકાશ ને સુવાસને સંભારતો હું ફુલગૂંથણી કરું છું.

બચુભાઈ રાવત



# વર્તમાનપત્રો

## સ્વ. હાજીમહમ્મદ અ. શિવજી

'વીસમીસદી' માસિકના સ્થાપનાર સ્વ. હાજીમહમ્મદ શિવજીના તા. ૨૩ મી જાન્યૂઆરીને દિવસે મુંબાઇમાં ૪૦ વર્ષની ભર જુવાન વયે થયેલા અકાળ અને ખેદકારક સ્વર્ગવાસની નોંધ લેતાં અત્યંત દિલગીરી થાય છે. 'વીસમીસદી'નું નામ સૌને જાણીતું છે, અને તેથી સ્વ. હાજીમહમ્મદનું નામ પણ સારી ખ્યાતિ પામેલું છે. નમૂનેદાર સચિત્ર માસિક-તે પણ સૌથી શ્રેષ્ઠ માસિક-ગૂજરાતી ભાષામાં શરૂ કરીને એમણે એમનું નામ અમર કરેલું છે. એ માસિકનાં ચિત્રો હિંદમાંની બીજી ગમે તે ભાષાના ગમે તે સચિત્ર ચોપાનીઆને લજવે તેવાં સુંદર અને આકર્ષક હોય છે. આ કાંઇ જેવીતેવી સાહિસકતા નથી. પરંતુ સ્વ. હાજીમહમ્મદ એવા પત્રના અધિપતિ હોવા ઉપરાંત સારા વિદ્વાન, કવિ અને ગદ્યલેખક હતા. ધંધે વેપારી હોવા છતાં નાનપણથી તેમને ગૂજરાતી ભાષા માટે પ્રેમ હતો. હાલમાં તો પારસીઓ અને મુસલમાનો શુદ્ધ ગૂજરાતી લખવાનો ઉમંગ ધરાવે છે; પરંતુ તેમણે જ્યારે લખવાનું શરૂ કર્યું હતું ત્યારે ઘણે ભાગે અશુદ્ધ લખાણ જોવામાં આવતું. ખોજા કોમમાં જન્મેલા હોવા છતાં તેમનો ગૂજરાતી ભાષા માટેનો પ્રેમ સૌએ અનુકરણ કરવા જેવો હતો; અને તેમની એ ભાષાભક્તિને લીધે તેઓ સારા લેખક અને કવિ થવા પામ્યા હતા. 'દમાનનાં મોતી'

અને 'રશીદા' નામની નવલકથાઓ તથા બીજી છૂટક કવિતાઓ અને છૂટક લેખો તેમણે લખ્યા છે. હાલ કેટલાંક વર્ષોથી તે ઉમર ખય્યામનું ગૂજરાતી ભાષાંતર કરવામાં રોકાયા હતા અને તેની સચિત્ર ગૂજ-રાતી આવૃત્તિ બહાર પાડવાનો તેમનો વિચાર 'વીસમીસદી'ના છેલ્લા અંક ઉપરથી જણાઇ આવે છે. ઉમર ખય્યામની કૃતિઓનો સારો સંગ્રહ તેમની ખાનગી લાયબ્રેરીમાં છે. તે જોતાં તેમનું આ કાર્ય સરળ થયું હોત. પરંતુ માણસ ધારે છે કાંઇ ને ઇશ્વર કરે છે કાંઇ. આપણે આશા રાખીશું કે સ્વર્ગસ્થના કુટુંબીઓ એ કામ માથે લે અને વિશેષમાં 'વીસમીસદી'ને ચાલૂ રાખે. સ્વર્ગસ્થ પોતાનું કર્તવ્ય બજાવી ગયા છે; તે કર્તવ્યપથે ચાલવાની તેમની પણ ફરજ છે. છેવટે સ્વર્ગસ્થના કુટુંબ પ્રત્યે અંતઃકરણપૂર્વકની દિલસોજી દર્શાવી પ્રાર્થીએ છીએ કે પરમ કૃપાળુ પરમાત્મા મર્હૂમના આત્માને ચિર-કાળની શાંતિ આપો. તથાસ્તુ'

—'સાહિત્ય', ફેબ્રુઆરી, ૧૯૨૨.



## સ્વ. હાજીમહમ્મદ શિવજી

કુરાન કહે છે કે 'સંસારીઓ ભલે પૂછે મરનાર કેટલી દોલત મૂકી ગયો, પણ ફિરિસ્તાઓ તો પૂછશે એણે કેટલાં સુકૃત્યો આગળ મોકલ્યાં?' મિ. શિવજીના સુકૃત્યોની સંપૂર્ણ યાદી કરી આપવી એ મુશ્કેલ છે, એમના અકાળ અવસાનથી ગુજરાતને પડેલી ખોટનું સંપૂર્ણ ભાન થવું એ પણ મુશ્કેલ છે. બુદ્ધિ અને સ્વાતંત્ર્યના વિકાસના જે પડઘાઓ દશેદિશ રેલી રહ્યા છે, જે પડઘાઓ ગૂજરાત તેમજ હિન્દના ભાવિનું ઉજ્જ્વળ સૂચન કરી રહ્યા છે એ વિકાસમાં મિ. શિવજીએ કેટલો અગત્યનો ફાળો આપ્યો એ તો ભવિષ્યનો ગુર્જર ઇતિહાસકાર અથવા તો મનુષ્યકૃત્યોનો હિસાબ રાખનાર ફિરિસ્તો સંપૂર્ણ રીતે કહી શકશે. અમને લાગે છે કે એ વિકાસમાં મિ. શિવજીનું સ્થાન, આપણી સર્વોત્કૃષ્ટ ભાવનાઓ જે કળા અને

ઉત્તમ સાહિત્યમાં પરિણમે છે ત્હેને ઘડાના ગૂજરાતમાં પ્રેરી, પોષવામાં છે. ભવિષ્યનો ગુર્જર ઇતિહાસકાર આની સગર્વ નોંધ લેશે જ.

અત્યારે પણ 'સદી' જેવું સચિત્ર માસિક ચલાવવું એ 'સાહસ' જ ગણાય છે, તો આજથી છએક વર્ષપર અનેક વિંટબણાઓ સહી એ ઉપાડી લઇ ગૂજરાતની ચિત્રકળા અને સાહિત્યને આ સાધન અર્પવા માટે આપણે-દરેક ગૂજરાતીએ-મિ. શિવજીનો આભાર માનવો જોઇએ. પાછળથી વધી પડેલા અનેક પ્રતિકૂળ સંજોગોમાં પણ પત્રની લોકપ્રિયતા અને ઉપયોગિતા જાળવી રાખવા માટે આદરેલા એમના વીર પ્રયત્નો એક કળાપ્રેમી અને સાચા સાહિત્યભક્ત તથા દેશભક્તનું ભાન આપણને કરાવે છે. (ફિરિસ્તાએ અચૂક એની નોંધ લીધી હશે.) આ અર્વ મુશ્કેલીઓ કલ્પવા કરતાં અનુભવવી કઠિન છે.

આશા છે કે મિ. શિવજીના અવસાનથી પડેલી ખોટ પૂરવા કુદરત કોઇ સાહિત્યભક્તને પ્રેરે.

પ્રભુ એ સદ્ગતના અમર આત્માને શાંતિ બક્ષો.

—'ચેતન', જાન્યૂઆરી ફેબ્રૂઆરી, ૧૯૨૨.



## સ્વ. હાજીમહમ્મદ અલારખીઆ

'વીસમીસદી'ના સ્થાપક અને તન્ત્રી રા. રા. હાજીમહમ્મદ અલારખિયાના અકાળ અવસાનથી ગૂજરાતને ભારે ખોટ પડી છે. મર્હૂમે 'વીસમીસદી' સ્થાપીને ગૂજરાતી પત્રોમાં એક નવીન દિશા જ ઉઘાડી હતી. એ પત્રનું કાર્ય એ ઘણી મમતાથી, ઉત્સાહથી અને તન્મયતાથી કરતા હતા. એને પશ્ચિમનાં એ જાતિનાં પત્રોની હારમાં મૂકવાનો એમનો સતત પ્રયાસ હતો, અને આપણી પરિસ્થિતિના પ્રમાણમાં એમણે એ કામમાં ફત્તેહ પણ મેળવી હતી. સાહિત્ય અને ચિત્રકળા માટે એમને ઉંડા હૃદયની પ્રીતિ હતી,

અને એ પ્રીતિ 'વીસમીસદી' દ્વારા મૂર્તિમત કરવા જતા એમણે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું.

*    *    *    *

એમનુ અવસાન થતા 'વીસમીસદી'એ પણ દેહ છોડયો છે ઉભયની ખોટ ગૂજરાત ભૂલી શકશે નહિ

—'વસન્ત', વૈશાખ, ૧૯૭૭.



## શ્રીયુત હાજીમહમ્મદનું દુઃખદ મરણ

ગૂજરાતી સાહિત્યના ઉપાસક, ગુર્જર પ્રજાને કળાની ભોક્તા બનાવવાનો સતત પ્રયત્ન કરનાર, હિંદીના જ્ઞાતા, બ્રિજ ભાષાના ભક્ત, 'વીસમીસદી'ના સપાદક કવિહૃદય સાક્ષર હાજીમહમ્મદના મરણની નોંધ લેતા અમને તીવ્ર દુખ થાય છે અને સ્વર્ગસ્થ સાથેનો ગાઢ પરિચય તે દુખને તીવ્રતર કરે છે શ્રીયુત હાજીમહમ્મદનો જન્મ એક શ્રીમાન કુટુમ્બમા થયો હતો અને બાલ્યકાળ પછીનો ભાગ શ્રીમ-તાઈમાજ ગયો હતો ન્હાનપણથીજ ત્હેમને વિદ્યાનો વ્યાસગ હતો અને સુયોગ્ય શિક્ષકોએ એ શોખ પોષીને બલવત્તર કર્યો હતો. અંગ્રેજી ભાષાપર એમનો જેવો અનુરાગ હતો તેવોજ અનુરાગ હિંદી, બ્રિજ અને ફારસી ભાષાના સાહિત્ય પ્રતિ હતો મિ નગરકરે ઓમર ખય્યામના કાવ્યની ચટ લગાડી હતી અને આ સાહિત્ય-રસિક ગૃહસ્થે પોતાની ખાનગી લાયબ્રેરીમા એ કવિની રૂબાઇયાતની જુદી જુદી આવૃત્તિઓનો ઘણો મોટો સગ્રહ કર્યો હતો એમની વાચનની અભિરુચિ જબરી હતી ને લલિતકળાનો શોખ પણ તેવોજ હતો, અને તે પોષવામાજ તેમનુ આયુષ્ય ગયુ એમ કહે-વામા અતિશયોક્તિ નથી તેઓએ ગુર્જર પ્રજાને સાહિત્યની શોખીન કરવા, લલિતકળાની ભોક્તા બનાવવા, ઉત્તમ પ્રતિનુ માસિક કહાડ-વાનુ સાહસ ખેડ્યુ વિઘ્ન કઇક અપૂર્વ બળથી પોતાની તરફ તેના

આશકોને ખેંચે છે. જાતે વેપારી હોવા છતાં તેઓ સાહિત્યની ખુમારીમાં એવા તો મસ્ત બન્યા હતા કે કલાપીના શબ્દોમા સાહિત્યને માટે તો કહી શકાય કે,

" સખી તારે માટે જીવીશ નહી હું આ જગતમાં. "

પરંતુ સાહિત્ય પાછળ પોતાનો સર્વસ્વ ભોગ આપી

" શીખ્યો આ ફેરે તો સહવું નિધિની આ રમતમાં. "

એમજ બન્યું.

પોતાના માસિકને સર્વાંગ સુંદર બનાવવા પાછળ તન, મન અને ધનથી એ મચ્યા રહેતા હતા.........આમ સાંસારિક, આર્થિક અને કૌટુંબિક વિટંબનાઓને વટાવી તેઓ પોતાનું કર્તવ્ય કરતા હતા. અને જ્યાં આશાના અરુણનો ઉદય થવાની આશા હતી તેટલામાં તો દયાહીન કાળે તેમને ઝડપી લીધા !

સ્વર્ગસ્થને કાવ્યોનો અનેરો શોખ હતો. તેઓ સ્વભાવે ઉદાર અને નિરભિમાની હોવાથી સર્વને માટે તેમના દરવાજા ખુલ્લા હતા. શ્રીમંત કે ગરીબ, સાક્ષર કે સામાન્ય સાહિત્યભક્તને એ સમાન આદરથી મળતા અને તેમની સાથે ભળતા હતા. તેઓ નવા લેખકોને સાહિત્ય પ્રતિ આકર્ષતા હતા. પુસ્તકો પાછળ એમને ભારે ખર્ચ થતો હતો; અને એમનું મકાન તો સાહિત્યની ચર્ચા કરનાર ક્લબ કે સાહિત્યઉપાસકોનું મઠ હતું.

તેમણે 'નૂરજહાં', 'જમાનનાં મોતી', 'રશીદા' વગેરે પુસ્તકો લખ્યાં છે; પરંતુ 'વીસમીસદી' દ્વારા તેમના પ્રયત્નથી તેમનું નામ મશહૂર રહેશે. તેમણે ઓમર ખય્યામની રૂબાઇયાતનું ભાષાંતર કરી મૂકેલું છે, પણ તે હજી પ્રસિદ્ધ થયું નથી.

એમના મરણથી ગુજરાતી સાહિત્યે એક પરમ ભક્ત ગુમાવ્યો છે અને તેની ખોટ હાલ તુરત તો પૂરાય તેમ નથી. એમના આયુષ્ય પ્રતિ જોતાં—

*In small proportion we just beauty see,*
And in a small measure, life may perfect be.

એ લીટીઓ યાદ આવે છે. અમે તેમના કુટુંબને આશ્વાસન પ્હચીએ છીએ અને પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે એમ પ્રાર્થીએ છીએ.

—'હિંદુસ્તાન'



## કલાનો અવતારી

કલાના અવતારો આપણા ગૂજરાતમાં મૂળે તો થોડાજ છે. આમ છતાં તેમાં ય પ્રતિવર્ષે ઘટાડો થતો જાય છે, એ જાણી જરૂર ખેદ થયા વિના નથી રહેતો. અત્યારનું સારૂં હિંદી વાતાવરણ કેવળ રાજકીય ભાવનાથી ભરપૂર છે, તીવ્ર પ્રતિરોધ અને પ્રબલ અસહકારની પ્રેરણાઓ ચારે પાસ પથરાયેલી છે. આવે સમયે કલાની વાત કરવી,–અને તેમાયે ઉપયોગી કલાને વિસરી કેવળ લલિતકળાની વાત કરવી–તે ઘણાકને મન અનુચિત લાગશે; ઘણાક તેને ફૂટું પડયા બરાબર ગણશે. પરંતુ અમે તે સહુ ભયો વા આક્ષેપો સહન કરી લઇ એટલું તો ચોક્કસ જણાવીશું કે લલિતકલાને એકનિષ્ઠાથી અને અનન્ય પરિશ્રમ વડે તથા જાતિભોગ આપી ખીલવવાની પરમ ઉદાર દૃષ્ટિથી જો કોઇ પણ સજ્જને પોતાના તન, મન અને ધન સદા સર્વદા તન્મય બની ખર્ચ્યાં હોય–અરે હોમ્યા હોય–તો. તે કાર્ય કરનારને જરૂર ધન્યવાદજ મળવો જોઇએ. બલ્કે તે આ ફાની દુનિયા છોડી જાય તે કાળે તેને માટે લાગણીના બે આંસુ જરૂર ગૂજરાતે સારવા જ જોઇએ.

'વીસમીસદી'ના સકળે કલાશૃંગાર, શ્રીયુત હાજીમહમ્મદે આપણી સમક્ષ ધરવામાં કશી કચાશ રાખી ન હતી; એટલુંજ નહિ, પણ એમના જેવા પૂરા સાહિત્યરસિક મળવા પણ ભવિષ્યનાં કેટલાંક વર્ષોને માટે અમને તો દુર્લભ જણાય છે.

એ કહેતા કે હું યાદવવંશી છુ. અને આ રીતે પરમ પ્રેમાસ્પદ કલાના અજબ અવતારી શ્રીકૃષ્ણના તે લાડીલા હતા-તેમના તે વંશજ હતા એમ કહી શકાય. આથી સ્વાભાવિકરીતે જ તેમના હલનચલનમા, તેમની વાણીમા, તેમના માયાળુ વર્તનમા, તેમની રસિક ફુલગૂથણીમા, સર્વત્ર અમને કલાના જ દર્શન થતા. કદી ય તેમણે કોઇને દુભવ્યા નથી સાહિત્યની સર્વ સ્કુલો અને રસિકોના સર્વ વાડાઓની વચમા તે સૌ મણિગણોને એકત્ર જોડી રાખનાર સૂત્ર હોય તેમ રહેના તેમનુ 'સલીમ' નામક તખલ્લુસ તેમના સારા ય ચારિત્ર્યને ઉકેલતુ, અને તે પણ તેના ઉમદા સ્વરૂપમા જ

પ્રભુ એ આત્માને તેના પવિત્ર સાન્નિધ્યમા શાતિ આપી રહે એજ અતિમ પ્રાર્થના કરી વિરમીએ છીએ.

—'હિંદુસ્તાન'



## ભાઇ "સલીમ"ને છેલ્લી સલામ!

ભાઈ "સલીમ", તને છેલ્લી સલામ!

આ શબ્દો ઉચ્ચારતા મારૂ દિલ ચીરાય છે અને મારી આખમા પાણી ભરાઈ આવે છે!

જ્યારે લગભગ બાવીસ વરસની વાત ઉપર ભાઇ હાજીમહમ્મદ અલારખિયા શિવજી સાથે મારા મર્હૂમ ભલા મિત્ર ડૉક્ટર ઈસ્માઇલ જાનમહમ્મદે મને પહેલવહેલી ઓળખાણ કરાવી, ત્યારે જે અઢાર-વીસ વરસના ગભરૂ નિર્દોષ જુવાનને મે મારી આગળ બેઠેલો જોયો હતો તે જુવાન સાથે મને એ દાહેકાની ગાઢી મિત્રાચારી બાઝશે અને તે મારી સાથે એકજ નજરે જાહેર સવાલોને જોતા શીખશે અને સાહિત્યની સેવા સરખા મન અને દિલથી બજાવતો રહેશે એવી મને સ્વપ્ને પણ વકી નહતી "સલીમ"—જે ખાસ પનોના નામથી મારા મિત્ર હાજીમહમ્મદને તેમના જાહેર લખાણે ના

હંસી:

કુડાં કેવાં જગતનાં લોક કલા ન પીછાનતાં !
ક્યાંથી પંખીજનોનાં ચોક સોણાં આત્મકોમનાં? ૧૭૨

કલાધરઃ

દુઃખદર્દનો દિલાસો,
વિશ્વાસ ને વિસામો;
રસપંખીમાં મચેલો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૭૩

હંસીઃ

મ્હારે દેહ ભમે અંધાર મીંચે રસદીવડો;
મૂકી નાથ જતાં નોંધાર ઊડે નવ જીવડો. ૧૭૪

કલાધરઃ

ઊગી બહુ અસૂરો,
ટૂંકો કરી ઉતારો,
સદ્‍ભાગ્યનો સિતારો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૭૫

હંસીઃ

સાથે પ્રિય સુતાનો કાળ સતી પિતુસાથરે;
મ્હારો લાડકડો રસબાળ છબી એની ચીતરે. ૧૭૬

કલાધરઃ

સૌન્દર્ય ઇશ્ક ચેલો,
રસરંગ ચિત્ર ઘેલો;
પીછી તજી ચિતારો
ચાલે અકાલ હંસલ !

પંખીઓઃ ચાલે અકાલ હંસલ ! ૧૭૭

હંસી:

વ્હાલાં વેળાવ્યનાં સ્વજન ગળી પડો જાતડી,
દેવઅતિથિ કેરાં દર્શન પામે રસઆંખડી. ૧૭૮

કલાધર:

જૂઠ્ઠા જગે દમામો,
ઢોંગી બધી ધમાલો;
ભૂલી બેલો ફકીરો
ચાલો અકાલ હંસલ !

પંખીઓ: ચાલો અકાલ હંસલ ! ૧૭૯

( સશોક સૌ રાજહંસના સ્થૂલ દેહને પૃથિવીને હૃદયે પધરાવે છે; રસપંખીઓ કકળાણ કરતાં આજુબાજૂ ઊડી જાય છે; ગુર્જરીમાતા ને કલાદેવી અંતરધાન થાય છે; પાંખે વનપોપટ વહતો ભ્રાતગરૂડ ને કલાધર મૂર્છામાં પડે છે. )

---

( મેલી દિશાઓ લઈ સંધ્યા ઉટે છે ને કાળચેરા પડછાયા પાડે છે; આરામગાહની આસપાસ ગંભીર શાન્તિ વેરાય છે; વનઘટાઓ નિઃશબ્દ ને સ્થિર ઊભી છે; ચોગમ ભયંકર સૂનકાર સમસમે છે; શુદ્ધિ પામતો કલાધર શોક કરે છે )

કલાધર:

( ખંડ હરિગીત )

પૃથ્વીના અંધાર શી
શોકકેરી છાયડી;
આવતો શું ઘેરવા
આનંદની મ્હારી કલા ! ૧૮૦

ચિત્તને નીરવ વને
શી ભયંકરતા ભમે !
આત્મપંથીને રણે
કલ્પમ ડાકિની શંકા દમે ! ૧૮૧

જાગ્રતિના જીવને
ઊઘડે યુગની ક્ષુધા ?
લોચને દેખાય કે
કો કરણુ હૃદયે મુગ્ધતા ? ૧૮૨

દેહને દફનાવતું
સ્થાન દીસે કથનું;
યાદ આવે ભોમમાં
પધરાવિયો છે હંસ'લા ! ૧૮૩

ભૂલવાના દર્દથી
સાંભર્યાનું સોગણું;
દિલ્લગીના અંતની
હું આ દશા કેમે ખમું ? ૧૮૪

( બાલગરૂડ સચેતન થાય છે )

જન્મવું ને ચાહવું
વિરહરોગે ઝૂરવું;
દુઃખ તાજું ને નવું
પ્રેમીજનોથી પામવું. ૧૮૫

બાલગરૂડઃ

નામરૂપી સૃષ્ટિએ
જા કલાભર જીવવું;
પ્રેમના તીખા તપે
ઊંડું ગરુત્વ ઊડાડવું. ૧૮૬
સ્નેહીઓને ખોઈને
નવ્ય ચેતન લાવવું;
ખાખ એની ચોળીને
આ ખલકને ખિલાવવું. ૧૮૭

એમનાં કલ્યાણનાં .
સ્વપ્ન સાચાં પાડવાં;
સ્નેહના કર્તવ્યમાં
સ્નેહીજનોને ભાળવાં. ૧૮૮

મોહના સંતાપમાં
આ જ સાચી સાધના:

કુસુમ રંગ:

ને પ્હણે રૂપ હસતું
આરામગાહે જાગતું. ૧૮૯

આત્મ ત્હારો વિસ્તર્યો
પ્રાણમાં લાગે મ્હને;
તું વસે હમ્મેશ તો
આદર્શના રસદર્શને. ૧૯૦

ને મ્હને મેલી ગયો...
ચિત્તને ભ્રમણા ચ્હડે;
દિવ્ય ત્હારાં દર્શનો !
આધી બધી ચે ઊતરે. ૧૯૧

ગુર્જરીને માંડવે
છાંયડી કરશે કલા;
તે સમે મુજ આંસૂએ
ઊગ્યું હશે જ ગુલાબ 'લા ! ૧૯૨

ફૂલ ને કૈં પાંદડી
ખૂબ ખીલી ફાલશે;
આખરે સૌ યે ખરી
આરામગાહે રાજશે. ૧૯૩

( વંદન કરી કલાધર ને આલગરૂડ ઊડી જાય છે આલગરૂડની મુચ્છાંકાળે રીલી પાંખ થતાં વનપોપટ ત્હાંજ પડી રહે છે. સચેત થતાં લવે છે. )

વનપોપટ:

( લલિત )

વિઘ્ન...આવતાં...હંસદર્શને....

ફડફડી ઉઠે ઉર-કાળજું,
સ્મરણ સ્નેહીનું છેક કારમું;
ખબર ના કરી-ખોળતાં ખર્યો,
હૃદયઆશનો ભાર આ ભર્યો. ૧૯૪

કરુણ દશ્ય આ કબ્રસ્તાનનું;
સુજ વપુ વહી કોણ લાવિયું ?
સ્થળ ધરે નવી ખૂબ તાજગી,
કબર લાગતી આજ હંસની. ૧૯૫

પરમ પૂજ્ય એ માટીમાં મળે,
સુમન કેમ તે માન્યું માનશે ?
મરણ મુક્તિ ને આત્મ શું હશે ?
સ્વજનનું જરી જ્ઞાન ના મ્હને. ૧૯૬

જગત જાગતું-હંસ તો સુએ,
મધુર રૂપમા ના હવે મળે;
સ્મિત નચાવતો કો દિ' ભાળવો
જીવનઝાળમા ના જરી રહ્યો. ૧૯૭

જઇશિ જંગલે પ્રાણ ઝૂરવા,
કરુણ ચિત્રના ભાવ ભીંજવા;
હૃદયદર્દના વન્ય કીરને,
અવગણી જશે બાધવો વને. ૧૯૮

ગિરિશૃંગ વિશે યોગી શો બને,
રહીશ ધારીને ત્હારી મૂર્તિને;
પ્રથમ ઊગતા વન્ય પિચ્છની,
અર્પીશ જીવનને છેલ્લી અંજલિ. ૧૯૮

(આરામગાહે પાંખ વીંઝી પીછાં ખેરી જનપોપટ છેલ્લી નજર લંબાવતો ઊડે છે; આખું કબ્રસ્તાન સૂનકારમાં વિલીન થાય છે.)

ગોકુલ અષ્ટમી: ૧૯૭૭ દેશળજી પરમાર



શ્રી૦ દેશળજી પરમાર



# દીપક

મ્હારા ઓરડાને અધારે ખૂણે બેસી એકાગ્રચિત્તે હુ ફુલગૂથણી કરતો. દરિયાકિનારા પરની રેતીમા ન્હાના ઘર બાધવામા કે ઘરની પરસાળમા પાનાના મ્હેલો બનાવવામા બાળકો જેમ તલ્લીન થઇ જાય છે, તેમ હું એ ગૂથણીમા બની જતો; અને પોતાની કલ્પનાની એ સૃષ્ટિ તૈયાર થયા પછી બાળકો એ જોઇ જેમ ગચે, તેમજ હર્ષ-પ્રફુલ્લ હૃદયે હું મ્હારી ફુલગૂથણી જોઇ રાચતો.

એકદા, અધારા એ મ્હારા ઓરડામા મ્હારા ફુલની સુવાસે આકર્ષાઇ ન્હાની જાળી વાટે એક પતગિયુ "ભરરર ભરરર" કરતું દાખલ થયુ.

મધમાખો ને ભમરાઓને જેમ ફૂલ બહુ ગમે છે એમ પતગિયાઓને યે ગમે છે પણ ભમરા ને મધમાખો તો મધના લોભી હોય છે, નિર્દોષ પતગિયાને એવો કઈ સ્વાર્થ નથી હોતો એમને તો ફક્ત ફૂલો સાથે રમવાનુ જ બહુ ગમે.

રોજ સ્હવારે હું ફૂલ વીણી લાવતો ને રોજ એ પતગિયુ રમવા આવતુ.

એક દહાડો એણે મ્હને પૂછ્યુ "ત્હમે રોજ રોજ તે આ કોને કાજે ફુલ ગૂથો છો?"

"માતાને ચરણે ધરવા" મ્હે કહ્યું

"પણ આમ અધારે બેસો છો તેના કરતા બહાર અજવાળે આવી ગૂથો તો?"

"ત્યા તો ભમરા ને મધમાખો હેરાન કરે."

"તો ત્હમે દીપકને અજવાળે ગૂથો"

" પણ દીપક ક્યાંથી લાવું? હું અકિંચન છું."
" કંઇ નહિ; મ્હારી જાણમાં માતાના મંદિરમાં એક મ્હોટા દીપક છે. ત્હમે એને અજવાળે ફુલ ગૂંથવા આવશો ?"
" ના, રે ના; દૂર તે કોણ આવે? અહીં અંધારે ગૂંથેલાં ફૂલોથી યે માતા પ્રસન્ન થાય છે."
" પણ એકવાર આવી તો જુઓ. શા એની જ્યોતના ઝળહળાટ ને શા એના સુવાસ! એ દીપકના પ્રકાશ ને એવું સુગન્ધી તેલ બળતાં નીકળતા સુવાસ તો કોઇ અલૌકિક જ. કંઇ અસંખ્ય પતંગો ભણભણાટ કરે છે, એની આસપાસ. એના પ્રકાશ ને સુવાસ જે જે અનુભવે છે તે મસ્તજ બની જાય છે." ખૂબ પ્રશંસા કરી અંતે એ બોલ્યું: "ચાલોને, ત્હમે પણ સા. એના સુવાસે મત્ત બની એના પ્રકાશમાં ફુલ ગૂંથજો."
"ના, રે ના; એટલે દૂર તે કોણ આવે?"
" દૂર આવવાથી અચકાઓ છો? બેસજો મ્હારી પાંખ પર. આજ સ્હાંજે આપણે જઇશું, હોં?"

* *
*

" બરરર! બરરર!" સ્હાંજ પડી ને અવાજ સંભળાયો.
પતંગિયું જાળી વાટે દાખલ થયું ને બોલ્યું: " ચાલો."
પતંગની પાંખે ચ્હડી હું દીપક કને ગયો.
શું કહું? એના પ્રકાશે મ્હારી આંખો ભરી દીધી. એના સુવાસે મગજને મત્ત બનાવી મૂક્યું. કંઇક પતંગો એની આસપાસ ભણભણાટ કરી રહ્યા હતા. હું તો મુગ્ધ જ બની ગયો!
"કેમ?" પાછા વળતાં પતંગે કહ્યું: "સવારે અહીં ફુલ ગૂંથવા આવશો ને?"
ઉમળકાભેર મ્હેં હા કહી.

* *
*

બીજે દહાડે પ્હેરોડિયે ફુલડાલી ભરી હું દીપકને અજવાળે ફુલગૂંથણી કરવા જવા તૈયાર થયો, એટલામાં પન ગિયું આવ્યું.

"દીપક તો હોલવાઇ ગયો !" કકળતે સ્વરે બોલ્યું.

"હેં ! ! !" મ્હારા હાથમાંના સઘળાં ફુલ વેરાઇ ગયાં.



હજીયે મ્હારા ઓરડાને અંધારે ખૂણે એ દીપકના પ્રકાશ ને સુવાસને સંભારતો હું ફુલગૂંથણી કરૂં છું.

બચુભાઈ રાવત






## સ્વ. હાજીમહમ્મદ અ. શિવજી

'વીસમીસદી' માસિકના સ્થાપનાર સ્વ. હાજીમહમ્મદ શિવજીના તા. ૨૩ મી જાન્યૂઆરીને દિવસે મુંબાઇમાં ૪૦ વર્ષની ભર જુવાન વયે થયેલા અકાળ અને ખેદકારક સ્વર્ગવાસની નોંધ લેતાં અત્યંત દિલગીરી થાય છે. 'વીસમીસદી'નું નામ સૌને જાણીતું છે, અને તેથી સ્વ. હાજીમહમ્મદનું નામ પણ સારી ખ્યાતિ પામેલું છે. નમૂનેદાર સચિત્ર માસિક–તે પણ સૌથી શ્રેષ્ટ માસિક–ગૂજરાતી ભાષામા શરૂ કરીને એમણે એમનુ નામ અમર કરેલું છે. એ માસિકના ચિત્રો હિંદમાની બીજી ગમે તે ભાષાના ગમે તે સચિત્ર ચોપાનીઆને લજવે તેવા સુંદર અને આકર્ષક હોય છે. આ કાંઇ જેવીતેવી માહિસમેરા નથી. પરંતુ સ્વ. હાજીમહમ્મદ એવા પત્રના અધિપતિ હોવા ઉપરાન્ત સારા વિદ્વાન, કવિ અને ગદ્યલેખક હતા. ધધે વેપારી હોવા છતા નાનપણથી તેમને ગૂજરાતી ભાષા માટે પ્રેમ હતો. હાલમા તો પારસીઓ અને મુસલમાનો શુદ્ધ ગૂજરાતી લખવાનો ઉમંગ ધરાવે છે; પરંતુ તેમણે જ્યારે લખવાનું શરૂ કર્યું હતું ત્યારે ઘણે ભાગે અશુદ્ધ લખાણ જોવામા આવતું. ખોજા કોમમા જન્મેલા હોવા છતા તેમનો ગૂજરાતી ભાષા માટેનો પ્રેમ સૌએ અનુકરણ કરવા જેવો હતો; અને તેમની એ ભાષાભક્તિને લીધે તેઓ સારા લેખક અને કવિ થવા પામ્યા હતા. 'જમાનના મોતી'



પેદરરોડપરનો બંગલો  'વીસમીસદી' ઑફિસનો દરવાજો

હાજીમહમ્મદ બેસતા તે અગાશી

હાજીમહમ્મદનો સૂનો પલંગ  ખોજા મહોલ્લામાનું મકાન

A 2660—Lakshmi Art Bombay 8.

અને 'રશાદા' નામની નવલકથાઓ તથા બીજી છૂટક કવિતાઓ અને છૂટક લેખો તેમણે લખ્યા છે. હાલ કેટલાક વર્ષોથી તે ઉમર ખય્યામનું ગૂજરાતી ભાષાંતર કરવામા રોકાયા હતા અને તેની સચિત્ર ગૂજરાતી આવૃત્તિ બહાર પાડવાનો તેમનો વિચાર 'વીસમીસદી'ના છેલ્લા અંક ઉપરથી જણાઇ આવે છે. ઉમર ખય્યામની કૃતિઓનો સારો સંગ્રહ તેમની ખાનગી લાયબ્રેરીમા છે. તે જોતાં તેમનું આ કાર્ય સરળ થયું હોત. પરંતુ માણસ ધારે છે કાઇ ને ઇશ્વર કરે છે કાઇ. આપણે આશા રાખીશુ કે સ્વર્ગસ્થના કુટુંબીઓ એ કામ માથે લે અને વિશેષમા 'વીસમીસદી'ને ચાલૂ રાખે. સ્વર્ગસ્થ પોતાનું કર્તવ્ય બજાવી ગયા છે; તે કર્તવ્યપથે ચાલવાની તેમની પણ ફરજ છે. છેવટે સ્વર્ગસ્થના કુટુંબ પ્રત્યે અંતઃકરણપૂર્વકની દિલસોજી દર્શાવી પ્રાર્થીએ છીએ કે પરમ કૃપાળુ પરમાત્મા મર્હૂમના આત્માને ચિરકાળની શાંતિ આપો. તથાસ્તુ'

—'સાહિત્ય', ફેબ્રુઆરી, ૧૯૨૧.



## સ્વ. હાજીમહમ્મદ શિવજી

કુરાન કહે છે કે 'સંસારીઓ ભલે પૂછે મરનાર કેટલી દોલત મૂકી ગયો, પણ ફિરિસ્તાઓ તો પૂછશે એણે કેટલા સુકૃત્યો આગળ મોકલ્યા?' મિ. શિવજીના સુકૃત્યોની સપૂર્ણ યાદી કરી આપવી એ મુશ્કેલ છે, એમના અકાળ અવસાનથી ઉધરતા ગૂજરાતને પડેલી ખોટનુ સંપૂર્ણ ભાન થવુ એ પણ મુશ્કેલ છે. બુદ્ધિ અને સ્વાતંત્ર્યના વિકાસના જે પડઘાઓ દશેદિશ રેલી રહ્યા છે, જે પડઘાઓ ગૂજરાત તેમજ હિન્દના ભાવિનુ ઉજમાળુ સૂચન કરી રહ્યા છે એ વિકાસમા મિ. શિવજીએ કેટલો અગત્યનો ફાળો આપ્યો એ તો ભવિષ્યનો ગુર્જર ઈતિહાસકાર અથવા તો મનુષ્યકૃત્યોનો હિસાબ રાખનાર ફિરિસ્તો સપૂર્ણ રીતે કહી શકશે. અમ્હને લાગે છે કે એ વિકાસમાં મિ. શિવજીનુ સ્થાન, આપણી સર્વોત્કૃષ્ટ ભાવનાઓ જે કળા અને

ઉત્તમ સાહિત્યમા પરિણમે છે ત્હેને ઘડાતા ગૂજરાતમા પ્રેરી, પોરસામા છે. ભવિષ્યનો ગુર્જર ઇતિહાસકાર આની સગર્વ નોંધ લેશે જ.

અત્યારે પણ 'મદી' જેવુ સચિત્ર માસિક ચલાવવું એ 'સાહસ' જ ગણાય છે, તો આજથી છએક વર્ષપર અનેક વિટબણાઓ સહી એ ઉપાડી લઇ ગૂજરાતની ચિત્રકળા અને સાહિત્યને આ સાધન અર્પવા માટે આપણે દરેક ગૂજરાતીએ-મિ શિવજીનો આભાર માનવો જોઇએ પાછળથી વધી પડેલા અનેક પ્રતિકૂળ સજોગોમા પણ પત્રની લોકપ્રિયતા અને ઉપયોગિતા જાળવી રાખવા માટે આજેના એમના વીર પ્રયત્નો એક કળાપ્રેમી અને સાચા સાહિત્યભક્ત તથા દેશભક્તનુ ભાન આપણને કરાવે છે (ફિરિસ્તાએ અચૂક એની નોંધ લીધી હશે) આ મર્દે મુશ્કેલીઓ કેવી કરતા અનુભવવી કઠિન છે

આશા છે કે મિ શિવજીના અવસાનથી પડેલી ખોટ પૂરવા કુદરત કોઇ સાહિત્યભક્તને પ્રેરે

પ્રભુ એ સદ્ગતના અમર આત્માને શાંતિ અર્પો

—'ચેતન', જાન્યૂઆરી ફેબ્રૂઆરી, ૧૯૨૧.



## સ્વ. હાજીમહમ્મદ અલારખીઆ

'વીસમીસદી'ના સ્થાપક અને તન્ત્રી ગ રા હાજીમહમ્મદ અલારખિયાના અકાળ અવસાનથી ગૂજરાતને ભારે ખોટ પડી છે મર્હુમે 'વીસમીસદી' સ્થાપીને ગુજરાતી પત્રોમા એક નવીન દિશાજ દર્શાવી હતી એ પત્રનુ માર્ગ એ ઘણી ખમતાથી, ઉત્સાહથી અને તન્મયતાથી કરતા હતા એને પશ્ચિમના એ જાતિના પત્રોની હારમા મૂકવાનો એમનો સતત પ્રયાસ હતો, અને આપણી પરિસ્થિતિના પ્રમાણમા એમણે એ કામમા કેટલેક પણ મેળવી હતી સાહિત્ય અને ચિત્રકળા માટે એમને ઉંડા હ્રદયની પ્રીતિ હતી,

અને એ પ્રીતિ 'વીસમીસદી' દ્વારા મૂર્તિમંત કરવા જતાં એમણે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું.

*　　*　　*　　*

એમનું અવસાન થતાં 'વીસમીસદી'એ પણ દેહ છોડયો છે. ઉભયની ખોટ ગૂજરાત ભૂલી શકશે નહિ.

—'વસન્ત', વૈશાખ, ૧૯૭૭.



## શ્રીયુત હાજીમહમ્મદનું દુઃખદ મરણ

ગૂજરાતી સાહિત્યના ઉપાસક, ગુર્જર પ્રજાને કળાની ભોક્તા બનાવવાનો સતત પ્રયત્ન કરનાર, હિંદીના જ્ઞાતા, બ્રિજ ભાષાના ભક્ત, 'વીસમીસદી'ના સંપાદક કવિહૃદય સાક્ષર હાજીમહમ્મદના મરણની નોંધ લેતા અમને તીવ્ર દુઃખ થાય છે અને સ્વર્ગસ્થ સાથેનો ગાઢ પરિચય તે દુઃખને તીવ્રતર કરે છે. શ્રીયુત હાજીમહમ્મદનો જન્મ એક શ્રીમાન કુટુમ્બમા થયો હતો અને બાલ્યકાળ પછીનો ભાગ શ્રીમંતાઈમાજ ગયો હતો. ન્હાનપણથીજ ત્હેમને વિદ્યાનો વ્યાસગ હતો અને સુયોગ્ય શિક્ષકોએ એ શૉખ પોષીને બલવત્તર કર્યો હતો. અંગ્રેજી ભાષાપર એમનો જેવો અનુરાગ હતો તેવોજ અનુરાગ હિંદી, બ્રિજ અને ફારસી ભાષાના સાહિત્ય પ્રતિ હતો. મિ. નગરકરે ઓમર ખય્યામના કાવ્યની ચટ લગાડી હતી અને આ સાહિત્ય-રસિક ગૃહસ્થે પોતાની ખાનગી લાયબ્રેરીમા એ કવિની રૂબાઇયાતની જુદી જુદી આવૃત્તિઓનો ઘણો મોટો સંગ્રહ કર્યો હતો. એમની વાચનની અભિરુચિ જબરી હતી ને લલિતકળાનો શૉખ પણ તેવોજ હતો; અને તે પોષવામાજ તેમનું આયુષ્ય ગયું એમ કહેવામા અતિશયોક્તિ નથી. તેઓએ ગુર્જર પ્રજાને સાહિત્યની શૉખીન કરવા, લલિતકળાની ભોક્તા બનાવવા, ઉત્તમ પ્રતિનુ માસિક કહાડવાનું સાહસ ખેડ્યુ. વિદ્યા કંઇક અપૂર્વ બળથી પોતાની તરફ તેના

આશકોને ખેંચે છે. જાતે વેપારી હોવા છતાં તેઓ સાહિત્યની ખુમારીમાં એવા તો મસ્ત બન્યા હતા કે કલાપીના શબ્દોમાં સાહિત્યને માટે તો કહી શકાય કે,

"સખી તારે માટે જીવીશ નહી હું આ જગતમાં."

પરંતુ સાહિત્ય પાછળ પોતાનો સર્વસ્વ ભોગ આપી

"શીખ્યો આ ફેરે તો સહવું વિધિની આ રમતમાં."

એમજ બન્યું.

પોતાના માસિકને સર્વાંગ સુંદર બનાવવા પાછળ તન, મન અને ધનથી એ મચ્યા રહેતા હતા.........આમ સાંસારિક, આર્થિક અને કૌટુંબિક વિટંબનાઓને વટાવી તેઓ પોતાનું કર્તવ્ય કરતા હતા. અને જ્યાં આશાના અરૂણનો ઉદય થવાની આશા હતી તેટલામાં તો દયાહીન કાળે તેમને ઝડપી લીધા !

સ્વર્ગસ્થને કાવ્યોનો અચ્છો શૉખ હતો. તેઓ સ્વભાવે ઉદાર અને નિરભિમાની હોવાથી સર્વને માટે તેમના દરવાજા ખુલ્લા હતા. શ્રીમંત કે ગરીબ, સાક્ષર કે સામાન્ય સાહિત્યભક્તને એ સમાન આદરથી મળતા અને તેમની સાથે ભળતા હતા. તેઓ નવા લેખકોને સાહિત્ય પ્રતિ આકર્ષતા હતા. પુસ્તકો પાછળ એમને ભારે ખર્ચ થતો હતો; અને એમનું મકાન તો સાહિત્યની ચર્ચા કરનાર કલબ કે સાહિત્યઉપાસકોનું મક્કા હતું.

તેમણે 'નૂરજહાં', 'ઇમાનનાં મોતી', 'રશીદા' વગેરે પુસ્તકો લખ્યા છે; પરંતુ 'વીસમીસદી' દ્વારા તેમના પ્રયત્નથી તેમનું નામ મશહૂર રહેશે. તેમણે ઓમર ખય્યામની રૂબાઇયાતનું ભાષાંતર કરી મૂકેલું છે, પણ તે હજી પ્રસિદ્ધ થયું નથી.

એમના મરણથી ગુજરાતી સાહિત્યે એક પરમ ભક્ત ગુમાવ્યો છે અને તેની ખોટ હાલ તુરત તો પૂરાય તેમ નથી. એમના આયુષ્ય પ્રતિ જોતાં—

In small proportion we just beauty see,
And in a small measure, life may perfect be.

એ લીટીઓ યાદ આવે છે. અમે તેમના કુટુંબને આશ્વાસન પ્રચ્છીએ છીએ અને પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે એમ પ્રાર્થીએ છીએ.

—'હિંદુસ્તાન'



## કલાનો અવતારી

કલાના અવતારો આપણા ગૂજરાતમા મૂળે તો થોડાજ છે. આમ છતા તેમા ય પ્રતિવર્ષે ઘટાડો થતો જાય છે, એ જાણી જરૂર ખેદ થયા વિના નથી રહેતો. અત્યારનું સારૂ હિંદી વાતાવરણ કેવળ રાજકીય ભાવનાથી ભરપૂર છે, તીવ્ર પ્રતિષેધ અને પ્રબલ અસહકારની પ્રેરણાઓ ચારે પાસ પથરાયેલી છે. આવે સમયે કલાની વાત કરવી,–અને તેમાયે ઉપયોગી કલાને વિસરી કેવળ લલિતકળાની વાત કરવી–તે ઘણાકને મન અનુચિત લાગશે; ઘણાક તેને કૂડું પડ્યા બરાબર ગણશે. પરંતુ અમે તે સહુ ભયો વા આક્ષેપો સહન કરી લઇ એટલુ તો ચોક્કસ જણાવીશું કે લલિતકલાને એકનિષ્ઠાથી અને અનન્ય પરિશ્રમ વડે તથા જાતિભોગ આપી ખીલવવાની પરમ ઉદાર દૃષ્ટિથી જે કોઇ પણ સજ્જને પોતાના તન, મન અને ધન સદા સર્વદા તન્મય બની ખર્ચ્યાં હોય–અરે હોમ્યા હોય–તો તે કાર્ય કરનારને જરૂર ધન્યવાદજ મળવો જોઇએ બરકે તે આ ફાની દુનિયા છોડી જાય તે કાળે તેને માટે લાગણીના બે આસૂ જરૂર ગૂજરાતે સારવા જ જોઇએ.

'વીસમીસદી'ના સફળે કલાશૃંગાર, શ્રીયુત હાજીમહમ્મદે આપણી સમક્ષ ધરવામા કશી કચાશ રાખી ન હતી; એટલુંજ નહિ, પણ એમના જેવા પૂરા સાહિત્યરસિક મળવા પણ ભવિષ્યના કેટલાક વર્ષોને માટે અમને તો દુર્લભ જણાય છે.

એ કહેતા કે હું યાદવવંશી છું. અને આ રીતે પરમ પ્રેમાસ્પદ કલાના અજબ અવતારી શ્રીકૃષ્ણના તે લાડીલા હતા-તેમના તે વંશજ હતા એમ કહી શકાય. આથી સ્વાભાવિકરીતે જ તેમના હલનચલનમાં, તેમની વાણીમાં, તેમના માયાળુ વર્તનમાં, તેમની રસિક ફુલગૂંથણીમાં, સર્વત્ર અમને કલાનાં જ દર્શન થતા. કદી ય તેમણે કોઈને દુભવ્યા નથી. સાહિત્યની સર્વ સ્કુલો અને રસિકોના નર્વ વાડાઓની વચમા તે સૌ મણિગણોને એકત્ર જોડી રાખનાર સૂત્ર હોય તેમ રહેતા. તેમનું 'સલીમ' નામક તખ્ખલુસ તેમના સારા ય ચારિત્ર્યને ઉકેલતું, અને તે પણ તેના ઉમદા સ્વરૂપમા જ.

પ્રભુ એ આત્માને તેના પવિત્ર સાનિધ્યમા શાંતિ આપી રહે એજ અંતિમ પ્રાર્થના કરી વિરમીએ છીએ.

—'હિંદુસ્તાન'



## ભાઇ "સલીમ"ને છેલ્લી સલામ !

ભાઈ "સલીમ", તને છેલ્લી સલામ !

આ શબ્દો ઉચ્ચારતા મારૂ દિલ ચીરાય છે અને મારી આંખમાં પાણી ભરાઈ આવે છે !

જ્યારે લગભગ બાવીસ વરસની વાત ઉપર ભાઇ હાજીમહમ્મદ અલારખિયા શિવજી સાથે મારાં મર્હુમ ભલા મિત્ર ડૉક્ટર ફુન્નાહ જાનમહમ્મદે મને પહેલવહેલી ઓળખાણ કરાવી, ત્યારે જે અઢાર-વીસ વરસના ગભરૂ નિર્દોષ જુવાનને મેં મારી આગળ ઉભેલો જોયો હતો તે જુવાન સાથે મને બે દાયકાની ગાઢી મિત્રાચારી બાઝશે અને તે મારી સાથે એકજ નજરે જાહેર સગવાંને જોતા શીખશે અને સાહિત્યની સેવા સરખાં મન અને હિંમથી બજાવશે રહેશે એવી મને સ્વપ્ને પણ વકી ન હતી. "સલીમ"—જે પ્યારા પનોતા નામથી મારા મિત્ર હાજીમહમ્મદને તેમના જાહેર લખાણોના

સંબંધમાં પ્રજા વચ્ચે હું સદા ઓળખાવતો રહ્યો હતો; જે નામથી એ ભાઈને મારી આખી ઑફિસ ઓળખતી હતી અને મારાં ખેશ કુટુમ્બીઓ સર્વે ઓળખતાં હતાં, તે "સલીમ"—ના નામે સાહિત્યના મેદાનમાં મારા મર્હૂમ મિત્રે પોતા માટે જે કીર્તિ ગઇ ઓગણીસમી સદીની આખરથી અને વીસમી સદીની શરૂઆતથી સંપાદન કરવા માંડી હતી, તે માટે મને જેમ મગરૂરી ઉપજતી હતી, તેમ એવો એક સાહિત્યનો શૉખીન મુસ્લીમ જુવાન મિત્ર ધરાવવા માટે મને થોડો આનન્દ-થોડો સંતોષ-ન હતો. હું અને એ ભાઇ ઘણી વાર કલાકો સુધી ચોપાટી સી ફેસના મારા મકાનમા કે પેદરરોડ ઉપરના તેના બંગલામાં સાહિત્યના શૉખમાં લીન થતા અને ઘણી બાબતમાં એક બીજાની રાહબરી કરવાને ઉત્સુક રહેતા હતા. પૂર્વના સાહિત્યનો એ ભાઇને શૉખ હોવાથી તે તરફ તેને વાળવા અને તેની સેવા તે સાહિત્યને લગતાં લખાણોમા ઉપયોગી થઇ પડે તેવી રીતે મેળવવાને મેં મારી અદના શક્તિ પ્રમાણે તેની રાહબરી કરી હતી, અને મને અત્યંત સંતોષ અને આનન્દ થતો હતો કે કોંઇ પણ પળે એ ભાઈ તેવી સેવા બજાવવાને તૈયાર ને તૈયાર જ-રહેતા.

'વીસમીસદી' જેવું અનુપમ માસિક પ્રવર્તાવવાની એ ભાઇની ઉલટ અને ઉમંગ વિશેષ હતાં. લડાઇના જેવા વખતમા-છાપાકળાની બધી જાતની સામગ્રીઓની ભારે મોઘવારી અને દૂકાળના વખતમા-એ ભાઇએ જ્યારે એ સાહસમાં ઝંપલાવ્યું ત્યારે તેને ખીલવવા અને ફત્તેહમંદ ઉતારવાની તેની અથાગ મહેનત અને ઝહેમત મને સાનંદાશ્ચર્ય પમાડતી હતી. એ માસિકની ફત્તેહ જેમ જેમ વધતી ગઇ, જેમ જેમ તે પ્રજા વચ્ચે વધુ ને વધુ પ્યારૂં અને માનીતું થતું ગયું, તેમ તેમ ભાઇ "સલીમ"ની તે પાછળની તનતોડ અને મનતોડ મહેનત વધતી જ જતી મેં જોઈ હતી. અને અફસોસ, કે તે જ અથાગ મહેનત અને ઝહેમતે તેની જિંદગીની દોરીને ભરજવાન વયમા કાપી નાંખી છે!

જ્યારે મેં મારા એ મિત્રના અકાળ મરણના દુઃખદાયક સમાચાર ગયા સોમવારની રાતે સાંભળ્યા ત્યારે મારી અચરતી અને દિલગીરીનો પાર રહ્યો નહિ. અચરતી એટલા માટે કે તેના જેવો ગભરૂ જવાન એટલો જલદી જન્નતને પ્યારો થઇ પડશે એવી મેં સ્વપ્ને પણ વકી રાખેલી નહિ ! પણ જે ફિરસ્તાઓનો પ્યારો હોય છે—જેને દેવતાઓ ચાહે છે—તે બરજવાનીમાં જ આ ફાની દુનિયા તજી તે મીનોઇ જહાનમાં ચાલ્યા જાય છે. અને ભાઈ "સલીમ"ના સંબંધમાં પણ તેમ જ બન્યું છે! અફસોસ!

એ ભાઇને છેલ્લી સલામ કરતાં તેના રૂહને જિન્નતમાં સદાની શાંતિ મળો એવી બંદગી ગુજારી હજારો હજાર દુરૂદ પઢવા સિવાય હું ખાકી બંદો બીજું વધારે તે શું કરી શકું ?! (બ. ન. આ.)

—'હિન્દીપંચ', ૩૦ મી-જાન્યૂઆરી, ૧૯૨૧.



## શ્રીયુત હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજી

'વીસમીસદી' નામના સચિત્ર, સુંદર અને અત્યંત લોકપ્રિય ગુજરાતી માસિકના સાહસિક અને દીર્ઘોદ્યોગી સંપાદક તથા માલેક શ્રીયુત હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીનું ગયા જાન્યૂઆરી માસમાં આઠ દિવસના તાવના પરિણામે અવસાન થઈ ગયું.

એ જાતે ખોજા મુસલમાન હતા અને એમનો જન્મ એક વ્યાપારીને ઘેર થયો હતો. પરંતુ એમનું ધ્યાન વેપાર તરફ ન પડતાં વાઙ્મય પ્રતિ હતું. એમણે બહુ શિક્ષણ મેળવ્યું ન હતું, છતાં એમનું વાચન અતિ વિશાળ હતું અને અંગ્રેજી, મરાઠી, ગૂજરાતી, હિંદી, બંગાળી, સિંધી, પર્શિયન અને ઉર્દૂ ભાષાઓના સેંકડો નામાંકિત ગ્રંથો એમની નજર તળે થઇ પસાર થઇ ગયા હતા. કાવ્ય અને લલિતકલાના તો એ ભોક્તા જ હતા; અને એથી એમનું ન્હાનું સરખું દીવાનખાનું જાણે લલિતકલાનું એક ન્હાનકડું પ્રદર્શન

જ હોય એમ લાગતું. લલિતકલાનું એક સુન્દર માસિક કહાડવું અને પાશ્ચાત્ય દેશના જેવાં વિપુલ સાધનો અહીં ન મળી શકતાં હોવા છતાં ત્યાંના માસિકો કરતાં પોતાનું માસિક વધુ રમણીય કરી બતાવવું, એ તેમની વર્ષો પહેલાંની મહત્ત્વાકાંક્ષા હતી. એ મહત્ત્વાકાંક્ષા એમણે ૭ વર્ષ પૂર્વે 'વીસમીસદી' નામક સચિત્ર ગૂજરાતી માસિક કહાડીને અને તે મૃત્યુશય્યાપર પડતા સુધી ચલાવીને સિદ્ધ કરી બતાવી. એમનું એ માસિક અત્યંત લોકપ્રિય થઇ પડયું હતું અને ચિત્રકલાની દૃષ્ટિએ પણ તે હિન્દુસ્તાન આખામાં એક નમૂનેદાર માસિક હતું એમ કહેવામા જરાપણ હરકત નથી.

આ માસિક દ્વારા શ્રીયુત હાજીમહમ્મદે અનેક કવિઓ, લેખકો અને ચિત્રકારોને બહાર આણી ગૂજરાતી સાહિત્યમંદિરની શોભા વધારી છે. પોતાના માસિકની પ્રગતિ માટે તેમણે લીધેલા શ્રમ વિષે એટલુ જ કહેવું બસ થશે કે એમણે પોતાના તન, મન અને ધન એ ત્રણે ય એમા હોમ્યા હતા. 'વીસમીસદી'નો અંક વધુ સુંદર કેમ નીકળે એ ધ્યાનમા અહોરાત્ર મચ્યા રહેતા હોવાથી એ ખટપટમા તે પોતાની પ્રકૃતિ તરફ જરા પણ ધ્યાન આપી શકતા ન હતા. આ ક્રમ આજ છ વર્ષથી અવ્યાહત ચાલ્યો આવતો હતો. અને ધનની તો વાત સરખી પણ કરશો ના. આ માસિકમાથી એમણે શું મેળવ્યું? કરજનો ભયંકર બોજો ! 'વીસમીસદી'ને સખ્યાબંધ ગ્રાહકો હતા, તોપણ તેનુ ખર્ચ—છપામણી, કાગળ અને ચિત્રો વગેરેનું—એટલું તો બહોળું હતું કે એમને દર વર્ષે પોતાની ગાંઠના હજારો રૂપિયા એમા ઉમેરવા પડતા. આટલુ છતા પણ એમનો નિશ્ચય જરા પણ ડગ્યો નહિ. આ વ્યવસાયમાથી ફાયદો મેળવવાની ઇચ્છા એમણે કદિ જ કરી નહોતી. ચાર છ વર્ષની ઉપજ અને ખર્ચના છેડા પોતે સરખા કરી શકે તો પણ ઘણું, એમ એ ઇચ્છતા.

'મનોરંજન' પર તેમનો અસંત પ્રેમ હતો અને તે 'મનોરંજન'ના એક જૂના સ્નેહી અને હિતચિંતક હતા. 'વીસમીસદી'

કહાડ્યા પહેલા 'ગૂજરાતી મનોરંજન' કહાડવાની કલ્પના અનેક દિવસો સુધી તેમના મનમાં ઘોળાયા કરેલી. 'મનોરંજન'ને ચિત્રો વગેરેની બાબતમાં તેમણે થોડી ઘણી મદદ કરેલી છે અને આવી કોઈપણ પ્રકારની સલાહ અગર મદદ 'મનોરંજન' માટે આપવાને તે સદા આનંદપૂર્વક તૈયાર જ રહેતા. 'મનોરંજન'નો પહેલો દીવાળીનો અંક કહાડવામાં જે કેટલાક મિત્રોએ પ. વા. કાશીનાથપંત મિત્રને પ્રોત્સાહન આપી અંતઃકરણપૂર્વક મદદ કરી છે તેમાંના હાજીમહમ્મદ પણ એક હતા. તે પોતે લેખક અને કવિ હતા. પોતે ચિત્રકાર નહોતા, પણ ચિત્રકલાભિજ્ઞ હતા. અને ચિત્રકારોને એમની તરફથી સૂચના અને સામગ્રીની અસંત મદદ મળતી. 'વીસમીસદી'ના સંપાદનનું સઘળું કામ તે જાતે જ કરતા અને એમા જ એમનો સઘળો વખત પસાર થતો.

એમનો સ્વભાવ અસંત પ્રેમાળ, મળતાવડો અને નિરભિમાની હતો. મૃત્યુ સમયે એમનું વય આશરે ઓગણચાલીશ* વર્ષનું હતું. એમના અવસાનથી ગુર્જર સાહિત્યને અને એકંદર રીતે મહારાષ્ટ્રના નિયતકાલિક વાઙ્મયને જબરી હાનિ પહોંચી છે. સેંકડો ગુર્જર સાહિત્યભક્તો એમના મિત્રો હતા. તેઓ 'વીસમીસદી' ફરી ચાલુ કરી પોતાના મિત્રનું સ્મારક કરે એવી અમારી વિનતિ છે.

—'મનોરંજન' (મરાઠી), માર્ચ, ૧૯૨૧.



પ્રસિદ્ધ હિન્દી લેખક શ્રી૰ ચતુરસેન શાસ્ત્રી પોતાના 'અન્તસ્તલ' નામક પુસ્તકની પ્રસ્તાવનામાં નીચેના ઉદ્ગાર કહાડે છેઃ

"મેરી યહ રચના વિધવા હૈ. હાજીમુહમ્મદકે સાથ એક તૌરસે મૈંને ઇસકા બ્યાહ કર દિયા થા. યહ આદમી ગુજરાતી સાહિત્યમન્દિરકા મસ્તાના પૂજારી થા–ઔર 'બીસવી સદી' નામક

* જન્મતિથિ પ્રમાણે ખરૂં ૪૫ ૪૩ વર્ષનું હતું.

પ્રખ્યાત પત્રિકાકા સમ્પાદક થા. સબસે પ્રથમ ઉસીકી દૃષ્ટિમેં યહ રચના ચઢી. ઉસને પાગલકી તરહ ઈસે લાડ કિયા-મૈંને ભી અપને પરાયેકી પરવા ન કર ઉસીસે ઇસકા બ્યાહ કર દિયા! બ્યાહ હોતે હોતે હી તો વહ મર ગયા!!!

... ... ...એક એક પંક્તિપર ચિત્ર બનાનેકી ઉસને તૈયારિયા કી થી. એક ચિત્રકાર 'રૂપ' પર કુછ ચિત્ર બના કર લાયા ભી થા-પર વે ઉસે પસન્દ ન આયે. ઉસને કહા-'લેખક જો કુછ કહ નહિ સકતા હૈ-ચિત્રકાર ઉસી કમીકો પૂરી કરતા હૈ. ઉત્તમ ચિત્રકાર વહી હૈ.'... ... ...

વહ એકાએક મર ગયા. સાહિત્યકે ભાગ્ય ફૂટ ગયે. અબ ઇસ રચનાકો કયા અલંકાર મયસ્સર હોગા?... ... ...

ઇસ રચનામે કુછ અભાવ રહ ગયે. કુછ નયે નિબન્ધ બઢાને થે ઔર કુછકો સંશોધન કરના થા. પર હાજીમુહમ્મદકે મરને પર જી બૈઠ ગયા--કિતની બાર ચેષ્ટા કી, પર ન નયા લિખ સકા-ન પિછલોકો સુધાર સકા. તબિયત હાજિર હી નહિ હુઇ.........''

ચતુરસેન શાસ્ત્રી





# દિલાસાપત્રો

ગોંડલ, ૨૬-૧-૨૧.

… …આશાવાદનો જે મ્હોટો વડલો લડીને–લડના લડના–ભુમા પડ્યો છે તે માટે મને શું થાય છે એ શબ્દોમાં કહેવા અસમર્થ છું. ગુજરાતી ભાષાના અંધકારમય ગગનાંગણનો એવો એ મહા તારો જ્યારે અસ્ત પામે ત્યારે આશાના અજવાળા કેટલા ઓળખા જાય? એના જેવો મળવો મુશ્કેલ છે, કારણકે એવા નર-વીર વિરલ છે. મોખરે ચાલતો, નવયુગ દોરતો, પ્રચંડ જોદ્ધો આજ ઉડી પડ્યો!… … …ભૂમિના ભૂકંપો કરતા ભાષાનો આ ભૂકંપ વધુ ભયંકર છે. સ્થૂળ વિનાશને ફરી સરજતા થોડી વાર લાગે છે, ઉજ્જડ થયેલું નગર બાંધતા થોડો વખત લાગે છે, પણ માનસિક સૃષ્ટિના સુન્દર આન્દોલનો અને પ્રદર્શનો ઉપજાવતા યુગો જોઈએ છે. … … … સૌ સુહૃદોની સહૃદયતાઓ મળીને એ એક મૂર્તિ બની હતી; એ પુનિત મૂર્તિમાંથી સૌ મનુષ્યો રસ પીતા–તેજ ઝીલતા. ત્વરિત ગતિથી ધસમસતું જતું એ ઝરણું અચાનક બંધ પડયું! એની ઉદાત્ત સજ્જનતા મેં ક્યાંય જોઈ નથી; એની વિશ્વસનીયતા કોઈ અલૌકિક હતી; એની રસિકતા નિરાળી હતી; એની અનુકમ્પા અનેરી હતી ક્યાંક હેત મળે, ક્યાંક માયા મળે, દયા મળે, અને, ક્યાંક વત્સલતા મળે, પણ એ બધા સાથે તો હાજીમહમ્મદના હૃદયમાંજ હોય. … … …

—'એક સ્નેહી'

૫૩, ટેવિસ્ટોક સ્કવેર, લંડન.
૩૧મી માર્ચ, ૧૯૨૧.

… …આપણા સાહિત્યના સૂકા વનમાં એક જ એ હતા કે જેમની ઉંડી રસિકતા માટે, ઉંચા સાહિત્યપ્રેમ માટે અને બાહોશ ક્રિયાશક્તિ માટે મને અનહદ માન, આદર અને સત્કાર હતાં. ગૂજરાત આજે એમના વિના સૂકું-સૂનું-નિર્માલ્ય છે. તેને સગર્વ માથું ઉંચું રખાવનાર, સારા હિંદુસ્તાનના જર્નાલિઝમને ગૂજરાતની એ અવર્ણનીય પ્રસાદી આગળ નીચું જોવડાવનાર આજે ગૂજરાતને ત્યજી ગયા છે. એ ખોટ કેમ પૂરી પડશે ? કોણ પૂરી પાડશે ? … …

'વીસમીસદી' ઉપર મને અનેક આશા હતી, અને એક દિવસ તે દ્વારા આખા ગૂજરાતના સાહિત્ય અને કલાનું વાતાવરણ બદલાઈ જશે-કોઈ અનન્ય ઉંચી ભૂમિકામા ચાલ્યું જશે-એમ હું સ્વપ્નાં કરતો હતો. કારણ, હું નહોતો સમજતો કે ચિત્રિત વાર્તા અને લેખોના સંગ્રહની પછવાડે ગૂજરાતમાં એક નવો સ્પિરિટ-એક નવી શક્તિ-ઘડાતી હતી ? સ્વર્ગસ્થને હું સાક્ષરોથી પણ વધારે ગણતો તે શા માટે ? એટલા જ માટે કે 'સદી'ના સુવર્ણપાનાંની પછવાડે તેઓ શાંત, નિઃશબ્દ રીતે, પણ ઘણી જ દઢતાથી અને અપરિમેય દેશભક્તિની લાગણીથી એક નવું ગૂજરાત ઘડતા હતા. એવું ગૂજરાત કે જેમાં કલ્પના નિર્બંધ ખીલવા શક્તિમાન થઈ હોય, કલાનો રસ જીવનના અંગેઅંગમા ઓતપ્રોત થઇ જીવનને ઉજ્જવલ અને ઉન્નત કરી રહ્યો હોય અને જેમા ઉંચા સાહિત્ય માટેનો પ્રેમ વિશાળ અને લગભગ સર્વગામી થયો હોય. … … … …

રંજિતલાલ હરિલાલ પંડ્યા

---

ગોકુલપુરા, આગ્રા.
૧-૨-૨૧.

કાલે 'શ્રી વ્યંકટેશ્વર સમાચાર'માં હાજીભાઇના શરીર છોડવાના સમાચાર વાંચીને મારૂં દિલ સળગી ઉઠયું. ગઈ સાલ જ્યારે હું અને બાબૂ મૈથિલિશરણ ગુપ્ત મુંબાઈ આવ્યા હતા ત્યારે શ્રી નાથુરામજી પ્રેમીજીએ હાજીભાઈ સાથે અમારો પરિચય કરાવ્યો હતો; અને એ પહેલી જ મુલાકાતમાં અમારા દિલ પર એમની ઉદારતા, સહૃદયતા અને સહાનુભૂતિપરાયણતાની છાપ પડી ગઈ હતી. હજુ થોડા જ દહાડા પહેલાં હાજીભાઇએ મને 'વીસમીસદી'ના કેટલાક અંક અને મારા ફોટોગ્રાફની બે નકલ મોકલી હતી; અને મેં ઉત્તર લખ્યો હતો કે બની શકશે તો નાગપૂર કૉન્ગ્રેસમાં થઇને હું મુંબાઇ આવી જઇશ. ખેદની વાત છે કે હું અમુક કારણોને લીધે ન નાગપુર જઇ શક્યો કે ન મુંબાઈ જઇ શક્યો; અને આજે જોઉં છું તો હાજીભાઇને મળવું હવે અસંભવિત થઇ પડયું છે! અમારી પહેલી મુલાકાત, એ આખરની મુલાકાત જ થઈ! આ ઘટના હૃદયને સળગાવી મૂકનારી છે, પણ સાથે સાથે તે સંસારની નશ્વરતા તરફ મનને બલાત્કારે દોરે છે.

જ્યારે જ્યારે હાજીભાઈની મધુર પ્રેમમૂર્તિ યાદ આવે છે... ... ... ...ત્યારે ત્યારે લાગી આવે છે કે મુંબાઈમાંથી અમારો એક મોરો ટેકો ભાગી પડયો. જ્યાં મારા પોતાના જ ચિત્તમાં ક્ષોભનું પૂર ઉભરાય છે ત્યાં હું તમને કયા શબ્દોમાં સાન્ત્વના આપું તે નથી સમજી શકતો. હાજીભાઈનું જીવન એક મધુર રાગિણીના સૂર જેવું હતું. કાલની ગતિને લીધે એ સૂર પૂરો ન થઇ શક્યો અને એને સાભળનારા અને એમાથી આનન્દ પ્રાપ્ત કરનારાઓની મનની મનમાં જ રહી ગઈ.... ... ... ... ... ... ... ...

શુભાકાંક્ષી, દુઃખાર્ત હૃદય
બદરીનાથ ભટ્ટ

અનસૂયા, વાયા સિનોર.
તા ૨૮-૧-૨૨.

ભાઇ હાજીમહમ્મદ જે દિવસે ગૂજરાતને દુર્ભાગ્યે આ જગત ત્યજી પરમાત્માના સાનિધ્યમા ગયા તે દિવસે ગૂજરાતી સાહિત્યનો એક ઝગકતો સિતારો ગૂજરાતી સાહિત્યના આસમાનમાથી ખર્યો, એ સમસ્ત ગૂજરાતે સ્વીકાર્યું ગૂજરાતના સાહિત્યરસિક નરનારીઓએ એ દિવસે આસુઓ સાર્યા, સાહિત્યમા તીવ્ર રસ ન લેનારા સ્ત્રી પુરૂષોએ પણ ભાઇ હાજીમહમ્મદના અવસાનથી એક ઉંડો નિસાસો નાખ્યો, અને એમના પરિચયમા આવેલા અનેક મિત્રોને તો એમજ થયુ કે જાણે પોતાનો સહોદર તે જ દિવસે તેમને ત્યજી ન ગયો હોય ! અને આ લાગણીનુ કારણ ? ભાઈ હાજીમહમ્મદનુ અદ્વિતીય સૌજન્ય ! સ્વર્ગસ્થના ટૂંક પરિચયમા આવનાર કોણુ એવો ગૂજરાતી હશે કે જેના જીવનપર એ નિખાલસ, સદાયે હસતા અને આનદી જીવે ઉંડી છાપ ન પાડી હોય ? મને હજુ યે તે સાજ સાભરે છે કે જ્યારે ગૂજરાતના પ્રસિદ્ધ નવલકથાકાર ભાઇ મુન્શીએ કોર્ટમા મને એ સમાચાર કહ્યા બાઇ મુન્શી ગમે તેવી કટોકટીની વેળાએ પણ પોતાના મુખપર ખિન્નતા આવવા દેતા નથી ભારે કેસ ગુમાવવા છતા યે એમને કદિ હતાશ થયેલા જાણ્યા નથી જ્યારે પણ મળે ત્યારે તો હસતા જ હોવાના ! પરતુ તે સાજે મે એમને દૂરથી ખિન્ન વદને ધીમા ધીમા હીડતા જોયા, અને મને તો એમણે કોઈ ભારે કેસ ગુમાવ્યો ન હોય એમ થયુ ! પરતુ એમણે ધીમેથી હૃદયની ઉંડી લાગણી સાથે મને હાજીમહમ્મદના મૃત્યુના સમાચાર કહ્યા અને મો ઉંડો ચીરો પડયો ભાઇ મુન્શીનુ હૃદય દ્રવી રહ્યુ હતુ, મુન્શી અદરથી રોઇ ગ્યા હતા ! મને પણ સખ્ત આઘાત થયો અને મૂગપણે હમો છૂટા પડયા કોણુ ન રૂએ ? મુન્શીના હૃદયમા હું તે સાજે ગૂજરાતનુ હૃદય પ્રતિબિબિત થતુ જોતો હતો

*ભાઇ હાજીમહમ્મદે ગૂજરાતના સાહિત્યમા એક નવો સરદો* ખોલ્યો એમ કહેવુ ખોટુ નથી ૨૯ સાક્ષરો માટે–અને એમના

સાક્ષરી લખાણોથી ઉભરાતા-અનેક માસિકો હતા; પરંતુ આમવર્ગને માટે, આમને રસ પડે એવી ઢબે એમની દૃષ્ટિથી લખાયેલા લેખો-વાળું, ભિન્ન ભિન્ન વાનીઓ પિરસતું માસિક ગુજરાતને ઓટે ભેટ ધરવાનું ગૌરવ તો હાજીમહમ્મદ માટે જ નિર્માયું હતું! 'વીસમી-સદી'નો પ્રથમ અંક બહાર પડ્યો અને ગુજરાત જોઈ રહ્યું! ગુજરાતી સાહિત્યને અનેરી રીતે શણગારવાની, ગુજરાતી ચિત્ર-કળાને ખીલવવાની ગુજરાતની શક્તિનું માપ એ દિને નીકળ્યું અને હાજીમહમ્મદનું નામ ઘેરઘેર ગવાયું. ગુજરાતના નરનારીઓના હૃદય એમણે જોતજોતામાં જીત્યા. જેમને કદિ સાહિત્યનો શોખ નહિ એવા, ગુજરાતના આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષો 'વીસમીસદી' પ્રતિ આકર્ષાતા, એ જ ભાઈ હાજીમહમ્મદનો પ્રતાપ! આજે પણ એ પ્રભાવનો પડઘો આપણે ક્યાં નથી અનુભવતા?

ભાઈ હાજીમહમ્મદ એટલે સાહસ, ભાઈ હાજીમહમ્મદ એટલે ઉત્સાહ અને પ્રતાપ, ભાઈ હાજીમહમ્મદ એટલે નિખાલસતા, રસિકતા અને પ્રેમ-સૌજન્ય-ની જીવતીજાગતી મૂર્તિ જ! એ રસિકતા, એ ઉત્સાહ અને એ સાહસ એમના માસિકના પાનેપાનેથી નીતરતા-ઝગતા અને ગુજરાત એને ઝીલતું. ભાઈ હાજીમહમ્મદે ગુજરાતી માસિકસાહિત્ય શું અને કેવું હોવું જોઈએ અને કેવું થઈ શકે એ માટે માર્ગદર્શકની ગરજ સારી. અને એ સાહસિક વૃત્તિ અને ઉત્સાહને લીધે સેંકડોની ખોટ ખમવા છતાં એક વીર યોદ્ધાને છાજે એવી રીતે સાહિત્યક્ષેત્રમાં એ મરણ સુધી ઘૂમતા રહ્યા, એટલુંજ નહિ પરંતુ પોતાની પાછળ ગુજરાતમાં એ સાહસવૃત્તિ મૂકતા ગયા

ભાઈ હાજીમહમ્મદની ખંત અને કાળજી પણ ઓર જ! લેખો મેળવવાનો એનો પ્રયાસ વિરલ હતો બધાઅનાને પોતાના મધુ ભાષણ અને હસતા વદનથી એ આંજી દેતા અને સહેજે લેખ માટે વચન મેળવી લેતા. વર્તમાનપત્રકારની આ કાંઈ જેવીતેવી ઉપ-યોગી ખાસિયત નથી. અને હજુ પણ બગનર સાંભરે છે કે અમૃત-

સરની મહાસભા પૂરી થઈ હજુ તો મહાસભાના યાત્રાળુઓ ઘેર પણ નહોતા પહોંચ્યા, ત્યાં તો મારી પાસે અમૃતસર અને અમૃતસરની મહાસભાની હકીકતની એમના તરફથી ઉઘરાણી આવી! હું એ માટે તૈયાર જ નહોતો. પરંતુ એમની ખુબી તો એ જ હતી કે એમણે એ લેખ માટે ચિત્રો મેળવી બ્લૉકો એ પહેલાં તૈયાર રાખ્યા હતા! આ સાહસ આજે ગુજરાતમાં ક્યાં છે? અને એથી જ ભાઇ હાજીમહમ્મદનું સ્થાન તો ખાલી જ લાગે છે!

જ્યારે પ્રો. કાન્તિલાલ ઇંગ્લાંડ જવા ઉપડવાના હતા ત્યારે એમના માનમાં એમને સફળ સફર ઇચ્છવા અપાયેલી સ્નેહીઓની પાર્ટીમાં એ ભાઇ છેલ્લા મળ્યા! અનેક મિત્રોને એક ટેબલથી બીજાપર જઇ મળતા અને તેમની સાથે વાતો કરતા સદાના તે હસતા, આનંદી ચહેરાવાળા ભાઈ હાજીમહમ્મદને નિહાળનારને કોને તે દિવસે એ કલ્પના યે થઇ હશે કે ક્રૂર કાળ ટૂંક સમયમાં જ એમને ઝડપી લેશે? ગૂજરાત હજુ તો સ્વ. ભોગીન્દ્રરાવ અને રણજિતભાઇનાં શોકજનક અવસાનના ઘા ઝીલી ઉઠ્યું નહોતું ત્યાં એને લલાટે આ બીજો ઘા લખાયો હતો! હાજીમહમ્મદ ચાલતા થયા અને ગૂજરાત માટે એ પુરતી આપત્તિ ન હોય તેમ એમનું વ્હાલું બાળક "વીસમીસદી" પણ કાળના પડદા પાછળ અદશ્ય થયું! ગૂજરાતની એ ખોટ જેવી તેવી નથી. કોઈ સાહસિક, હાજીમહમ્મદનું એ સાહસ ઉપાડનાર ગુજરાતને ઉદરે હજી નથી જન્મ્યો શું? બાકી સ્વ. હાજીમહમ્મદનું ઉજ્જવળ સ્મારક તો એ એકજ હોઈ શકે કે એમની એ સ્મૃતિ "વીસમીસદી" સદા યે જીવતું રખાય અને પોષાય! હાજીમહમ્મદને ચાહનારા અનેક સ્નેહીઓમાંથી કોઇ એ મિત્રધર્મનું ઋણ ફેડવા તૈયાર ન થાય? ઇશ્વર એમના આત્માને તો શાંતિ જ આપો.

સ્નેહાધીન

રંગીલ મ. કાપડીઆના જયસ્વદેશ

હાઈકોર્ટની સામે, મદ્રાસ.
તા. ૨૨-૧-૨૨.

... ... ...વીનવાનું તે વીતી ગયું છે; તે માટે શોક કરવો નહિ. હાતમ દિલના, રસિક કલાવિલાસી હાજી, મારા સ્નેહી હાજી, ગૂજરાતના હૃદયમાં હજી જીવતા જ છે. દોઢ વર્ષ ઉપર તમારે ત્યાં મેં ત્રણ ચાર વખત ત્રણ ત્રણ કલાક એમની મીઠી સોબતમાં ગાળ્યા હતા અને સાહિત્યને લગતો અપૂર્વ આનંદ ભોગવ્યો હતો; તે વેળાએ મેં નહોતું ધાર્યું કે એ સ્નેહી આટલા જલ્દી અમારી નજર આગળથી ગુમ થશે. પ્રભુનું ધારલું ન્યારૂં હતું.... ... ... ...

અરદેશર ફ્. ખબરદારના આશીર્વાદ.

---

અમદાવાદ, તા. ૧-૨-૨૧.

ભાઇ હાજીમહમ્મદભાઇના સ્વર્ગવાસ થવાના માઠા સમાચાર જાણી શરીરધર્માનુસાર અતિ ખેદ થાય છે. ભાઇ હાજીમહમ્મદ મ્હારા એક જૂના મિત્ર હતા. તેઓ મ્હારા પ્રેસમાં આવતા; 'ભારત જીવન' માસિક જોઇ સલાહ આપતા. ઘણાં વર્ષ પર્યંત એ ભાઇએ સાહિત્યનો અભ્યાસ કર્યા પછી જ 'વીસમીસદી' પ્રકટ કર્યું. તેમાં તેમણે તન, મન અને ધન ઉપરાંત પોતાની સર્વ શક્તિનો ભોગ આપી દીધો છે. અરે! છેવટે એ જ સેવામાં-એ મહાયત્નમાં-એ ભાઇએ બલિદાન આપ્યું છે. 'વીસમી સદી' ખરેખર ગુર્જર સાહિત્યનું નાક હતું. ઘણા સાહિત્યસેવાની મ્હોટી મ્હોટી વાતો કરે છે, પણ વચન, વપુ અને વિત્તનો ભોગ આપી દેશસેવા કરવા કોઇ આગળ ધસતું નથી...ત્યારે ભાઈ હાજીમહમ્મદે જબરો ભોગ આપી પોતાનો શોખ, ઉત્સાહ પ્રકટ કર્યો....તેમનું અકાળ મરણ એ જ ગુર્જર પ્રજાને કારી ઘા કરી રહ્યું છે. ...

સેવક
ડાહ્યાભાઇ રામચન્દ્ર મ્હેતા

---

... ... ...સ્વર્ગસ્થની સાથે મારો ખાસ બાહ્ય વ્યવહાર ઘણો થોડો હતો; પરંતુ અમારો મનોવ્યવહાર ઘણો નિકટનો હતો, એ તેઓ જાણતા. હવે તો માત્ર પ્રભુ જ જાણનારો રહ્યો. સ્વર્ગસ્થને હું તો ગૂજરાતના ઐક્ય માટે મહા સમર્થ મથન કરનાર માનતો–માનું છું; અને તેવા એક મિત્ર માટે હું બહુ ગર્વિષ્ટ હતો. ... ...

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

---

લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજ.
ચીંચ પોક્લી, તા. ૨૯–૧–૨૧.

મર્હૂમ ભાઇની સાથે મારે સાહિત્ય વિષયક અથાગ મહોબત હતી; ને તેને લીધે, તેમના અકાળ અવસાનથી તમને પોતાને જ નહિ પણ આખા મુંબાઇ અને ગૂજરાતી આલમને તેમના ચિત્રરસિક કવિહૃદયની અત્યારે જે ખોટ પડી છે તે પૂરાય તેવી નથી તે માટે, અત્યંત દિલગીરી થાય છે. 'વીસમીસદી' તેમનાં સ્મરણથી ચિરંજીવ છે. ખુદા તેમના આત્માને અમર શાંતિ અર્પો એ બંદગી છે. આપ સર્વના શોકમા ભાગ લઉં છું. તેમનું નામ તેમનાં ઉજળાં કામથી અમર છે.

દુવાગીર
'લલિત' ના સલામ

---

ખંભાત,
૨૭ મી જાન્યુ–૧૯૨૧.

... ...'હિન્દુસ્તાન' દ્વારા...અમારા અતિ પ્રિય માસિક 'વીસમીસદી'ના સંપાદક શ્રીયુત હાજીમહમ્મદભાઈના અકાળ અવસાનના સમાચાર જાણી ઘણો દિલગીર થયો છું......આપના કૌટુમ્બિક જીવનમાં તેઓની ખોટ ઘણીજ આઘાતજનક ગણાય .....પરંતુ તેથી ય વિશેષ ખોટ તો બિચારી ગુર્જર બાપાને પડી છે. કારણકે તેણે

તેનો એક પરમ ભક્ત ગુમાવ્યો છે. સ્વ. ભાઈ રસુલજીભાઈએ ગુર્જર સાહિત્યના જે જે અંગોની સેવા બજાવવા માટે ભાષાભક્તોને મુક્ત કંઠે વિનતિ કરી હતી તે અંગોમાના કળા અને લાલિત્યને માટે સ્વર્ગસ્થે ઘણું કર્યું છે; અને હજુ પણ જો કાળે એમના જીવન ઉપર આમ અચાનક પડદો ન નાખ્યો હોત તો જરૂર તેઓ ઘણું ઉમદામાં ઉમદા કાર્ય કરત, એટલી તો મારા હૃદયને તેમનામાં શ્રદ્ધા હતી......ભાઈ, હું તો 'વીસમીસદી'નો એક ગ્રાહક છું એટલે હૃદય કકળી ઉઠતા જે આવડ્યું તે ઘસડી નાખ્યું છે......ઉપરાંત સ્વર્ગસ્થના પવિત્ર આત્માને પ્રભુ શાન્તિ આપો, એ હૃદયની પરમ ઇચ્છા સહિત વિરમું છું.

આપનો
વાડીલાલ એ. શાહ

---

### ઠરાવ

ભાવનગર, માઘ શુ. ૧: ૧૯૭૭.

"સ્વ. શેઠ હાજીમહમ્મદ અલારખિયા શિવજીના અકાળ મૃત્યુના દુઃખદ સમાચાર આ મંડળે ઘણી જ દિલગીરી સાથે સાંભળ્યા છે. એ ભાઇએ ગુજરાતી ભાષામાં 'વીસમીસદી' જેવું અપૂર્વ માસિકપત્ર કાઢી ઘણા ગુજરાતી રત્નોને પ્રકાશમાં આણ્યા છે, એટલું જ નહિ પણ ગુજરાતી ભાષાના રમ્યસાહિત્યના યુગને પુનર્જન્મ આપ્યો છે. વળી, એ ભાઇની આ સંસ્થા પ્રત્યે તેમજ બીજી કેળવણી વિષયક સંસ્થાઓ પ્રત્યે પણ સહાનુભૂતિ હતી. ગુર્જરીના આવા એક સાચા પુત્રના અવસાનથી પડેલી ખોટ પુરાવી ઘણી મુશ્કેલ છે. પ્રભુ મરનાર ભાઇના રસિક આત્માને ચિર શાંતિ આપે!"

વ્યવસ્થાપક મંડળ,
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.

---

## ઠરાવ

મુંબાઈ, ૮: ફેબ્રુઆરી: ૧૯૨૧.

"આ ખાતાની કારોબારી મંડળીના માજી સભાસદ શેઠ હાજી-મહમ્મદ અલારખિયા શિવજીના દુઃખદાયક મરણની, કારોબારી મંડળી અત્યંત દિલગીરી સાથે નોંધ લે છે. એ સાહેબ મજકુર ખાતા સાથે સંબંધ ધરાવતા હતા, તેમજ સેક્રેટરી તથા ખજાનચી તરીકે, અને ખાસ કરીને ડાયમંડ જ્યુબિલીને ટાંકણે ઘણી સારી સેવા બજાવી હતી. એવણના કુટુંબને ગયેલી ખોટ તથા લાગેલી ગમગીનીમાં કારોબારી મંડળી ભાગ લે છે તથા અંતઃકરણની દિલસોજી દર્શાવે છે."

હુસેન એ. ફેઝલભાઇ
ઑ. સેક્રેટરી,
ધી મૂળજીભાઈ જીવરાજ ખોજા
જનરલ રીડીંગ રૂમ ઍન્ડ લાયબ્રેરી.





# સ્વ. હાજીમહમ્મદના પત્રો*

ખોજા મહોલા.
તા. ૧૭, ઑક, ૧૮.

ભાઇશ્રી......ભાઈ,

જત, ચી. ગુલાબહેનની તબિયત નાડી સંબંધી હજી એવી જ નબળી છે. દરરોજ ઘટતી જાય છે. હાલમા તે ૩૫–૪૦ ઉપર આવી છે. તાવના ઝેરે heart ઉપર અસર કરી છે. એ જાય નહિ ત્યા સુધી દરેક પળે ભય છે. એ કારણે હું એનો રૂમ મૂકી શકતો નથી. ઘરમાં કામકાજ માટે નોકરચાકર નથી. તેમજ 'વીસમીસદી'ના કામકાજ માટેના એક ગુલાબહુમેનની ઑફિસમા બેસનાર ક્લાર્ક દેશ ગયા છે તે આવ્યા નથી. નેત્રમણિ પરમ દિવસ જ આવ્યા છે. એટલે, બધી આ મુઝવણમાં તદ્દન એકલા હાથે જે બને તે કરૂ છું. અંક ઇશ્વરકૃપાથી તૈયાર થઇ ગયો છે. આજે નમૂનાની પ્રત તમને બીડુ છું.

બીજુ, એક વસ્તુ ઉપર તમારૂં ધ્યાન ખેંચીશ. "........"ની અને આપણી કાર્યપદ્ધતિ જૂદી છે. ગવર્નમેન્ટ રીપૉર્ટમા એની ૧૫૦૦ પ્રત છપાય છે, ફરી છાપેલુ છે. "........"પ્રેસના દફતરમા...... આપે જોઇ આવ્યા તો ૧૩૦૦ પ્રત છેલ્લા અંકની છપાયલી' નોંધેલી છે. તેમા પણ અમુક પ્રતો એના ઘરમાં બચતી હશે. એટલે ઘણું તો ૮૦૦ થી ૯૦૦ ગ્રાહકો actual હોવા જોઇએ. હવે એ

* આમાના પહેલા બે પત્રો એક સ્નેહી ઉપરના અને છેલ્લો એક મિત્ર ઉપરનો છે પહેલા બન્ને પત્રો પ્રકટ કરવાની પરવાનગી આપવા માટે એ સ્નેહીનો અને ત્રીજો પત્ર પ્રકટ કરવાની પરવાનગી આપવા માટે સ્વ. ના પુત્રનો આભાર માનીએ છીએ. —સંપાદક



હાજીમહમ્મદના સતાનો

ગુલામહુસેન ફેરખશિર

રહીમતુલ્લા મહેરુન્નિસા હબીબ

666—Lakshmi Art Bombay 8

બાધ કંઈ ઓછી જીવનોક મહેનત કરતા નથી. એના તંત્રીઓ અતિ બાહોશ બે જણ છે. તે છતાં ગ્રાહક ન વધવાનું કારણ શું? મારૂં માનવું છે કે પ્રજાને અમુક જાતનું રુચિકર વાચન જોઇએ છે. પછી તે borrowed હોય કે ગમે તેવું, તેની તેને દરકાર મુદ્દલ નથી. થોડાક ૧૦૦ થી ૨૦૦ સાક્ષર વર્ગનાઓ જ દરકાર રાખી આ આમાંથી લીધું ને પેલું પેલામાથી લીધું ગણે છે; જેઓ પોતે કદિ દોઢિયાં ખર્ચી વાંચતા નથી. આ મારો ઉપરટપકિયો અભિપ્રાય નથી, પણ મજબૂત અનુભવ છે એમ માનશો. તમે અમુક સાક્ષર-મંડળમાં બેસો હો, અને તે લોક આજે ઓલાનું ને કાલે પેલાનું બંગાળી, મરાઠી કે હિંદી સાહિત્ય વાચી તે ઉપરથી પકડી પાડી કહે કે આ આમાંથી છે, તો તેની દરકાર ગ્રાહકવર્ગના જનસમાજ સાથે નથી જ સરખાવવાની. એ મત ઉપર હું લાંબા વિચાર અને ચાલૂ મનન પછી જ આવ્યો છું. શરૂઆતમા તો હું પણ બધું original અને સ્વતંત્ર આવે એ જ વિચારનો હતો. પણ ભાઇજી, તમારે ત્યાંના સાહિત્યમાં તેવા લેખક જ કયા છે? જે લોક 'જે' તરીકે ગણાય છે, તેઓ પણ ખરેખર તો 'નથી જ'. નથી તેમનું વાચન, મનન, કે અધ્યયન. તેવામા એ લોકને આગરે રહેના પત્તો ન ખાય. દુનિયાના વિખ્યાત Strand Magazine ના પહેલા પાચ વર્ષોની ફાઇલો જોશો તો તેમાં રશિયન, ફ્રેન્ચ અને જર્મન લેખોના ભાષાન્તરો જ ભરેલા છે! Borrow થી બ્હીવાનું નથી. સાક્ષરોના કહેવા પ્રમાણે ચાલતા નિહાલ કરે તેમ નથી. પારસીઓએ પોતાનું સાહિત્ય આવી જ રીતે વધાર્યું છે અને આજથી ૧૦૦ વર્ષપર દૈનિક કાઢી બેઠા; જ્યારે હિંદુ હાથે સવારનું દૈનિક હજુ નીકળ્યું નથી.

Review of Reviews ની લગભગ બધી ફાઇલ મારી પાસે છે. હું ૧૨ વર્ષનો હતો ત્યારથી એના અંકો મ્હોડે થઇ ગયા છે. મારા લક્ષ બહાર નથી. એનો આશય જૂદો છે. Review of Reviews જેવું એક જુદું જ ઉત્તમ માસિક લડાઇ પછી કાગળ

સસ્તા થતાં કાઢવાનો વિચાર મનમાં દરરોજ દૃઢ થતો જાય છે. તે હાલ જાહેર કરતાં ગાડામાં ખપાય તેથી હું શાંત કરૂં છું. એ જ Review of Reviews ની ઢબ પરજ ઑસ્ટ્રેલિયન Life પત્ર છે; અને અમેરિકન Review of Reviews તેથી ચઢતા પ્રકારનું છે. બધાના અંકો મોજૂદ છે. તે મારેની દિશા જ જુદી છે.

બીજું, જે વખતે દીવાળીનો આવતો અંક મેં લખ્યો સારે મારી પાસે મારા ઍસિસ્ટન્ટ ન હતા. ક્યારે આવશે તે ખબર ન હતી. બ્લૉકમેકર ભરૂચા કામપર નથી આવતા. યાકુબ પોતે બયબીન-રીતે બિમાર છે અને એની દીકરી એ જ તાવમાં ગુજરી ગઇ. એટલે તરત બ્લૉક કોણ બનાવશે તે વિચારવાનું હતું. ચિતારાઓમાં મિ. ધુરંધર કે મુલર મુંબાઈમાં નથી. પુરુષોત્તમ હાલમાં બિમાર છે. રવા ગોરક્ષકર અને દત્તાત્રય. તેમના હાથે decoration જેવું બને, પણ life કે animation દેખાડવા જેવું ન બને. હવે, ચિતારા વિના, બ્લૉકમેકર વિના અને ન સરતાં બ્લૉક બનાવવા પડે તો તે Times માથી બનાવી શકાય, એટલે ડબલ ભાવ પડે; તે જેમ બને તેમ ઓછું ખર્ચાય તેથી, તેમજ લેખકો રોગચાળાને લીધે વેરવિખેર થઈ ગયા છે તેમને લખવા જેટલો સમય નથી રહ્યો; એ બધું તેમજ છાપખાનામાં બે કંપોઝિટર "સાંજ "મા છે તેના હાથે તરત કામ શરૂ થઇ શકે માટે હાજર તે હથિયાર એ ઉદ્દેશથી લોકોને જોતાં મનરંજન થાય અને વાંચતા મન બહેલાય, ભલે સાક્ષર જોઇએ તે કહે; એ બધું વિચારી દીવાળી અંકની રચના કરી છે. તમને કાગળમા મેં છૂટ આપી હતી કે તમારી તરફના જે પણ લેખ મળશે તે હું દીવાળી અંકમાં દાખલ કરીશ. હવે દીવાળી તા. ૩જીના છે. આજે ૧૭મી થઇ. હજી મારી આગળ તમારી તરફના mss. નથી. માટે વળતી ટપાલે મળે તેમ કરો. હરખજી માસ્તર ૮ દિવસમાં " શાહજાદો ખુશરૂ " મોકલનાર હતા તેને આજે ૧૬ દિવસ થયા. એ આધારે અહીં

ગણત્રી ઉંધી વળે છે. અને એ કામ કરનાર જ સમજી શકે કે તે માંદગી, પૈસાની તાણ અને માણસો નહિ, કંપોઝિટર, બ્લૉકમેકર ન મળે, એ બધું મગજપર રાખી કામ કરવું. અંક મોડો થવાથી નવા V. P. કે જાહેરખબરનાં બિલ આવી નથી શક્યાં એટલે સુલતાની અને કાગળવાળાઓને લખી આપેલી હુંડીઓની મુદત પૂરી થઇ જાઇ ભરાઈ નથી, કે પરમ દિવસ તેઓએ વકીલની નોટિસ, દબાણ અને બધા ઉપાયો શરૂ કર્યા છે. ગઇ પરમ દિવસે હુણીબને તાવ દેખાયો. આખી રાત એ ચિંતામાં ગઇ. બિચારો એક માણસ શું કરે? બધાં odds ની સામે લડવું. હું દયા ખાવા નથી કહેતો, પણ અશક્યપણા માટે વિચારવા કહું છું. આવી હાલતમાં પણ બધું કર્યો જાઉં છું. તમારા જેવા અતિ સ્નેહાળ ખરા જિગરના ચાહનારાઓની અનેક રીતની સહાય ગેબી મદદ મારફ્ આવી, પળ એ પળમાં તે તકતો સાધી આપે છે. જોકે ૩ ઠેકાણે સાધુ ને ૧૩ ઠેકાણે તૂટે, એમ ચાલે છે. ભાઇજી, તમે હમેશા બધી મુશ્કેલીઓનો વિચાર કરી ideal પર જાઓ અને તેમા પણ વ્યવહારૂપણાના પરિણામને દર વખતે જોતા જજો. તમારા એક કાર્ડમા "......"ની જાહેરખબરની બેહદ અસર તમારાપર થયેલી તમે જણાવી, તે વખતે મને લાગી આવ્યા વગર રહ્યું નહિ, કે ભાઈ...... જેવા મુંબાઇથી દૂર થતા, જુદી મંડળીમા ભેળાતા તરત જુદા વિચારથી ઘેરાઇ જાય છે. જાહેરખબરોની study મેં કરીછે, પારકાઓની વાચીછે, મારી પણ મેં લખી છે. હું સોગંદપર કહીશ કે એ જાહેરખબરથી મારીપર તો કઇ અંક ફત્તેહમંદ કે આકર્ષક હોવાની અસર ન થઈ. કારણ, વાચો સાકળિયુ. અંદર બધી solid ચીજો છે. અમુક સાક્ષરને જ ગમે, પણ masses માટે તદ્દન રદ્દ! Pros and cons તેમજ deduct કરી પછી જ મેં આ વિચારો બાધ્યા છે. તમને સ્હેજ પણ ઠપકો આપવા કે માઠું લગાડવા નહિ, પણ મારા મનમાં શું છે, અને હું પોતાને તો છેતરતો નથી, એ જણવા

ખુલ્લેખુલ્લુ લખુ છુ ૬ બાગ્યે જ કોઇનુ મન દુ:ખાય તેવી રીતે બોલુ કે લખું છુ હજી એ યોગ્ય મારા સ્વભાવમા નથી—અને કદાચ આવશે પણ નહિ. Financial મુઝવણ ન હતે તો હું આજે દરેક વસ્તુ મહાત કરતે. તમે મારી home life ની difficulties તો પૂરી જાણો છો દહાડો કે રાત એક પળ ચેન નથી ... ... હજી ચાલુજ છે. વધતા ન સહી શકાય તેવા, લાગણી દુખાઇ આગ્રુમ ગાંડો બને કે suicide કરે તેવા તો દરરોજ બનાવ બને છે ઇશ્વરને અમુક સમય ઉગાંડવુ હશે તેથી તેનુ પરિણામ નથી આણતો, એ મારી માન્યતા બંધાઈ છે હું બીજી પણ શુ ઈશ્વરનુ નિર્માણ છે તે નથી જાણતો જીંદગીમા હજી સુધી ગમે ચિતા નગની ઉંઘ નથી કાઢી... ...

ને "જંતરી જનાબુદી" માટે ના પાડી જ નથી. "ગુનાબ ગુનસુબ" અને પ્રભુદાસના લેખ તુરત તે સાથે પોસ્ટ કરશો. ચિત્રો માટે વાર લગાડતા ના અમ્બર વગેરેની વસ્તુઓ તમારે જે મોકલવી હોય તે તરત મોકલશો હાલ તો આટલુ જ સર્વેને સલામ

સ્નેહાધીન

હાજીમહમ્મદ અ શિવજીના સલામ

---

ખોજા મહોલ્લા

તા ૧૨, નવે ૨૦

બા શ્રી... .. બા ડ્,

આપના સર્વે પત્રો મળ્યા તમે ગયા તે પછી તરતજ મને ટ્રેનમા ક્લોક ટાઉન્ટન પાસે એક બાઇસિકલનો અકસ્માત થયો. તેના પરિણામે નગભગ પા કલાક હુ લ્માપર બેશુદ્ધ હતો ત્યાગ્રુ ગહદારીઓની સહાયથી શુદ્ધિમા આ યો ટગનાના ચૂરેચૂરા અને શરીરનો ખુર્ગ્ગો એ સ્થિતિમા ઘેર આવી ખાટલો લીધો બસ મા હજી એક વા ડગલો નથી મનમપરી થાયછે આજથી વીન દિવસ થયા Mrs હાજીમહમ્મ નડુ બેદાલ છે અને ક્ષય વગેરે બે ત્રણ

બીજાની હાજરીથી આ બધું છે એટલે તેથીએ અનેક રાતોના ઉજાગરા થાય છે. આ સ્થિતિમાં પોસ્ટની હડતાલે અપવાસ-રોજા રખાવ્યા છે. જે એક બે વી. પી. નાં નાણાં દરરોજ ઘેર આવે ને કામ ચલાવું તે એક મહિના સુધી તો વી. પી. ની બારી જ બંધ! એ તો આવવાની વાત. નવાં વી. પી. સ્વીકારતાએ ન હતા. આજ દસ દિવસથી લેછે. પણ તે દરરોજ ૫ થી ૧૦. આ સ્થિતિમાં અંક ચઢેલા અને તેમાં ઈશ્વિરે કાં જીવાડયા, કેમ જીવાડયા, શા માટે જીવાડયા તે સમજાતું નથી. દરિદ્ર અવસ્થા સૌથી નીચી ને છેલ્લી અવસ્થા છે. મારા માટે ઇશ્વરે તે સૌથી પહેલી ને ઉંચી નિર્માણ કરી દેખાય છે. જેવી તેની મરજી. સતત સર્વ કલાકો કામ કરતાં પણ રોજી નસીબ ન થાય, સંતોષ જે હાલતમાં હોઈએ તેમાં રાખતાંએ ઈશ્વિર સબુરી ન ધરે ને નીચે જ ઉતાર્યા કરે તે માટે શું સમજવું? કંઇ તત્ત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ કરાવી દુનિયાપરથી મન ઉડાડી લેવાના વમન વિરેચન તો ન હોય? તમે લખશો, જ્યારે ઉઘરાણી કરૂંછું ત્યારે આવાજ વર્ણનો આવે છે. પ્રસંગો પણ તમારી વાત ખરી પાડેછે, એટલે એનો પણ મારી પાસે ઉત્તર નથી. દસમી ડિસેમ્બર સુધી તમારૂં બનતું બધું ઉતારી નાખીશ, એવી ઈશ્વિર આગળ ઉમેદ છે.

દીવાળી અંક વહેલો કરવા છેલ્લો ઑગસ્ટ અંક કાઢી, તે પછી સપ્ટેમ્બર ન લેતાં, ઑક્ટોબર દીવાળી અંક તરીકે કાઢી તેની પછી દસ દિવસમાં સપ્ટેમ્બર અંક કાઢવાની ગોઠવણ હતી. ટાઇપમા મૅટર ચિત્ર બ્લૉક સાથે તૈયાર રાખી હતી. ત્યા 'સાંજવર્તમાન'ની પ્રેસ motor બગડી. બાર દિવસ સમારતાં થયા. દીવાળીથી બે જ દિવસ આગળ સમારકામ પૂરૂં થયું. બીજે દિવસે મશિનમૅને વધુ પગાર માટે હડતાલ નાખી. ચોથે દિવસે સમજાવી લાવ્યા ને આજથી છાપવું શરૂ છે. આખો અંક છાપતાં ૧૫ દિવસ થશે. એટલે મારી સ્થિતિ સેરી તે જ. હવે એમાં કોનો વાંક? મને લાગેછે કે કુદરત

આડી છે, અથવા તેની મરજી ફત્તેહ અપાવવાની નથી. નિર્ધન સ્થિતિમાં, માંગીતાંગી, કાલાવાલા સમજાવટથી કામ કરી ચલાવતાં પણ આમ થાય તેનું બીજું શું નામ?

તમારા શરીર સમાચાર લખશો. ટપાલ હડતાલ ચાલુ છે. તમારો પત્ર ગઇ કાલે ને ચિત્રનું પેકેટ આજે ચાન્સથી જ મળ્યા છે. ચિત્રો રજિસ્ટર વગર મોકલતા ના. ૧૮ મી ઑક્ટોબરે U. Rayએ રૅવેરિસિટ બીડી છે, જે હજી મળી નથી. તારો ક્યાં પણ પત્તો નથી. હડતાલની આ હાડમારી છે. દીવાળી અંક બધા અંકોથી–લગણા સુધીના–superior જશે એમ લાગે છે. પછી તો જે બને તે.

હાજીમહમ્મદ અ. શિવજીના સલામ

---

તા. ૧૧, જાન્યુ. ૧૯૨૧

મહેરબાન ભાઇશ્રી... ... ભાઈ જોગઃ

જત, આ પત્ર હું બિછાનામાંથી લખુંછું. એક મહિનાથી વધુ વખત થયાં હું મલેરિઆમાં છું. આ આકમો હુમલો છે. ધનની અસર મનપર અને મનની અસર તન પર થઇ ટકી શકવાની શક્તિ નષ્ટ થાય છે તેના એ પ્રતાપ છે. અત્રે મોઘવારી, છાપાકળાના સામાનથી કરી, નોકરચાકર, ગાડીભાડાં, ઘરખરચ વગેરેની છે. એકવાર નુકસાનમા ડૂબ્યા પછી, વધતા નુકસાન સાથે જીવવું એ ઈશ્વર રીબાવીને જીવાડે તે સિવાય બનવું અશક્ય છે; અને હાલ સુધી તો તેમ ઈશ્વર કરતો આવ્યો છે.

હાલમાં એક નવીન પ્રવૃત્તિ આદરી છે. રૂ. ૨૦૦) બમો ભેટ કરનારને લાઇફ મેમ્બર–ગ્રાહક–ગણવા. એમ કરી જે સહાયતા થાય તેથી નિભાવવા સાથસાથે યત્ન કરેરો. પણ તે માટે જે રીતેના પ્રયત્નો કરવા જોઈએ તે મારાથી થતા નથી, થાય તેમ નથી; એટલે જ્યાંસુધી મિત્રવર્ગ એ માટે યત્ન ન કરે ત્યાં સુધી એમાં વિશેષ સફળતા ન આવે. જૂન, જુલાઇ, ઑગસ્ટ અકો એક હિંદુ ડૉક્ટર

મિત્રે લગભગ એવા ૧૫ લાઇફ ગ્રાહકો કરી આપ્યા તેના પરિણામે નીકળ્યા. આશા છે કે તમારી તરફ એ માટે યત્ન કરશો તેમ કરતા આ પત્ર તેના ગૃહસ્થને દેખાડવો પડે તો બતાવશો. દર મહિને દર અંકપર વિવેચનપૂર એક પત્ર તમારી તરફથી મળતા મને તે સહાયક અને આનંદદાયક થશે 'તુર્ક જનાના' વાળુ ચિત્ર Times Press એ બ્લૉક છપાઇમા તૈયાર કર્યું છે

તમારી અગત પ્રવૃત્તિથી બને તો વાકેફ કરશો હાલ તો એજ

હાજીમહમ્મદ અ. શિવજીના સલામ

---

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

સ્વ હાજીમહમ્મદના હસ્તાક્ષર

"... ... એની કબર પર સૌ સાહિત્યરસિકોએ ફૂલ વેર્યાં છે"




## સુખબંધ

સદ્‌ગત હાજીમહમ્મદ અલારખિયા શિવજીના નામથી ન્હાના મોટા સૌ કોઇ જાણીતા છે. આબાને આધારે મોતિયા મોગરાની વેલ ઊભી થાય, તેવી રીતે 'વીસમીસદી' એમને આધારે ઊભી થઈ હતી, એમનાથી પોષણ પામી હતી, એમને જ લીધે સજીવન રહી હતી અને એમના અકાળ મરણની સાથે મરણ પામી છે. સદ્‌ગત એક સારા લેખક હતા; વર્તમાન સાહિત્ય અને કલાની કદર કરનારા હતા; જૂની ચિત્રકળાના સુંદર નમૂનાના સંઘરનાર હતા. 'વીસમી-સદી' એની સાક્ષી પૂરે છે. પરંતુ થોડા જ જાણતા હશે કે એઓ અપ્રસિદ્ધ ઉત્તમ સાહિત્યને પ્રકાશમા લાવવાનો પણ રસ ધરાવતા હતા. એમણે મને મરતા પહેલા એક જૂનું રસમય કાવ્ય એમના લોકપ્રિય માસિક માટે શોધી આપવા કહ્યું હતું. તેની યાદગિરીમાં આ ન્હાનું કાવ્ય હું અહીં આપૂં છું.

**વસંતવિલાસ** ચમક ચમક થતી ચાદરણીના જેવૂં કાવ્ય છે. એ નરસિંહ મહેતાના સમયની જૂની ગૂજરાતીમાં રચાયલૂં છે. કવિની બાની અસંત મધુર અને ભાવભરી છે. ઉજ્જ્વળ શબ્દાલંકાર અને અર્થાલંકાર તેના માધુર્યનું અને રસનૂં પોષણ કરે છે. શૈલી સંસ્કારી

છે. પદબંધ માત્રાત્મક આવૃત્ત સંધિનો બનેલો છે. રસિક કર્તાનું નામ નથી મળતું એટલો મનને અસંતોષ રહે છે.

આ સુંદર કાવ્યમાં નવયૌવન સ્ત્રીપુરૂષ આલંબન છે. તેમની સ્થાયી રતિ ઋતુરાજના ઉદ્દીપનથી ભભુકી ઊઠે છે. ફાલ્ગુન માસનો વિહાર એમાં વર્ણવાય છે, તેથી પ્રાચીન ગૂજરાતીમાં એ ફાગુ એવે નામે ઓળખાય છે. મૂળે વસંતઋતુના શૃંગારાત્મક ફાગુનો જૈન મુનિઓએ ગમે તે ઋતુને સ્વીકારી ઉપશમના બોધ પરત્વે વિનિયોગ કરેલો જોવામાં આવે છે.[1]

પ્રસ્તુત કાવ્ય અમદાવાદમાંથી મળી આવેલી એક પ્રતને આધારે પૂર્વે 'ગૂજરાત શાળાપત્ર' મા મેં છપાવ્યૂં હતૂં. એ પ્રત સુંવાળા ખેળવાળા લૂગડા ઉપર ઓળિયારૂપે આશરે ચોરાશી તક્તીમા ઊતારેલ છે. પ્રત્યેક તક્તીમાં પહેલા એક ગૂજરાતી અને પછી કેટલાક સંસ્કૃતપ્રાકૃત છંદો આપેલા છે; અને તે ઊતારાની નીચે પ્રસંગને લગતૂં જયપૂરી ઢબનૂં[2] ચિત્ર કાઢેલૂં છે. શ્લોક ધોળી ઓય રાખી લાલ, કાળી અને ભૂરી શાહીથી સુંદર બ્રાહ્મણી મરોડમાં લખ્યા છે; તથા કરમજી રંગની ઓય કરી ક્વચિત સોનેરી શાહીથી પણ ઊતાર્યાં છે. લાલ, કાળી અને ભૂરી શાહીના લખાણ સુવાચ્ય છે. પરંતુ સોનેરી શાહીને ઘસારો લાગ્યો છે; તેને લીધે એનૂં લખાણ ઝાખૂં પડી ગયૂં છે. આજથી ચારસેં પાચસેં વરસ ઉપર લોકોનો વેશ કેવો હતો, તેઓ કેવા વૈભવથી જીવન ગાળતા હતા, એ સંબંધી માહીતી ચિત્રો

---

૧ જુઓ प्राचीनगूर्जरकाव्यसंग्रहः । प्रथमो भागः । सिरिथूलिभद्दफागु ।

૨ આ ચિત્રો જોવાની તક અમને સા. શ્રી કેશવલાલભાઈએ આપી હતી. તે જોતાં અમે તેને જયપુરી શૈલિનાં ચિત્રો ન કહેતાં સ્થાનિક શૈલિનાં ચિત્રો માનીએ છીએ. તેમાં ચિત્રકારની રેખા વેગવતી અને ભાવવાહી જણાય છે. રંગરચના તથા આકૃતિવિધાન સ્વતંત્ર અને સ્વકલ્પિત છે. ચિત્રકારની સૃષ્ટિ typical forms તરીકે ધન્યવાદને પાત્ર છે. —સંપાદક

ઠીક પૂરી પાડે છે. આરંભની ૭એક તકતી નાશ પામી છે. ઓળિયાને છેડે નીચે પ્રમાણે લખેલું છેઃ—शुभं भवतु लेखक पाठकयोः। श्री गूर्जर श्रीमालवंसे साह श्री देपालसुत साह श्री चन्द्रपाल आत्मपठनार्थं। श्रीमन्नृपविक्रमार्क समयातीत संवत १५०८ वर्षे महामाङ्गल्य भाद्रपद शुदि ५ गुरौ अद्येह श्री गूर्जरधरित्र्यां महाराजाधिराजस्य पातसाह श्री अहिमदसाह[1] कृतवदीनस्य विजयराज्ये श्रीमदहम्मदावाद वास्तुस्थाने आचार्य रत्नागरेणलिखितोऽयं वसंतविलासः। छ। छ।

ઉપર કહેલી પ્રત ખંડિત હતી અને કેટલેક સ્થળે અશુદ્ધ પણ હતી, તે કારણથી ડેક્કન કૉલેજના સરકારી સંગ્રહ[2]માંથી वसंतविलासनी હાથપ્રત મેં પાછળથી મેળવી. આ પ્રત પોથી રૂપે છે. એના કુલ પત્ર ૮ છે. દરેક પૃષ્ટમા ૧૧ લીટી અને દરેક લીટીમાં ૪૮ અક્ષર છે. પ્રતનો મરોડ જૈન છે. લખાણુ જેવું સુવાચ્ય છે તેવું શુદ્ધ નથી. ગ્રંથમાન ૨૨૫ શ્લોક લખેલ છે. ઊતાર્યાસાલ હાથપ્રતમા આપી નથી. આરંભે ॐ नमो विघ्नवल्लीकुठाराय:। श्रीगुणेशाय नमः। અને છેડે इति श्री वसंतविलासः समाप्तः। છે.

ઓળિયામા અને પોથીમા ગૂજરાતી છંદ લગભગ સમાન છે; પરંતુ સંસ્કૃતપ્રાકૃત છંદોના ઊતારામાં બહુ કમીજાસ્તીપણું છે અને ફેર પણ છે. બંને પ્રતમા મળી આવતા ગૂજરાતી છંદ અહીં સગ્રહ્યા છે.

મંગળાચરણ

पहिलूं सरसति अरचीसूं रचीसूं वसंतविलास.
वीण धरइ करि दाहिण वाहण हंसलु जास. १

दाहिण (सं. दक्षिण)–જમણો. जासु–જેનો. वीण धरइ०–જે સરસ્વતી જમણા હાથમા વીણા ધારણ કરે છે; અને જેનૂ વાહન મનોહર હંસ છે. વીણા અને હંસ પદથી કળા અને ગન્દબ્રહ્મનો બોધ થાય છે.

---

૧ ભૂલ થઈ જણાય છે મહિમદસાહ જોઇયે. જુઓ રાસમાળા.. ૨ હાલ એ સંગ્રહ 'ડા ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ 'ને હવાલે કરવામાં આવ્યો છે.

વસંતનો સમારંભ

पहु तीय तिउणी हिव रति वरति; पहुती वसंत.
दह दिसि पसरइ परिमल, निरमल थ्या नभ अंत. २

पहु (सं. प्रभ)-સ્વામી. तीय (सं. स्त्री)-સ્ત્રી, પત્ની. तिउणी (सं. त्रिगुण)-ત્રણગણી. हिव-હવે, હમણાં. वरति-વર્તે છે, થાય છે. पहुती-આવી પ્હોચી છે. नभअंत-આકાશના પ્રદેશ. पहु तीय ०-હવે પતિ પત્નીની પ્રીતિ ત્રણગણી પ્રવર્તે છે; કેમકે વસંત ઋતુ આવી પ્હોચી છે. દશે દિશામા સુવાસ પસરે છે. આકાશના ભાગ પણ નિર્મળ થયા છે.

सीत गिऊं हिमवंति, वसंति लिउ अवतार.
अलि मकरंदि मुरिआ, कहुरिआ सवि सहकार. ३

सीत (सं. शीत)-ટાઢ. मुरिआ (प्रा. मुर; ગૃ. મરક-લડું, મલકવું)-આનંદ પામ્યા. कहुरिआ (सं. चोरकित)-મોર્યાં. सवि-બધા. सहकार-આંબા. सीत गिऊं०-ટાઢ હિમાલય સિધાવી છે; અર્થાત્ ટાઢ ગઈ છે. अलि मकरंदि०-બધા આંબા મોર્યાં છે. તેના મોરના મકરંદથી ભમરાઓ ખુશખુશ થયા છે.

मयण तणा गुण गहगह्या। महमह्या महु महकार।
त्रिभुवनि जयजयकार पुकारइ पिक अपारि. ४

मयण (सं. मदन)-કામદેવ. गुण-ધનુષની પણછ. કામદેવના ધનુષની પણછ ભમરાની છે. તે ભમરાના ગુંજારવને અહીં ધનુષનો ટંકારવ કહ્યો છે. महु (सं. मधूक)-મહુડા. महकार-મહમહાટથી. पिक-કોયલ.

पद्मिनी परिमल वहिकइ लहिकइ मलयसमीर.
मयण जिहां परिपंथी, पंथी धाइ अधीर. ५

पद्मिनी-કમળનો છોડ; परिमल-સુવાસ. लहिकइ-લહેરાય છે. मलयसमीर-મલયાચલનો પવન; દક્ષિણ પવન. परिपंथी-

શત્રુ. मयण जिहां०-કામદેવ દુશ્મન થઈ પ્રવાસીને નડે છે; તેથી તેઓ બાવરા થઈ ભાગે છે.

मानिनी जन मन क्षोभन शोभन वाउला वाइ.
निधुवंन केलि पावी कामी अंगि सुहाइ. ६

मानिनी-માન લેઈ બેઠેલી સ્ત્રી. क्षोभन-ક્ષોભ ઊપજાવનારા; આકુળવ્યાકુળ બનાવી માન મૂકાવનારા. शोभन-સુંદર; મનોહર. वाउला-વાયુ. निधुवनकेलि-સમાગમસુખ.

मुनि जननां मन भेदइं छेदइं मानिनी मान.
कामी मनि आनंदइ कंदइ पथिक पराण. ७

कंदइ ( સં. कन्द् १ આત્મ. )-ખંડાઈ જાય છે. मुनि जननां०-વસંત ઋતુ મુનિઓના પણ મન ભેદે છે અને માનવતીના માન મૂકાવે છે. कंदइ पथिक०-પ્રવાસીઓના જીવ ખંડાઈ જાય છે.

વસંત વિહાર

वनि विरच्यां कदलीहर दीहर मंडप माल;
तलीआ तोरण सुंदर चंदरवा छि विशाल. ८

कदलीहर ( સં. कदलीगृह )-કેળની ઘટાના માંડવાઓ. विरच्यां-રચ્યા છે. दीहर (પ્રા.)-દીર્ઘ. मंडपमाल-પટમંડપ અથવા વેલના મંડપની હાર. तलीआतोरण-તરિયાતોરણ; વરક ચડાવેલા ઓયાના ત્રિકોણોના તોરણ. वनि-ઘરના બગીચાઓમા.

खेलन वावि सुखाली, जाली गूख विश्राम.
मृगमदपूरि कपूरहिं पूरिहिं जल अभिराम. ९

खेलन-જળક્રીડા કરવાને. वावि ( સં. वापी )-હાવા ઊતરવાને ચારે બાજુએ પગથિયા બાંધેલાં હોય એવો કુંડ. जाली गूख જાળીવાળા ઝરૂખા. विश्राम-બેસવાને માટે. मृगमद-કસ્તુરી. मृग-

मदपूरि-જળક્રીડાના કુંડનું પાણી કસ્તૂરીજળથી અને 'કપૂરજળથી સુવાસિત બનાવે છે. कपूरहिं पूरिहिं-કપૂરને પૂરે.

रंगभूमि सज कारी झारी कुंकुम घोल
सोवनसांकल सांधी वांधी चंपकदोल. १०

रंगभूमि-વિહારનું સ્થાન. सज कारी-સજ કરાવીને. कुंकुमघोल-કેસરનું પાણી; કેસરજળ. झारी-સીંચીને; છાંટીને. सोवनसांकल-સોનાની સાકળો. चंपकदोल—ચંપાનાં ફૂલનો હિંદોળો. ધ્વજાપતાકાથી શણગારી, કેસર છાંટણાં છાંટી, સોનાની સાંકળે ફૂલના હિંદોળે હીંચવાની અહીં તૈયારી વર્ણવી છે.

तिहां विलसइं सवि कामुक जामक हृदयचि रंगि
कामु जिस्या अलवेसर वेस रचइ वर अंगि. ११

विलसइ-ખેલે છે. कामुक जामक-પ્રેમી જોડાં; પ્રેમી યુગલ. हृदयचि रंगि-અંતરના ઉમંગથી. कामु जिस्या-કામદેવના જેવા.

अभिनव पिरि शिणगारी नारी रमइं विसेसि
चंदनभरी कचोली चोली मंडन रेसि. १२

पिरि-તરેહથી. शिणगारी-શણગાર સજેલી. कचोली-નાનું કચોલું. मंडन-ઠાઠમાઠ; ભભકો; શણગાર. रेसि-માટે. चंदनभरी० ઠાઠમાઠ સારૂં સ્ત્રીઓએ ચોળીઓ પ્હેરી છે, તે ગોરા સ્તનના ભરાવને લીધે ચંદનભરેલી કચોલી સમાન શોભે છે.

नव यौवन अभिराम ति रामति करइं सुरंगि
स्वर्गि जिस्यां सुर भासुर रामु रमइं वर अंगि. १३

नव यौवन अभिराम—નવાં જોબનને લીધે મનોહર. ति-તે (સ્ત્રી પુરુષ.) रामति-રમત; ક્રીડા. जिस्यां-જેવાં. सुर भासुर -દેદીપ્યમાન દેવ અને દેવાંગના.

जयराणि रोधइ तीवन ,जीवन तणूं सुवान.
वासभवनि तिहां विलसइं जलजइ अलिअल आन. १४

जयरणि—જય પરાજયના યુદ્ધમાં; હારજીતની બાજીમાં. तीवन–સ્ત્રીજન; સ્ત્રી. रोधइ–રૂંધે છે; આવરે છે. जीवन–પ્રાણજીવન; પ્રાણપ્રિય પતિ. सुवान–સુંદર શરીર. वासभवनि–ક્રીડાગૃહમાં. विलसइं–ખેલે છે; ક્રીડા કરે છે. जलजइ–કમળમાં. अलिअल–ભ્રમર. आन ( सं. अन्य )–અવર; અન્ય.

વનવર્ણન.

कामुक जन मन जीवन तीं वन नगर सुरंगु
राजु करइ अभंगिहिं रंगिहिं राउ अनंगु. १५

जीवन–જીવાડનારો; શ્વાસપ્રાણ વ્હાલો. तीं–તે. सुरंगु–રંગીલો; રસિક. राजु–રાજ્ય. अभंगिहिं–અપ્રતિહત; અંતરાય વગર. राउ–રાજા. अनंगु ( सं. अनंग )–કામદેવ.

अलि जन वसइं अनंत वसंत तिहां परधानु.
तरुअर वासनिकेतन केतन किशलसंतान. १६

जन–પ્રજાજન; રૈયત. वासनिकेतन–ક્રીડાગૃહ. केतन–કેતુ; ધજા. किशलसंतान–કૂંપળો(किशलय)નો જથ્થો. અહીં ભમરામાં પ્રજાજનનો, વસંતમાં પ્રધાનનો, વૃક્ષમાં ક્રીડાગૃહનો અને કૂંપળોમાં ન્હાનકડી રાતી ધજાઓનો આરોપ છે.

चंदन वन अवगाही नाही सरवर नीरि
मंद–सुरभि–हिम–लक्षण दक्षिण वाइ समीर. १७

अवगाही–પેસીને. मंद–सुरभि–हिम लक्षण–ધીમો, મઘમઘ થતો અને શીતળ, એવા ગુણવાળો. અહીં દક્ષિણ વાયુમાં સ્નાતાનુલિપ્ત દાક્ષિણ્યસંપન્ન વિલાસી નાયકના વ્યવહારનો સમારોપ છે.

वनि विरचइ श्री नंदन चंदन चंदसु मीत.
रति प्रीति स्यूं सोहइ, मोहइ त्रिभुवन चीत. १८

श्री-શોભા; ખુબી. मीत-મિત્ર. वनि विरचइ०-ચંદ્રનો મિત્ર, અર્થાત્ ચંદ્ર સરખું ઉજળું ચંદન વૃક્ષ, વનમાં નંદનવનની ખુબી પ્રગટાવે છે; એટલે કે ઉજળાં ચંદન વૃક્ષને લીધે નંદનવન સરખાં વન દીપે છે. रति प्रीति स्यूं०-ત્રણે ભુવનનાં પ્રાણીનાં મન વિલાસની ઇચ્છા (रति) યુક્ત તથા પ્રીતિયુક્ત શોભે છે, તથા મોહમાં ડૂબે છે.

गरुउ मदन महीपति दीपति सहिणु न जाइ.
करइ नवी नवी जुगति; जुगति मताप न माइ. १९

गरुउ (સં. गुरु)-મોટો. मदन-મહાદેવ. दीपति (સં. दीप्ति)-તેજને લીધે; પ્રતાપે કરીને. सहिणु न जाइ-સહ્યો જતો નથી; સહેવાતો નથી. जुगति-(૧) યુક્તિ; તદબીર. (૨) જગતમાં.

कुसुम तणूं करि धणह रे; गुण इ रे भमरमाल.
लख लाघवि नवि चूकइ; मूकइ सर सुकुमाल. २०

कुसुम-ફૂલ. धणह-ધનુષ્ય. करि-હાથમાં. गुण-પણછ. लख (સં. लक्ष्य)-નિશાન. लाघव-ચાલાકી. सर सुकुमाल-સુકોમળ ફૂલ રૂપી બાણ ह તથા रे પાદપૂરક છે.

मयणजि वयणनिरोपइ लोपइ कोइ न आण.
मानिनी जन मन हाकइ; ताकइ किशलकृपाण. २१

मयणजि वयणनिरोपयी-કામદેવના ખુદના મુખસંદેશથી. निरोप-સંદેશો. हाकइ-પોતાને વશ વર્તાવે છે. किशलकृपाण-નવી કૂંપળો રૂપી તરવારો.

इम देखी रिद्धि कामनी कामिनी किंनरकंठि
नेहगहेली मानिनी माननी मूकइ गंठि. २२

किंनरकंठि-કિંનરોના જેવા મધુર સાદવાળી. કિંનરો ઉપદેવ છે. તેઓ ગાયનવિદ્યામાં બહુ કુશળ કહેવાય છે; અને તેમનો કંઠ બહુ મધુર મનાય છે. नेहगहेली-વ્હાલઘેલી. गंठि-ગાંઠ; આંટી.

" कोइलि आंबुलाडाली आली ! करइ निनाद."
" 'काम तणु करि आयसु' आ इसु पाडइ साद."२३

आली-સખી. निनाद-અવાજ; ઘોંઘાટ; કલબલાટ. करि-કર; પાળ. आयसु (સં. आदेश)-હુકમ, આજ્ઞા. इसु-એવો. એક સખી બીજી સખીને કહે છે, કે જો ની બ્હેન! આંબાની ડાળીએ આ કોયલ સોરબકોર કરે છે. તેને બીજી ઉત્તર વાળે છે, કે એ અર્થ વગરનો સોરબકોર નથી કરતી. એ તો એવો સાદ પાડે છે કે માન મૂકી કામદેવની આજ્ઞાને તાબે થા.

जं भणु थिर न पयोहर, मोहरचु मग मार.
मान रचु किस्या कारणि ? तारुण दीह विच्यारि. २४

जं भणु-કહે, જો. पयोहर-પયોધર; સ્તન. मोहर-આગા-મોર. मान रचु-માન કરે છે; તું રીસાય છે. तारुण (સં. तारुण्य)-જ્વાની. दोह विच्यारि-એચાર દિવસ.

नाहु निशि छइ गामटि, सामटि मय वय जाणि.
मयण महा भड न सही अ सही ! असु हणइ वाणि. २५

नाहु-નાથ. निशि-નક્કી; નિશ્ચય. गामटि-ગામડ; અરસિક. सामटि-સંપૂર્ણપણે; છેકાછેક. मय (સં. मृग)-પશુ. वय (સં. वयस्)-પંખી. असु-પ્રાણ. નાયિકા સખીને કહે છે, કે હે સખી! મહા બળવાન કામદેવ અસહિષ્ણુ બની બાણવડે પ્રાણ હણે છે; અને નાથ તો જેને તું કેવળ પશુ કે પંખી કહે એવા ખરેખર અરસિક છે!

ईण पारि कोइलि कूजइ; पूंजइ जुवति मणोर.
विधुर वियोगिनी धूजइ. कूंजइ मयण किशोर. २६

इंण परि-એની પેરે; એ પ્રમાણે. कूजइ-ટૌકે છે; ટૌકા કરે છે. पूंजइ (સં. पुञ्ज ઢગલો)-વધે છે; પ્રદીપ્ત થાય છે. जुवति मणोर-જોબનવંતી સ્ત્રીઓના મનોરથ. विघुर—લાચાર. कूंजइ (સં. कुञ्ज् ૧ પ૨.)-કિલકારી કરે છે; કિલકિલાટ કરે છે; ખિલે છે. मयण किशोर-બાળેરો કામ.

विणसइ, जिम जिम विहसइ, सहसइ मानिनी मान,
यौवन मादिहिं ऊदंप ती दंपती थाइ जु वानि. २७

विणसइ—નાશ પામે છે. विहसइ-હસે છે. सहसइ-સહસા. यौवन मदि०-તે (ती) દંપતી શરીરે (वानि) જોબનના મદથી મસ્ત (ऊदंप-સં. उद्दर्प ઉદ્દામ દર્પયુક્ત) બને છે.

जे किम इंभ गति चालइ, सालइ विरहिणी अंग.
वालइ विरहकराली वाली ते बहु भंग. २८

इभ-હાથી. विरहकराली-વિજોગથી ભયંકર દશા જેની થઇ છે તે. કેમ જાણે હાથી હાથણી મ્હાલતી ગતિએ ચાલતાં હોય તેમ સંજોગી દંપતી જે ચાલે છે, તે વિજોગી સ્ત્રીને અંગે સાલે છે; અને તે વિજોગથી બેહાલ બનેલી બાળાને બહુ બહુ પ્રકારે (भंग) બાળે છે.

घूमइ मधुप सकेसर केसर मुकुल असंख;
चालतइं रतिपति सुरइं पूरइं सुभट कि शंख. २९

घूमइ (સં. गुञ्ज )-ગુંજારવ કરે છે. मधुप-ભમરા. सकेसर-રેસાયુક્ત. केसर-બોલસરીનાં ફૂલ. मुकुल-કળીઓ. असंख-અસંખ્યાત; અનેક. चालतइं-ચાલતા છતા; પ્રયાણ કરતાં. रतिपति-કામદેવ. सूर-શૂરો. चालतइं रतिपति सरइं-સંસ્કૃત सति-सप्तमी. पूरइं-પૂરે છે; વગાડે છે. कि-શું; જાણે. અહીં બોલસરીની કળીમા શંખની અને ભમરાના ગુંજારવમાં કામદેવના સુભટના શંખનાદની સંભાવના કરી છે.

वउलविलूघला महुअर वहु अ रचई झणकार;
मयणर हइआणंदण वंदण करइ कइ वार. ३०

वउलविलूघला-બોલસરી(चकुल)ને વળૂંભેલા. अ-પાદપૂરક. मयणर वंदण-કામદેવની સ્તુતિ (वंदण, सं. वन्दना). हइआणंदण-હૃદયને આનંદ ઊપજાવનારી. कइ वार-કેટલો વખત; ચિરકાળ. महुअर-મધુકર; ભમરા. झणकार-ધ્વનિ; ગુંજારવ.

चांपुला तरुअरनी कली नीकली सोवनवान.
मारुं मार उदीपक दीपक जीअ समान. ३१

चांपुला तरुअरनी-ચંપાના ઝાડની; सोवनवान (सं. सुवर्णवर्ण)-સોનેરી રંગની. मारुं-વટેમાર્ગુ. मार उद्दीपक-કામોદ્દીપક. जीअ-જીવ. અહીં ચંપાની કળીમાં કામજ્વાળા પ્રગટાવનાર દીવાની જ્યોતનો ઉપચાર છે.

कामिनी वांधइ तरकस तरकस पाडल फूल.
मांहि रच्यां कि रे केसर के शरनिकर समूल. ३२

तरकस-(૧) ત્રાંસું, તિરકસ; (૨) ભાથો. रच्यां-(૧) સરજ્યાં છે; (૨) ગોઠવીને ભર્યાં છે. शरनिकर-બાણનો જથો. समूल-(૧) મૂળ સહિત; (૨) સંમૂલન એટલે વિનાશ કરનાર, મૂળ ઉખેડનારા. અહીં પાડળ ફૂલમાં ભાથામાં અને રેસામાં તીરનો ઉપચાર કર્યો છે.

आंबुले मांजर लागी; जागी मधुकरमाल.
मूकइ हिइ के विरहिअ विरहि अ धूमविराल. ३३

हिइ-હૃદયથી. विरहिअ-વિજોગી સ્ત્રીપુરુષો. विरहि-વિજોગને લીધે. धूमविराल-ધુમાડો. અહીં આંબાના મોર ઉપર ભમતા ભમરાઓ વિશે વિજોગીના બળતા હૃદયના ધુમાડાની સંભાવના કરી છે.

केसू कली अति वांकुडी आंकुडी मयणची जाणि
विरहिणीनां ईण कालिज कालिज काढइ ताणि. ३४

केसूकली-કેસૂડાની કળી; ખાખરાના ફૂલની કળી. आंकुडी-આંકડી, અંકોડી. मयणची-કામદેવની. जाणि-જાણે. ईण कालिज-આ ૮૪ ક્ષણે, તત્ક્ષણ. कालिज-કાળજાં. કેસુડાના ફૂલમાં અહીં વિજોગીનાં કાળજાં ખેંચી કાઢવાની અંકોડીની સંભાવના કરી છે.

वीर सुभट कुसुमायुध. आयुध साल अशोक.
किशल जिस्यां असि, झबकइं झबकइं विरहिणी लोक.३५

कुसुमायुध-ફૂલ (कुसुम) જેનાં આયુધ છે તે કામદેવ. साल (સં. शल्य)-ભાલુ; તીર. अशोक-આસોપાલવ. किशल-કૂંપળ. जिस्यां असि-તરવાર જેવાં. झबकइं झबकइं-જેના ઝબકારે ઝબકે છે; ભડકે છે.

पथिक भयंकर केतु कि केतकीदल सुकुमार,
विरहिअ हिअअ विदारण दारुण करवतधार. ३६

केतु-(કામદેવની) ધજા. केतकी-કેવડો. विरहिअ-हिअअ-विदारण-વિજોગીના હૃદયને વ્હેરનાર. અહીં કેવડાના પત્ર વિશે કામદેવની ધજાની અને વિજોગીના હૃદયને વ્હેરનાર કરવતની સંભાવના કરી છે.

### વિરહિણીવર્ણન

इम देखी वन संपइ कंपइ विरहिणी साथ.
आंसूइ नयण निशां भरइ, सांभरइ जिम नाथ. ३७

संपइ (સં. संपद्)-સમૃદ્ધિ; શોભા. निशां-નહીં; જરૂર.-

विरहि कराली बाली फाली चोली चंग.
विषय गिणइ त्रिण तोलइ बोलइ ते बहु भंग. ३८

कराली-ભૂંડી દશા પામેલી. फाली-ફાડી. चंग-સુંદર. विषय-સુખભોગના પદાર્થ. त्रिण तोलइ-તરણા બરાબર. बहु भंग-બહુ બહુ પ્રકારે.

### વિરહિણીવચન

रहि, रहि, तोरी, जो, अली कोइली ! स्यूं वहु वासि?
नाहु अजी नवि आवइ, भावइ मूं न विलास. ३९

रहि-રહે; ચૂપ રહે. तोरी-તોરથી ભરેલી. स्यूं-શું. वासि-ટૌકા કરે છે; ટૌકે છે. नाहु-નાથ. मूं-અને.

उर वरि हार ते भार मूं. सइरि ! शृंगार अंगार.
चींत हरइ नवि चंदन. चंद नहि मनोहार. ४०

वरि (સં. उपरि)-ઉપર. मूं-અને. सइरि-હે સખી. चिंत ચિત્ત. मनोहार-મનને હરનારો; રમણીય.

सखि ! दीह दूख अनीठऊं. दीठऊं गमइ न चीर.
भोजन आज ऊछीठऊं. मीठऊं सदइ न नीर. ४१

दीह दूख-દિવસની પીડા. अनीठऊं-નીઠતૂં નથી; ખૂટાડયૂં ખૂટતૂં નથી. दीठऊं न गमइ-દીઠૂં ગમતૂં નથી. ऊछीठऊं-(સં. अपशिष्ट)-પડયૂં રહ્યું; એમ ને એમ રહ્યું. मीठऊं-મીઠૂં. सदइ (સં. स्वद्)-સ્વાદ લાગે છે; ભાવે છે.

### સખીવચન

सकल कला तूं निशाकर ! शा करं सइरि संताप ?
अबला म मारि कलंकी ! शंकी हुवइ पापु. ४२

सकल कला निशाकर-કળાએ પૂર્ણ ચંદ્ર. शा करं-શા માટે કરે છે. शंकी-ડરીને. हुवइ पाप-પાપ લાગે.

भमरला ! छांडि न पाखल ? खांखल ध्यां अम्ह सइर.
चांदुला ! सइर संतापण ! आपण तां नहि वइर. ४३

पाखल-કેડો; કેડ. खांखल-અશક્ત; દુર્બળ. सइर (સં. सहचरी)-સહિયર. चांदुला सइर०-સખીને બાળનાર ચંદ્ર! આપણે તો કાંઇ વેર નથી. તેમ છતાં તૂં કેમ બાળ્યા કરે છે?

વિરહિણીની અધીરાઇ

वहिनू रहि नहि मनमथ मन मथतु मुह अराति;
अंग अनोपम शोपइ; पोपइ वइरणि राति. ४४

वहिन्-હે બહેનો. मनमथ ( સં. मन्मथ )-કામદેવ. मुह-મારો. अराति-શત્રુ. वइरणि-વેરણ. राति पोपइ-રાતને પુષ્ટિ આપે છે; રાતની ફુમ્મક કરે છે.

काहि सहि ! मुझ प्रिय वातडी- रातडी किमहि न जाइ.
दोहिलु मकरकेतन. चेत नहीं मुझ ठाइ. ४५

प्रिय वातडी-વ્હાલા સંબંધી વાત. किमहि-કેમે. दोहिलु-કપરો; દુઃખદ. मकरकेतन ( સં. )-કામદેવ. चेत (સં. चेतस् )-ચિત્ત. ठाइ-ઠેકાણે. चेत नहीं०-મારૂં ચિત્ત ઠેકાણે નથી; અર્થાત્ ભમે છે; વ્યાકુળ છે.

શુભ શકુન

सखी ! मुझ फरकइ जांघडी; तांघडी विलगइ आज.
दूख सवे हवं वामीसूं, पामीसूं प्रिय तणूं राजुं. ४६

जांघडी-જાંઘ. तांघडी-પગ. विलगइ-એકબીજા સાથે બીડાય છે. सवे-સર્વે. हवं-હવે.

विरह सहू ते भागलु कागलु करलउ पेखि.
वायसना गुण वरणइ अरण इ ताजि विशेखि. ४७

भागलु-ભાગ્યો. करलउ-(સ્વામીના) હાથનો. पेखि-જોઇને. वरणइ-વખાણે છે. अरण ( સં. अरण्य )-જંગલ. ताजि-તાજને છે. विशेखि ( સં. विशेष )-ખસૂસ કરીને.

धन धन वायस ! तूं सर. मूं सरवस तूं देसु.
भोजनि कूर करां घलु. आंवलु जरहु लहेसुं. ४८

तूं सर-તારો સ્વર. मूं-મને. देसु-(तूं) આપીશ. बलु (सं. वर ?)-સુંદર (?). करां-हुं કરૂં છું; हुं રાધું છું. जरहु-(सं. जरठ)-પાકું; જરેલું. लहेसु-(तूं) લહીશ; તૂ પામીશ.

देसु कपूरची वासि रे; वासि रे सर एउ.
सोवन चांच निरुपम, रूपम पांखुडी वेउ. ४९

देसु-(हुं) આપીશ. वासि-ખુશબો. वासि-(तू) વાશ. एउ-આ. सोवन-સોનાની. रूपम (सं. रौप्यमय)-રૂપાની. पांखुडी-પાંખ. देसु कपूरची०-એ તારા ભાત (કૂર)ને हुं બરાસનો પટ દેઈશ.

प्रियसमागम

शकुन विचारि संभाविआ आविआ तिहां वालंभ.
निशि भरि निज प्रिय निरखी हरखी दिइ परिरंभ. ५०

शकुन विचारि संभाविआ-શુકનના ભાવથી 'આવશે' એમ ટેવેલા. वालभ (सं. वल्लभ)-પ્રિયતમ. निशि भरि-ભરપૂર નિશ્ચયથી; પૂરી ખાતરી થતા. परिरंभ-આલિંગન.

रंगि रमइ अति हरषी सरसी निज भरतारि.
दीसइ ते गयगमणी नमणी कुचयुगभारि. ५१

भरतारि सरसी-સ્વામી સાથે. गयगमणी-હાથી (गय, सं. गज)ના જેવી ચાલવાળી. युग-જોડ.

कामिनी नाहुलां जीं सुख, तीं सुख कहण न जाइ.
पामी अनइ प्रिय संगम अंग मनोहर थाइ. ५२

कामिनी नाहुलां-પતિપત્નીના. जीं सुख-જે સુખો. तीं-તે. सुख-સહેલાઇથી; સહેજમાં. कहण न जाइ-કહ્યા જાય નહિ; કહેવાય નહિ, કહી શકાય નહિ.

खूप भर्या शिर केतकि मेत किया शिणगार.
मिलिआ मंडन सारी नारी स्यूं भरतार. ५३

केतकि-કેવડે. सेत (સં. श्वेत)-ધોળો. खूप भर्या०-કેવડે ભરેલો ખૂપ માથે ધારણ કર્યો છે અને ધોળો શણગાર સજ્યો છે. मंडन-આભૂષણ. भर्या-ભર્યો; ભરેલો. किया-કર્યો. मिलिआ-મળ્યો.

रासु रमइ अवला वनि, लावनिमय जसु रंग.
सहज सलील मदालस आ लसइं तीह अंग. ५४

लावनिमय-લાવણ્યમય; સલૂણો; સુંદર. सहज सलील-સ્વાભાવિક રીતે જ લીલાયુક્ત. मदालस-મદની ખુમારીથી કંઇક જડ બનેલાં. तीह-તે સ્ત્રીનાં.

સ્ત્રીના રૂપનું વર્ણન

वीणि भणूं कि भुजंगम, जंगम मदन कृपाण.
कारि कुसुमायुध प्रगटी भृगुटी धणह समान. ५५

वीणि-વેણી. मदनकृपाण-કામદેવની તરવાર. जंगम-આપોઆપ હાલતી ચાલતી. करि कुसुमायुध-કામદેવના હાથમાં. धणह-ધનુષ.

कानि कि झबकउ वीजनु? वीजनु चंद कि भालि?
गल्ल हसइ सकलंक ह मयंकह बिंब विशाल. ५६

झबकउ-ઝબકારો. गल्ल-ગાલ. कि-શું. કાનનાં કુંડળમાં વીજળીનો અને કપાળની ટીલડીની આડમાં બીજના ચંદ્રનો ઉપચાર અહીં કર્યો છે. સ્ત્રીના સ્વચ્છ કપોલ કલંકયુક્ત ચંદ્રના મોટા બિંબને હસે છે. અહીં ગાલની ઉજ્જ્વળ કાંતિ વિશે અધિક્ષેપના હાસ્યની સંભાવના છે.

मुख आगलि तूं मलिन रे नलिन रे! जई जलि गाहि.
दंतह वीज दिखाडि म, दाडिम जित सुखमाहिं! ५७

नलिन-કમળ. गाहि (સં. अवगाह)-બૂડી મર. दंतह-દાંતને. जित-જીતાયલું; પરાભવ પામેલું. सुखमाहिं (સં. सुषमा)-કાંત વડે.

नीलमणि कुंडल कानि ह वानि हसइ हरिआल.
पंचम आलवइ कंठइ. कंठइ मुक्तामाल. ५८

निलमणि-લીલમ; પાનાં. हरिआल-હરિયાળી. पंचम-પંચમ સ્વર. आलवइ ( સં. आलप् )-ઉચ્ચારે છે. नीलमणि०-અહીં કુંડળમાં જડેલા પાનાની લીલાશનો હરિયાળીથી વ્યતિરેક વર્ણવ્યો છે. पंचम आलवइ०-અહીં સ્ત્રીના સ્વરમાં કોયલના પંચમ સ્વરનો અધ્યારોપ કર્યો છે.

सीमंत सींदुरि बुरिउ पूरिउ मोती सुरंग.
राखडी जडी माणिकि जाणि कि फणिमणि चंगु. ५९

सीमंत-સેંથો. बुरिउ ( સં. भरित )-ભરેલો. राखडी-માથાનું રત્નજડિત ઘરેણું. माणिकि जडी-માણેકના જડાવવાળી. जाणि कि-જાણે કે. फणिमणि-નાગના માથાનો મણિ. चगु-સુંદર.

भमहि कि मनमथ धणहि अ; गुण हिअडइ वर हार;
वाण कडाखला सोहइ; मोहइ सयल संसार. ६०

भमहि ( સં. भ्रू )-ભ્રમર; ભમર. धणहि ( સં. धनुस् )-ન્હાનું ધનુષ, કામડી. गुण-પણછ कडाखला-કટાક્ષ. सयल ( સં. सकल )-બધો. अ-પાદપૂરક.

पल्लव पेशल पाणि कि जाणि कुसुम सुकुमाल.
सरल तरल भुजदंड कि दंड कमलिनी नाल. ६१

पल्लव-કૂંપળ. पेशल-સુંદર. कुसुम-ફૂલ. सुकुमाल ( સં. सुकुमार )-સુકોમળ.सरल-સીધા. तरल-હાલતા. कमलिनी-કમળનો છોડ. नालदंड-કમળનો દાંડો. અહીં પૂર્વાર્ધમાં હાથેળીનું અને ઉત્તરાર્ધમાં હાથનું વર્ણન છે. હાથેળી રંગમાં કૂંપળ સાથે અને કોમળતામાં ફૂલ સાથે સરખાવી છે.

हरिण हरावइ जोती. मोतीनां शिर जाल.
रंगि निरुपम अधर जि; अधर जिस्यां परवाल. ६२

निरुपम-ઉપમા રહિત; અદ્વિતીય. जि-નક્કી. परवाल-પરવાળાં. તે જેનાં હરણને હરાવે છે, અર્થાત્ તેની દૃષ્ટિ હરણીની દૃષ્ટિથી ચઢિયાતી છે. जाल-ગૂંથેલી લટરો. रंगि निरुपम०-તેના ઓઠ લાલાશમાં ઉપમા વગરના છે. એટલે ઓઠને પરવાળાંની ઉપમા આપી શકાતી નથી. ઉલટું એમ કહેવું પડે છે કે પરવાળાં ઓઠ જેવાં છે.

तिलकुसुमोपम नाक रे. लांक रे लीजइ मूठि.
किशलय कोमल पाणि रे जाणि रे चोल मजीठ. ६३

तिलकुसुमोपम-તિલના ફૂલ સરખું. लांक-કેડ. लीजइ मूठि-મૂઠીમાં લેવાય છે. किशलय-કૂંપળ. चोल मजीठ-ચોલ દેશની મજીઠ જેવા રાતા; લાલચોળ.

बाहुलता अति कोमल कमल मृणाल समान.
जींपइ कटि पंचानन. आनन नहि उपमान. ६४

बाहुलता-વેલ સરખા હાથ. कमल मृणाल-કમળનો દાંડો. जींपइ-જીતે છે; હરાવે છે. पंचानन-સિંહ. आनन-મુખ. जींपइ कटि-સિંહની કટિ કરતા પણ તેની કટિ પાતળી છે. તેના મુખને કશાની ઉપમા અપાય એમ નથી.

कुच बिहु अमीकलसा; पणि थापणि तणी अनंग.
तींहचु राखणहार रे हारु रे धवल भुअंगु. ६५

अमीकलसा-અમૃતથી ભરેલા કલશો. पणि ( सं. पुनर् )-વળી. तींहचु-તેઓનો. राखणहार-રક્ષક; રક્ષણ કરનાર. धवल भुअंग-કાંચળીને લીધે ધોળો જણાતો નાગ.

नमण न करइं पयोधर योध रविह संग्रामि;
कंचुक त्यजइं संनाहु रे नाहु रे महाभड पामि. ६६

नमण न करइ-નમતા નથી, નમી જતા નથી. रतिह-ક્રીડાના कंचुक संनाहु-કાંચળી રૂપી બખ્તર ( संनाहु, સં. संनाह ).

उन्नत कुच कि हिमशिखरी. शिखरि तेह पईठ
हार नीझरण; मांहि रे नाहु रे झीलतु दीठ. ६७

उन्नत ( સં. )-ઊંચા. हिमशिखरी-હિમાચળ. तेह शिखरि-તેનાં શિખરોમાં. पईठ ( સં. प्रविष्ट )-પેઠું છે. हार नीझरण-હાર રૂપી ઝરણું.

रूपमई विधि तां घडी जांघडी, उपम न जाइ.
करि कंकण, पाइ नेउर, केउर वाहडीआंइ. ६८

रूपमई ( સં. रूपमयी )-રૂપાળી. विधि-બ્રહ્મા. उपम-ઉપમા. जाइ ( પ્રા. जाए )-જેની. नेउर-નેપુર. केउर ( સં. केयूर )-કડાં. वाहडीआंइ-હાથોમાં.

विलास वर्णन

अलविहिं लोचन मीचइ, हींचइ हींदोलि एकि.
एकि हणइ प्रिय कमलि रे, रमलि करइ जलि एकि. ६९

अलविहि-અમથાં (?). रमलि-રમત.

एकि रे दिइ वाली ताली छंदिहिं रास.
एक दिइ उपालंभ रे वालंभरि सविलास. ७०

छंदिहि रास-રાસના છંદમાં; રાસના ગીતમાં. उपालंभ-ઠપકો. वालंभरि-પ્રિયતમને.

मुरकलइं मुख मचकोडइ, मोडइ ललवल अंग,
वानि सुवर्ण वखोडइ, लोडइ नितु नवरंग. ७१

मुरकलइं-મરકલડા સાથે; સ્મિત હાસ્ય કરીને. ललवल-લચકાઈ જતું; અત્યંત મૃદુ. वानि-શરીરની કાંતિએ. लोडइ-( સં. लुड् )-ખેલે છે.

અન્યોક્તિ

कंटक संकटि एवडइ केवडइ पइसी भृंगु
छयलपणइ गुण माणइ; जाणइ परिमलु चंगु. ७२

कटक सकटि-કાંટા વાગવાના સંકટ સાથે, કાંટા ભોંકાવાનું દુઃખ વ્હોરીને. भृगु-ભમરો छयलपणइ-રસિકતાથી माणइ-માણે છે, ઉપભોગ કરે છે.

पाडल कली छइ कूंअली; तूं अलिअल ! म घंघोलि.
तूं गुणवेद ते साचउ काचउं मही म विरोलि. ७३

अलिअल-હે ભ્રમર गुणवेद-ગુણ જાણનાર, ખુબી પીછાનાર; રસિક विरोलि म-વલોવ મા.

वउलसरी मद भींभलु ई भलु भणि आलि राजु.
संपति विण सुकुमाल ती मालती वीसरी आजु. ७४

भीभलु (સં विह्वल)-મસ્ત सपति (સં सपत्ति)-(ફુલની) સમૃદ્ધિ सुकुमाल-સુકુમાર ती-તે आजु-આજ.

पालइ नेहु पुराणु न; जाणु न भलु सखि ! भृंगु.
अलग थिकउ गुण विमणइ दमणइ लिइ रस रंगि. ७५

नेहु पुराणु-જૂની પ્રીતિ दमण-ડુદ ફુલ.

वालि विलसिवा विवरानि भँवर निहालइ मागु
आवरिआ ईणि णीगुण णीगुण स्यूं तुझ कागु. ७६

આનો અર્થ બધ બેસતો નથી

केसू गरव म तूं धरि मूं शरि भमर चईठु,
(मालती विरह बहु वहइ ) हूं हवइ भणी पईठु. ७७

मू शरि-મારા શિરે, મારે માથે હે કેસુડા ! મારે માથે ભમરો બેઠો, હવે મારા વિશે એ પેઠો એમ કરી તૂ ફુલા મા. એ હજુ માલતીને બહુ ઝંખ્યા કરે છે

साखि ! अलि चरण न चांपई चांपइ; लिइ नवि गंध.
रूडइ दोहग लागइ आगइ इसु निवंधु. ७८

अलि चांपइ चरण न चांपइ-ભમરો ચંપાના ફૂલમાં પગ મૂકતો નથી. रूडइ दोहग लागइ-એ રૂડા ફૂલને દુર્ભાગ્ય લાગુ થાય છે; એ રૂડા ફૂલનું દુર્ભાગ્ય છે. आगइ इसु०-અર્થ અસ્પષ્ટ.

नितु नितु चरीअइ मरुउ; मरुउ गंध कुरंगि.
भमर ! भमी भमी रीण उ लीणउ तस रस रंगी. ७९

चरीअइ-ખવાય છે; ખાવામાં આવે છે. मरुउ-મરુવો. कुरंगि-એળચીનો છોડ. रीण ( सं. अरण्य )-જંગલ. उ-એ. लीणउ-લેવો.-હે ભમરા ! મરુવો તો તૂં નિત્ય ખાય છે. કુરંગી એટલે એળચીની ખુશબો તેનાથી બહુ ચડિયાતી છે. આખા જંગલમાં ભમીને પણ તારે રંગ ભેર તેનો એ રસ લેવો ઘટે છે.

भमर भमंतउ गुण करइ अगर ज कोरीउ जोइ
अजी अ तीणइ विरंसइ वंस विणासइ सोइ. ८०

અર્થ બેસતો નથી.

मूरख ! प्रेम सुहाती जाति गई म चींति.
विहसी अलि ! नवमाली वालीइ मांहि प्रीति. ८१

प्रेमसुहाती-સ્નેહસલૂણી. जाति-જાઈ; ચમેલી. विहसी-ખીલી છે. वालीइ-બાળેરી ( નવમાલિકા ) સાથે.

एकि थंडि....वउल विउ लता; नावि भेउ.
भमर ! विचारि किशां....पामर ! विलासि स्यूं वेउ ८२

वउल-બોલસરી. भेउ-ભેદ. किशां-શા માટે; શું. स्यूं-સાથે.

मकरंदि माती पद्मिनी पद्मिनी जिम नव नेहि
अवसरि लेवु रसु मूकइ चूकइ भमर न देह. ८३

ઉત્તરાર્ધ અસ્પષ્ટ છે.

भमर? पलास करां वला; आंबला आंब्रली छांडि.
कुचफलि फलित कि तरुणी करणी सिउ रति मांडि. ८४

पलास-ખાખરાના ફુલ; કેસુડાં. करां वला-અલા ગણીને તજી દે. करणी-એક ફુલઝાડનું ફુલ.

दमनह गुणि मदमातउ रातउ रूपिहिं भृंगु
कुंद कुसुम रमाडइ छांडइ चांपुला संग. ८५

दमन-કુંદનો છોડ. रूपिहिं रातउ-ખુબસુરતીથી મોહ પામેલો. चांपुलासंग-ચંપાની સોબત.

ईण परि नितु प्रिय रंजवइ मंजुवइण ईण ठाइ.
धन धन ते गुणवंत, वसंतविलास जे गाइ. ८६

ईण परि-એ પ્રમાણે. रंजवइ-રીઝવે છે. मंजुवइण-જેનાં મધુર વચન છે તે. ईण ठाइ-આ ઠેકાણે; અર્થાત્ આ પૃથ્વી ઉપર.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ






લાઠી, તા. ૧-૨૧-૧ બુધવાર

વ્હાલા હૃદયાનન્દ,

તમે આપેલું પુસ્તક અને શુભ ઇચ્છા મળ્યા. "Sir" એ શબ્દ મને લખી "વિવેક" બતાવ્યો એ... ...ઠીક કર્યું ?

ઉપલી તારીખ વાંચી તમને અચંબો નહિ લાગે. "આપ મુવે પિછું ડુબ ગઇ દુનિયા" એ સાચુ હોય તો "આપ જન્મે છે સારે જ દુનિયા જન્મે છે" એ સૂત્ર પણ સાચું હોવું જોઈએ. વળી "જગત્ ભ્રમ છે" એ શા માટે સાચું ન હોય ? એમ હોય તોપણ આ મ્હારી દુનિયા મ્હારી સાથે જ જન્મી છે એ ભ્રમને લીધે સાચું છે, મ્હારી માયા મેં જ ઉત્પન્ન કરી છે.

ગયાં વર્ષોમા તું મ્હારો ગ્હેલો એવો જ આવતામા રહેજે.

સુખી રહેજે.

તારો સુરસિંહ

---

લાઠી, તા. ૧-૩-૯૩

સ્નેહી... ..,

પત્ર મળ્યું. વાંચી આનંદ થયો.

રાજ્ય સોંપાવાનું મોડુ થયુ તેની કાંઇ પણ લાગણી મ્હારા હૃદયમા છે જ નહિ. એ કાંઇ બહુ જરૂરની બાબત નથી; અથવા જરૂર છે તોપણ તેની મને દરકાર નથી. મને સત્તાનો લોભ નથી. સત્તા એ સુખ નથી પણ દુઃખ છે.... ...સાદીમા ને આશીઝમા હાથી

ગધેડાનો તફાવત છે તો હાથી કોણ છે અને ગધેડો કોણ છે? આપણે કાંઇ બરાબર તરજુમો કરવો નથી, પણ એના વિચારોમાં આપણા વિચારો ભેળવી કાવ્યો કરવાનાં છે. માટે અહીં આવો ત્યારે સાદી અને આઇરીઝ બન્ને લાવશો... ... ...

અત્ર કુશલ, તત્રાસ્તુ. In haste.

લિ૦ શુભચિંતક
સુરસિંહના રામરામ

---

લાઠી, તા. ૪–૩–૯૩

સ્નેહી,

તમારૂં તા. ૨ નું પત્ર મળ્યું. વાંચી આનંદ થયો. 'હાથી મજા અને પાછી દિલગીરી' વાંચવા મને ગી. બીમને કહ્યું હતું, અને તે ચોપડી એમણે મને વાંચવા આપી હતી, પણ વાંચ્યા બાદ એ પુસ્તક મને પ્રેમમય લાગ્યું તેથી ખાનગી લાઇબ્રેરી માટે મગાવ્યું. નવલગ્રંથો વાંચવાથી તમે લખોછો તેજ સ્થિતી થાય છે પણ હૃદય નરમ, દુનિયાદારીના ઝપાટામાં બેદરકાર અને વિરક્ત–સાત્વિક–થાય છે. અને તેજ મ્હારા હૃદયના સત્ત્વ હોવાથી આવાં પ્રેમમય નવલ-પુસ્તકોનો રસ તેમા દુધ સાકરની માફક મળી જાય છે. મ્હારૂં હૃદય જ કરૂણાનું બન્યું છે અને તે રસ જ પ્રેમ છે. પ્રેમ એ બ્રહ્માંડનું જીવન છે. મને "ટ્રેજડિ"–કરૂણા વાંચવાનો શોખ છે. હું સોમવારે પોથે જઇશ. સાથે "રોમીયો જ્યુલિયટ" અને "ઓથેલો" તેમજ બીજાં ઈંગ્રેજી ગુજરાતી કેટલાક પુસ્તકો લેઈ જઈશ. તમે કહો છો તે પુસ્તકો આપણે મળશું ત્યાર બાદ મગાવશું.

"વિલાયત જવાનો વિચાર સારો છે" એ બેદરકાર વાક્ય ખોટું છે પણ "ઉત્તમ" છે—"ઉત્તમ" શબ્દ ત્યાં બરાબર છે.

લિ૦ શુભચિંતક
સુર સ્નેહી

---

લાઠી, તા. ૧૨-૯-૯૩

વ્હાલા,

પત્ર મળ્યું. શું મ્હારું પો. કા. નથી મળ્યું ? ત્યર નથી મળ્યો ? એવું કેમ બને ? મળ્યાં હોય તો પછી નકામું રૂદન શામાટે ? વ્હાલા, રાજાને મિત્રની તલબ કાં તો હોતી નથી, અને હોય છે તો મ્હારા જેવા કોઇક જ ભાગ્યવાળાને સુમિત્ર મળી આવે છે. તમે લાઠીના ઠાકોરને નથી ચાહતા પણ સુરસિંહને ચાહોછો. સુરસિંહના ગુણને પણ નથી ચાહતા કેમકે એક મહાત્મા લખે છે કે "ન જોએ પ્રીતિ રૂપ, ગુણ, ધનને-નજર લાગી એક પલકમાં, હૃદય ગળી બન્યાં દાસ, રટન 'તું-તું.'" એવા સુરસિંહ તને ઘણા મળશે પણ સુરસિંહને......ઘણા નહિ મળે. ... ... ... ... ...

હવે તુર્તમાં જ મળવું થશે એવી ઉમેદથી કાંઇ લખતો નથી. કાગળ લખી લખી થાકી ગયોછું.

લિ૦ તારો જ સુરસિંહ

---

લાઠી, તા. ૧૨-૧૦-૯૩

સ્નેહી રાજઋષિ,

તું તો ગયો. મ્હારો પ્રેમ તને કાંઇક cold લાગ્યો હોય-તો-ક્ષમા કરજે અને એવી કલ્પના કરીશ નહિ. પ્રેમમાં કાંઇક ઉછળતું દેખાય છે, પણ તે આખરે થાકી જાય છે અથવા ચડઉતર કર્યા કરે છે, પણ મૈત્રિ જરા શિથિલ લાગેછે પણ તે વિશેષ દ્રઢ છે. મ્હારો તારા તરફનો પ્રેમ બદલાયો છે એમ મને લાગેછે. ઉછૃંખલપણું જતું જાય છે અને માત્ર શાંત શુભ ઇચ્છા રહેછે. તોપણ મ્હારી વિનતિ સ્વીકારી મને ક્ષમા કરજે.

હાલ એજ

તારો-સુર

---

લાહી, તા. ૨૮-૧-૪૪

વ્હાલા હૃદય,

" Ay! many flowering islands lie
In the waters of wide Agony.
Ay, man must reap the things they sow,
So, O man! hold thee on in courage of soul
Through the stormy shades of thy worldly way;
And the billows of cloud that around thee roll
Shall sleep in the light of a wondrous day,
Where hell and heaven shall leave thee free
To the universe of destiny.
Be it joy or sorrow,
The path of its departure still is free;
Man's yesterdy may ne'er be like his morrow;
Naught may endure but Mutability.
There is redress where there is wrong;
The past is Death's, the future is thy own.

—*Shelley*

વ્હાલા, તારા શા વિચારો! "વાવશે તે લણશે" એ સૂત્ર પ્રમાણે તેં સારૂં જ વાવ્યું છે તો સારૂં જ લણીશ. સુખ શું? દુ:ખ શું? એ તો એક કલ્પના છે. એ જ શેલીએ જીંદગીમાં દરેક કાર્યમાં જય મેળવનારને સુખી કહ્યો નથી પણ એણે વાસ્તવિક વિચાર્યું કે "Happier they their happiness who knew." જગત દુખી છે કેમકે વર્તમાનનું સુખ તે સમજી શકતું નથી. ગયું તે મીઠું લાગે છે. તને તારી ન્હાની નીશાળના દિવસો ગમતા? હવે ગમે છે અને ગયું તેમાં સુખ હતું એમ ધારે છે. તને આ નીશાળના દિવસો નથી ગમતા પણ તે પણ આઠ વર્ષ પછી મીઠા લાગશે. તારૂં આ

વર્ષ નકામું ગયું નથી. તને કાંઇક એવું મળ્યું છે કે જે મળ્યાની જરૂર હતી–તે દુઃખ. કેમકે કવિઓ અને મહા પુરુષો માટે તે જ મહાત્મા લખે છે કે "They learn in suffering what they teach in song." શીખ્યા વિના શીખાવાતું નથી. તમારે દુનિયાને કાંઇ શીખાડવાનું કામ કરવું જોઇએ–એ જ સૌનું લક્ષ્ય હોવું જોઇએ–તો તમારે શીખવું પણ જોઇએ. દુખ વિના શીખાતું નથી. તમારે માથે જે છાંડો આવ્યો એ ખરેખરે મ્હોટું દુઃખ છે પણ દુનિયામાં એવા પ્રસંગો ઘણા મળી આવે છે. તેમાં આપણો ઉપાય નથી તો દુઃખ ભોગવવું નિરર્થક છે. જે કામ કરવું એ હોંશથી અને મ્હોટી આશા રાખીને કરવું. ... ... ...આ વર્ષ તો શું પણ કોઇ વખતે એક ક્ષણ પણ "બળાપા"માં કાઢવાની નથી–એ કામ ઉદ્યોગીને માટે નથી. ... ...તોપણ આવેલ છાંડો ભૂલવો બહુ મુશ્કેલ પડશે પણ તમારી જ શીખામણ તમે યાદ લાવો—" મુશ્કેલીની સામે થવામાં જ મ્હોટાઇ છે." ... ... ... ... ... ... ...

પુસ્તકો માટે નિરાતે ગોઠવણ કરશો—ઉતાવળ નથી.

અત્ર કુશલ. તત્રાસ્તુ.

સ્નેહાધીન સુરસિંહ

---

લાઠી, તા. ૧૫–૩–૯૪

વ્હાલા,

અરેરે! તું મને તેનું તે જ કહી શામાટે દુખી કરે છે? મ્હારાથી તે તો નહિ બને. "ન્યાય" દુનિયામા નથી તો મ્હારે ઘેર ક્યાથી હોય. હું દેવ નહિ થઇ શકું–માણસ છું તે માણસ જ રહીશ. તું કે કોઈ કે મૂર્તિમાન "ન્યાય" પણ મને તે બાબતમાં ફેરવી શકશે નહિ.

... ... ... ... ... ... ...

કાયદા તો હજુ વાંચતો નથી. મુંબાઇથી થોડા જરૂરના પુસ્તકો લેતો આવીશ. પેપર્સમાં ડેલીગેઝેટ, પત્રિકા, ગુજરાતી અને કૈસરે

હિદ વાચું છું. જરૂરના સવાલો જ વાચું છુ-જેવા કે "સરકારન નાણા સંબંધી મુજવણ" "પાર્લામેન્ટના ફેરફાર" વિ૰ હમણ વધારે ઉપયોગી છુ. મ્હારા વર્ડ્ઝવર્થનો અભ્યાસ મે કેવી રીતે શ કર્યો છે તે જોજે. એ સિવાય "એડવાચર્સ આફ ટેલીમેક્સ" એ નામનુ પુસ્તિકવ નારેથ વાચું છું. ઇતિહાસ તો નથી વાચતો. બધુ થશે—કાયદા વચાશે—ઇતિહાસ થોડો ઘણો જોવાશે—કવિતા ભણાશે પણ—અરેરે ! તારૂ ને કહેવું માની હૃદય ચીરાશે નહિ-પ્રેમ તોડાશે નહિ પછી તે દુરાગ્રહ કહેવાય, અન્યાય કહેવાય, ક્રૂરતા કહેવાય કે ગમે તે કહેવાય તુ મને એટલુ તો માફ કરજે.

તારો જ સુરે

---

લાઠી, તા ૨૪-૬-૯૮

વ્હાલા,

તારો કાગળ પહોચ્યો "Gipsy Child" એ મથાળાને બદલે મે તો "સમુદ્રથી છટાતું બાલક" આવું મથાળુ કર્યું છે. વાદી કે એવા રખડતા લોકના બચ્ચા કરતા કોઈ દિવ્ય બાલક મેં તો કલ્પ્યુ છે.

"Memorial Verses" વાચી. એ કવિનો રસ સર્વ જગાએ મળ્યો જ છે તેમા શુ કહેવુ ? ઘણી સારી છે, બધ એમણે તો તેનુ કાઇક કરીશ લાબી કવિતા લખવી તેમા કેળવણી ઘણી હોવી જોઇએ એક રસનો પ્રવાહ ટકાવી રાખવો એ વર્ણુ મહેનતનુ કામ છે હજુ વાર છે ઘણુ વાચુ અને પછી તે બની શકે. સસ્કૃત ભણવુ ઘણુ અગત્યનુ છે. તે પાછળ પણ થોડા માસ મહેનત લેવી જોશે. "વીરરસ" એટલે શુ ? શૃગાર નહિ, પણ "પ્રેમરસ" એટલે શુ ? પહેલા રસમા વ્યક્તિ વ્યક્તિથી દૂર જવા યત્ન કરે છે, બીજામા વ્યક્તિ વ્યક્તિથી-કે બ્રહ્મથી-ઐક્ય કરવા ઇચ્છા રાખે છે-કારણ કે પહેલામા પ્રાધાન્ય ભાવના ક્રોધની છે બીજામા કોમળતાની.

વીરમા અમુક સ્થાને સ્વાર્થપરાયણ પ્રેમ રહે છે અને તે ક્યાર ત્યારે તો ઉત્તમ પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે, એ બધુ ખરૂ-વીરમા-શૌર્યમા ઉમદા સ્વભાવ અને સર્વસ્વ ત્યાગ સુધી માણસ નિડર રહે છે તોપણ દુનિયાના સુધારા સાથે વીરરસની પડતી અને પ્રેમરસની ચડતી થવી જોઇએ વીરરસ સહન કરવુ સમજતો નથી, વીર હૃદય ઉદ્ધત અને કોઇ કાળે મિત્રનુ પણ એક જરા ક્રોધ આવતા માથુ કાપવા તૈયાર થાય, પ્રેમી હૃદય માથુ કપાતા સુધી દ્રવતુ જ રહે ગાંડિવ ધનુષ્યનો તિરસ્કાર એક કાળે કરનાર ધર્મનુ શિરચ્છેદ કરવા અર્જુન તૈયાર થયો ત્યારે ધર્મે માથુ ધર્યું વટ, ટેક બને હૃદયમા છે અર્જુનની ટેક એવી હતી કે ગાંડિવને અપશબ્દ કહેનારનુ માથુ કાપવુ ધર્મના મનમા એવો મબન પ્રેમ હતો કે પોતાના ભાઈની ટેક ન ભાગે માટે મરવા તૈયાર થયો અર્જુનથી ધર્મનુ માથુ ન કપાયુ અને ટેક તૂટી, ધર્મની ટેક અડગ રહી પહેલો રસ ઉતાવળીયો અને બીજો ધીરો છે જગતમા વીરના તત્ત્વો વધવાથી કશો લાભ નથી, પ્રેમના તત્ત્વો વધવાથી લાભ જ છે. હજુ જગતમા વીરરસની જરૂર છે પણ તે ઓછી થતી જવાની મહાભારત યુદ્ધ ન થયુ હોત તો લાભ હતો પણ કાલિદાસ ન થયો હોત તો નુકશાન હતુ વીર લખવો એ મ્હારાથી બને કે નહિ એની મને બહુ મ્હોટી શંકા છે તે રસ મેં હજુ જોયો નથી-વાંચ્યો નથી-સાક્ષાત દર્શન તો ક્યાથી જ થાય ? પણ પ્રેમરસ તો હુ હમેશ અનુભવુ છુ તેથી તે લખવુ મ્હેલુ પડે, નિત્યના પરિચયથી ઉર્દ્ગારો પણ તેના જ આવે પ્રેમમા છૂપો વીર-અને તેજ ખરો વીર, ખરૂ શૌર્ય છે-રહે જ છે હનુમાનના બધા કાર્યોમા તેણે જે પોતાનુ હૃદય ચીરી તેમા રામની મૂર્તિ બતાવી એ ઉત્તમ છે આ કાર્ય પ્રેમનુ જ પરિણામ છે પણ તેમા "પ્રેમ શૌર્ય" નથી ? "ખરૂ નાગો બચાબાને ફકીરી દાન મ્હારો છે" આ વાક્ય તપાસો ગત પ્રેમીના સ્મરણાર્થે બધુ છોડવા તૈયાર થયેલુ હૃદય નપુસક શૌર્યહીન કેમ હોય ? આ રડતા હૃદયમા દુનિયાને માત કરનાર કેવી પ્રબલ શક્તિ છે ? એ જ ખરો વીરરસ છે-ખરૂ શૌર્ય છે

રમણિની તબીયત ઘણી સારી છે-માત્ર ગુંબડાં થયા કરે છે. વર્ષાદ ૭ ઇંચ થયો છે. વાવણી થઇ રહેવા આવી છે-પૃથ્વિ લીલી થતી જાય છે. ... ... ... ...વાંચું છું તો એ જ વર્ડ્સવર્થ. કાલે સવારમાં સોનગઢ ગયો હતો અને સાંજે પાછો આવ્યો-નવા પ્રાંતના સાહેબ... ...ને મળવા. કાંઇ જરૂરી વાતચીત થઈ નથી-કરી નથી. માણસ ઠીક લાગે છે-છોકરો છે, કાઠીયાવાડી હવા લાગી નથી. ... ... ...રમત-ક્રિકેટ એક દિવસમાં શરૂ કરીશ. ... ... ... ...

એજ—સુર

---

લાઠી, તા. ૨૧-૭-૫૪

વ્હાલા હૃદયાનંદ,

હું તને ભૂલી ગયો એવી એવી કલ્પનાઓ શામાટે કરતો હશે? તારી કલ્પનાઓ જૂઠી છે એ સાબિત કરવાની કંઈ જરૂર નથી. હું તને શું લખું? તું આવો દુખી તે શામાટે રહેતો હઇશ? દુનિયામાં દુખી થવું એ તને ભૂલ નથી લાગતી? અને નો એવું લાગે છે કે જગતમાં સુખ દુઃખનાં તત્ત્વો ઉડયા કરે છે તેમાંથી જેને જે જોઇએ તેને તે મળી રહે છે, દુઃખ કે સુખનો નિર્માયેલો કોઈ કાલ છે જ નહિ. તું બળે છે તેમાં દુઃખ છે? તારી કઈ એવી સ્થિતિ છે કે જેમાં તને દુઃખ લાગે છે?... ...તરફથી તને સંતોષ નથી? તે તો નથી જ-એ હું જાણું છું-તું જાણે છે, એ કાંઇ નવી વાત નથી. તેનો ઉપાય કરવો, એક કરવો બીજો કરવો-અંતે કાંઇ ફલ ન આવે સો બી ઠીક છે. પણ યત્ન કર્યા વિના નિરાશ થવું એ કોઇને છાજતું નથી. વળી "નિરાશ" થવું એ તો ક્યારે પણ હોવું જ જોઇએ નહિ. નિષ્ફલતા સાથે નિરાશા આવવી જ જોઇએ એ કાંઇ જરૂરનો નિયમ નથી. એક જૂની વાતપર વિચાર કરી કરી દુખી થવું એ તે શું કહેવાય? એક વાત આવી એટલે તેને અમુક વખત વિચાર માટે આપવો, તેમાંથી કાંઇક તારી લેવું, તે પ્રમાણે

વર્તવું અને અંત પછી ગમે તે થાય. એક દાખલો લે. હું તને મળવા એક માઇલથી ચાલતો આવ્યો. તું મને ન મળ્યો. મ્હારે નિરાશ શા માટે થાવું ? ન જ થવું કેમકે હું આવ્યો અને ચાલ્યો તેનું નિશ્ચિત પરિણામ તો મ્હારા પગ દુખે તે છે-મળવું એ નહિ. "મળવું" એ તો કેટલીક બીજી બાબતોનું-આ બાબત સાથે-પરિણામ છે. યત્ન કર, આશા રાખ અને ફલ ન મળ્યું તેથી નિરાશ ના થા કેમકે "યત્ન કરવું" એટલી જ બીના "ફલપ્રાપ્તિ" માટે બસ નથી. ફલપ્રાપ્તિમા તો કેટલાક બીજા યોગ પણ હોવા જોઇએ- તે ઈશ્વરાધીન છે. તારી બાબતમા તો આમાનું કશુ નથી. દુનિયામાં હજુ પડયો નથી. કયા મોટા હેતુ માટે તેં યત્ન કર્યું છે? શી ફલહીનતા આવી? હવામા મ્હેલો બાધવાની તને ક્યાથી ટેવ પડી? ન્હાનાને મ્હોટું કરી દેવું એ મ્હને "વીરરસ"નું મહાત્મ્ય સમજાવનારને લાઝિમ છે? સમજવું બધુ અને કરવું કાઇ નહિ એ શુ? પછી તો... ...સુરસિંહની જ હારમા ગણાશે તો સુરસિંહ કઇ મૂર્તિના દર્શન કરી તેને મહાન ગણી તેને પગલે ચાલવાનું શીખશે? હાલ તો આટલુ જ. આટલુ પણ તારે માટે ઘણું છે.

તારો જ સુર

---

વ્હાલા ભાઈ,

તારો કાગળ મળ્યો. આટલો બધો ગુસ્સો શા માટે?

પહેલી......ની વાત કરૂં પછી તારી વાત લખું. હવે મને લાગે છે કે આપણામા ભાગ કેટલાક દોષોનો લીધે કે એક વખત તમને સૂચના આપ્યા છતા તમારી અધીરાઇને લીધે ધીમે ધીમે દિવ બગડતા જાય છે. એક વખ્ત એવો હતો કે જ્યારે આપણે ત્રણ એકબીજાના કાગળો આનંદથી વ્હેલા વ્હેલા ઉઘાડતા અને હવે કવરપર પણ એ ઓળખીતા અક્ષરો જોઈ અરેરે વળી શો કુવારો પડવાનો એવો દિલમા શોગ્ગ પડે છે. આનું કારણ શું. આનું કારણ

હદની ઉપરથી જવું અતિ નજદીક આવી જવું. માણસમાં અને દરેક વસ્તુમાં મને તો એ ગુણ લાગ્યા છે–ખેંચવું અને ધક્કો મારવો. અમુક હદ સુધી પ્રેમ ખેંચતો હશે અને પછી ધક્કો મારતો હશે ?

"મિષ્ટ સૌ પેદા થયું પ્રેમસૃષ્ટિમાં
હાથમાંથી મિષ્ટનમ થનાં ઉડી જવા."

.નહિતો આમ શામાટે થાય ? આપણા અને ખાસ......અને મ્હારા સંબંધનો શું પાયો છે ? હૃદય–સાહિત્ય–બસ. રાજ્ય નહિ અને રાજ્યની ખટપટ નહિ. મારો કારભારી ફક્તાઓ થાય તો બસ લોહીતું પાણી પીવું નહિ એવા મનસબનું વાક્ય બોલાય એ ક્યા હૃદયની કે ક્યા સાહિત્યની હદ આવી ?...........વળી વગર પૂછેલી સલાહની કીંમત શું ? કદાચ હું દુઃખમાં આવી પડીશ તો સ્પેન્સરના ધોરણ માફક મને પડવા દો. હું મ્હારી મેળે નીકળીશ, નહિ નીકળી શકું તો મદદ માગીશ અને માગું ત્યારે ટેકો દેજો તો તેની કીંમત. થશે. ગોંડલ ઠાકોર સાહેબની આ સંબંધે બહુ વખાણ જેવી રીત છે–અને એ રીત તે રાખે છે એટલે શું તેને મિત્ર જ નહિ હોય ? અહોહો કેવું સુખ હતું ? તે બધું ખોયું અને હવે ઇશ્વર જાણે પાછું ક્યારે મળશે ? મને માઠું લાગ્યું નથી, હું દુખી નથી પણ તમારાં દુઃખથી ખેદ થાય છે. હવે હું દુઃખી હઇશ એવું તો કદિ કલ્પશો પણ નહિ. મ્હારા સીધા રસ્તાઓમા મને બહુ આનંદ મળે છે. તમે પણ એવા વિશ્વાસથી રહો તો દુઃખજ નથી. ... ... ...હાલ એજ

કદાચ આ પત્રથી તને વધારે દુઃખ થશે પણ હું તો વધારે સુખ માટેજ માનું છું.

તારો સુર

લાઠી, તા. ૨૯-૭-૯૫

વ્હાલા,

" અરે અશરાફ આ હૃદયે ખતા તુજ માફ કીધી છે;
હવે તોબા સદા કરજે,' ખુદા માફી તને બક્ષે."

દગાની ફરિયાદમાં આ બે લીટી ઉમેરી છે-તે કકડો તું તને લગાડજે હું મને લગાડી શકીશ. તું દુખી છે-હું પૂરો સુખી છું. હું હવે દુખી નહિ જ થવાનો. મ્હારૂં હૃદય બહુ બદલાઈ ગયું છે. પણ યાદ રાખજે દોસ્ત બે હાથ જોડી માફ માગવાનો વખ્ત અગાડી આવવાનો છે. તારા કાગળો વાંચી હું હસું છું-અરે ભોળા માણસ જરા અટક અને વિચાર.................................
હમણાં બસ બધાને માઠું લગાડવું એજ ધંધો મેં લીધો છે અને તેમાં મને તો બહુ આનંદ આવે છે કેમકે આખરે શું થશે તે હું જાણું છું અને તમારી બધાંની ઉથલપાથલ અને ઉછાળા શાંત રહી જોયા કરૂં છું.

માટે હાલ સૌ ભલે કૂદો આપણારામ તદન શાંત છે. તમારી ઉતાવળ ઉપર આ શાંતિ કેવો જય મેળવે છે તે અગાડી દેખાશે.

હાલ લાંબું ટૂંકું કાંઈ જ નહિ.

એજ સુર

લડાઈમા ગીતા સમજનાર અર્જુન થવું એ કેવું મુશ્કેલ છે તે આ પહેલી જ વખત તું દેખી શકશે.

---

લાઠી, તા. ૨૪-૧-૯૬

વ્હાલા ભાઈ,

તારૂં લાંબું પત્ર વાચી——ઓહો ! ઘણા પત્રો ઘણાના વાચ્યા—— મુસાફરીમાં Mrs.ના પત્રો જેવું મીઠું દુનિયામાં કાંઇ જ ન હતું પણ તે પણ આ તારા પત્ર જેવું નહિ-પત્રથી-કોઇ પણ પત્રથી મને એટલી લાગણી નથી થઇ તેમ કોઇ પણ કાવ્યની એટલી લીટીમાંથી

મને એટલું જ્ઞાન નથી મળ્યું. ફરીફરીને વાંચ્યો, તે પત્ર રાખી મૂકત પણ "મર્મદારક બસ્મ" રાખવી એ કાં તો નબળાઈ છે કે માત્ર દુઃખ વ્હોરવા જેવું છે વળી મને તો એવી જરૂર પણ નથી તેથી ફાડી નાખ્યો, હમણાં જ ફાડી નાખ્યો. કૈંક વિચાર આવેછે. "મૈત્રિ તૂટેછે" "તૂટી શકેછે" એ માન્યતા ઉડી ગઈ. "ભૂલાએ ભૂંસાએ પ્રણય નહિ એ સ્વાર્થ સ્વપનાં" એ બહુ સાચું છે. તારો મારામાં કશો સ્વાર્થ ન હતો–નથી તેમજ મ્હારો તારામાં હતો નહિ અને નથી એ તારા આ કાગળે સાબીત કરી આપ્યું છે. પણ આ શું થયું? તને શું થયું? જૂદા પડી જવાનું–મનમાં તો તાલાવેલી છતાં જૂદા પડી જવાનું ખરેખર કાંઈ જ કારણ સમજાતું નથી. હમણાં વળી એ સ્થિતિમાંથી એકદમ આવી લાગણી ઉછળી આવવાનું કારણ સમજાતું નથી. તને જ્યારે છાપેલાં કાવ્યો મળશે ત્યારે તું આ વાંચીશ

"જન્મ ને જીવના કૃત્યો, છે આકસ્મિક સૌ અરે;
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિ હાથ છે."

એવા શું આપણે પાસા ફેંક્યા કે જેનો દા આવો દેવાશે? મણિ કહેછે તેમ બે ને બે ચાર થવા જોઇએ તેને બદલે કિસ્મતે "ઉલટના આંકડા" ત્રણ કરી દીધા. કરી દીધા તેમ લાગ્યું પણ આખરે તો બે ને બે ચાર જ. ઠીક છે હમણાં તો બસે ત્રણ હો— જેમ ત્રણ પણ કારણ વિના થયા છે તેમ ચાર પણ પોતાની મેળે જ થશે.

કાવ્યો ભાવનગરમાં છાપવા આપ્યાં હતાં પણ તેમાં એટલી ભૂલો આવવા લાગી કે આખરે એ બંધ કરી નિર્ણયસાગરમાં આપવા હિંમત કરી. ક્યારે તૈયાર થશે તે તો કહેવાય નહિ પણ માત્ર દોઢ માસથી તો શું વધારે વખ્ત જોઇશે? કાવ્યો બધાં આવશે માત્ર એક "બીડી અને બીડીનો પીનાર" એ સિવાય. તને ઘણી નકલો મોકલીશ.

ફરીથી તારો મુ—

લાઠી, તા. ૨૦-૪-૯૯

કૃપાળુ...... ..,

"કૃપાળુ" નહિ તો બીજું શું? શાબાટે કૃપા વિના આ બધું હોય?

"વીધાયેલું હૃદય" બહુ સારૂં છે. આ પત્ર પછી એ ફરીથી વાંચ્યું. બહુ થઇ. પણ કોના તરફથી થઇ? મ્હારે ઘણું કહેવાનું છે પણ કોને કહેવું?... ... ...નો તો કાગળ હતો! "Sir" એ સંબોધનથી હતો. તેનું તો કાંઈ નહિ. મ્હારી કવિતાઓ છપાઈ હોય તો વેચાતી મોકલવા લખે છે. પણ તે તો માત્ર મિત્રમંડળ માટે છપાવાની છે એટલે મેં લખ્યું છે કે તમે તે સ્વીકારો તો હું છપાતાં મોકલી આપીશ એ પ્રસંગ લઇ લખેછે "I had the manuscript copies of all the poems kindly sent to me by *once* a very dear friend of mine Surs nhji who happened to be Thakore of—" આમા કેટલું સત્ય છે? પહેલું પત્ર જે ગોધામાં મળ્યું હતું જેમા સહી કરનાર "An admirer" હતું. તે કોનું "Admirer" હતું? સુરસિંહજીનું "Thakore of—"નું નહિ. સુરસિંહજીએ એવું શુ કર્યું કે જેથી તેને "*once* a very dear friend" લખવું પડયું અને તે જ્યારે રાજકોટ ગયો હતો ત્યારે મ્હો સરખું પણ બતાવ્યું નહિ કે કોઇ મેળામા સુરસિંહે સલામ કીધી ત્યારે તેનો પણ સ્વીકાર ન થયો? હશે! "Thakore of—" ની તેની Thakoreshipમાં કાંઈ ભૂલ થાય કે ગમે તે થાય તેમા "Sursinhji" ના 'Admirer"ને શું હતું? એ admiration જો તે ઠાકોરની કાર્યકુશલતાથી ઉદ્ભવ્યું હોય તો તે રાજકાર્યની ભૂલથી જતું રહે એ વાજબી છે પણ સાહિત્ય અને હૃદયથી ઉત્પન્ન થયેલુ admiration રાજકાર્યની કુશલતાની ખામીથી કેમ જાય? એક માણસ એકમાં સારો અને તે ગુણને લીધે મૈત્રિ થઈ, મૈત્રિ થયા પછી મૈત્રિ કરનાર

તરફ તો તે કોઇ દિવસ બેવફા થયો નથી અને જે ગુણને લીધે મૈત્રિ થઇ તે ગુણ પણ ગયો નથી તો પછી મૈત્રિ કેમ જાય અને તે "વીંધાએલું હૃદય" કેમ કરી શકે? એકમાં જેટલો સારો છે તેટલો જ બધામાં સારો છે એવી આશા રાખી નિરાશા મેળવી મૈત્રિ છોડનારને શું કહી શકાય? કેટલાંક કાર્યો એવાં conflicting હોય છે કે એકમાં જે સારો હોય છે તે બીજામાં સારો નીવડી નથી શકતો. Conflicting ન હોય તો પણ તેમ ઘણી વખ્ત બને છે. અલબત્ત એકમાં જે એટલોબધો સારો લાગ્યો તે બીજામાં તદ્દન નકામો થયો એ ખેદની વાત છે પણ તેથી તે ત્યજી દેવાને પાત્ર નથી થતો. ખરૂં જોતાં તો એ ખેદ પણ અમુક વખતે ભુંસાઈ જવો જોઇએ.... ...ને હું ચાહું છું કેમકે તે મને ચાહેછે પણ......અમુક રુચ્યો કે ગમે તેનો કાર્ય બારી રાખે તેમા......ને હું ત્યજી શા માટે દઉં?......ની વખ્ત જતા મેળે આંખ ઉઘડશે અને તેને યોગ્ય લાગે તે કરશે. વળી મને જે માણસ ખરાબ લાગ્યો તે જ સારો હશે તો? અથવા સારો થઈ ગયો હશે તો? પણ ગમે તેમ હો, ગમે તેમ થાઓ પણ એવી બાબતોથી હું......ને છોડી દેઉં એ તો કોઇ રીતે વાજબી નથીજ. "વફાઇ ના મળે જ્યાં ત્યાં" એ ખરૂં છે પણ એ બોલ કહેતા જે માણસ લખનારના મનમાં છે તેને માટે તો એ ફરિયાદ સાચી નથી--માત્ર દુઃખી કરવા અને છોકરમતથી ઘડી કાટેલી છે. "બેવફાઈ"ની કાઇ વ્યાખ્યા તો હશે જ. તે B. A. LL. B. કેમ ન વીચારી શકે અને તે વ્યાખ્યા ઘડી કાઢયા પછી તે જેને માટે તે શબ્દ વપરાયો છે તેને લાગુ પડી શકે છે કે નહિ તે પણ કેમ ન વીચારી શકે? બાકી Pesimist તો "બેવફા" ગમે તેને કહી શકે અને કહે તેનો ઉપાય નહિ તેને માટે પેટ શું બાળવું? ઇશ્ક હકીકી શોધનાર ભલે શોધે પણ તેથી કોઇના પર વગર વિચાર્યે આરોપ મૂકી તેમ કરવું એ છાજતું નથી. જરા હજુ વધારે વીચારો—આપણી જ અને લખનારની પણ-સ્ત્રીઓને આપણે ચાહીએ છીએ-શામાટે?

તેઓ આપણને ચાહેછે-માટે જ. બીજી કઇ રીતે તેઓ ચહાવાને યોગ્ય છે ? આપણા શોખમા તેઓ ભાગી થઈ શકે તેવી છે ? તે જ પ્રમાણે......સુરસિંહને ચાહતો પછી તે ઠાકોર તરીકે ભલે "૬" નીવડે તેમા તેના પ્રેમને શો બાધ આવ્યો ? આધુ શામાટે જવુ ? પોતાની સ્ત્રી માટે જ જૂદો કાયદો અને એક મિત્ર માટે જૂદો કાયદો ! "ગૃહીણી" જેને કહીએ તે તે છે ? બાલકોને ઉછેરતા આવડે છે ? સ્પેન્સરની "કેલવણી" પ્રમાણે કે કઈ થીયરી પ્રમાણે બાળકોને ઉછેરે છે ? એમાનુ કાંઈ નથી છતા બને એકબીજાને ચાહે છે શામાટે ચાહે છે ? કારણકે બને એક બીજાને ચાહે છે. તો સુરસિંહ ક્યારે......ને ન ચાહતો હતો ? પોતાની સ્ત્રી માટે તે ગદિયો કશે કે તેને કેલવણી બરાબર ન મળી હતી સુરસિંહને રાજ્ય કરવાની શુ કેલવણી મળી હતી ? એમના વહુ હવે શામાટે શીખતા નથી ? જવાબ તૈયાર જ છે કે "આળસુ છે" ત્યારે એ "આળસુ" થવાનો પ્રેમમા સુરસિંહને શામાટે હક ન મળે ? એક સ્થાને ક્ષમા અને બીજે સ્થાને શામાટે નહિ ? પણ આ બધુ કોને કહુ ? અરેરે ! સલામ સરખી પણ ન લીધી ? ભના મૈત્રિને સમયે આપેલુ present પણ પાછુ વાળતુ ? મ્હારે પણ તે પુસ્તક પાછુ મોકલવુ હતુ પણ તે અરેરે ન બની શક્યુ Weakness ! Weakness ! બસ તે weakness માટે જ તેનો ત્યાગ ! કોની પાસે ફરિયાદ કરુ ? હવે એ લપ મૂકી તમારા જવાબો લખી નાખુ

ગઝલ સારુ છે પણ "વીંધાયેલા હૃદય" જેવુ મને નથી લાગતુ. હમણા હુ ફિલોસોફી વાચતો નથી પણ એમર્સન વાચવા વીચાર છે હાલ તો વર્ડ્સવર્થનુ છઠ્ઠુ વોલ્યુમ વાચુછુ. સંસ્કૃતની પહેલી ચોપડી પૂરી કરી છે.

ગણો તો એજ સુ–

એક વખ્ત મ્હારા કારણો.. ...પાસે મૂકવા બહુ મન થાય છે. તે મને ચાહે છે અને હુ તેને ચાહુ છુ છતા કમનસીબે આ સ્થિતિ

છે. તેનું શું કરવું તે સુજતું નથી. આ સાથેનો કાગળ અને મને જે કાંઈ લાગ્યું હતું તેના ઉભરા ઘણા નીકળ્યા છે પણ તેમાંના એ લખી મોકલું છું તે પણ......મોકલશો.

સુ—

---

લાડી, તા. ૧૦-૬-૯૬

વ્હાલા......,

પત્ર મળ્યું. ખરેખર આપણે બધા આ આખી દુનિયા-ધણીના બળદ છે, ફરવું પણ આખરે ત્યાં ને ત્યાં જ. બીજે ક્યાં જઈએ? એવા સખત લાકડાથી જોડાયા છીએ કે તે તૂટી જ શકે તેમ નથી. ......ને માટે પણ તમારૂં કહેવું બરાબર છે. પણ હવે એ મના-મણાનો સમય ક્યારે આવે? ... ... ... ... ... ...

કાવ્યો મણિભાઈને મોકલી દીધાં છે. હજુ સુધી એક વિચાર મ્હારા મનમાં ઘોળાયા કરતો હતો તેને વિશેષ સતેજ કરવામાં જરિલનું એક પ્રશ્ન "પ્રીતિ વધે? નીતિ વધે?" બહુ કામ લાગ્યું. તે જ વિચારને બંને પક્ષથી પૂરો ઇનસાફ આપવા "હૃદય ત્રિપુટિ"માં મેં યત્ન કર્યું છે. અને એકને ચાહતાં છતાં બીજાને ચાહતાં શું વિક્ષેપ આવવા જોઈએ વિ૦ ત્રિપુટિની જ લાગણીવાળાં બીજાં કાવ્યો ન્હાનાં ન્હાનાં લખાયા છે. તે જ માત્ર આ પ્રસંગે મોકલેલ છે અને તે જ તમને મળશે. તે જ્યારે ફુરસદ હોય ત્યારે વાચશો અને તેને માટે શું અભિપ્રાય છે તે લખશો. બીજાં કાવ્યોની નકલ કરાવતાં બહુ વખત જાય તેમ અને તે લખનાર કારકુન હરજીવન સિક રહ્યા કરે છે તેથી તે તો આપણે મળશું ત્યારે વાંચશું. નોટબુક હું સાથે લેતો આવીશ.

હાલ વિશેષ કશું લખવાનું નથી.

વર્ષાદ આવવાના પરિયાણ કરે છે.

એજ હતો તે જ સુ—

---

લાઠી, તા. ૧૮-૯-૯૬

પ્રિય......,

હમણાં જ એમર્સનનું એક પ્રકરણ પૂરૂં કરી બેઠો છું. માર્ટિના આવી ગયો છે-ચાર પુસ્તક છે. જોઉછું અને વાંચવાનું મન થાય છે પણ એમર્સન હાલ તો છોડાય તેમ નથી. તે વાચતા વાચતા મને કોન જાણે શું એ થાય છે?

પેલી ઇઝરાઇલની અને હૈદરની વાત વળી આજે મનમા આવી છે. ઇઝરાઇલની વાત કરતા હૈદરની વાત વધારે સારીરીતે ગોઠવી શકાય તેવી મને ,લાગે છે. તે વાત જ કવિતાના રૂપમા મૂકવાનો વિચાર થાય છે..........................................

હાલ એક નવો વિષય લખવાની ગોઠવણમા છું. "ગોહેલ હમીરજી" નું એક કાવ્ય બનાવવા વિચાર છે. જો એ વાત બરાબર ગોઠવી શકાય તો વસ્તુ બહુ સારૂં છે.

અભ્યાસ કેવો ચાલે છે? આવતી રજામા અહીં આવશો?

સ્નેહાધીન સુરસિંહ

---

લાઠી, તા. ૩-૧-૯૭

વ્હાલા ભાઈ,

તારૂં પત્ર મળ્યું. ..........................................

વળી મ્હારા હૃદયમા કાંઈ ફેરફાર દેખાય છે તે પણ ખરૂ છે. મ્હારી ઓપ્ટિમિઝમની વાતોમા કાંઈ છુપુ બહુ ઉંડી પેસિમિઝમ ભરાતું જાય છે. અને બહુ સમયથી લાગી આવ્યું છે કે દરેક માણસ મિત્ર વિનાનો જ છે. દરેક માણસની વાત તો ઈશ્વર જાણે પણ મ્હારે માટે તો તેમ જ છે. હાલના મ્હારા કાવ્યો વાચશો તો તેમા પણ કાંઈ બહુ મોટો ફેરફાર લાગશે. એક હું આજે મોકલુ છુ. એજ.

તારો સુ—

---

લાઠી, તા. ૪-૭-૯૭

પ્રિય ભાઈ,

પત્ર મળ્યું.

......વિ૦ મોકલી કહ્રશે. મ્હારા અગાડીના કાવ્યો–મ્હારે કહેવુ જોઇએ કે–" ઓટોબાયોગ્રાફ " તરીકે વંચાયા નથી. ન જ વચાય–સ્વપ્નમા જે વિચાર ન હોય તે ક્યાથી કોઇપણુ ઇતારા વિના જન્મ પામે? પણુ એ કાવ્યો તેમ વચાયા હોત તો લાગત કે " સજાએલીને " એ કોઇ નવિન જ હૃદય માટેનો વિલાપ છે.

ટમ્બો વિ૦ મળી ગયા હશે. મિ ઝોશીને મલામ

- સ્નેહાધીન સુરસિંહ

---

લાઠી, તા ૨-૧-૯૮

પ્રિય.....,

પત્ર મળ્યું..................................................

હમીરજી માટે જે કહો છો તે બરાબર છે બીજા સર્ગમા શરૂ થતા વર્ણનો મહુ શિથિલ લાગે છે પણ તેમા એ જ્યાથી અભિમન્યુ દાખલ થાય છે ત્યાથી રસ ફરી શરૂ થતો હોય એમ મને લાગે છે.

ગુનાબસિહ સરસ્વતીચદ્રના પ્હેલા ભાગ જેવું તો નથી જ અને ઝેનોની વાચ્યા પછી તો લાગે જ છે કે ઇંગ્રેજી પુસ્તકનું બલ આમા આવી શક્યુ નથી. અને છતા મણિભાઇને જે એક વાત બધે કહેવાની છે તે આમા પણ કહેવાઈ છે અને તે નવલકથામા એવી સારીરીતે આવી છે કે બધુ બહુ સુદર અને ભવ્ય લાગે છે.

દાવ અહીં જ્યિ આવ્યા છે. આજે જવાના છે.

તમારો સુ–



# આશા

(લાવણ્યમયી)

×એકલ તારા વ્યોમે ઝાંખે, અંગુલિ એકલ તાર;
અનન્ત દિગ્મંડળમાં વ્યાપ્યું શેષ બધું અંધાર;
ભાર જગદ્દુઃખનો ઉરમાં; ૧

---

×વૉટ્સના Hope (આશા) નામના પ્રખ્યાત ચિત્ર ઉપર હૅરોલ્ડ બેગ્બી (Harold Begbie)એ રચેલા નીચેના અંગ્રેજી કાવ્યનો અનુવાદ.

"One star, one string, and all the rest
Darkness and everlasting space,
Save that she shelters in her breast
The travail of race.

Borne thro' the cold and soundless deep
With ruin riding down the air
She bows, too heavenly to weep,
Too human to despair.

*And ever on her lonely string*
Expects the music from above,
Some faint confirming whispering
Of fatherhood and love.

One star, one string, and thro' the drift
Of æons sad with human cries
She waits the hand of God to lift
The bandage from her eyes."

—*Harold Begbie*



 આશા [ ચિત્રકાર: જી. એફ. વૉટ્સ

A 2006 Lakshmi Art Bombay 8

ઉર ઊંડો એ ભાર વહંતી, પલાણીંને ભૂગોળ,
દીનવદન દેવી જ નમાવી જો! બેઠી છ અબોલ,
મૂક તન્ત્રી ધરી કરમાં. ૨

નીરવ ઊષ્માહીન કુહરમા ઘસડાતી અસહાય,
વ્યોમ પથેથી વિનાશ ઊતરે જગસંહારક જ્હાંય,
સહન તે કરતી કેવી! ૩

શીર્ષ નમાવ્યું, પણ નવ રડતી, દિવ્ય બળે દૃઢ ટેક,
તદપિ નિરાશાવશ નવ થાતી માનવગુણ ધરી એક
રહી સ્થિર ભાવે દેવી. ૪

અને સતત કરતી જ પ્રતીક્ષા ગીતધ્વનિની દૂર—
અંતરિક્ષથી આવી વ્હેશે એકલ તારે ગૂઢ,
એહ આશ્વાસન ધરતી; ૫

વત્સલતા ને પ્રેમતણી કંઈ પ્રતીતિ દેતા ગૂઢ
મન્દ રવો વ્હેશે કંઈ ઝાંખા—એમ વાજ્ત્રના ઊર
ધારી તન્ત્રી સ્થિર કરતી. ૬

એકલ તારા, એકલ તન્ત્રી;—અનન્ત યુગ વહીં જાય,
યુગયુગમાં આક્રન્દ મનુજના કરુણરવે ઊભરાય,—
વાટય ત્યહાં દેવી જોતી; ૭

વાટય જોતી શ્રદ્ધાભર બેઠી,—પ્રભુનો પ્રેમલ હાથ
દેવીં નયનના બન્ધ ખશેડી, દેશે સુખ-આસ્વાદ,
પ્રગટશે પ્રેમલ જ્યોતિ! ૮

વાંદરા, તા. ૭-૬-૨૧ નરસિંહરાવ ભોળાનાથ

ꕥ

# પ્રભુતા ભણી પશ્ચાતાપ

"બેટા, મોજાં બહુ ઉછળે છે; બહુ દૂર ન જા માં. એ છીપોલીઓમા ત્હને શું મળે છે ?"

"હેં—આઈ—ઓ..." દોડતું દોડતું બાળક મા પાસે આવ્યું.

× × ×

મ્હારો ઇતિહાસ વિચિત્ર છે. એ પૃથ્વીને ત્યજ્યે બહુ સમય વીત્યો નથી. પ્રભુનો ન્યાય એવો થયો છે કે મ્હારે મંગળ અને પૃથ્વી ઉપર અદૃશ્ય સત્ત્વ તરીકે પશ્ચાતાપ કરવા ભટકવું. સમુદ્ર ઉપર કે ખીણોમાં, પર્વતો કે શહેરોમાં અશ્વત્થામા જેમ અણદીઠયો રખડું છું. અન્તરનો તાપ સહન ન થતાં કોઇક વખત ફુલની પાદડી ઉપર બેસું છું તો પાંખડીઓ જાણે બળી જાય છે ! મ્હારા ઘસારાથી પાદડાં પરનાં જળબિન્દુ ખરી પડે છે. યક્ષના શાપને અવધિ હતી; મ્હારા શાપને પણ છે. ક્‌હારે છે તે યક્ષ જાણતો હતો; હું તે નથી જાણતો. આ બાળક અને ત્હેની માતા જોઈ મ્હારો આત્મા કંઇક ઉલ્લાસે છે, છતાં અન્તરમાં પ્રશ્નરો ઉઠે છે. સામે સમુદ્રની અનન્તતા કાળની અનન્તતા સમી પડી છે. સમુદ્રનાં મોજાં ઉછળી ઉછળી છીપોલીઓ જેવા મનુષ્યના ભાગ્યની મશ્કરી કરે છે. પર્વત પાછળથી કોઇ દૈવી બાળકે રમતમાં ફુલ ભરેલી ચાંદીની રકાબી ફેંકી હોય તેમ ચંદ્ર ઊગ્યો અને ઊગતાં વેંત રકાબીથી ખરી પડી ફુલ, ફુલ—બધાં પૃથ્વી પર વેરાઇ ગયાં;—ક્‌હાં તો સમુદ્રના અનન્ત ઉંડાણ સુધી ઉતરી પડયાં. એને જ સમુદ્રમાં વેગળે ઘૂઘ્‌ઘ્‌...કરતો અવાજ થયો ને મ્હને થયું કે વાયુપૂર્ણ દડાને એ દૈવી બાળકે પર્વતની પાછળથી ઠેસ મારી કે શું ? કલ્પનાને થયું કે હમણાં એ શ્વેત દડો સમુદ્ર પર પડશે પણ ચન્દ્રદર્શનથી કલ્પના ત્હાંજ અટકી.

હાં; ચન્દ્ર ઊગતાં પેલી સ્ત્રી તળેટી પર આવેલી પોતાની ઝુંપડીમાંથી બાળકને ઘડીમાં આગળ દોડાવતી, ઘડીમાં માતાની પદલ્લીઓ ગણતા, બેસી પડતા તે બાળકને "ઝટ ચાલ, બાપુ!" એમ કહેતી, શ્વેત વસ્ત્રથી જાણે ચન્દ્રમાંથી હમણાં ઉતરી હોય એમ દીસતી, સમુદ્ર તરફ આવી. કિનારા પર એક ન્હાનો રેતીનો ઢગલો કરી બાળકે પોતાની માતાને તે ઉપર બેસાડી, ને પોતે પાણી તરફ આમથી તેમ ખોળામાં છીપોલીઓ ભરવા દોડવા લાગ્યો. એ આ સમય.



બાળક બોલ્યું: "હેં બા, આ શું? છીપોલીઓ? તું બારણે ફૂલ મૂકે છે, ને આ જો; એ ન મૂકાય?"

"એને, બેટા, સ્વસ્તિક રચવા કહે છે."

"તે શાના થાય?"

"ફૂલનાય થાય ને કંકુનાય થાય."

"કેવાં હોય?"

"એ સ્વસ્તિક લાલ હોય."

"તે બા, તું એવાં લાલ છસ્તિ કેમ નથી કરતી?"

"આપણાથી ના થાય. બીજા લોક કરે."

"બા, ઓ બા; તું બોલતી કેમ નથી? આપણા બે વગર બીજા લોક છે? ત્હારે આપણે એકલા કેમ?"

વિજળીના ચમકારે દૃષ્ટિ કેંડતાં આકાશ ઉપર ચઢી આવતાં વાદળ નજરે પડે તેમ માતાના હૃદયમાં ચીરા પડતાં ભૂતકાળ ખડો થયો.

——"પ્રિય અનન્ત! પ્રિય શું કામ થયો? જો તું પરણેલો જ હતો તો યોગીઓનાં દર્શને આ પર્વતોમાં કાં આવી ચડ્યો? આવ્યો તો હમારા ઝૂંપડા સ્હામી ઝૂંપડી કાં બાંધી?

પ્રિય અનન્ત! આટલેથી પત્યું હોત તો પર્વત પાછળના મ્હારા યોગીપુરને તજવાનો વારો ન આવત. મ્હારી વેણી ગૂંથવા ક્યાંહીથી યે તું બોરસલ્લીનાં ફૂલ શું કામ રોજ લાવતો? એક વખત તેં શું કામ કહ્યું: 'પ્રેમા, પ્રેમા! લાવ ત્હારી લટોમાં હું ફૂલ ગૂંથું?' સાંભરે છે અનન્ત? મ્હારા કેશને ચૂમી ત્હારા પાપનો માર્ગ ત્હેં મોકળો કર્યો. હવે નહિ કહું. પણ પર્વતને ને સમુદ્રને સાંકળતી પેલી ગુફામાં હવે હું નથી જતી. મ્હો પહોળું કરી ત્હારા અને મ્હારા પાપની એ સાક્ષી પૂરે છે.' ત્યહાં જ આપણે...——આ બાળકના એ પિતા અનન્ત! 'પિતા થઇશ' એ પાપની પ્રત્યક્ષ ઘોષણા ત્હારા હૃદયમાં થઇ.

પાપની ઘોષણા થતાં હું મ્હારે મન ઉતરી ગઇ. તું મ્હારે મન ઉતરી ગયો. ત્હારા હૃદયમાં પણ સ્નેહના તાર છેલવેલ્લા રણકાર કરી તૂટી ગયા!

તેં સમુદ્રમાં ઝંપલાવ્યું અને તે જ ગુફા આગળ પાપના છેલ્લા સ્મરણાવશેષ ત્હને મ્હારાં સગાંએ બાળ્યો. પછી——

યોગીપુરનો આદેશ છે કે માતાઓને પૂજવી. હું પાપી હતી પણ માતા બનાવવા સમય વાટ્ય જોઇ રહ્યો હતો. પણ શરમની મારી—પાપની શરમની મારી—યોગીપુરથી છૂટી પડી પર્વતની આ બાજૂ ઝૂંપડી બાંધી રહું છું. યોગીપુરમાં મ્હને સજા થઇ છે કે મ્હારા દેખતાં કોઇએ શણગાર ન સજવા, કોઇએ ગાવું નહિ અને કોઇએ મ્હને ફૂલ ન આપવાં. જાતે ફૂલ વીણી લાવી પશ્ચાતાપની એક આહુતિ તરીકે આંગણે ફૂલનો સ્વસ્તિક રચું છું કે એટલા તો પ્રભુતાના ભણકાર વાગે. પાપ કર્યે પશ્ચાતાપ, એ પ્રભુતા તરફ પગલાં માંડવાં—"

× × ×

માતાના આત્માએ મ્હારા આત્માને સંદેશ મોકલી દીધો, ને મ્હારા હૃદયમાં પણ ભૂતકાળ જાગ્યો. તે અનન્ત—તે પાપી—તે હું જ.

હાય, હું જ ! બિચારી પ્રજ્ઞા જોઇ શકતી નથી કે તે પાપાત્મા અનન્ત હેની પદરજ ચૂમે છે. અદૃશ્ય હું જાણે આંસુમાં ઑગળી ગયો; અને ધીમે ધીમે મ્હારી આગળ પાછળ તેજ વ્યાપતું ગયું.

× × ×

ચન્દ્ર માથે આવ્યો.

“બા ત્‍હારા માથામા આ ફૂલ શા ? આ તેજ તેજ શાનું જણાય છે ?”

“બેટા ! ત્‍હને પાંખો કેવી ?”

× × ×

આગળ બાળક અને પાછળ પ્રજ્ઞા—અને ત્‍હેના કેશમા તેજ-ભર્યાં મોતી ગૂંથતો હું કિરણને રસ્તે રસ્તે ઉડયા. બાળક ફિરિસ્તો ચન્દ્રમા થઇને અમને ક્યાક લઇ ગયો.

× × ×

સમુદ્ર હવે શાન્ત થઇ ગયો હશે. ઢગલા ઉપરની છીપોલીઓ રખડતા પ્રવાસી માટે પડી હશે. ગુફામા હજુ યે કોક વખત 'પ્રજ્ઞા ! પ્રજ્ઞા !' શબ્દ સંભળાતો હશે ! અને યોગીપુરના વાસીઓ કોક વખત સમુદ્રના પડઘા જોડે 'અનન્ત ! ઓ અનન્ત !' એમ સાભળતા હશે.

વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી





# દક્ષ-યજ્ઞ-ભંગ

સ્થલ:

હિમાલયનો સુંદર શુભ્ર નૈસર્ગિક રમ્ય પ્રદેશ, મનહર ઝરણાંઓ, મનોરમ શીલાઓ; ને એક ઉચ્ચ પ્રદેશ પર શંકરનું ન્હાનું સુંદર સ્થાન.

સમય: સૂર્યોદય

શંકર: સતી! સૂર્યોદયની આછી ગુલાબી પીળી હિમાલયના શુભ્ર પ્રદેશ પર ફરે છે; નિર્મલ હૃદયમાં સ્નેહનું અંકુર ફૂટતું હોય તેમ. સમય બહુ આનંદનો છે. સૃષ્ટિ ભવ્ય નહિ, પણ સુંદર બની છે; અને તેથી એના ઠંડા ધીમા પવનમા પક્ષીઓ કલરવ કરે છે.

સતી: અને આ બાજુ માનસ સરોવરનું સુંદર જલ સૂર્યના કિરણોથી શોભી રહ્યું છે. ભગવન્ દીવાકર! નમસ્તે!

શંકર: નંદી કાલે શા સમાચાર લાવ્યો ?

સતી: મ્હારી બધી બ્હેનો ચંદ્રભવનમાથી પિતાજીને ત્યાં યજ્ઞમાં જવા રવાના થઈ છે. ઋષિ કશ્યપ પણ જવાના હશે. હવે હું એક રહી. ત્હમે હા કહો કે તગત નંદી સાથે રવાના થવું છે.

શંકર: ત્હમને ખબર છે નાં ? આવકાર વિનાના પિતાના ગૃહ કરતાં બંદીગૃહ વધારે સારૂં છે. સ્વમાન જાળવો; અને યોગ્ય સત્કારમાં—ત્હમારા પોતાના અનેક જન્મસિદ્ધ હક્કમાં—જે આડે આવે ત્હેના પર ભયંકર સ્વરૂપથી ધસો! હું રુદ્ર છું: બીજાને રુદન કરાવું છું ને મ્હારું પોતાનું કરુણામય શાંત રુદન એ મ્હારે પોતાને સ્વાધીન

છે. મ્હારી એક માન્યતા છે કે દરેક મનુષ્યને એનું રુદન સ્વાધીન હોવું જોઇએ.

**સતી:** ત્હમારા શૌર્યના દ્રષ્ટિબિન્દુથી સ્વમાનની લાગણી હું ન સમજી શકું એવું નથી, પરંતુ પિતાના ગૃહનાં તે વળી આમંત્રણ શાં? માતા પીરસે ત્યારે આગ્રહ શો? પરમપ્રિય! ગૃહનાં કેટલાક પ્રશ્નના સંબંધમાં મનુષ્ય સ્વમાનનો ત્યાગ કરે એમાં જ એનું શૌર્ય છે!

**શંકર:** સતી! એક વાત સમજવા જેવી છે. પિતાનું આમંત્રણ એટલા માટે જ આવે છે કે એ આમંત્રણથી શ્વસુરગૃહમાંના બધા સ્વમાન જાળવી આવવું હોય તો આવી શકે. ત્હમારે જવું જ હોય તો હું આડે નહિ આવું. પરંતુ જે અનંત સમયના ગુપ્ત સાંકેતિક હેતુથી આપણું જીવન અખંડ બન્યું છે ત્હેના વિકાસક્રમમા ત્હમે પણ અર્ધ ભાગીદાર હોવાથી કહું છું કે સ્વમાન અને શૌર્ય વિના જીવન નથી. ત્હમારૂં સ્વમાન ન જળવાવાને લીધે મ્હારા પોતાના ભવ્ય રુદ્રપદને લાંછન ન લાગે તેટલા માટે, અને કૈલાસાધિપતિની સ્ત્રી સામાન્ય સ્ત્રી સ્વરુપે આવી અને કાઇપણ અસામાન્ય શૌર્ય દર્શાવ્યા વિના સ્વમાન ખંડિત કરાવી ચાલી ગઈ, એમ દેવસભામાં કોઇપણ વખત કોઇ ન કહી શકે તેટલા માટે, રે સતી! ત્હમારા સ્ત્રીત્વને યોગ્ય સ્વરૂપે રહેજો! યાદ રાખજો કે કૈલાસના ભવ્ય નૈસર્ગિક સ્વરૂપને દક્ષની કોઈ ભેટથી શણગારવાનું બાકી રહેતું નથી! રત્ન અને જવાહીર, હીરા અને માણેક, ઇન્દ્રમણિ અને પન્ના જેને કિંમતી હોય ત્હેની પાસે જ રહેવા દેજો! લક્ષમા રાખજો કે માનસ સરોવરનો અધિપતિ ચારિત્ર્યનું લાછન એક ઘડી પણ સહન કરવા જન્મ્યો નથી.

**સતી:** આપના ભવ્ય રુદ્રરૂપને, મ્હારા સ્ત્રીત્વને અને કૈલાસની પવિત્રતાને અખંડ એ જ સ્વરુપે પુનઃ પિતાના ગૃહમા સ્થાપવા હું જાઉંછું. હું સમજુંછું કે કૈલાસનો નરેશ આજે દક્ષના યજ્ઞમાં પોતાના પ્રતિનિધિ તરીકે પોતાની પ્રિય સ્ત્રીને મોકલે છે. પિતાના યજ્ઞમાં જતાં આનંદ થાય છે, પરંતુ સાથે જ ત્હમારી દીધેલી આટલી જવાબદારી અને જોખમદારી હૃદયને સાવચેત અને સજ્જ બનાવે છે.

પદમાટે નથી. નંદી ! દક્ષનો યજ્ઞપ્રદેશ કેવો ? કોણ કોણ આવ્યા હતા ?

**નંદીઃ** યજ્ઞપ્રદેશ બહુ રમ્ય. (મનમાં) સ્નેહદૃષ્ટિ ઉત્પન્ન નહિ કરૂં તો એનું સ્વરાજ ને સ્વમાનની સૃષ્ટિમાં રમતું મન કહેવાતી દેવભૂમિ સર્વસ્વનો નાશ કરશે. અપરાધીને શિક્ષા હોવી જોઇએ, પણ યોગ્ય. (પ્રકાશ) કાશ્યપનંદિની સર્વ હાજર હતી. પારિજાતની પુષ્પ માલા ધારણ કરેલ, ઐશ્વર્યની અધિષ્ઠાત્રી સમી ઇંદ્રિપત્ની; નીલમ-માણેક-મૌક્તિક મુકુટ ધારણ કરેલ, સમૃદ્ધિની પ્રતિમા શી કુબેર-પત્ની; તેજસ્વી રથમાં સૂર્યપત્ની; સરસ્વતી, સાવિત્રી અને અન્ય મધુર દેવાંગનાઓ.

**શંકરઃ** અને તું કહે છે તેમ તે સર્વ યોગ્ય વૈભવમા ?

**નંદીઃ** હા દેવ !

**શંકરઃ** અને એક રુદ્રપદની સમ્રાજ્ઞી વૈભવ વિના ?

**નંદીઃ** દેવ ! એમ નહિ. એ પણ પોતાના યોગ્ય સ્વરૂપમાં.

**શંકરઃ** ભીખારીના ? નંદી ! ત્હારે એ કહેવું હતું ? ઓ ! ઇંદ્રપદથી મોઘું ભીખારીપદ ! ત્હને ખબર છે ના, ઇંદ્ર દેવરાટ્ ખરો, પરંતુ એનો સ્વતંત્ર અધિકાર, એની સ્વરાજ્યમર્યાદા, એ નહિ. હું જગતની લય સ્થિતિનો સ્વામી ! કૈલાસની ટૂંકી મર્યાદાનો પણ સ્વતંત્ર અધિપતિ ! નંદી, દેવી ક્યા છે ?

**નંદીઃ** (મનમા) હવે ? ઓ પરમબ્રહ્મ ! (મોટેથી) બીજે ક્યા ? સ્વર્ગમાં રુદ્રપદનું સામર્થ્ય સ્થાપન કરવા.

**શંકરઃ** તું રુદ્રપદ પામે ઉભો છે એમ ધારી જવાબ દે !

**નંદીઃ** રુદ્રના પરમ કલ્યાણમય સ્વરૂપની સમક્ષ કહું છું કે દેવી હવે નથી !

**શંકરઃ** હેં ? દેવી નથી ? નથી ? બોલ બોલ, તું શું કહે છે ? દેવી નથી ? ક્યા નથી ?

**નંદીઃ** પ્રિય દેવ ! રુદ્રપદનો ત્યાગ યજ્ઞમંડપમા જોઇ દેવીએ દેહત્યાગ કર્યો.

**શંકરઃ** ઓ ! રુદ્રપદને યોગ્ય સમ્રાજ્ઞી !

શંકરઃ હવે નંદીને લઇ ખુશીથી પ્રયાણ કરો.

( સતી જાય છે

શંકરઃ (સ્વતઃ) જ્યારે જ્યારે દેવોએ ભસ્મપર તિરસ્કારની દૃષ્ટિ કરી છે અને સર્પના ભયાનક સ્વરૂપથી ગ્લાનિ પામી તેઓ દૂર ખસ્યા છે, ત્યારેત્યારે કૈલાસના અધિપતિને યોગ્ય સ્વમાન સાચવી રુદ્રપદમાંથી હમેશાં આ શબ્દો નીકળ્યા છેઃ " તમારા શિક્ષિત દંભ કરતા શંકરનું આ ભીષણ રુદ્રપદ વધારે ભયંકર નથી. " એ ભીષણ સ્વરૂપમાં ચન્દ્રની આછી જ્યોત્સ્ના છે; ગંગાનો નિર્મલ પ્રવાહ છે." ઓ! જગત સમસ્તમાં મ્હને માત્ર અવધૂત સ્વરૂપ પ્રિય છે! સારૂં જગત વસ્ત્રાલંકારથી શયતાન જેવા સ્વરૂપને ઢાંકવા કરતાં નગ્ન રહ્યું હત! ઓ પ્રિય નગ્નાવસ્થા! ( આમતેમ ફરે છે )

નમન કર્યું ફરે છે; સતી જાય છે, પણ રુદ્રપદને લાંછન લગાડવા! મ્હને રત્નનો મોહ નથી. કુબેરના સુવર્ણના ઢગલા આબાદ રહો! પરંતુ નગ્ન રુદ્રપદ પર તિરસ્કારની એક પણ દૃષ્ટિ—અને પછી,—રે! તે ભલે વરુણ હોય કે અગ્નિ, યમ હોય કે ઇંદ્ર, સાક્ષાત્ બ્રહ્મા હોય કે વિષ્ણુ,—અને એની મારી સમૃદ્ધિમય સૃષ્ટિ માત્ર ભસ્મના રૂપમા મ્હારા શરીરપર શોભી રહેશે! સ્વમાન! સ્વધર્મ! રુદ્રપદનો પરમ વૈભવ!

ઇંદ્રનો નંદનવનનો વિલાસ? અમરાવતીનું ઐશ્વર્ય? દેવગુરુનું પદ? અગ્નિનું ઉગ્ર પરાક્રમ? યમનું ભયંકર સ્વરૂપ? ઓ! કૈલાસ મૂળમાથી ઉખેડી નાખવાના મ્હારા નવ સામર્થ્યના શપથથી કહું છુ કે મ્હારા રુદ્રપદને લાછન લાગે, સ્વમાન ખંડિત થાય, મ્હારી સહજ સ્વતંત્રતા જાય, ત્યારે મારા વિશ્વના દેવો ભયે ચુડી પહેરી મ્હારી સામે ઝનૂમ્યા કરે! સમસ્ત દેવસભામા રુદ્રપદનું સત્ય સામર્થ્ય જળવાવવું જ જોઇએ. ઇંદ્રનો ઐશ્વર્યપૂર્ણ મુકુટ આબાદ રહો, પરંતુ એ મુકુટ રુદ્રપદમા નમન કરે. મ્હારો પ્રિય કૈલાસ! એમા એથી વધારે પ્રિય મ્હારી સ્વતંત્રતા! સર્વથી વધારે પ્રિય મ્હારૂં સ્વમાન!

મ્હારા પર વસ્ત્ર નથી. હું નગ્ન છું, પરંતુ એ નગ્નત્વ સામર્થ્યનું આભૂષણ છે; નહિ કે દૂષણ. જે મ્હારો જન્મસિદ્ધ હક્ક છે, જ્યાં રહેવાનો ઇશ્વરનિર્ણિત આદેશ છે, ત્યાં-તે પ્રિય કૈલાસભૂમિમાં-સમ્રાટ્થી, દેવરાટ્થી કે વિષ્ણુથી પણ પદ ન મૂકાય. એ મૂકાય ત્યારે સમસ્ત રુદ્રપદનું સામર્થ્ય પછડાય; નાશ પામે; ન રહે. અસ્તિત્વથી જાય, પરંતુ બીજા કોઈ સ્વરૂપે તો એનાથી ન જ રહેવાય. રુદ્રપદ રુદ્ર માટે અથવા ન રહેવા માટે. મ્હારો સ્વમાનનો હક્ક એજ મ્હારો પરમ વૈભવ ! સ્વમાન રહે અથવા જીવન સર્વસ્વ જાય. પ્રિય સ્વમાન ! રુદ્રપદનો પરમ ધર્મ ! ( ધીમે પગલે જાય છેઃ નંદી પ્રવેશ કરે છે. )

નંદીઃ કહેવું શી રીતે ? એનામાં તત્ત્વજ્ઞાન છે, પણ તે, રુદ્રપદ સાચવતાં મૃત્યુ આવે તો મૃત્યુ જીવનનો વિકાસક્રમ છે એટલું જાણવા પૂરતું ! એ જ એનો મુખ્ય આદર્શ, પછી બીજું બધું. કૈલાસની સીમાનું ઉલ્લંઘન ન સહી શકે એ શુ પ્રિય જીવનસખીનું અપમાન સહેશે ?—મૃત્યુ સહેશે ? પરંતુ કહેવું શી રીતે ? હું શી રીતે કહું કે સતી ભસ્મ થયાં ? (વિચાર કરે છે )

અરે ! કૈલાસના અધીશ્વરનું નગ્ન સ્વરૂપ ઇંદ્રના ઐશ્વર્યથી વધારે પ્રકાશે છે. એનામા ગરીબી છે, પરંતુ સ્વેચ્છાથી સ્વીકારેલી; હરીશ-ક્ષમા ન પહોચી શકતા બીજાએ આપેલી નહિ. એને સ્વતંત્રતા પ્રિય છે, પરંતુ સ્વપ્રભાવથી મેળવેલી; બીજાની નબળાઇથી જન્મેલી નહિ. એનામા ક્રોધ છે, પરંતુ સામર્થ્યના આવિર્ભાવનો. એનામાં સ્વમાન છે, પરંતુ નમ્રતાભરી ઉદારતા સાથે. અરે ! એનામાં શું નથી ? આ સતીનો વિરહ એક ન હોય તો પછી શું નથી ? પરંતુ કહું શી રીતે ? કહ્યા પછી ઉભું રહેવાશે ? એને સ્નેહની મૂર્ચ્છા આવશે કે રુદ્રપદનું સ્વાભિમાન ? ( શંકર પ્રવેશ કરે છે )

શંકરઃ ( નંદીને જોતાં ) ઓહો ! તરતજ ? કૈલાસના રમ્ય સ્થળ કરતાં હિમાલયનો કોઇ પ્રદેશ વધારે રમ્ય નથી જ. રુદ્ર કૈલાસનું સ્વરાજ સાચવે અથવા અસ્તિત્વમાં જ ન રહે; વચલો માર્ગ આ

**નંદીઃ** (મનમાં) ઓ પરમાત્મન્! આને સ્નેહની મૂર્ચ્છા ન આવી. સ્વમાનનો–ભયંકર રુદ્રપદનો–અભિલાષ જન્મ્યો.

**શંકરઃ** નંદી! કૈલાસની સર્વ સેના તૈયાર થાય! રુદ્રપદને યશતિલક કરનાર દક્ષપુત્રીનું સ્મરણ એવા જ બીજા યશકર્મથી ચિરંજિવ થશે! નંદી! રુદ્રનો શબ્દ એ જ આજ્ઞા.

**નંદીઃ** દેવ, ક્ષમા! દક્ષપ્રજાપતિએ—

**શંકરઃ** મ્હારા સામર્થ્યથી પ્રાપ્ત કરેલું મ્હારૂં પદ ધિક્કાર્યું?

**નંદીઃ** હા દેવ. અને એ સહન ન થવાથી દેવી ભસ્મ થયાં.

**શંકરઃ** ઓ! સારા જગતના સમ્રાટ્ અને સ્વર્ગનો દેવરાટ્ ભયથી ભલે સૈન્ય તૈયાર કરે; દેશ માટે લડે; સમૃદ્ધિ માટે લડે. માત્ર શંકરપદ માટે લડનાર એક હું! (જાય છે)

× × ×

(શંકર યજ્ઞ સમીપ આવે છે; કોલાહલથી દેવો ઉભા થાય છે. અગ્નિ ધ્રૂજે છે; વાયુ નાસે છે.)

**શંકરઃ** નંદી! કોણ છે એ રુદ્રપદનો તિરસ્કાર કરનાર? કોણ?

**અગ્નિઃ** (ધીમેથી) વાયુદેવ! યજ્ઞમાં આવતાં અવાયું!

**વાયુઃ** (ધીમેથી) ચૂપ!

**શંકરઃ** દેવરાટ્ ક્યા છે? ક્યાં છે વૃદ્ધ બ્રહ્મા? રુદ્રપદના સામર્થ્યની એ સનાતન ઇતિહાસકારને ખબર નથી? રુદ્રપદનો જન્મ અસાધારણ પરમાણુઓમાથી છે એ શું એને જાણ નથી? ક્યા છે દેવરાટ્? એને ખબર નથી કે શંકર રાજા નથી, કારણ કે એને રાજાનું સામર્થ્ય જોઇએ છીએ; નામ નહિ? કેમ, ઓ રુદ્રપદને ધિક્કારનાર વીરપુરુષો! ત્હમારા મ્હોંરા પર અકાલે, અયોગ્ય ગભરાટ કેમ છૂટે છે? (બધા ચૂપ રહે છે)

**દક્ષઃ** મિથ્યાભિમાનનો પ્રતિશબ્દ પર્વતમાંથી જ આવે, દેવસભામાંથી નહિ.

**શંકરઃ** રુદ્ર અને મિથ્યાભિમાન?

દક્ષ: શબ્દમા જ સામર્થ્ય રાખવું છે? કૈલાસ પર વાસ, નગ્ન વેષ, વાહન એવકુફ બલદ, વૈભવ સ્મશાનભૂમિ અને છેવટ, ભયંકર સર્પનો અવતાર! રુદ્રપદનો આવી રીતે યજ્ઞમા અધિકાર? પરાક્રમ મનુષ્યોને સંહારવાનું, ડહાપણ દાનવને વરદાન દેવાનું, અભિમાન માત્ર લંગોટીનું; રાજ્ય માત્ર ડુંગરનું; અને છતા દક્ષ પ્રજાપતિના યજ્ઞમા મિથ્યા ભાગ? શંકર દક્ષનો જમાઈ એટલી જ એની પ્રસિદ્ધિ. એના સમસ્ત જીવનનો એટલો જ જવલંત ઇતિહાસ! એની પ્રજા સમક્ષ શૌર્ય દર્શાવવાનું આટલુ જ નિર્માલ્ય સાધન. છતા એનું રુદ્રપદ અને એ પદને દક્ષ પ્રજાપતિના યજ્ઞમા સ્થાન? ઓ! મિથ્યાભિમાન ને મૂર્ખતાનો કેવો ભયંકર અને વિચિત્ર યોગ!

શંકર: સાંભળી લે પહેલુ અને છેલ્લુ. શબ્દમા સામર્થ્ય છે કે અજેય ગમા, એ ખુદ બ્રહ્માને પૂછી જો! કૈલાસ પર વાસ એટલા માટે કે ઉંચી ભૂમિ પરથી, કોણ કૈલાસપર નજર ફેરવે છે એ ખબર પડે! નગ્ન વેષ, કારણ કે પ્રજાને ઢાકયા પછી જ શરીર ઢાકવુ છે! તમારા વસ્ત્રાલંકારથી સર્પ બનેલા દાનવ શરીરની પેઠે પ્રજાને લૂંટી હમેશના હમેશ વેષ બદલાવવા નથી. અને રાજાની વૈભવભૂમિ તો સ્મશાન જ હોય ત્યા જ ખબર પડે કે કોના ગૃહનો આધાર ગયો છે, કોના ગૃહનો સ્તંભ પડયો છે, કોણ ગ્લાનિભર્યા જીવનથી ખરી જરૂરીઆતમા છે! સમ્રાટ્પદ સિંહાસન પર તમને મુબારક હો! અમારું સમ્રાટ્પદ સિંહાસનમા નથી, ગરીબના આશાભર્યા હૈયામા છે! અને હવે,—ઓ હાજર રહેલા દેવો! રુદ્રપદનો આ ભયંકર સંકલ્પ સાંભળો. (દેવો કંપે છે)

હું સ્મશાનનો રહેનાર, ભસ્મ ધારણ કરનાર, નગ્ન અને ભયંકર રુદ્ર! દુષ્ટો! તમારા સુંદર ત્રિનેત્રની પાછળ કેટલી ખૂની આંખો ઝુકે છે? તમારા કલ્યાણવેષમા દાનવનો કેવો ભયંકર સ્પર્શ છે? ઓ! નગર સમગ્ર પામે આ ભયંકર રુદ્રપદના શાપ સહિત કહું છું કે તમારા શિથિલ દંભ કરતા મ્હારું આ નગ્ન પદ મને વધારે

વ્હાલું છે! ઓ! આખું જગત એક વખત નગ્ન બને; પછી કાંઇ કરવાપણું રહેતું નથી! નગ્ન છું, પણ પ્રજામાં કોઇને નગ્ન જોયો? નગ્ન છું, પણ સ્ત્રીઓમાં શંકરની પ્રતિષ્ઠા જોઇ? ઓ! મ્હારા નગ્ન સ્વરૂપમાં સ્ત્રીઓને જેટલી શ્રદ્ધા છે તેટલી ત્હમારા દંભથી ઢાંકેલા સ્વરૂપમાં નથી! ત્હમારામાં વરદાન દેવાની ઉદારતા નથી; તે આપ્યા પછી પાળવાની સરલતા નથી; તેની પાછળ યુદ્ધ કરવાનું સાહસ અને શક્તિ નથી. ત્હમારો ચંદ્ર જેવો ઉજળો વેષ અને મન્મથ જેવી સુઘડતા! ઓ! બ્રહ્માએ સૌન્દર્ય શયતાનને જ આપ્યું છે!

દક્ષ: હવે ત્હારૂં મિથ્યા સામર્થ્ય જવા દે.

શંકર: રુદ્રપદને તું શું લાંછન લગાડી શકશે? સમજ, કે ત્હારા જેવા અસંખ્ય હોય તોપણ કૈલાસની નિર્મળ મર્યાદા સાચવવા, સ્વમાનને જાળવી રાખવા,--અરે! ત્હમારી ભસ્મથી આ શરીરને શૃંગારવા શંકર સર્વદા તૈયાર છે! બેમૂલ જ્વાહિર ત્હમારા મુકુટ પર ભલે રહે; મ્હને એની ભસ્મ જ પ્રિય છે! ત્હમારો યજ્ઞ ભલે થાય; એમાં આહુતિ મ્હારે ત્હમારી જ દેવી છે! શંકરના પદ પર લાંછન? ઓ! જીવન સર્વસ્વ!

દક્ષ: શંકર! હજી પણ સમજ. ત્હારા રુદ્રપદનું મિથ્યાભિમાન મૂકી રુદ્રપદ સાચવવા યોગ્ય વિવેક રાખતાં શીખી લે.

શંકર: મ્હારા સર્વ સામર્થ્યના શપથ લઇને કહું છું કે ત્હારા મિથ્યાભિમાનમાં જ ત્હારૂં મૃત્યુ છે. અરે! હું શંકર ત્હને અજ્ઞાનમય અવસ્થામાં મૃત્યુ પામવા દઉં એના કરતાં વિશેષ લાંછન મ્હને કયું?

દક્ષ: વીર્યવાન શબ્દોમાં નિર્બળતા છુપાવી દેવાનું તો, ઓ શંકર, ત્હારામાં જ બલ છે!

શંકર: દંભ અને તે પાછળ મૃત્યુ પામવા જેટલો અધિકાર! ત્હારા સજ્જન જેવા વેષમાં અને મિથ્યા વિવેકમાં, સ્વતંત્રતા અને મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક કાળથી લઈ લેવાની ભયંકર યુક્તિ છે. દરેક દેવ જાણે છે કે રુદ્રપદનો યોગ્ય અધિકાર લોપ થાય છે. એને શબ્દમાં

વ્યક્ત કરવાનું માત્ર અસાધારણ બલ કોઇનામા નથી. દક્ષના યજ્ઞમાં કુસ્તના અનેક નિયમોનો ભંગ થાય છે, એ કહેવાની કોઇનામાં તાકાત નથી. દેવોનું શબ્દમય જીવન એમના ગુપ્ત જીવનથી વિરૂદ્ધ છે. અધિકાર ન જાય એટલા માટે બધા ભીરૂ બન્યા છે!

પરંતુ આ ભયંકર જીવનવ્યવહાર હવે વધારે વખત ચાલે એ યોગ્ય નથી. અગ્નિ અને યમ, સૂર્ય અને ચંદ્ર, ઇંદ્ર અને વરૂણ, બ્રાહ્મણો અને ઋષિઓ! ત્હમારા વસ્ત્રાલંકાર સહિત કે વસ્ત્ર વિના, ત્હમારા અભિમાનમા કે જીવનરક્ષણાર્થે જેમ ન્હસાય તેમ ન્હાસો! આજે આખું જગત રૂદ્રપદનું અતિ ભયંકર સ્વરૂપ જોવા તૈયાર બને! દંભી જીવનનો અને સુશિક્ષિત દંભનો, એ પરમપ્રિય વીરભદ્ર, સંહાર કર! કોઈ બચે નહિ; દંભ ક્યાંય રહે નહિ; સજ્જન કોઈ દુભાય નહિ! દક્ષ અને એનો આ યજ્ઞ! વીરભદ્ર! સર્વત્ર ભયંકર સંહાર એ જ રૂદ્રપદની છેલ્લી આજ્ઞા!

અગ્નિ: વરૂણ! યમ! ચંદ્ર! ન્હાસો ન્હાસો.

સૂર્ય: શા માટે? ઉભા રહો. વીરભદ્રમાં તાકાત નથી કે સૂર્યની ઉષ્મા સહન કરે.

ઇંદ્ર: સૂર્યદેવ! એ મિથ્યાભિમાન જવા દો! દક્ષની ખોટી ગેહમા તણાવાનું ત્હમારૂં સામર્થ્ય રૂદ્રના આ ભયંકર સ્વરૂપ-સામે ઘડી નહિ ટકે! દોડો—ન્હાસો!

સૂર્ય: અને શું એ ઋષિઓ અને બ્રાહ્મણો સામે થશે?

ઇંદ્ર: ઓ સૂર્ય! સાક્ષાત્ યમને એ પરાક્રમ પૂછી જો. ઋષિઓ ને બ્રાહ્મણો એના તદન નિર્દોષ જીવન પર દક્ષે મૂકેલું કલંક સહન કરે ત્યારે શું રૂદ્રનું સામર્થ્ય તેમાના કોઇને પણ ક્ષમા કરશે? ત્હમે ત્હમારા બધા પ્રકાશ સહિત દક્ષના અંધકારમા આવ્યા માટે ન્હાસો! અથવા આ વીરભદ્રનું ઉગ્ર ભયંકર સ્વરૂપ જૂઓ!

(સર્વે નાસે છે: બ્રહ્મા પ્રવેશ કરે છે)

બ્રહ્મા: (સ્વત:) સમય એવો આવ્યો કે નીતિ અને ન્યાય કરતાં મનુષ્યને અને દેવને અધિકાર વધારે પ્રિય લાગ્યો. વૈભવ અને વિલાસ, અધિકાર અને ઉચ્છૃંખલતા, લક્ષ્મી અને યૌવન,–દેવગણ અને ઋષિજન સર્વને આ સ્થિતિ પ્રિય બની. દક્ષનો અધિકાર, એનો દાનવ જેવો વિલાસ, એનું વિવેકહીન યૌવન; અને તદ્દન નિઃસ્વાર્થ, નિર્દોષ શંકર સ્વરૂપ રુદ્રના નગ્ન પણ અતિ ભવ્ય અને પૂજનીય સ્વરૂપનો તિરસ્કાર! એ ઉચ્છૃંખલતા સામે કૂદતા વીરભદ્રને રુદ્ર વિના કોણ આજ્ઞા કરે? દેવોની સભામાં અપ્સરા નાચે છે ત્યારે નિર્મળ સંગીતનો અનુભવ કરતા હોય તેમ પોતાની મહત્તામાં સર્વ રહે છે; પણ પાછળથી ખેવકુકની જેમ, મૂર્ખની પેઠે,–અરે, અતિ દુષ્ટ માનવની પેઠે,–એના સ્વરૂપને વેચાતું લેવા સર્વ વૈભવ આપવા તૈયાર થાય છે! જેના નગ્ન સ્વરૂપમાં વિકારની છાયા માત્ર નથી એ રુદ્ર શું આ સહન કરે? આવા દેવ સર્વ દક્ષ–યજ્ઞમાં અધિકારી અને રુદ્ર નહિ? ઓ! દક્ષની ભયંકર ભૂલ, અને એનું આ ભયંકર પરિણામ!

(રુદ્ર સમીપ જાય છે: રુદ્રનો સ્વર સંભળાય છે.)

વીરભદ્ર! દક્ષનું માથું ઉડાવી દે! આજે ભલે જગતપરથી શઠતા-નીચતાનું સ્વરૂપ ઓછું થાય! (અટ્ટહાસ્ય કરીને) આ હા હા હા શૂરવીર દેવો દોડયા જાય છે! અને આ ઋષિમૂનિનાં સંતાનો! એક આંગળી માત્રથી યમને અટકાવી દેનાર રુદ્રના સામર્થ્યની આજે સંપૂર્ણ ખાત્રી થશે! સમય કેટલો વિચિત્ર! વેશ્યા જેવી સ્ત્રીઓ પાસે ગધેડાની પેઠે ભૂંકે એ બધા રાજાઓ, અને હું મ્હારા નગ્ન સ્વરૂપમા પણ સ્થિતપ્રજ્ઞ, માત્ર શંકર' સ્ત્રીઓની પેઠે વસ્ત્રાલંકાર ધારણ કરે એ અધિકારી, અને હું મ્હારું ભવ્ય સામર્થ્ય છતાં અન-ધિકારી! ધિક્કાર છે હિમાલયના પ્રદેશને લાંછન લગાડનાર આ સભાને, એમાં ભાગ લેનાર શબ્દ અને સામર્થ્ય વિનાના નપુંસક દેવ–રાજાઓને, એ સર્વ મંડળને યજ્ઞસભા કહેનાર વિદ્વાન કહેવડાવતા ઋષિ–મુનિઓને! ધિક્કાર છે આ સર્વ વ્યવસ્થાને! અને આ સર્વનું પરિણામ શું છે? જનમંડળમાં અને પૃથિવીના નૃપમંડળમાં અત્યાચાર

કેટલો છે ? મનુષ્યનું શુભ જીવન ક્યાં ? એનું શબ્દજીવન સુંદર અને એનું વ્યાવહારિક જીવન અધમ ! વેશ્યાવિહાર એ સાધારણ ચાલ; શિશ્નિ દંભ એ વિવેક; નપુંસકતા એ મનુષ્યને સ્રીથી જૂદો પાનારો ધર્મ; વિષયલોલુપતા એ નૃપતિનું લક્ષણ ! ઓ ! આ સર્વ ભયંકર દાનવના રાજ્ય સામે મ્હારો એક જ વીરભદ્ર બસ છે ! દેવોની આવી ગેરવ્યવસ્થાનો પ્રતિધ્વનિ માનવકુલમાં સંભળાય છે. નૃપતિમંડળમાં, બ્યંઢળોને ઘડીભર બહાદૂર કહેવાનું મન થાય એવા શૂરવીરો છે! ઓ! ઘેટાંનું સૈન્ય વરૂનો શિકાર કરવા જાય એવી જગતની અવસ્થા છે ! (બીજી તરફથી બ્રહ્મા પ્રવેશ કરે છે)

બ્રહ્માઃ પરમ પ્રિય કલ્યાણસ્વરૂપ! નીતિનો માર્ગ આજે રુદ્રથી ભૂલી જવાય છે! કુસ્ખલનાનો દોષ શંકરના અદ્‌ભુત સામર્થ્યમાં? યૌવનનો વેગ સમર્થ યોગીમાં? અદ્‌ભુત સામર્થ્યની સાથે સુંદર ઉદારતાની એક આદર્શ મૂર્તિ એ જ શંકર! જગતની આ માન્યતા પર રુદ્રપદનું મહાન ચૈતન્ય છે. પ્રિય ! કલ્યાણસ્વરૂપ ! કામને વશ કરનાર આજે ક્રોધને વશ થાય છે.

શંકરઃ બ્રહ્મદેવ ! ગુરુ ! પિતા ! આ અન્યાય સહન થતો નથી; એ સહન કરવો એના જેવું બીજું કોઇ કલંક નથી. મ્હારા જ સ્વરાજ્યમાં, ઓ બ્રહ્મદેવ, હું ભિખારી ? અનધિકારી ? સારા ત્રિલોકના સમર્થ પુરુષો રણાંગણમાં આવે, કદાચ ઇંદ્ર દેવસૈન્ય લઇ આવે, અરે, ખુદ વિષ્ણુ બલે આવે, પરંતુ ન્યાયની ખાતર આ સર કોઇ દિવસ મૂક્યું નથી અને મૂકવાનું નથી. અન્યાય સહન કરવા રુદ્રનો જન્મ જ નથી. મ્હારૂં સામર્થ્ય આ ત્રિલોકની સભામાં કબૂલ થયું જ જોઇએ ન્યાયની ખાતર મરવું એ જ મ્હારો પરમ આદર્શ છે !

બ્રહ્માઃ શંકર ! પ્રિય ! ત્હારૂં સામર્થ્ય ક્ષમામાં છે, ક્રોધમાં નહિ. ત્હારૂં ચંદ્રની શીત જ્યોત્સ્ના જેવું નિર્મળ કલ્યાણ સ્વરૂપ જો દેવસમૂહમાં અભય વચન, આશા અને આનંદ નહિ પ્રેરે તો પછી વિશ્વમાં કલ્યાણનો નિયમ ક્યાં રહેશે ? અજ્ઞાનાવસ્થામાં મૃત્યુ-અરે,

પોતાના અંધકારની પાછળ રણમાં પડવાની અજ્ઞાનતા;—એ પ્રિય કલ્યાણ સ્વરૂપ! દક્ષના જીવનમાં આ ચિરસ્થાયી સંસ્કારો રહી જાય છે. ક્ષમાઃ દયાઃ જ્ઞાન.

**શંકરઃ** ક્ષમા કરવી છે, પણ દક્ષ જાણે કે શંકરમાં સામર્થ્ય છે ત્યાર પછી. દયા રાખવી છે, પણ ક્રૂરતા કેવી હોય એવું દક્ષને જ્ઞાન કરાવ્યા પછી. દેવો જે કરે છે તેનું માનવકુલમાં અનુકરણ થાય છે. પૃથ્વીપર અત્યારે દાનવની સત્તા જામી છે. અન્યાય પર–અધમ સત્તા પર–અરે! માત્ર શબ્દની માયા પર–અત્યારે પૃથ્વીના સર્વ રાજામહારાજા, બેવકુફમા બેવકુફ પુરૂષ પણ કરતાં ધ્રૂજે એવા સ્વચ્છંદી પાશવ કૃત્યો કરે છે. અમુક દ્રવ્યથી રહી શકે તે માટે મહેલમાં રહી હજારો ઝૂંપડીઓ નભી શકે તેટલુ ખર્ચ રાખે છે. એને જગતના ઘેટાંઓ અત્યારે વર કહે છે! ઓ બ્રહ્મદેવ! ચોખ્ખું કહું છું કે સારા વિશ્વના વ્યવહારમા અત્યારે એક ધૂર્ત યુક્તિ પ્રવેશ કરી રહી છે! વિશ્વ એ પોલો, ખોટો ને ખોટો ગોળો બની રહ્યું છે! કાં વિશ્વ નહિ અને કાં શંકર નહિ! ત્રીજો માર્ગ ત્હમારા જેવા શબ્દનિપુણ પંડિતોને આપાદ હો! વીરભદ્ર! નરસિંહ! ઉડાવી દે વિશ્વસમસ્તના—

**બ્રહ્માઃ** શંકર! ઓ શંકર! ક્ષમાઃ દયાઃ જ્ઞાન.

**શંકરઃ** ક્ષમા કોના પર? જ્યારે હજારો ગરીબો ભૂખથી મરી રહ્યા છે ત્યારે દુષ્ટની પેઠે પોતાના વિલાસમાં મગ્ન રહેનાર આ રાજાઓ પર? ત્હમને એમના ચ્હેરા પર મોહ હોય તો ભલે! દયા? અને તે ઘેટાની પેઠે આ ગરીબોને ફરી રહેંસી નંખાવવા માટે?

**બ્રહ્માઃ** રુદ્રના ભયંકર સ્વરૂપને નમન કરી, એની કલ્યાણમય સંજ્ઞા પરના–અરે! એ ઐશ્વર્યયુક્ત યોગ્ય પદ પરના—જનસમૂહના વિશ્વાસનો ઇતિહાસ સ્મૃતિમા લાવવા કહું છું.

**શંકરઃ** દેવોને હું ક્ષમા કરૂં છું: દુનિયાની દયા ખાઉં છું: દક્ષને જ્ઞાન આપું છું. પરંતુ તે સર્વ કરતાં પહેલા જગતની હાલની ભયંકર પરિસ્થિતિ પર વિચાર કરવા કહું છું. રુદ્રનો ક્રોધ શમે છે

તે પુનઃ પ્રજ્વલિત થવા માટે. દંભી અને વિવેકી શબ્દોમાં કોઇ દક્ષ મ્હારૂં સ્વમાન જાળવે એ મ્હારે નથી જોઈતું. હું તો મ્હારા સામર્થ્યથી સર્વને સ્વમાન જાળવવાની ફરજ પાડી શકું; અને એ જ મ્હારૂં ધ્યેય. વીરભદ્ર! પ્રિય! બસ. રુદ્રને એવું રુદન આધીન છે. બ્રહ્મદેવ મ્હારૂં એ સ્વરાજ્ય—મ્હારી સ્વમાનની એ મર્યાદા-વિષ્ણુ, ઇંદ્રિ, કે યમ, ત્રિલોક કે ચૌદલોકની સહાયથી પણ ઉલ્લંઘવા યત્ન ન કરે ત્યાં સુધી હું શંકર છું! પછી રુદ્ર! શંકરના જીવનમાં બે જ શબ્દો છેઃ—અને ખરો ઇતિહાસ એમ જ થાયઃ—સ્વરાજ્ય—સ્વમાન—અથવા મૃત્યુ! બ્રહ્મદેવ! કહેજો સહુને, કે વચ્ચે કોઇ નહિ, અથવા હું કે તે નહિ! મ્હારો પરમ વૈભવ, મ્હારી સ્વાધીનતા! વસ્ત્ર લંગોટી, પણ અસંખ્ય આભૂષણોના ચીરા સાધી બનાવેલી! રહેવાને સ્મશાન, પરંતુ ત્યાંથી પછી બીજા સ્મશાનમાં જવાનું નહિ! આભૂષણમા નગ્નાવસ્થા, ગૃહવૈભવમા અસંખ્ય વિરોધી સત્ત્વો; અને કૈલાસનો નૈસર્ગિક રમ્ય પ્રદેશ એ મ્હારું સ્વતંત્ર આંગણું! મ્હારી સ્થિતિ મને આબાદ રહો. એ તરફ દ્રષ્ટિપાત કરી વ્યર્થ પરાધીન થવામાં લાભ નથી. મ્હારો ભિખારીનો ત્હમારા ધનાઢ્ય દેવો પ્રતિ આ સંદેશો છેઃ એ આજ્ઞા પણ છે!

ગૌરીશંકર ગોવર્દ્ધનરામ જોષી






## અંક : ૨

### પ્રવેશ બીજો.

સ્થલ: સહસ્ત્રધારા        કાલ: પ્રભાતનુ બ્રાહ્મમુહૂર્ત

---

( ઉંડી કુંજોમાં ધારાવેલોના ફુવારા ઉછાળતો સહસ્રધારાનો ધોધ ગાજતો પડે છે, ને કિરણની રેખ જેવાં ચમકતાં જલફોરાંઓ અદ્ધર ઊડે છે. પ્હરોડનો ચન્દ્રમા, પૃથ્વીને મુખ જોઈ સમારવા કાજેના આકાશી દેવદર્પણ સમો, અંધાકારમાં લટકે છે. આઘે, ગોમતીના જલપગથારમાં આછી શામળી વાદળછાયા ડબીને પ્રેમવતીના નીરને મેલું કરે છે. નીચે ઉંડાણમાં જલકાંઠે બેસીને રસેશ સહસ્રધારાને પડતી નિહાળે છે, સાંભળે છે, તેમની છંટાતી ઝીણી ઝરો સત્કારે છે અને જાણે પૃથ્વીના નાભિકમળમાંથી, કે દુનિયાની દિશદિશામાંથી રુદન આવતું હોય એવી વિષાદભરી બંસી, વચ્ચે વચ્ચે 'અહાલેક'નું ગીત ગાતો ગાતો વગાડે છે )

રસેશ:     પ્રભો ! તુજ દ્વારમા ઉભી જગાવ્યો મ્હેં અહાલેક !
( ધીરી બંસરી વગાડે છે )
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મ્હેં અહાલેક !
( રડતી કોયલ જેવી બંસીમાં બોલાવે છે )

---

* કવિ ન્હાનાલાલ કૃત એક અપ્રસિદ્ધ નાટક

નથી લીધી પ્રભો ! દિક્ષા, નથી ઓટી કફની;
નમી તુજ પાય છું ત્હેનો જગાવ્યો મ્હેં અહાલેક !
( ઉતરતી ઓમે પપૈયો પોકારે એમ
' પિયુ પિયુ પિયુ ' બંસરીમાં પોકારે છે. )
કમંડળ માહરૂં ખાલી, ભર્યું તુજ અક્ષય પાત્ર;
દીઠી ભંડારમાં દીક્ષા, જગાવ્યો મ્હેં અહાલેક !

( રૂદન કરતી બંસરી વાગ્યાંજ કરે છે. પ્રેમોરિયાને ધારે ને પ્રેમકુંજની કુંજોમાં એ રૂદનનો બંસીટહૌકાર ગાજતો રહે છે. સરોવર ઉપર ખેડુતો ખભે દન્તાળી ધરી ઉપરકાંઠે ઉભી પતાળજલને ઉંડાણુઆરે નિહાળી રહે છે. )

એક ખેડુતઃ આ જોગી થયા વગરના
જોગીનું જોગગીત તો જો !

રમેશઃ ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે;
શ્રવણુ તે ભેદશે ત્હારાં ? જગાવ્યો મ્હેં અહાલેક !

( વાનો વાયુ થંભી જાય છે, જાણે સાંભળવા ઉભો જગતના જીવનનું રૂદન. કુદરતનાં મહાવ્હેણ યે જાણે થંભ્યાં લાગે છે; એવી ગીત ને બંસીની થા જામે છે. સહસ્રધારાના જલની ને જલપર ચંદ્રની ચંદ્રિકાની સહસ્ર ધારાઓ વરસ્યાં કરે છે.

• પ્રભાતના ચન્દ્રતેજમાં સહસ્રધારાના જલધોધ નિરખવા નીકળેલાં કુમાર ને કુમારી પધારે છે; ને બન્ને આશ્ચર્યમુગ્ધ અનિમિષ જડવત્ ઉભે છે.)

વિરાજે છે તું દિલ દરિયાવ, અયિ અદ્દભુત યજમાન !
અણુ શું તો અમીકણ છે, જગાવ્યો મ્હેં અહાલેક !

કુમારીઃ શાં આ હૈયાફાટ રૂદન
નિરન્તરના કલ્લોલના ગરૂડરાજનાં ?

કુમારઃ પ્રત્યેક મનુષ્યાત્મામાં વસેલા
ઉંડા ઉંડા રુદનનો
આ તો છે ઉદ્દ્ગાર,
સારી યે પ્રેમકુંજનો જાણે પોકાર.

રમેશ: ઘડાવી પાવડી જગનાથ ! પ્રવૃત્તિ કેરી;
 મ્હડી તે પર જીવન ધપતાં, જગાવ્યો મ્હેં અહાલેક!

( પ્રેમકુંજની દિશાઓમાંથી ચીસ સંભળાય છે. સહસ્રધારાનાં જલ ડોલાવતી ધૂનામાં પાકતી અન્તરિક્ષમાં આવર્ષે છે. )

રતન: પ્રેમકુંજનું બીજું જીવનધન
 હાય ! આજે ઢોળાઇ જાય છે.

( ધરાઓમાંથી રતન સહસ્રધારાને કાંઠે ઉતરે છે, ને પાલવને પંખે રસેશને આશ્વાસન ઢોળે છે )

રસેશ: નહિ કાંઈ મળે ત્હોયે, મળ્યું દર્શનનું દાન;
 મળી–સળગી મીટેમીટ, ને જગાવ્યો મ્હેં અહાલેક!

કુમારી: આ શી ગામડિયાંની લીલાઓ ?
 રમેશ બંસી રડાવે છે,
 ને રતન વાયુ ઢોળે છે;
 રૂપાળાં શોભે છે શ્યામ ને રાધા.
 જાણે મનામણે પધાર્યાં
 રસભીના વૃષભાનદુલારીજી.
 ક્યાંથી આવડે ગામડાની ગોરીને
 નગરનું એ નાગરિકત્વ ?

કુમાર: જગતશોભના શી શોભતી,
 સુન્દરીસંઘ વચ્ચે સૌન્દર્યમૂર્તિ શી,
 કવિતકલાની પરમ પુત્રી શકુન્તલા
 ક્યિા નગરની હતી નગરકન્યા ?
 રૂપૈયો ખણુખણે એવી,
 રાજ્યલક્ષ્મી સરીખડી, ખણુખણતી મા.
 મથુરા નગરીની હવેલીઓમાં હતી કુબ્જા;
 ને ગોકુળ વૃન્દાવનની કુંજેમાં
 પ્રફુલ્લતી ગોપિકાઓની ફુલવેલીઓ.

વાડીથી વન ઓછાં ન ઉતરે;
ને ઓછી ન ઉતરે એમ
પુરકુમારિકાઓથી વનકુમારિકાઓ.
સરિતાના સૌન્દર્યરૂપથી ન વધે
પાળબાંધ્યાં સરોવર કે સ્ફટિકકુંડો.

કુમારીઃ તો પરણો ને કો વનકુમારિકાને ?—
કુંજકલ્લોલતી કો આજની શકુન્તલાને ?

કુમારઃ રાજકુમારીને વનગોપનાં વેણુવાણું વાગ્યાં
તો ડંખેય તે રાજકુમારને
કો વનગોપીનાં સૌન્દર્ય ડંખ.

( બંસીમાં રુદન આવે છે )

અર્જુનના વિષાદયોગ જેવી વિરાજે છે
રમેશના રસસાગરમાં યે
ઊંડી ઉણપ ને ખિન્નતા.
જગતમાં "છે" ત્હેનો અસન્તોષ.
આશાવાદીની આત્મગુફાઓમાં યે
સન્તાયેલાં છે શોક ને નિરાશા;
ને કો ધન્ય પળે ઉભરાય છે એ
પાતાળગંગાનાં પાણી સમોવડાં.
આનન્દ ને વિલાસથી શણગારાયેલા
જગત્સ્હેલોમાંનું હારમું રુદન,
ઉત્સાહ ને ઉમંગના અમૃત પાનાર
કવિતાના ઉરમાના જ્વાલામુખી,
હાસ્યને પડખે વસેલો વિષાદ,
સંન્યસ્તમાં રહેલી ભીષણ વિશ્વનિરાશાઃ
બ્રાહ્મણના પરમ બ્રહ્માનન્દમાં,
'બ્રહ્મરૂપા હિ કેવલમ્' માં,

ઉંડા જલમાં ઉગતી શેવાળ શા,
રાજમહેલોમાં ઉડતી તમિસ્રા શા,
નિરન્તરના છૂપાયેલા પ્રોત્સાહનના ઓટઃ
કદિ અનુભવ્યાં છે રાજકુમારી ! એ સૌ ?
વૈભવના સોહાગી ફુલમાંડવડે યે
તિમિરવનની રેખાઓ તરવરે છે.
જગતમાના અંધકાર સમોવડો
નિરાશાવાદે ખોટો નથી.
માર્તંડરાજના ઉલટે છે મહારશ્મિ
સૃષ્ટિની દિશદિશને અજવાળતાં,
ત્હો યે ઉભી છે વણઅજવાળાયેલી
આભની ઉંડેરી અન્ધારગુફાઓ.
આજે ઉભરાયછે એ
રસેશના ઉરસરોવરમાંથી,
કવિની ફીફીઓમાથી,
બંસીના વીંધવીંધમાથી
ઉડી રહ્યા છે રદનફોરમ ફોરતા
આત્મન્‌અન્ધકારના એ ફુવારા
પ્રેમકુંજના મહાવનની ઘટાઓ ભરીભરીને.

રસેશઃ ઉંડી ઝોળી રહી અધુરી, જરી તલ ભીંજાયું—

કુમારઃ મ્હારી પણ ઓગળી જાય છે
અન્તરની ટૂંકી દિવાલો આજે;
પીગળી પડે છે મ્હારા યે આજ
દૃષ્ટિમર્યાદાના દુર્ગકાગરા.
સરોવરપાળો તૂટતા
જલપૂર ઉલટે પૃથ્વીભરમાં,
એવાં છલકાઈ ઉછળે છે

આત્મનસરોવરનાં મહાનીર
લોકસંઘના પૃથ્વીપગથારમા,
પ્રજાકલ્યાણના મહાચોકમાં.
પ્રજાસંઘની નાડી સંધાયે
ધડકવાને ધપે છે
મ્હારી નાડીઓમાંનાં રુધિરપૂર;
ઉલટે છે આત્મા વસતીમા વહવા.

( ઝરણને કાંઠેથી ઉતરી રસેશ પાસે જાય છે )

રસેશ: જડયું જીવનનું જીવન મ્હારૂ, જગાવ્યો મ્હેં અહાલેક!
જડયું જીવનનું જીવન મ્હારૂં—
જડયું જીવનનું જીવન—
જીવનનું જીવન—

( ધૂનમાં ને ધૂનમાં વસતીમાં ખંસી રડાવ્યે જાય છે. પ્રભાતસ્નાને પધારેલો લોકસંઘ ટેકરીઓની ધારેધારે ઉભો ઉંડું ધૂનામા નિહાળે છે )

રતનઃ (કુમારને) એ તો શોકસમાધિ લાધી છે.

કુમારઃ જગતના પયગમ્બરોને ભાગ્યે
લખ્યાંછે રડવાનાં લોકસંગ્રહને કાજ.
મહારાજ કુમાર સિદ્ધાર્થ રડયા હતા,
કવિકુલજનક વાલ્મીકિજીની યે
ઢળી હતી દિલની વાદળીઓ.
આપ્રાણઉદાર જગદુદ્ધારકોના તો
રોમરોમમાથી નિર્ઝરી જાયછે
આત્માના ઝરણાં જગતમાં વહવા.
વ્યષ્ટિજીવનનાં સરોવર
બળી જાયછે નિરન્તરના
સમષ્ટિજીવનના સભર મહાસાગરમા.
પ્રફુલ્લેછે એમ કોટિ કુલો

વિશ્વહિતચિન્તકોનાં વિશ્વપ્રેમનાં વૃક્ષ.
રસેશને યે ઉભરો વ્હડ્યો છે આજ
જગતદુઃખોનો, વિશ્વપ્રેમનો, સમષ્ટિજીવનનો.

રસેશઃ જગતના ચોકની વચ્ચે, જગાવ્યો મ્હેં અહાલેક !
પ્રભો ! તુજ દ્વારમાં ઉભી, જગાવ્યો મ્હેં અહાલેક !
જગાવ્યો મ્હેં અહાલેક—
જગાવ્યો મ્હેં અહાલેક—

રતનઃ દિલની દાઝના દાઝેલા આ ઉભરા—

કુમારઃ જગતદુઃખોના દાવાનળની આ મહાજ્વાળા.

( પંચપાત્રમાં આશાપુરીનાં ચરણામૃત લઇને સોહાગ ઉતાવળે પગલે આવે છે )

રસેશઃ આભમાંથી આ રજની ઉતરે છે
હોલવાય છે—ઓ ! હોલવાય છે
દિનના દિનમણિનો પ્રકાશ,
પ્રભુની પરમ જ્યોતિ.

સોહાગઃ ( પ્રેમોરિયાની ગોમતીના કમળથી આશાપુરીના ચરણામૃતનું રસેશને સન્માર્જન કરતી કરતી )
જો રસેશ ! આભના આંગણમાંથી
રજની ઉતરે છે કે ઉષા ?

( રસેશની શોકસમાધિ ઉતરે છે )

આજ તો સૌભાગ્યદિન ઉગશે
પ્રેમકુંજનો ને પ્રેમોરિયાનો.
જો ! રજની આથમે છે જગતમાંથી.

રસેશઃ ( જાગી ચોગમ નિહાળીને )
હા ! ઉષા ઉગે છે પ્રેમકુંજે.
હું આવ્યો ત્યારે રાત્રી હતી;
અત્યારે તો છે ઉષાના હૃદય અહીં.

પધારે છે પ્રભુના પૂર
પ્રેમોરિયાના પ્રેમનીરમાં.

કુમારઃ રસેશ્વરજી! કુદરતના હૈયા સાથે
ધડક્તી ન થાય
મુજ આત્માની યે નાડીઓ?
વિશ્વહૈયા સાથે માનવહૈયાનો સંવાદ—

રમેશઃ રાજકુમાર! ત્હમને તો ઘટે
પ્રજાહૈયાની સાથે રાજહૈયાનો ધબકાર.
કવિને શોભે કુદરતની સાથે એકતાન,
સાધુને શોભે અનન્તની સાથે એકતાન,
રાજાને શોભે પ્રજાની સાથે એકતાન.

કુમારઃ તો વ્રત લઉં છું પ્રજાજન સમક્ષ
કે પ્રજાહૈયા સાથે રાજહૈયાનો
જીવનધબકાર જોગવવા.
પરણીશ હું પ્રજાની કો પુત્રી,
પૃથ્વીપટમાની મણુણી કો સીતા.

રસેશઃ અમે તો પ્રકૃતિમાતના સંતાન;
એ ધાવણથી જ જીવીશું.
સન્તોને સચ્ચિદાનન્દ છે.
રેવરશું પુરપુરમાં પરમાનન્દના પૂર,
જીવજીવના જીવનના ઉલ્લાસ.

કુમારીઃ ( સોહાગને ) કુમારને સન્માર્જન્ ન કરો?
એમની યે નહિ ઉતારો
શોકસમાધિની કન્થા?

( પ્રેમમન્દિરનાં પલ્લવોથી આશાપુરીનાં ચરણામૃતનું સોહાગ રાજકુમારને સન્માર્જન્ કરે છે. કુમાર મૂર્છા હઠી, જાણે જાગ્યો હોય તેમ અન્તર્ચેત્ ઉઘડેલા જેવો થાય છે: ને આશ્ચર્યને નિહાળતો હોય એમ સોહાગને નિહાળી રહે છે )

કુમારી: ભાઇ! સોહાગને ન પરણે તું?
વડિલોએ તો ત્હને મોંખ્યા છે ને
- વધુપરીક્ષાના સ્વયંવર?
કંઇકંઇ જાદૂ જાણે છે
પ્રેમકુંજની એ જાદૂગારી.
પૂતળા શો અનુત્તર કાં?
આત્મા ખોયો કે શું?
ડૂબ્યો એ દિલના મહાસાગરમાં?

( વાદળાં વેરાય છે; ગોમતીનાં નિર્મળાં જળ ઉજ્જ્વળા થાય છે; ઉષાના પાલવમાંથી જગતના હૈયા સમા સૂર્યનારાયણ પ્રગટે છે; સહસ્રધારાની ઉડતી સિરાઓ ઉપર કિરણો પડતાં ઇન્દ્રધનુષ્યની રંગરંગાવલિ ફુટી રહે છે. )

રસેશ: ( પાછો આનન્દોર્મિમા ડોલતો )
આનન્દ છે સન્તો! પરમાનન્દ.
કોઇકોઇ વેળાએ તો—
પ્રારબ્ધની કો ધન્ય પળે તો
સહુના શ્રવણોએ સાભળવા જોઇએ
દુનિયાના દુઃખોના પોકાર,
પૃથ્વીનાં સન્તાનોની રુદનચીસો,
દિશદિશમાથી અનિલઆણ્યા આર્તનાદ.
બાકી તો વિરાજે છે મહાવરેણ્ય,
પ્રકાશ સરિખડો પરમાનન્દ જ
પરબ્રહ્મની આ બ્રહ્માંડકુંજે
એક જ અનસ્ત અખંડાનન્દ.

( મોરલી વગાડે છે, મોરને બોલાવે છે, નીરને નચાવે છે, કુદરતની મહાસરણી ડોલે છે. ને એ ઝરીના મહામોજ ઉપર પ્રેમકુંજવાસીઓના આત્માઓ ડોલે છે. )

બોલો, બોલો સહુ સન્તો
પરબ્રહ્મના એ પરમાનન્દનું ગીત,
અખંડાનન્દનું ગજાવો એ એકતાન.
વિરાજો સદાનન્દની છોળ ઉપર,
ને મ્હાલો એમ મનમોજીલા સન્તો
પરબ્રહ્મના મહાસાગરમાં.
આજે તો સારૂં જગત્ સુન્દર લાગે છે.

( રસેશ ગરરાવે છે ને સહુ પરમાનન્દનું ગીત ગાય છે )

અહો ! આથમે આળપંપાળ, અંગોઅંગ ફોરાં ફુટે;
આધે આધે અનન્તની પાળ, પ્રભુની પ્રભા ઉમટે.
જો ! સંકોરાયે વિશ્વ કોર, કંઇ કોટિ કિરણ સવિતા પ્રગટે
કંઇ તિમિર હમે, કંઇ જગ વિલસે,
જો ! સાગર ગભીરા ગગન તટે.
ખ્હણે ક્ષિતિજનું પોપચું ભાઈ ! ધીમે રહી જો ઉઘડે;
જોને ! બ્રહ્માંડની ઝીણી માંહી અમીનું કિરણ સ્હરે,
ઓ ! ધારે ગેબની ગુફા, મંહી જો નૂરપૂર ઉછળે વ્હાલા !
કંઇ અજબ રસે આ દિલ હુલમે,
જો ! પરબ્રહ્મના અજવાળાં.

અહો ! આથમે જગઅન્ધકાર, આનન્દફુવારા ફુટે;
આધે-આધે બ્રહ્માંડની પાર બ્રહ્માનન્દ જો ! પ્રગટે
આધે-આધે જે આત્મામોઝાર પરમાનન્દ જો ! ઉલટે.

( એકલી એકલી હસતી દેવબા એઓરિયામણીથી
આવી આરાની ફડીએ ચ્હડે છે; ચ્હડતાં સૂર્યને પૂજે છે. )

# ગંગા

એક આત્મકથા

-દ્રુતવિલંબિત-

૧

તરુવરો, નદીઓ, વનપ્રાણીઓ!
કઠિન ચિત્તવતાં પુરવાસીઓ!
ઉભયના પ્રણયી ઉર મુગ્ધના
કપરી આત્મકથા સુણજો સહી.

૨

નગરમાં પ્રિય બાલક તેડી જે
દુઃખથી મૂગી થઈ ભમતી જતી;
જીવનનો પટ તે નિજ ફેડીને
હૃદયની સહુ વાત વદી ગઇ!

૩

શિશિરની અતિ શીતલ સ્હાંજરે,
ગિરિતણે શિખરે ફરતાં દૂરે;
અરધ નગ્ન દશામહીં નારી કો,
નિરખી બેઠલ ટેકરી ઉપરે.

૪

નજીકથી 'અહીં ગંગી! કહીં થકી?
નગરમાં ક્યમ તું દીસતી નથી?'–
વચન એમ વદી ન રહું તહીં,
ખખડાટ જઇ બાઇ હસી પડી!



૫

તરત એ નિજ બાલક ચૂમીને
મમ સમીપ ફરી ટીકતી રહી;
પછી અચાનક આંખ બીંજવીને
ગળગળા સ્વરથી વદતી રહીઃ

૬

"બચપણે દીન માતપિતા તણી
દીકરી એકની એક જ હું હતી;
મુજ પિતા દરરોજ વને જતા,
પ્રતિ ગૃહે ફરી કાષ્ટ જ વેચતા.

૭

"વળી મ્હને નિત તેડી જગાડીને
મજુરીએ મુજ માત જતી હતી;
નિજ ખભે કરી ઝોળી ઉંચાડીને
દિન ગયે જ ઘરે વળતી હતી.



૮

"પરમ શુદ્ધ ચરિત્રની માવડી,
જગતની નજરે હલકી હતી.
દુઃખદ એહ અસત્ય કલંકથી
કદિક તે ઝગડી રડતી હતી.

૯

"પછી અચાનક આંસુ સુકાવવા
નિંદરમાં મુજને ધવડાવતી;
હૃદય પ્રીતી જતું અટકાવવા
કુમળી છાતીથી ખૂબ દબાવતી.

૧૦

"વરસ સાત વિત્યે મમ માવડી
દિલ તણા દરદે ગુજરી ગઈ;
નિરખતી પછી માતની વાટડી
મુજ પિતા સહ જંગલમાં જઈ.

૧૧

"ખસુદુઃખે દિન એમ કંઈ જતા
વરસ તેરનોં સત્વર હું થઈ;
જનક સાથ સહાયક હૈં થતા
નજર ક્રૂર વિધિનોં ફરી ગઈ.

૧૨

"જનકને ક્રમળે દુઃખતે દિલે
મરણુ માતતણું બહુ સાલતું;
સ્વગતને સ્મરતા વદને વ્હીલે
કઠણુ ચિત્ત સમાજપ્રતિ થતું.

૧૩

"પછોં ભયંકર કો જ્વરની પીડા
પ્રિય પિતાની પથારોં પરે ચ્હડી;
ત્યજી દઈ મુજ બાલિશ સૌ ક્રીડા
ફિકરને ફડકે દિન ગાળતી.

૧૪

"બચત તે ધન ઔષધમા ગયું,
તદપિ તાત તને સુખ ના થયું;
ઘરમહીં સહુ અન્ન ખૂટી જતા
ભૂખભરે અમ જીવન ગાળતા.

૧૫

"ક્વચિત નિંદરમા બકતા પિતાઃ
'હૃદયની પ્રિય શાન્તિ ઉડી જતા
બનીં ગયોહું અશાન્ત દિનો થયા
થઈશ શાન્ત-અરે! પણુ ક્યાં ક્યા ?'

૧૬

"'અહીંજ છું' ત્યમ ઉત્તર આપતા
સુખસમીપ મ્હને કરથી ગ્રહે;
નયન આસૂંવતી છલકાવતા
સુખદ બંધનથી છુટવા ન દે.

૧૭

"કરુણુ કારમોં એવોં દશા મહીં
જનક માત કને મળવા ગયા;
કરમની કથની ન પૂરી અહી,
દિન નવા નવ દુઃખ દઈ જતા.



૧૮

"નિરખીને મધુ યૌવન ખીલતું
ભ્રમર કૈં મુજ પાછળ ગુંજતા;
મન પવિત્ર સુનીતિ ન ભૂલતું
દૃદિક કોઇક તેથી જ ડંખતા.

૧૯

"રસિક એક હતો પ્રણયી ભલો,
વખત કંઇક થયા હૃદયે વસ્યો;
અધિક દુઃખ ખમી સુખ ઝંખતા
પરણીને ઘર આણી અમે રહ્યાં.

૨૦

" તનમને ધનથી જગલોકનાં
દરદ–દુઃખ તણી ય કરી દવા.
જગતસેવ વિશે જ રચ્યાંપચ્યાં
વરસ એક અમ્હેં સુખમાં વસ્યાં.

૨૧

" સમય એમ જતાં થઇ સુખણી,
હૃદયઐકયથી ગર્ભવતી બની;
પ્રતિનિધિરૂપ બાલઅતિથિનાં
અમ ઘરે પ્રકટયાં અજવાળિયાં.

૨૨

" પ્રણયીઓ અમ લગ્ન સુણી બળ્યા,
અધિક વેરભર્યા ઉકળી પડયા;
શીલવતા મુજ સુંદર સ્વામીનું
મન હર્યું નીચ દારૂ પીવા તણું.

૨૩

'પછી કમાણી ઘરે નવ આવતી,
વ્યસનમાં જ બધી ફુકતી હતી;
જયમ ત્યમે દિવસે મજુરી કરી
ગૃહતણું ગુજરાન ચલાવતી.



૨૪

'ત્યમ છતાં મુજને મુખથી દેખતાં
અધમ પાશવ દિલ બળી જતાં;
નરકનાં અધિકારી જ પાપીઆં
અધિક દુષ્ટ કઠોર થતાં ગયાં.

૨૫

"પરણુવા ફુટડી નવ સુન્દરી
પ્રિય પતિદિલને લલચાવિયું;
વિવિધ કુર ઘણીક કળા કરી
ઘરતણું સુખ સૌ વણસાડિયું.

૨૬

"ત્યજી ગયા મુજને પતિ એમ એ,
નવગૃહિણી ગ્રહી દૂર દેશમાં;
જગતનો મમ પ્રાણ છૂટી જતે
વિકલ ચિત્તનું ચક્ર તૂટી ગયું.

૨૭

"સ્મરણ ભુત તણાં કરુ જગતનાં
વિતર્ક યાદ થયાં પ્રિય માનનાં;
અનુપકારી સમાજ સહી સહી
જગતની બસ વેરી બની રહી.

૨૮

"તદપિ બાલક જીવ બચાવવા
ઘરઘરે ટુકડા ભીખતી હતી;
પણ સમાજ દિસે લવલેશ હા!
વિધિ દીધેલ દયા જ જતી રહી.

૨૯

"જગજનો નિરખી હસતાં, તથા
બહુકઠોળી ઘણી જ કનેડતી;
વિષમ સૌ સહતાં ઉશ્કેરના,
મનુજ લોક મૂકી વનમાં વસી.

૩૦

" કદિક બેસીં રહું નદિકાંઠડે,
કદિક ઝાડથડે મ્હડીં બેસતી;
કદિક ખીણુ નીંચે સૂંઇ છાંયડે,
ગિરિમહીં પડઘા બહુ પાડતી.

૩૧

" કદિક પાથરતી તરુપાંદડાં,
કદિક વેરતીં જંગલીં ફૂલડાં;
કદિક ઝાલતીં ચંચલ જીવડાં,
કદિક ઝીલતીં ઝાકળબિન્દુડાં.

૩૨

" કદિક બ્હીકભરી ફેંર ન્હાસતી,
નદિમહીં પડીં પાણીં ઉડાડતી;
વનતણાં ઝરણા ફળફૂલથી
તરસ ભૂખ કંઇક મટાડતી.

૩૩

" કદિક વૃક્ષથીં વીંછીં ટીંગાડતી,
સરપ પાછળ જોરથીં દોડતી;
કદિક વાઘનું બચ્ચું લઇ જતી,
કદિક સિંહ ગુફામહીં ઊંઘતી.

૩૪

" દુઃખ ન કોઇ કને કદિ યે કહ્યું,
સમ ન શુદ્ધિ હતી વન શું કર્યું;
કુદરતે રહીં આજ સમાજને
જીવન એ બસ અર્પણ હું કરૂં!"

૩૫

સરલ આમ વિરામ વિના વહી
ગરીબ ગંગા અહીં અટકી પડી;
તરલ તારકમંડળ ઝગતું
ગગનીં રાજ્ય વધુ પમર્યું જતું.

૩૬

ઘૂવડ "ઘૂ ઘૂ" કરી ગભરાવતું,
તિમિર ગાઢ દિશા ય ઝૂલાવતું;
પવન ઘોર તુફાન મચાવતો
સતત જોસભર્યો ફૂંકતો હતો.

૩૭

જટિલ જંગલના સુનકારમાં
વિહગ વેગથી પાંખ વિંઝાવતા;
પગપગે દૂર શ્રાવ્ય ભમાણમાં
ભોંયણું ભૂતતણા ભડકા થતા.

૩૮

ઘડી પછી સુજ દૃષ્ટિ કરી ઉંચી
લગીર બાલ વિશે પૂછવા ગઈ;
નહિ જ કોઇ! ક્ષણેક ગિરિમહીં
'જગત'-'મા'-તણી ચીસ પડી રહી!

૩૯

કરુણ તીવ્ર ભયંકર ચીસ એ
શ્રવણમાં વહતો ઝટ હું ઉઠ્યો;
દુઃખપૂર્ણ અને ધ્રૂજતે દિલે
કુદરતેથી સમાજ ભણી વળ્યો.

દેશળજી પરમાર



# પૂર્વ-સ્મરણ

સુન્દરીઓનું સંગીત અને સ્નેહીઓની આકાક્ષા જ્યહા જન્મે છે ત્યહા એક ફૂલકુંજ છે. કહેવાય છે કે પૃથ્વીના શુદ્ધ આત્માઓ મોક્ષપદ પામી ત્યહા અવતરે છે, ને જગતવાસીઓ કાજે કૈક કૈંક સૌન્દર્યો પાડવે છે.

ત્યહા એક બકુલની છાયા હેઠળ હરિયાળી કુંજમા, દુનિયાના યુવાનો કાજ આશાના પાસ પાડતા બે આત્માઓ બેઠા હતા. થોડીક વારે એકે કહ્યુ:

" જોયો આ પાસ ? જગતમા આપણે હતા ત્યહારે આપણે યે આવો જ પાસ અનુભવ્યો હતો. યાદ છે ત્હને ?"

" હા પ્રથમ ત્હને મ્હે ' સુમન ' કહી સંબોધ્યો, ત્યહારે ને ?"

" ને મ્હેં ત્હને ' સુધા ' કહી બોલાવી...પણ બધુ જ સાંભરે છે ત્હને ? પેલો મધ્યાહ્નનો વખત; જ્યહારે નગરથી દૂર-સુદૂરના પેલા બંગલાની બારીએથી હુ મધ્યાહ્નના ઉંડાણ નીરખતો હતો ને ત્હુ આવી, ને ત્હે પૂછ્યુ: ' શુ વિચાર કરે છે સુમન ?' "

" હા. ત્યહારે ત્હું કંઇ ન બોલ્યો ને રોઈ પડ્યો. "

" ત્યહારે ત્હને લાગ્યું કે ત્હારી જુદી સાનિને લીધે જગતથી હું બ્હીઉં છુ; ખરૂ ને ?"

"પણ થોડાક વખત પછી પેલા ગામડાના બાળકોને વાડામા ત્હું શિખવતો હતો ને હું ત્હારી કને બેઠી હતી; ને ત્હારૂં મુખ જોઇ રહેતી. પછી તો ત્હને યાદ છે ને?"

"પેલા તાડના ઝૂંડમાથી અસ્ત પામતા સૂર્ય સાથે મ્હને સરખાવી ત્હું રોઈ પડી"



"ને ત્હે પૂછ્યુ હતુ કે 'સુધા' ત્હું કેમ રૂએછે?' ત્હારે તો હું અનુત્તર રહી હતી."

"ને અંતે પેલા વનની મઢૂલી! સધ્યાએ હું તરતની ભિક્ષા લઈ આવ્યો હતો ને આશ્રમના પશુપક્ષીઓની સેવાથી નિવૃત્ત થઈ મ્હારી પાસે ત્હું બેઠી હતી ત્હારે બાલાએ પૂછ્યુઃ 'માઇ' આજે મહાપૂજા થશે?'"

"ને મ્હેં ત્હને પૂછ્યુ કે મહાપૂજા થશે?, ને ત્હારા નયનથી પેલી જ્યોતિ પ્રગટી. ત્હને યાદ છે સુમન?"

સુમન અને સુધા પૂર્વ–સ્મરણોમા ગૂથાયા હતા ત્હારે કૂલ–કુંજના દેવઆત્માઓ સ–રસ આ માનવકથા સુણતા હતા. દેવ-ભૂમિમા પણ સુધાથી પૂર્વપરિચિત 'સુમન' શબ્દ અણુચિત બોલાઇ ગયો તેથી એક દેવપુરૂષને સ્મિત આવ્યુ. તે સ્મિતના પ્રકાશથી સુધા–સુમન જાગી ઉઠયા ને જોયું તો આશાના પાયો ઉપર પણ એવી જ બાત ચિતરાઇ હતી

ભટ્ટ લાલભાઇ ઉમરવાડિયા



# કાલિદાસ અને ભવભૂતિનાં સાહિત્યમાં*

"બાપુ, આજે રવિશંકર રાવળ આવ્યા હતા."

"આપણે ત્યાં?" મ્હેં વિસ્મય પામી પૂછ્યું. રવિશંકર રાવળ, એ ગૂજરાતની ઉગતી આશા છે. એમની ચિત્રકલા કોઇક દહાડે પણ ગૂજરાતના નામને દીપાવશે એમ મ્હારી શ્રદ્ધા છે. જેવા કલા-કુશલ છે તેવા જ તે સાધુજન છે. વિમળા એમની કને ત્રણેક વર્ષ થયાં ચિત્રકલા શીખે છે.

"હા! આ ફેરે પ્રદર્શન માટે વિમળાબ્હેને રામાયણમાંની વસ્તુ લઈ એક ચિત્ર કર્યું છે. છાયા–પૂરવણી માટે એ તેઓ લઇ ગયા હતા. વિમળાબ્હેન અહીં હશે એમ ધારી એઓ અહીં લાવ્યા હતા.

"વસ્તુ શું લીધું છે?"

"અશ્વમેધ યજ્ઞ."

"એ કંઈ બહુ ચિત્રોચિત ભાગ નથી. વિમળાએ એમાં કલાની વિશેષતા શી અર્પી છે?"

"એમણે ઇતિહાસ ઉપરથી બહુ મઝાની કલ્પના કરી છે. રામચન્દ્રના હાથમા સ્રુવા છે, વસિષ્ઠે એમાં આજ્ય નાખ્યું છે અને રામભદ્ર સુવર્ણપ્રતિમા સીતાને અનિમેષ સજલ નયને જોઇ રહ્યા છે; તે વેદિને બદલે જમીન ઉપર જ હવિ ઢોળતા દેખાય છે. જરા દૂર વાલ્મિકી એ બાળકને લઈ બેઠા છે. એમની બાજૂમાં શૃંગી છે. સહુ રામભદ્રની અવસ્થા જોઇ અનુકમ્પિત થયા છે;

* એક અપ્રસિદ્ધ પુસ્તકમાંનાં થોડાંક પાનાં

એટલું જ નહિ પરંતુ અગ્નિમાંની યજ્ઞનારાયણની છાયા મ્લાન જ્વાલાઓ પ્હોંચાડી જમીન ઉપર પડતું હવિ અધવચ્ચે જ ઝીલી લે છે. દ્વાર પાસે ઉભા ઉભા મારુતિ અને લક્ષ્મણ આંસુભરી આંખે વસિષ્ઠ ભણી જોઇ રહ્યા છે, અને મ્લાન મ્હોંએ વસિષ્ઠ વ્યાઘ્રચર્મ ઉપર નજર કરી બેઠા છે. સવિતાનારાયણ કહેતા હતા કે ચિત્ર બહુ જ ઉત્તમ થયું છે."

"ધન્ય ! રામચન્દ્રના સ્નેહયજ્ઞની પરાકાષ્ઠા આમ ચીતરનારનું હૃદય ખરેખર જ સ્નેહયાજ્ઞ હશે. વિમળાના હૃદયમાં આવી રસમયતા હશે એની મ્હને કલ્પના યે નો'તી "

વીણા ચૂપ થઇ ગઇ. ત્હેને ફરી બોલાવવા માટે મ્હેં જ પૂછ્યું: "નારાયણ અહીં કેટલો વખત બેઠા હતા ?"

"કલાકેક બેઠા હશે. અમ્હેં ત્હેમને બધે ફેરવીને બંગલો દેખાડ્યો. તેઓ પુસ્તકાલય અને મન્દિરની રચના જોઇ બહુ જ ખૂશી થયા."

"બીજી કંઇ વાતો થઇ ?"

"હા, પ્હેલા તો અમ્હેં વિમળાના ચિત્ર વિષે વાતો કરતાં હતા. એ ચિત્ર નીચે કંઇક સૂચન–નામ–લખવાનું હોવાથી મ્હને વિમળાએ સૂચના કરવા કહ્યું.

"મ્હેં બાને પૂછ્યું તો એ તો બહુ યે વાર ચિત્ર સ્હામું જોઇ રહી અને પછી આર્દ્ર લ્હોતી બોલી: 'એવા ચિત્ર નીચે તે શું લખાય? अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम् એમ લખો.' નારાયણ તો માત્ર 'પ્રતિકૃતિ' એટલું જ સૂચવે છે. થોડીવાર વિચાર કરી મ્હેં સૂચવ્યુ કે मृदूनि कुसुमादपि, लोकोत्तराणां चेतांसि–એમ લખીએ. વિમળાબ્હેનને પણ એ જ સુઝ્યું હતું, એટલે એ જ મૂકવાનુ કર્યું."

"સુવર્ણ પદક મેળવ્યા પછી નારાયણ પોતે કેમ પાછું કંઇ કરતા નથી ?"

"એક દહાડો વિમળા બ્હેન કહેતાં હતા કે એમને કુટુમ્બ અને એવા સંયોગોને લીધે પરચુરણ કામ કરવામા જ બહુ કાલક્ષેપ અને

કલાક્ષેપ કરવો પડે છે. 'હૅક વર્ક'મા એમને પડવું પડે એ તો જેને તાજમહાલ બાંધવાની ઉમેદ હોય તેને રસ્તે ખડી ફેડવા બેસાડવા જેવું છે! એથી પાછો 'માસ્ટર પીસ' ક્યાંથી સ્ફુરે?"



"ખરૂં છે વીણા; પરંતુ તું અને વિમળા ધારો તો એમાં કંઈ કરી ન શકો?"

"તેથીસ્તો વિમળાએ શરૂ કર્યું'તું શીખવાનું. પણ નારાયણ પોતે એવા તો લાગણીવાળા અને આત્મ-પરીક્ષક છે કે પોતે જેટલું કામ કરી જાય એથી જરા પણ વધારે બીજાનું સ્વીકારતા નથી."

"એ પોતાનો ફૅાલિયો–ચિત્રસંગ્રહ–લાવ્યા હતા કે?"

"ના, પણ એક બીજું છાયાચિત્ર વિમળાને દેખાડવા લાવ્યા હતા."

"એ શા વિષે હતું?"

"એમાં બે ભાગ કર્યા છે. એકમા કવિ ભવભૂતિ એકાન્તમા બેઠા છે. મધ્યરાત્રી વીતી ગઇ છે. પાસે સરસ્વતીની ઝાંખી છાયા-મૂર્તિ છે; અને કવિના હૃદયમા જેમ જેમ સ્ફુરણા આવે છે તેમ તેમ સરસ્વતી ત્હેને અક્ષરરૂપ અર્પે છે. એટલે **वाग्वश्येवानुवर्तते।** ઉપર આકાશમા સપ્તર્ષિનું નક્ષત્ર દેખાય છે. એમા અરુન્ધતીનું છાયા-શરીર પ્રસન્નરોમાંચ બની કવિને આશીર્વાદ આપે છે કે 'વિશુદ્ધ દામ્પત્યનું રહસ્ય ત્હેને જ સ્હમજાશે.' વેદકાળથી પતિમય જીવનના પ્રસિદ્ધ દૃષ્ટાંત અરુન્ધતી છે. સરસ્વતી અને અરુન્ધતી વચ્ચે વાદળાઓમા અનેક ગૃહસ્થ સંસારો ઝીણી નજરે દેખાય તેમ મૂક્યા

છે. તેમાં "આશૈશવાત્" પ્રેમપોષણથી માંડી "जरसा अहार्यो रसः" એ પ્રસંગ સુધીના અનેક સૂચક પ્રસંગો છે.

આ જ ચિત્રના બીજા ભાગમાં કવિ કાલિદાસ બેઠા છે. એમના શરીરમાં જ સરસ્વતીની છાયા દેખાય છે અને સમયોચિત વિલાસ-માંથી પ્રસાદમય કવિતા બનતી જાય છે. ઉપર ચન્દ્રનો પ્રકાશ ખીલી રહ્યો છે. ચન્દ્ર આડી એક વાદળી, ચન્દ્રનો પ્રકાશ ભવભૂતિ તરફ પડવા નથી દેતી, પણ તે જ વાદળી અરુન્ધતીનાં સ્પષ્ટ દર્શન કાલિ-દાસને થવા નથી દેતી. કવિ કાલિદાસ અને ચન્દ્રની વચ્ચેના આકાશમાં ગૃહસંસારનાં ચિત્રો છે: માન, ભોગ, પ્રેમ, ગર્વ, વિરહના અનુભવનાં જન આ ચિત્રોમાં છે, પરન્તુ એમાં મ્હોટો ભાગ યુવા-નોનો છે. વૃદ્ધ તો ક્યાંક છે; જેમની સહચારિણીઓ યુવાન છે. અન્ય વૃદ્ધો ક્યાંક નિર્વેદથી તો ક્યાંક રોગથી નિશ્ચેષ્ટ પડયા છે. આખું ચિત્ર સૂચક છાયાઓથી ભરપૂર છે. વિમળા મ્હેનાં હતાં કે પૂરું થયે આપણે એ ચિત્ર ખરીદી લઇશું અને એ મિષે નારાયણનો કંઇક સુન્દર સત્કાર કરીશું."

"અવશ્ય વિમળાનો એ અભિલાષ મ્હને બહુ જ ગમે છે. વારુ, એ ચિત્ર જોઇને પછી કંઈ વાતચિત થઈ ?"

મ્હને ઉત્સુકતા અને અસ્વસ્થતા થઈ. આ સુક્ષ્મ વિષય ઉપર વિમળા જે કંઇ બોલી હોય એના ઉપર જ મ્હારા જીવન-માત્રની દશા અને દિશા નક્કી થાય એમ લાગ્યું. હું સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરતો સાંભળવા લાગ્યો. વીણા થોડીક વાર ચૂપ રહી; જાણે શું બોલવું તે વિચારતી ન હોય ! પણ પછી તરત જ તેણે કહ્યું: "હા, વાતો તો ઘણી યે થઇ. વિમળાએ ચિત્ર બારીકીથી નિહાળીને કહ્યું: 'સવિતાભાઈ! કાલિદાસનો ગેય વિષય જ એવો હતો, એમ ત્હમને નથી લાગતું?... ... ..."

'એ ખરૂં છે!' સવિતાનારાયણ બોલ્યાઃ 'પણ ગેય વિષ-યની પસંદગીમાં જ બેયની મનોવૃત્તિ જણાય છે. પોતાની કલમ

જ્યારે રૂઢ થઇ ત્યારે એકે ઉત્તર રામકથા તો બીજાએ દુષ્યન્ત કથા વર્ણવી, એ જ એ બેનાં સંસારપરત્વે દૃષ્ટિબિન્દુ દાખવે છે......... ભવભૂતિના હૃદયમા એકપ્રાણુ અને એકપત્નીવ્રતી નાયક જ ઉતરી શક્યો. કાલિદાસના સર્વે નાયક દક્ષ છે.'

આ વિષયમા મ્હે પણુ કંઇક વિચાર કર્યો હતો એટલે મ્હે પણુ અભિપ્રાય દર્શાવ્યોઃ 'છતા એકપત્નીવ્રતી અજનો શોક વર્ણવતા કાલિદાસે સંસ્કૃત સાહિત્યનો શિષ્ટતમ ભાગ લખ્યો અને દક્ષતાનો અંશ પણુ નાયકમાં ન આપ્યો એ પણુ ખરૂ ને?'

'ના, એ ખરેખરૂં નહિ. અજવિલાપ ભવભૂતિના રામવિલાપને તોલે ન જ આવે. અજવિલાપ એ કલારસિક કલાધરની ઉત્તમ કૃતિ માત્ર છે. કરુણુ કવિતા લખવાની વૃત્તિ થતા સરસ્વતીએ પોતે જ જાણે એ કાવ્ય લખ્યું હોય એટલું એ સુન્દર છે ખરૂં, પણુ રામવિલાપ તો શોકાર્ત સરસ્વતીની જ અશ્રુધારા હોય એવો છે....... ઈન્દુમતી જતા અજનો તો માત્ર જીવનનો આનન્દ ગયો પણુ સીતા જતા રામનુ તો જીવન જ ગયું.' ... ... ... ...

'જો ઉત્તર રામચરિતની કથા કાલિદાસે કહેવાને ઉચિત ધારી હોત તો બહુ જ સુન્દર રીતે-ભવભૂતિ જેટલી સુન્દર રીતે તો જરૂર-કહેત.'

'પણુ બ્હેન, કાલિદાસે એ કથા ક્યા નથી કહી? એણે ય રામચરિતનો ઉત્તર ભાગ તો કહ્યો જ છે, છતા રામને પણુ દક્ષતા અપાતી હોત તો તે આપે એમ લાગે છે. કાલિદાસના દુષ્યન્તાદિ નાયકો ઘણી પત્નીઓ રાખે છે એટલુ જ નહિ, પરંતુ ચિર પરિણીતાઓ ઉપરનો સર્વ ભાવ નવોઢા ઉપર ઢોળી નાખવામા તે બહુ દક્ષતા દાખવે છે. **परिग्रह बहुत्वेपि द्वे प्रतिष्ठे कुलस्यमे ।** જાણે એકપત્નીવ્રત ભૂલેચૂકે પણુ ન આવી જાય એટલી સંભાળ કાલિદાસ રાખે છે! અજના લગ્ન પછી અજને એક જ સ્ત્રી નો'તી એમ જાણે વાચકને ઉત્સુકતાએ સમજાવતા હોય તેમ તે તરત જ લખે છે કે **'वसुधामपि हस्तगामिनीम् अकरोदिन्दुमतीमिवापराम् ।'**

મ્હને લાગ્યું કે સામાન્ય કવિસમ્પ્રદાયનાં રૂઢ વાક્યોનો ભૂતાર્થ લેવામાં નારાયણ ભૂલ કરે છે; એનો તો ભાવાર્થ જ લેવાવો જોઇયે.

'જો એમ જ હોય તો તે અજમુખે જ વિલાપમાં કહાવે છે તેનું કેમ? અજમુખે એ કહાવે છે કે **ननु शब्दपतिः क्षितेरहं त्वयि मे भावनिबन्धनारतिः।** એ કેવળ શબ્દતત્ત્વ જ લેખીએ તો ય બીજું દૃષ્ટાન્ત લઇએ. **સીતા**ત્યાગનો જે પ્રસંગ પત્થરે પિગળાવે એવા કરણ-રસથી ભર્યો હોવો જોઇએ તે પ્રસંગના આરંભમાં જ આ બહુપત્નીત્વપ્રિય કવિ લખે છે કે **સીતા** ત્યાગ પછી **बुभुजे पृथिवीपालः पृथिवीमेव केवलाम्।** કાલિદાસના રામચન્દ્ર જ્યારે **केवलां पृथिवीमेव बुभुजे**, તેજ ક્ષણે **ભવભૂતિના** રામચન્દ્રના ચીરાતાં હૃદયનો અણુએ અણુ દુઃખથી આર્ત થઇ રહ્યો હતો. **छद्मना परिददामि मृत्यवे सौनिकेगृहशकुन्तकामिव.** ... ... ... આ બન્ને કવિના આશ્રમદર્શન કરો. રાજદરબારના *estheticity* ભર્યા વાતાવરણને કાલિદાસે કણ્વના આશ્રમમા ય પેસાડી દીધુ છે! એની આશ્રમકન્યાઓ અભ્યાસરત આત્રેયી જેવી નથી, પરન્તુ પરસ્પર નર્મવાક્યમા ચતુર, લતાવૃક્ષના પ્રકૃતિસમ્બન્ધમા ય સૂચનો રહમજતી અને ચિત્રકર્મ પરિચયથી આભરણો-ક્યા ક્યા પ્હેરાય એ ધ્યાનમાં રાખતી કન્યાઓ છે!' ... ... ... ... ...

વિમળા વિચારમાથી જાગતા હોય તેમ બોલ્યાઃ '......કાલિદાસ સરસ્વતીનો અવતાર કહેવાય છે તેવા જ છે, પણ ભવભૂતિ, એ કવિ નહિ પણ પયગમ્બર-teacher-છે. એમણે દુનિયાને પયગામ દેવાનો છે અને એમનો પયગામ લૅગ્નસ્નેહ સંબંધી છે. કાલિદાસ તો દુનિયા જેવી દેખે છે તેવી ગાઈ સંભળાવે છે. માત્ર એના ગાનથી દુનિયામા ઓર જ મનોહરતા અને રસમયતા આવે છે.'

'ત્હમારા શબ્દોમા અમ્હારી વાતોનો સાર આવી જાય છે. જડ અને ચેતન સૃષ્ટિને સંદેશ કહેવા ખાતર કાલિદાસે કંઈ જ રચ્યું નથી.......એ તો જાદૂઈ ચિતારો છે અને જીવન્ત આકૃતિ ચિતરે'

છે. દુનિયા છે તેવી કાં છે અને અન્યથા કાં નથી એ સંબંધી કંઇ પણ ઉહાપોહ કરવા તેને દરકાર નથી. ભવભૂતિ હૃદયની અને હૃદયના અનુભવોની કથા લખી વાચકની સહૃદયતા વાંચ્છે છે. એને પોતાની કથનશૈલિ પ્રત્યે વાચકગણની પ્રશંસાવૃત્તિ જાગૃત કરવાનો મોહ નથી.'

'માટે જ વિમળાએ એને teacher કહ્યા ખરૂંને? એનામાં કવિતા નથી એટલી સાધુતા છે. એ સાધુતા વિના મહાપુરૂષોના હૃદયોના રંગ પીંછીમાં ઉતરી ન શકે.' ... ... ...

'એમસ્તો; નહિતો ભાસની ધાત્રી જેવા મૂર્ખ પ્રમાણો સ્વીકારાય. મહાપુરૂષોના હૃદય તો 'આગમ પ્રધાન' અને 'સુલભ પર્યવસ્થાન' હોય. વર્તમાનનાં દાખવ્યા સુખ ભોગવવા સારૂ ભૂતકાળના દીધાં વચન ભૂસાય અને વર્તમાનમા પણ અનેક રંગ ધરે તે મહાપુરૂષનાં લક્ષણ હોય તો તો વર્તમાન વ્યાહક્તિઓ ટાણે સ્ત્રીજને કાન બંધ કરવા અને જેન કાર્લાઇલ પેઠે કહેવું કે Never marry a man of greatness.' વિમળા વેગથી બોલતા હતા. ... ...

છતાં ધાત્રીના વાક્યો જ દુનિયામાં સાચા પડતા લાગે છે. પોતાની નબળાઇનો બચાવ કરવા આવા શબ્દખેલ–sophistry–બુદ્ધિપ્રધાન પુરૂષ જાતિએ અનાદિ કાળથી ગોઠવી રાખ્યા છે અને સર્વ સામાન્ય નિર્બળતાને ગુણરૂપે વર્ણવીને પરપ્રતારણા ભેગી આત્મવંચના પણ કરી લીધી છે. ... ... ... ... ... ...

જેટલો અણધાર્યો વેગ વિમળાના પૂર્વ વચનોમા હતો તેટલું જ અણધાર્યું મૌન તેણે ધર્યું. અમ્હે બીજા એક બે વિષય ઉપર વાત કરવા વૃથા પ્રયત્ન કર્યો, પણ વિમળાની અસ્વસ્થતા ન સ્હમજાય તેમ વધતી લાગી. થોડી વારે સવિતાનારાયણ ગયા."

× × × × × ×

ચન્દ્રશંકર અમૃતલાલ બૂચ

# વિલાપ



**કુદરત** મને શું કહે છે? "મારા પ્રિયતમ! અહીં આવ. મારું અને તારૂ સંલગ્ન થઇ ગયેલું છે. મને તારે માટે જ ઉત્પન્ન કરી છે. જો, હું કેટલી બધી સુંદર છું?

"અદૃશ્ય હવામાં ઉભેલી વનદેવીની પેઠે તારી તરફ સ્નેહભરી દૃષ્ટિથી જોઉછું અને તારા જવાના માર્ગમા આડી પડી, તને રોકી રાખવાનો પ્રયત્ન કરૂંછું.

"મારા પ્રિયતમ! સર્વદા હું તારી જ વાટ જોઉંછું.

"મારી તૃણાચ્છાદિત ધરા પર નજીક ને નજીક આવતા તારાં ચરણોને હર્ષોન્મિલિત આંખથી ચુંબન કરૂંછુ.

"મારા ઝાડની ડાળીઓ વતી તને બોલાવું છું અને સ્પર્શ કરૂંછું; મારો સુંવાળો હાથ તારા કોમળ મુખપર ફેરવુંછું. છતાં મારા પ્રગલ્ભ પ્રિયતમ! તું તો તેવો ને તેવો જ નિર્દય રહ્યો.

"મારી આંખમાંથી આંસૂ વહે છે, તે લૂછવાને બદલે તું તો આઘો ને આઘો નાસે છે; મારા હૃદયમાંથી ઉના નિઃશ્વાસ ફૂંકાય છે, તે ઝીલવાને બદલે તું તો સામા ફેંકે છે.

"પવનથી હાલતી મારી ડાળીઓ વતી સંધ્યા સમયના આકાશમાં તારાપર છૂપા સંકેતો લખી મોકલું છું, પણ તું તો તે ઉકેલવાની પણ કૃપા કરતો નથી.

"મારા પ્રેમને—ઉંડા ઉંડા પ્રેમને—યે તેં જાણ્યો નહિ.

"મારા નિષ્ઠુર વલ્લભ! મારા રખડુ રાજા! આવ, તારી જ ઉડાડેલી ધૂળમાં તું ગૂંગળાયો છે.

"તારે માટે હું કોમળ પુષ્પોની શય્યા પાથરીશ; તને રસાળ ભોજનનો થાળ પીરસીશ; તારૂં આસન પરિમલવાળાં પુષ્પોથી ગૂંથીશ; તારા આવવાના માર્ગમાં સુંવાળો ગાલીચો પાથરી રાખીશ; અને અહોનિશ મારા સુગંધી પંખા વતી તને વાયુ ઢોળીશ.

"મારા પ્રભુ ! હું તને પૃથ્વીનો રાજા બનાવીશ અને હું તારાં ચરણોની દાસી બની રહીશ.

"અને હું મારો આત્મા તારા આત્માને નિશ્ચિંતતાથી સોંપી હર્ષોન્માદથી નાચીશ."

પ્રભુદાસ

---

# અતિ નિરાશા

—ગઝલ—

રોનારને રાખી સદા ડૂબેલ અશ્રુસાગરે;
ઓ ક્રૂર કિસ્મત ! ક્યાં સુધી રે ક્યાં સુધી તું હસ્યા કરે ?

ઘડી કૈંક ગઇ, દિવસો ગયા, માસો ગયા, વર્ષો ગયાં;
ભાંગી જિગરચક્કી, હજુ શું પીસણાં બાકી રહ્યાં ?

હાય ! આ કેવી કસોટી, કે તું કાયમ આ જિગર
રાખે પરોવી શૂળીએ, પણ જાન જાવા દે નહિ ?

માલિક દયાળુ છે ? હશે; આ દગ્ધ દિલ માને નહિ;
સાગર ભર્યો એ ક્યા ? અરે, હું બિન્દુ યે પામ્યો નહિ.

સ્વ. ગિરિધર

ઌ




જેમ ઇતિહાસમા એમ માનવજીવનમાં, ક્યારેક એક અનેરી પલ આવે છે. એ એક પલ જ હોય છે; અને વિશુદ્ધ અથવા સંસ્કૃત આત્માને અકસ્માત એમાથી વિકાસનું પ્રથમ દર્શન થાય છે. અલબત્ત, મનુષ્યના જીવનમાં આ હમેશનો બનાવ નથી, પરંતુ તેથી તેની સત્યતામા જરા પણ શંકા રહે તેમ નથી.

વસ્તુતઃ માનવજીવન ત્રણ વિભાગમાં વહેચાયું છે. ઉદાર, ઉદાત્ત અને સંસ્કૃત હૃદય બચ્ય ઉડ્ડયનમાં સહજ જાય છે; એનો એ જન્મસિદ્ધ સંસ્કાર છે; એના વર્તમાન પર ભૂતની પ્રબળ અસર છે. અધમતામાં પણ માનવજીવન એટલું જ સરળ અને શંકા કે ભય વિના વહે છે; જેમ એક વેપારી જન્મે ત્યાંથી મૃત્યુ પામે ત્યાસુધી હમેશાં પોતાના કાર્યમાં નિર્ભયરીતે ગાડું ચલાવ્યે જાય છે તેમ. એને જેમ, છે ત્યાથી ઉંચે ચડવાનું દ્વાર અર્ધ અંધકારમાં છે તેમ જ, છે ત્યાથી નીચે ઉતરવાની પગથી પણ અર્ધ અંધકારમાં છે. એના જીવનમા વ્યવહારિક સાહસ સિવાય બીજું સાહસ નથી, પૈસા સિવાય બીજી ચિંતા નથી, ક્યારેક શોક થાય તે સિવાય બીજું

માનસિક દર્દ નથી. એ માનવજીવનનું બીજું દૃશ્ય. ત્રીજું દૃશ્ય ભયંકર લૂટારાનું છે. એનાં સદ્‌ગુણોની ઉપર દુર્ગુણનાં ધાગાં પડે છે. એનામાં સાહસ છે, પરંતુ ક્યારેક પશુ કરે તેવું; એનામાં બહાદુરી છે, પરંતુ વાઘના જેવી; એનામાં માનસિક દર્દ છે, પરંતુ ક્યારે ય તદ્દન સ્પષ્ટ ન થઇ શકે તેવું. એનામાં જે ઉચ્ચ સંસ્કાર છે તે પૃથક્કરણને અભાવે શાંત નિદ્રામાં પડ્યા છે. એ સંસ્કારને જગવનાર વસ્તુ પાર્થિવ હોવી જોઈએ, કારણકે બીજી વસ્તુમાં એને મોહ નથી. પરંતુ એ પાર્થિવ અંશમાં ક્યારેક દિવ્ય અંશની છાયા આવે ત્યારે એના ઉચ્ચ સંસ્કાર પર અદ્‌ભુત અને સચોટ અસર કરે. બીજું કાંઇ નહિ તો સાહસથી જે સંસ્કાર સહજ જ વૃદ્ધિ પામ્યા છે, તેને લીધે એની માનસિક ક્રિયામા બીજા અનેક સુક્ષ્મ ઉત્તમ સંસ્કાર બીજ રૂપે પ્રવેશ કરી રહે છે અને જીવનના વિકાસમા અગસનો ભાવ ભજવે છે.



પ્રતાપમલ્લ ત્યાં ઉભો હતો. એને કોઈ પિછાની શક્યું નહિ એટલે એ વધારે નિશ્ચિંત ઉભો. એક વૃદ્ધ ડોસો પોતાના બે ન્હાના છોકરા સાથે ચોકમાં બેઠો હતો. લોકની ઠઠ જામતી હતી. એક બે સ્ત્રીઓ પણ કુતૂહલથી છેટે ઉભી ઉભી, શું થાય છે એ જોવામાં તલ્લીન હતી. એટલામાં ત્યાં અલી જમાદાર આવ્યો. લલિતપટ્ટનના વિખ્યાત બહાદુર પુરુષોમા એની ગણના હતી. એની ધોળી દાઢી તરફ લોકોને માન હતું અને એની ગરુડના જેવી ચંચળ આંખમા સંપૂર્ણ વિશ્વાસ હતો. લલિતપટ્ટના નરેશનો તે વિશ્વાસપાત્ર નોકર હતો. તે જાતનો આરબ હતો અને આરબને સહજ બહાદુરી, રાજભક્તિ ને નિમકહલાલી એ ગુણો એના જન્મથી જ સાથે આવ્યા

હતા. એના વૃદ્ધ શરીર પર લલિતપટ્ટનના લોકોને એટલો વિશ્વાસ હતો કે તેની જ્યારે હાજરી હોય ત્યારે ગમે તે લૂટારાનો ભય હોય છતાં જાણે ભય નથી એમ આખા નગરના લોક અપ્રતિહત વ્યવહાર ચલાવ્યે જતા. અલી જમાદાર લલિતપટ્ટન નરેશના મહેલના મુખ્ય દરવાજા પર બેસતો. અને એ બેસતો ત્યારે લોકો જાણતા કે લલિતપટ્ટન સહીસલામત છે.

પોતાના પ્રખ્યાત પ્રતિસ્પર્ધીને આવેલો જોઇ પ્રતાપમલ્લ જરા દૂર ખસ્યો. પરંતુ જ્યારે અલી જમાદારે તેના સામે જોયું અને કાંઇ આશ્ચર્ય ન દેખાડયું ત્યારે પ્રતાપમલ્લ સમજ્યો કે સાધુના વેષમાં પોતે સલામત છે.



પ્રતાપમલ્લ એક પ્રખ્યાત લૂટારો હતો. કહેવાતું કે એની પાસે ઓછામાં ઓછા દસ કરોડ રૂપિયા હતા! પ્રતાપમલ્લ લૂટારો હતો, છતા સાધારણ સ્ત્રીને એની આંખપર જેટલો પ્રેમ અને વિશ્વાસ જન્મતો તેટલો લલિતપટ્ટનના નરેશપર પણ ન થતો. સ્ત્રીઓ પ્રતાપમલ્લ સામે ખુલ્લે ચહેરે ચાલી જતાં શરમાય નહિ. ક્યારેક તો લૂટ પૂરી થયા પછી સ્ત્રીઓ પોતાનાં પ્યારાં બચ્ચાં વાસ્તે એકાદ ઘરેણું માગી લેતી; અને પ્રતાપમલ્લ ઉદાર દિલથી બધું પાછું આપી દેતો! એના ચ્હેરા પર સૌંદર્ય ન હતું, પરંતુ ભવ્યતામાં ગુપ્ત રહેલી પવિત્રતાની છાપ હતી. એની નિર્મળ અને વિશાળ આંખમાં એક બે રાના શેરડા સિવાય બીજું કોઈ ચિહ્ન ન હતું કે જેથી માણસ એને લૂટારો લેખે. એ આંખમાં ક્યારેક તો મધુર સ્નેહની પાછળ કરુણ રસ મળે એવું હૃદયંગમ કાવ્ય ચિતરાઈ રહેતું. પ્રતાપમલ્લ મૂળ તો લલિત-

પટ્ટન નરેશનો વફાદાર સરદાર હતો. નરેશની આંખમાં જ્યારે વિકારની છાયા આવી ત્યારે આ જીવનપર્યંત દૃઢ રહેલ સરદારે આ રસ્તો લીધો. ક્યારેક તે છૂપા વેષમાં આવી રીતે ગામમાં આવી ચાલ્યો જતો.

અલી જમાદારને આવેલો જોઇ લોકોએ તેને માનથી રસ્તો આપ્યો. સારંગી વગાડનાર વૃદ્ધ પુરુષના ચહેરા પર દુઃખની અનેક કરચલી પડી હતી, છતાં એ કરચલીમાંથી એનો દૃઢ અને આગ્રહી સ્વભાવ તરી આવતો. એનો મ્હોટો છોકરો આશરે અગીઆર વર્ષનો હતો. એના કંઠમાં એક જાતનું માધુર્ય હતું. એનુ પૃથક્કરણ કરવું જેટલુ મુશ્કેલ હતું તેટલું જ મુશ્કેલ એનો મોહ અટકાવવાનું હતું. ક્યારેક મનુષ્યના કંઠમા લાલિત્ય નથી હોતું; હલકમાં રમ્ય માધુર્ય હોય છે. અને એ માધુર્ય સ્મૃતિમા બહુ જ ઉંડો સંસ્કાર મૂકે છે. વૃદ્ધ ડોસો સારંગી મિલાવતો હતો અને ન્હાનો છોકરો મ્હોટાની સાથે ક્યારેક સૂર મિલાવતો હતો.

અંતે ડોસાએ સારંગી છેડી.

વૃદ્ધ ડોસામાં ગમે તેમ પણ કરુણ રસની અદ્દ્ભુત મિલાવટ હતી. એ સારંગીને માત્ર છેડતોજ હતો અને મ્હોટો છોકરો ગાતો હતો. ડોસો ક્યારેક ભાવાર્થ સમજતો ત્યારે હસતો. પરંતુ એ હાસ્યમાં કરુણ રસની એટલી ઘાટી છાપ હતી કે લોકોના હૃદય પાણી પાણી થઇ જતાં. મ્હોટા છોકરાએ ગાયું:

> ઢૂંઢૂં મળે ના રોશની, આવી નઝર ક્યારે ચઢે;
> ક્યા જાઉં વિણ કો મોહિની? ના કૈં સૂઝે, આંખો રડે.
>
> આરામ ઘડીભર પામવા ક્યાક્યા ચમન શોધી લઉં;
> વિશ્વાસમાં ખોળે મૂકી ક્યાં ઝૂકવું સરને હવે?
>
> એ ઝિંદગીના નૂરથી આ ઝિંદગીમા નૂર છે;
> એ ના મળે તો ઝિંદગી આ ધૂળથી યે ધૂળ છે.

ગાનની આબાદ અસર પ્રતાપમલ્લ પર થઇ. એનું હૃદય ખુલ્લું થયું. એ કાંઇક સમજ્યો હોય તેમ લાગ્યું. લોકો પૈસા આપી વિખરાઇ જવા લાગ્યા. અલી જમાદાર આજે આનંદમાં હતો.

"ક્યાં રહેવું બાવાજી ?" તેણે પૂછ્યું.

વૃદ્ધ ડોસાએ નીચે જોયું. તે મનમાં જ બોલ્યો: "બાવાજી ?!"

એક પાસે ઉભેલા વૈશ્યે ફરી સવાલ પૂછયો: "બાવાજી! જમાદાર પૂછે છે કે ક્યાં રહેવું ?"

મોટા છોકરાએ જવાબ આપ્યો: "શ્રીકમગઢ."

"ઓ બડા ભારી રાજ." અલી જમાદારે કંઇક ગર્વમાં કહ્યું: "બડા ભારી રાજ. રજપૂત રાજા. કુછ ન કુછ દેતે જાઓ, બિરાદરો!"

લોકો જેને જેમ ફાવ્યું તેમ વિખરાયા. અલી જમાદાર આગળ આવ્યો. વીંટી કાઢી બોલ્યો: "લો મહારાજ!"

પ્રતાપમલ્લ હજી વિચારમાં જ હતો. એ આજે આરામમય સ્થાનની શોધમાં હતો. આજ દિવસ સુધી આરામ શું છે એ તેને ખબર ન હતી.

ગાન બંધ થયું. માત્ર સારંગીની ધૂન જામી રહી હતી. ડોસાના કરચ્ચુ ચ્હેરામાં આછું સ્મિત ફરકતું હતું. એની આંખ ઘડીભર પ્રતાપમલ્લ પર ઠરી. એને કાંઇક સાંભર્યું હોય તેમ તરત જ એણે દૃષ્ટિ પાછી ખેંચી લીધી. અલી જમાદારના મર્દાની સ્વભાવમાં આજે ઘેલછા આવી હતી. એ પણ ડોસાનું અનુકરણ કરવા લાગ્યો. હાથ પર આડો હાથ રાખી સારંગી બજાવવા લાગ્યો ને મોટેથી બોલવા —એના પોતાના મનથી તો ગાવા—લાગ્યો:

એ ઝિંદગીના નૂરથી આ ઝિંદગીમાં નૂર છે;

અલી જમાદારને પોતાનો એકનો એક યુવાન વીશ વર્ષનો પુત્ર યાદ આવ્યો. એ જ એની ઝિંદગીનું નૂર હતું. ગાન બંધ થયું, પરંતુ એના જુદા જુદા ભાવ ઘડીભર લોકમાં અસર ઉપજાવી રહ્યા. પ્રતાપમલ્લ મનમાં બોલ્યો:

"આરામ ઘડીભર પામવા, ક્યાં ક્યાં ચમન શોધી લઉં ?"

તેને આજે અચાનક આરામ જોઇતા હતા. તે પાછો જવા ફર્યો એટલામાં ડોસાએ ઇશારત કરી બોલાવ્યો. આસપાસ કોઇ નથી એ જોઇ ડોસાએ પ્રતાપમલ્લને કહ્યું: "હું ત્હમને ઓળખું છું. મેં તમને ક્યાંક જોયા છે."

પ્રતાપમલ્લ ચમક્યોઃ "કોને મને? ભૂલતા તો નથી ને?

"મૃત્યુને કોઇ ભૂલે?"

પ્રતાપમલ્લ સ્વસ્થ થયો અને શાંત રીતે બોલ્યોઃ "હું તમને પછી મળીશ. ક્યાં ઉતર્યા છો?"

ડોસો જરાક હસ્યો. પ્રતાપમલ્લ શંકામાં પડયો; પરંતુ થોડીવારમાં શંકા ઉડી ગઇ. એના હૃદયને આઘાત થયો. એ વિચારવા લાગ્યો કે, ન સમજી શકાય તેવો રમણીય શોક આજે મને કેમ થાય છે?

ડોસાએ જવાબ વાળ્યોઃ "નદીકિનારે ધર્મશાળામાં આઠ વાગ્યે આવજો;—તૈયાર થઇને જ આવજો."

પ્રતાપમલ્લ વળી ચમક્યો. ડોસો ભયંકર લાગ્યો. પણ એણે સ્વસ્થ રહીને જ જવાબ દીધોઃ "ફિકર નહિ."

અને તે ત્યાંથી તરત અદૃશ્ય થઇ ગયો.

રાત્રે જ્યારે પ્રતાપમલ્લ પાછો આવ્યો ત્યારે એના ચ્હેરામાં એક જાતની શાંતિ હતી. પરંતુ એ શાંતિ નિરાશા તરફ વળતી હતી. એ આવ્યો ત્યારે ચંદ્રના સુંદર પ્રકાશમાં ડોસો સારંગી છેડી રહ્યો હતો. આજે પ્રતાપમલ્લના હૃદયનો કોઈ અજાણ્યો પ્રદેશ પરિવર્તન પામતો હતો. એનું હૃદય ડોસાની સારંગીમાં હતું. એણે એક સુંદર સુવર્ણહાર ડોસા પાસે મૂક્યોઃ "મહારાજ! આજે કોઈ પરિવર્તનની ઘડી છે! આટલું સ્વીકારો."

ડોસો હસ્યો. એ જ હૃદયમન્થન કરે તેવું હાસ્ય!

"મહારાજ! હું તુચ્છ છું, ભેટ તુચ્છ નથી."

ડોસો ફરી હસ્યો; આસપાસ જોયું; પછી ધીમેથી બોલ્યોઃ "પ્રતાપમલ્લ!"

પ્રતાપમલ્લ એક કુદકે આધો થઇ ગયો. એ ભડકયો: ડોસો મ્હને જાણે છે.

ડોસા વધુ ધીમેથી બોલ્યો: "બ્હીવાનું કારણ નથી. નીચે બેસ."

પ્રતાપમલ્લ નીચે બેસી ગયો કોણ જાણે કેમ એને ડોસાના શબ્દમા અવિશ્વાસ જેવું કાંઇ ન લાગ્યુ.

"આજથી ત્રણ વર્ષ પહેલાનો સયમ સભાર. સાભરે છે?"

પ્રતાપમલ્લ ડોસાની નજીક આવ્યો. ડોસાની કાળી નિસ્તેજ મૂર્તિમા ભસ્મ સિવાય એ કાંઇ વધારે ન કળી શકયો. ડોસો ફરી બોલ્યો: "આજથી બરાબર ત્રણ વર્ષ પહેલા તું પંડિત રમાનાથને ત્યા નંદગામમા મહેમાન હતો એ સાભરે છે?"

પ્રતાપમલ્લનો ચ્હેરો ફિક્કો પડી ગયો. એ વૃદ્ધ ડોસાની તદ્દન નજીક આવ્યો. પંડિત રમાનાથનું ચિત્ર સ્મૃતિમા ખડું થયું; એ ઘડીભર ધ્રૂજ્યો.

"હા, યાદ છે." એણે યત્રવત્ જવાબ દીધો.

"પ્રતાપમલ્લ!" પડિતે આત્વાદર્શક સ્વરમા બોલવાની શરૂઆત કરી: "ભૂલ કરવી એ એક વાત છે; ભૂલને ભૂલી જવી એ બીજી. તું અત્યારે જે હાર મ્હને આપવા આવ્યો છે તે મ્હારી જ પુત્રીનો છે।" વૃદ્ધનો સ્વર ધ્રૂજતો દેખાયો: "આ હાર ત્હારી પાસે છે; અને યમુનાનો પત્તો નથી."

પ્રતાપમલ્લ ગભીર બની ગયો: "પ્રિય દેવ! તું મ્હારા પિતાનો મિત્ર છે, મ્હારો પિતા તુલ્ય પરમપવિત્ર હિતેચ્છુ છે. અનંત આકાશની સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ કે આ હાર લલિતપટ્ટનના નરેશના ઘરમાથી આવ્યો છે. માટે યમુના ત્યા હોવી જોઇએ"

વૃદ્ધના ફિક્કા ચહેરા પર ઉજાસ આવ્યો. એણે કાંઇક નિશ્ચય કર્યો દેખાયો.

પ્રતાપમલ્લ પછી કાંઇ બોલ્યો નહિ. તે તુરત ત્યાથી ઉઠયો. આજે એના પરિવર્તનની ક્ષણ હતી. તે ઘડીભર પોતાની મૂગ

સ્થિતિમાં આવ્યો હતો. કેટલીક ગલી વટાવી તે એક ખંડિયેર જેવા મકાનમાં આવી પહોંચ્યો. આ પ્રતાપમલ્લનું તદ્દન ખાનગી સ્થાન હતું. બહારથી એવું ખંડિયેર દેખાતું હતું કે અંદર કાંઇ હશે એમ કોઇને શંકા જ પડે નહિ. પ્રતાપમલ્લ અંદર ગયો, વેષ બદલાવ્યો અને ત્યાર પછી ત્યાંથી રવાના થઇ ગયો.

લલિતપટ્ટનમા ત્રણ દિવસ પછી ખબર પડી કે પ્રતાપમલ્લ નજીકમાં છે. કેટલાકે ચલાવ્યું કે એ તો હમેશાં શહેરમાં આવે છે! અલી જમાદાર કમ્મર કસી તૈયાર થયો. પરંતુ એ દિવસ ન થયા ત્યાં તો શહેરમાં ભયંકર કૉલેરા ફાટી નીકળ્યો. લોકો મૃત્યુના નામ આગળ પ્રતાપમલ્લને ભૂલી ગયા. હજારો માણસો નિરાધાર થઇ પડયા. માતા પિતા અને સંતાન વચ્ચેનો નૈસર્ગિક સંબંધ પણ તૂટયો. માત્ર આ સર્વ વ્યવસ્થામાં એક જ વિરલ પુરુષ મૃત્યુની દરકાર રાખ્યા વિના, મૃત્યુશય્યાપર તરફડતાં બચ્ચાંને માતાપાસે, પુત્રને પિતા પાસે અને નિરાધારને કોઇ આધાર પાસે લઇ જતો હતો. એને મૃત્યુનો ભય ન હતો. એ વિરલ પુરુષ તે પંડિત રમાનાથ.

લલિતપટ્ટનના એક નિર્ધન ખૂણામાં તદ્દન કંગાલ હાલતમાં એક સ્ત્રી મૃત્યુશય્યા પર પડી હતી. આખું ઘર 'ગરીબી, ગરીબી' પોકારી ઊઠતું હતું. પ્રતાપમલ્લ એક દિવસ ત્યાંથી પસાર થતો હતો. એ પોતાના ગુપ્ત વેષમાં હતો, છતાં ઓળખાઈ જવાની ધાસ્તી ઘણી હતી, તેથી ઝપાટાબંધ જતો હતો. પ્રતાપમલ્લ ઘડીભર ત્યાં થોભ્યો. અંદરથી કરુણ સ્વર આવતો હતો. તે અંદર ગયો. એક સુંદરી મૃત્યુના મુખમાં હતી, પરંતુ મૃત્યુની છાયામાં પણ એની રમણીયતાની અદ્ભુત છટા પ્રસરી રહી હતી. પ્રતાપમલ્લે ઝંપલાવ્યું. તે તેની શય્યા પાસે બેસી ગયો. એટલામા નજીકના ઘરમાં કોઇક મરી ગયું. ફિકર નહિ. તે અડગ રહ્યો. તેને જીવનમાં આજે નવીન સાહસનો અનુભવ થયો. આ સાહસમાં શૌર્યને બદલે કરુણા હતી; લેવાને બદલે દેવાનું હતું. આ સાહસમાં સ્વાર્થત્યાગ હતો. પાસેના એક બીજા ઘરમાં બીજું

કોઈક પણ મરી ગયું! તેનું એક પાંચ વર્ષનું નિરાધાર જેવું બાળક પ્રતાપમલ્લ પાસે આવી ચડ્યું. તે દિવસે વૃદ્ધ માણસે ગાયેલી લીટી પ્રતાપમલ્લને હજી યાદ હતી. એનું હૃદય પીગળી ગયું:

"આરામ ઘડીભર પામવા ક્યાં ક્યાં ચમન શોધી-લઉં?"

તે દિવસે પોતે આરામ શોધતો હતો. ગાનની લીટી સુંદર અને હૃદયંગમ લાગી હતી.

આજે એની પાછળનું આખું ચિત્ર ખડું થયું. એણે તે સ્ત્રીને જરા આરામ થાય એવી દવા આપીને શેરીમાં ભમવાનું શરૂ કર્યું. હવે એને ઓળખાઈ જવાની ધાસ્તી ન હતી; પોતાના આગમની દરકાર ન હતી; જિંદગીની પરવા ન હતી.

ત્રણ દિવસ થયા. પેલી સ્ત્રી તદ્દન સ્વસ્થ થઈ ગઈ. આશ્ચર્યકારક થયું. તેના ચ્હેરા પર ગુલાબી રંગની આછી છાયા આવી. નયનમાં સુંદર ઘેરા ગંભીર નીલાકાશની છાટ આવી. પ્રતાપમલ્લનો આ આરામ હતો; એ એનું આનંદનું સ્થાન હતું; એના જીવનનો એ વિકાસક્રમ હતો.

એક દિવસે એ તેને ત્યાં શાંત બેઠો હતો, એટલામાં કોઈએ કહ્યું: "અલી જમાદાર આવે છે." પ્રતાપ ડગ્યો નહિ. અલી આવી પહોંચ્યો. અલીનો યુવાન પુત્ર અકસ્માત ખૂનનો ભોગ થઇ પડ્યો હતો. કહેવાતું હતું કે યમુનાના સ્નેહની ખાતર તેને કોઇએ મૃત્યુદ્વાર દેખાડ્યું હતું.

અલી જમાદારને અકસ્માત શત્રુ મળી ગયો. યમુના પણ ત્યાં જ હતી. કોલેરાને લીધે ચારે તરફ, મરણ પોકના અવાજથી વાતાવરણ ભયંકર થઇ રહ્યું હતું. અલીએ પહેલ કરી. પ્રતાપે જવાબ વાળ્યો. અલીએ ઘા કરવા તલવાર ઉપાડી. પ્રતાપ બોલ્યો: "તું અને હું બન્ને શત્રુ નથી. યમુનાને હું ચાહુ છું, પણ તેના ચાહનારને મેં માર્યો નથી."

"ઓ કાફર! હરામજાદા! જબાન બંધ કર!"

અવી ફૂદો. પ્રતાપે એક સપાટે તેને અંદર ધકેલી દીધો; યમુનાને ન્હાના બાળકની પેઠે ઉપાડી લીધી ને ઘરપર સાંકળ ચડાવી અલીને કેદ કરી બહારવટીઓ રવાના થઇ ગયો !

પ્રતાપ ત્યારપછી ઘણો સમય દેખાયો નહિ. પંડિતે સાંભળ્યું કે યમુનાને ઉપાડી પ્રતાપ જતો રહ્યો છે. વૃદ્ધ ડોસાને પ્રતાપ પર તિરસ્કાર છૂટયો. પોતાની પાસે તે રાત્રે પ્રતાપ જૂઠું બોલ્યો! એને ખાત્રી થઇ કે યમુનાને પોતાને ઘેરથી ઉપાડી જનાર દુષ્ટ પ્રતાપ જ છે. વૃદ્ધ પંડિતને હવે જીવનમાંથી જતાં પહેલાં અવશેષ કાર્ય પૂરું કરવાનું મન થયું.

લલિતપટ્ટન નરેશને એણે રીઝવ્યો. અલી જમાદારની મિત્રાચારી બાંધી. અલી જમાદારે સમાચાર કહ્યા કે પ્રતાપ તેના યુવાન પુત્રનું ખૂન કરી, યમુનાને લઇ રવાના થયો હતો. એકનો પુત્ર મરાઇ ગયો હતો, બીજાની પુત્રી હરાઇ હતી. બન્ને એક થયા. સતત પ્રયાસને અંતે પ્રતાપનો પત્તો લાગ્યો.

પર્વતની એક સુંદર તળેટીમા પ્રતાપે જીવન ગાળવું શરૂ કર્યું હતું. એનો જીવનક્રમ હવે બદલાયો હતો. ન્હાના વહેતા વહેળા પર સવારમા યમુના અને પ્રતાપ ફરતા. આસપાસ, જંગલી રીતે આડાઅવળા ઉગેલા પુષ્પના સુંદર છોડ ખીલી રહેતા. સામે કાંઠે વૃક્ષોની હારમાથી હજી સૂર્યના કિરણ દેખાતા ન હોય તે સમયે પોતાના ન્હાના ખેતરમા એ બન્ને જતા અને થોડીવણી મહેનત કરી શાકભાજી ઉગાડતા. બપોરે એ બન્ને રામાયણ વાચના ત્યારે યમુનાનું સંગીત અને પ્રતાપની કથા સાભળવા આસપાસના ભોળા કણબી અને ભલા રબારીઓની ઠઠ જામતી. કેટલાક ન્હાના બચ્ચા મોટી બેન (યમુના) પાસે, રવિવારે દોડતા દોડતા આવતાં. ભલા અને ભોળા મુસાફરો બપોરે વિશ્રાંતિ લેવા પ્રતાપના ન્હાના કુવા પાસે ઝાડના જૂથમા બેસતા. બહારવટીઆના સાહસિક જીવનનું આ સંગીતમય રૂપાંતર હતું. રાજ સાથેનો એનો સંબંધ ધીમે ધીમે

ભૂલી જવાયો અને પોતાની શાંત ઝુંપડીમાં પ્રતાપ આનંદથી દિવસો પસાર કરવા લાગ્યો.

પંડિતના જ્ઞાની સ્વભાવમાં એક અજ્ઞાનનું વાદળ રહી ગયું હતું. યમુનાનું વેર તેને લેવું હતું. યમુનાને હરી, બ્રાહ્મણ પદમાંથી ભ્રષ્ટ કરનાર પર પંડિતનો શત્રુભાવ વૃદ્ધિ પામતો ગયો. લલિતપટ્ટન નરેશની સહાયથી અલી જમાદાર સાથે પંડિત કેટલાક બહાદુર ઘોડેસ્વારો લઇ પ્રતાપને શોધવા નીકળ્યા. ખેતરમાં નીરાંતે ઝાડની શીળી છાયા નીચે પ્રતાપ બેઠો હતો. અલીએ ખુલ્લો હૂમલો ન કરતાં રાત્રે અચાનક હૂમલો કરવાનો નિશ્ચય કર્યો. પંડિતે અનુમોદન આપ્યું.

રાત પડી. શાંત નિર્મળ ચંદ્ર સુંદર વાતાવરણને મધુર બનાવતો હતો. પ્રતાપ અને યમુના સ્વચ્છ ફળીઆમાં બેઠાં હતાં.

અલી જમાદાર અને પંડિત પાછળથી આવ્યા. પંડિતે નિશાન તાક્યું. એક ધડાકો થયો અને સાથે સાથે જ અલી ફળીઆમાં કૂદ્યો.

પંડિત બીજું નિશાન તાકે તે પહેલાં અલીના હાથમાંની તલવાર ખૂંચવાઇ ગઇ હતી. એક ઝપાટો અને અલીનું માથું જુદું! પંડિતના ધ્રુજતા હાથમાંથી બંદૂક પડી ગઇ અને ઘોડેસ્વારોની ટુકડી નાઠી! ધડાકો સાંભળી ખેડૂતો દોડી આવ્યા હતા. પંડિત તેમના હાથમાં કેદ હતો. પ્રતાપ ફળીઆમાં પાછો આવ્યો. હવે જ એને ખબર પડી કે પંડિતની બંદૂકના ઘાથી યમુના નીચે પડી છે!

પ્રતાપે યમુનાને પથારીમાં મૂકી. પંડિત નજીક આવ્યો. પ્રતાપે તેને છૂટો કર્યો. યમુનાએ દીવાની ઝાંખી રોશનીમાં પિતાનું કરચલીઓવાળું વૃદ્ધ વદન પારખ્યું! ત્હેણે હાથ જોડ્યા અને તેને પાસે આવવા દેવા પ્રતાપને કહ્યું.

"પિતાજી! આપ આ કાર્યમાં—?" યમુનાએ બહુ જ ધીમેથી કહ્યું.

"બેટા! યમુના!" પંડિતે જુસ્સામાં આવી કહ્યું: "પ્રતાપને પૂરી શિક્ષા ન થઇ! ઓ પુત્રી, તું ભોગ થઇ પડી!"

પ્રતાપ ભડક્યો: "મ્હને શિક્ષા?"

"બાપુ! હશે. શાની શિક્ષા?" યમુના બોલી.

"તને છેતરવાની—તને હરી લાવવાની."

"બાપુ! મને હરનાર અલીનો પુત્ર હતો. રાજાની ખરાબ દ્રષ્ટિ થતા હું નાસી છૂટી અને તે માર્યો ગયો. પ્રતાપે મને કૅલેરામાંથી બચાવી."

પંડિત સ્તબ્ધ થઇ ગયો! તેણે પ્રતાપ સામે જોયું. પ્રતાપે જરાક આંખ ઉઘાડી. યમુના આજે જતી હતી!

માનવજીવનનો સંબંધ અને છેલ્લી ઘડી! જ્યાર પછી એવા સ્વરુપમા આ સુંદર પૃથ્વી પર બે મનુષ્યો મળનાર નથી!—રે!—એ દુઃખદ દસ્ય તત્ત્વજ્ઞાનના સામર્થ્યની બહાર છે. પ્રતાપના નયનથી છાનાં આંસુ ખર્યાં. જ્યાં આનંદ કર્યો હતો ત્યા ઘડી પછી બોલી ન શકે તેવી યમુનાની પ્રતિમા હશે! અને બે ઘડી પછી, એ પ્રતિમાને મૂઠીમાં લઇ ઉડાડી શકાય એટલી રાખ માત્ર અવશેષ હશે! ઓ પરવરદિગાર! જીવન શું છે? બહારવટીઆનુ કોમળ હૃદય કાવ્યમય બની ગયું. એણે યમુનાનો હાથ હાથમા લીધો. એ સ્પર્શ છેલ્લો હતો! પંડિત પસ્તાવાના સમુદ્રમા ડુબ્યો હતો. ઘડી ગઈ. યમુનાનું નયન છેલ્લી વખત પ્રતાપ તરફ ર્ફ્યું; એવું કહેવા કે ઓ પ્રિયતમ! કાલે ઝરા પાસે તું એકલો જ ફરશે! સાહસિક બહારવટીઆનું જે હૃદય કદિ મૃત્યુથી નહોતું ધ્રૂજ્યુ તે આજે સ્નેહથી ધ્રૂજ્યું.

* * * *

બીજે દિવસે રવિવાર હતો, તેથી ગોવિંદ પટેલનો ન્હાનો કૃષ્ણ, રામા રબારીનો વાલો, ન્હાની જમની અને એ બધામાં નાયક જેવો મોટો હરિ સૌ દોડતા આવતાં હતાં. સાથે આજે પોંક અને શેરડી લાવ્યા હતા. આજે તો એ બધા પ્રતાપ બાપુ સાથે મ્હોટાં બ્હેન (યમુના)ને લઈ નદીનો ધોધ જોવા જવાના હતા. છેટેથી આનંદના પોકાર કરતા એ બધા દોડતા આવતા હતા.

પ્રતાપ એ તરફ જોઈ રહ્યો હતો. પંડિત બોલી જ શક્યો નહિ. એના શોકનું હૃદય પરથી મગજમાં સ્થલાંતર થતું હતું.

યમુના એક શય્યા પર ફૂલીઆમાં અચેતન પડી હતી. હરિ સૌની આગળ હતો તે સમજ્યો નહિ, પણ પાછો હઠ્યો. ન્હાની જમની દોડતી જ આવી. યમુનાને સૂતી જાણી, હાથ પકડી, ગળે બાઝી પડીને બોલી: "મોટી બેન ! મોટી બેન ! હું પોંક લાવી છું ! તમારે ખાવો છે ?"

પ્રતાપે જમનીને લઇ લીધી. એ રોઈ પડ્યો.

"બાપુ, મોટી બ્હેન હવે નથી." તે બોલ્યો.

ન્હાની જમની સમજી નહિ. એનાં શંકાભર્યાં નયનો પ્રશ્ન પૂછવા ઉંચાં થયાં; એમ પૂછવા કે "સૂતાં છે ?"

વેદાંત કહેછે, આત્મા નિર્વિકાર છે. યમુનાનો આત્મા (બધા શુષ્ક વેદાંતીઓને નમસ્કાર કરીને કહેવું પડેછે કે આત્મામાં રુદન કરવાની શક્તિ છે) આ દૃશ્ય પર કરુણામય દ્રષ્ટિથી જોઈ રહ્યો હશે. શુદ્ધ વાતાવરણમાં એની છાયામૂર્તિ કરુણ નયનો ફેરવતી આ તરફ જોઇ રહી હશે. પ્રતાપ અને જમની!

"ધૂમકેતુ"






"ત્યારે તમે જશો? પાછા જશો એ જ જગતમા?—દંભ અને દુષ્ટતાથી ભરચક એ જગતમા?"

"હાસ્તો, એમા ખોટુ શુ છે?" સ્મિત સાથે, ચમકતી આખે, વૃદ્ધે કહ્યુ "તું જગતથી બીહે છે શામાટે?"

"બીહુ? જગતથી હું બીહું? બ્રુહ!" યુવાનના મ્હો પર તુચ્છકાર છવાયો. "એનામા સત્તા નથી મ્હને બ્હીવરાવવાની! મ્હારા ધિક્કારને પણ પાત્ર નથી એ!"

વૃદ્ધના મ્હો પરનુ સ્મિત વધારે પ્રકાશ્યુ ઝીણી આખો કરીને એ યુવાન ભણી જોઇ રહ્યો યુવાને ચાલૂ રાખ્યુ: "તમે શુ જાણો? હું આદર્શોનો ઉપાસક છુ. દુનિયા જેને ઇશ્વર કહે છે તેનાથી યે મ્હારા આદર્શોને વધારે શુદ્ધ અને ઉચા માનુ છુ. તે ઇશ્વરે રચેલા જગતને મ્હે બહુ જાણ્યુ—બહુ માણ્યુ, અને પરિણામે મ્હને પ્રતીતિ થઇ કે નીચ અને પામર મનુષ્યો મ્હારી સોબતને પાત્ર નથી,—ધ્યાને પાત્ર નથી,—રે, ધિક્કારને પણ પાત્ર નથી!'

ઉજ્જડ જેવા એક બેટને સમુદ્રકાંઠે આ સંવાદ ચાલતો હતો. ભરતી તરતની જ આવી ગઇ હતી અને રેતીના વિશાળ પટ પર વેરાયેલા શંખલા, છીપો અને લીસા કાકરા તડકામા ચકચકી રહ્યા હતા. ક્હીંક ક્હીંક, તણાઈ આવેલી લીલોતરી કે જળચર પ્રાણીઓના હાડકા પણ નજરે પડતા હતા.

તે સૂર્ય તરફ, કે અનન્ત સાગર તરફ, કે અગાધ આકાશ તરફ આમ ક્રમે ક્રમે દૃષ્ટિ ફેરવતો વૃદ્ધ પુરુષ કિનારા પરના એક ભાંગેલ હાલા ખડક પર કૂહોણીનો ટેકો દઈને ખુશાલ ચહેરે બેઠો

હતો. વ્યાકુળ અને ઘૂમતા મગજનો યુવાન તેની બાજુમાં સપાટ રેતી પર આમથી તેમ આંટા મારતો તેની જોડે વાત કરતો હતો.

તેના છેલ્લા ઉદ્‌ગારનો ઉત્તર વાળતાં વૃદ્ધે કહ્યું: "ત્હને ખબર નથી કે માણસ શું છે ને માણસની જિન્દગી શું છે. જો હોય તો ત્હને આવા બકવાદ ન સૂઝે."

"મ્હને ખબર નથી અને ત્હમને બહુ હશે ! પાંચ પંદર વરસ વ્હેલા જગતમાં આવવાથી કાંઇક અદ્‌ભુત સમજશક્તિ આવી જતી હશે, ખરુંને ? અરે મ્હેં તો—"

નજીકના પ્હાડની ગુફામાં એક જબરદસ્ત મોજું આ સમે અફળાતા તેના અવાજમા યુવાનના બાકીના શબ્દો ડૂબી ગયા. ફરી શાન્તિ પ્રસરી. સાગરની ગર્જનાએ ત્હેના જુસ્સાદાર બાપણુમાં ખલેલ નાખી તેથી જાણે ન્હીડાયો હોય તેમ મુગા મુગા ત્હેણે આંટા માર્યા કર્યા.

"હા, ત્હેં તો—શું ?" પ્રશાન્ત, નિશ્ચલ સ્વરે વૃદ્ધે ત્હેને પૂછ્યું.

"મ્હેં તો દુનિયા એટલી જોઇ છે કે ત્હમે સાત જન્મે પણ ભાગ્યે જોશો."

"હશે. ત્હારા અનુભવો જરા વધારે વિગતથી કહી જઇશ ?"

"શું કહું ? શામાટે કહું ? કોને કહું ?" પછી સખ્તાઇથી ભીડાયેલા હોઠ પર આગળી દાબીને તે આંટા મારતો અટક્યો, વૃદ્ધની સામોસામ આવીને ઉભો અને ત્હેની સ્થિર, આનન્દી આંખો પર પોતાની કરડી નજર માંડી. 'કોને કહું? અહિં કોણ છે મ્હારૂ ? ભર્યા જગતમા પણ કોણ છે ? અને શામાટે કહું ? માન-વીમા મ્હારા દુઃખો ટાળવાની શક્તિ નથી; અને ઇશ્વરમા શક્તિ છતા તેની ઇચ્છા નથી."

"તેં કેમ જાણ્યું ઇચ્છા નથી ? આટલી અશ્રદ્ધા શામાટે ?" પછી તે બેઠો થયો અને ઇશારાથી યુવાનને બાજૂમા બેસવાનું કહ્યું. તેણે ડોકું ધૂણાવી ના કહી અને ફરીથી ધીરે પગલે આંટા મારવા લાગ્યો. વૃદ્ધે પગપર પગ ચડાવીને પલાંઠો માર્યો અને ટટ્ટાર બેસીને



હાજીમહમ્મદ-સ્મારકગ્રંથ | યુવાન તેની બાજુમા આંટા મારતો વાત કરતો હતો | ચિત્રકાર સુંદરરાવ ગોરક્ષકર

ક્ષિતિજની રેખા ભણી જોઇ રહ્યો. જરા વારે તેણે ફરીથી પ્રશ્ન કર્યો: "આટલી બધી અશ્રદ્ધા શામાટે?"

"અને નહિ શા માટે? તમે જાણતા નથી કે એક વખતે હું કેવો પ્રભુભક્ત હતો. ધર્મના લુખ્ખા ઉપદેશોથી નહિ, પણ કવિતા અને ફીલસૂફીનાં રસચિન્તનોમાંથી મ્હને તે પરમ સન્દેશ સાંપડ્યો હતો, જેણે અનેકને ઉદ્ધાર્યા કહેવાય છે. મ્હેં તેમાં શ્રદ્ધા ધરી; તેની અમાપ શક્તિની, વિભૂતિની, ભવ્યતાની મ્હને ઝાંખી થઇ. મ્હેં માન્યું કે મ્હને પણ એ તારશે, ધન્ય જીવન ભોગવવાની તક આપશે, માનવીનાં પારાવાર કષ્ટો કાપવાનું મ્હને બળ આપશે. આ પરથી મ્હેં કૈં કૈં મનોરથો ઘડ્યા, કૈં કૈં યોજનાઓ રચી, કૈં કૈં તેજસ્વી ભાવનાઓનાં તેજ આ અંધારીઆ સંસારમાં અવતારવાનાં વ્રત લીધાં.—"

તે શ્વાસ લેવા થોભ્યો. સ્હામેના પ્હાડ તરફ પળભર અનિમિષ નયને જોઇ રહ્યો; તેની ટોચ તરફ જોયું અને ટોચને માથે સગૌરવ ઝૂકેલ ગગન તરફ જોયું—જાણે ત્યાં પોતાની અદ્ભુત ભાવનાઓને સંદેહ રમતી જોઈ રહ્યો હોય!

વૃદ્ધે તેના સ્વપ્નને વીખ્યું નહિ. નિશ્ચેષ્ટ મૂર્તિ જેવા પોતાના સાથીને જોઇને તેની આંખો પણ આર્દ્ર થઇ.

એક મહામોજના અવાજે યુવાનની રસનિદ્રા ઉરાડી. "—વ્રત લીધાં, અને પછી? પછી શું થયું? મનહર જણાતી માનવસૃષ્ટિના ઝેરી પાશ એક પછી એક મ્હારી ફરતા વીંટળાયા. જેમને માન આપવાનું મ્હને બચપણથી શીખવાયું હતું તે માણસોમાં—દુનિયા જેને 'સગાં' કહે છે તેનામાં—કૈં કૈં અનિષ્ટો અને અવળાઇઓ મ્હેં જોઇ. તે પૂરેપૂરા દુનિયાદારીનાં માણસ; હું દુનિયાદારીનો પૂરો દુશ્મન. મ્હારો સંકલ્પ હતો કે હલકા થયા વિના દુનિયામાં રહેવું અને તેની બેહદ હલકાઇ મટાડવી. આથી અમે વારંવાર અથડાઇ પડતાં. પણ આખરે તો એમનું જ કહ્યું થતું. મ્હારો અભ્યાસ, મ્હારી

પરણેલી જિન્દગી, મ્હારૂં કામકાજ અને મેવાના કાર્યો, એ સર્વમા પોતે માથું ન મારે તો પોતાની મ્હોટાઇ ઓછી થઇ જાય એમ તેમને લાગતું. આમ છેક પરવશ પડેલો હું આખરે કંટાળ્યો. કયા જાઉં અને શુ કરૂ એમ થવા માડયુ. આપઘાતના વિચાર આવ્યા; કોઇનો જીવ લઈ નાખવાનું મન થયુ પણ કશુ થાય તેમ ન હતું. મ્હારી શક્તિ માત્ર મરી ગઈ હતી—શોષાઈ ગઇ હતી........" અહિં તેના દાત પીસાયા. કઠનાથી વાગેલી જમણી મુઠી કમ્મરે મૂકીને ઉભા રહેવાનો તેણે યત્ન કર્યો. પણ તેનો આવેશ અંકુશ બહાર ગયો હતો. તે બેસી ગયો. ધણી રહેવ માથાને બે હથેલી વચ્ચે જોરથી દાબી ગખ્યુ અને થોડીક વાર સુધી નીચુ ઘાલીને બેસી રહ્યો. પછી ઉઠયો અને પાસે એક ખાડામા ભરતીનુ પાણી ભરાઇ રહ્યું હતું તેમાથી મ્હો ધોયુ, સ્વસ્થ થઇને રેતી પર બેઠો અને આગળ ચલાવ્યુ.

" એવામા દૈવે મ્હારી રમાને હરી. દુઃખતપતી મ્હારી દુનિયામા એ એક જ શીળી છાય હતી. તે ગઇ એટલે ઘરબાર ને સગાવ્હાલા મ્હારે છેક નકામા થયા હું ઘર છોડીને ભટકવા નીકળ્યો. મ્હને હજી યે આશા હતી કે ક્યાક, પૃથ્વીના કોઇક આઘા, અગોચર ખૂણામા, મ્હારા આદર્શને મ્હમજનાર કોઈ મળી આવશે. પણ એગખીનાની ન્હાની સૃષ્ટિમા ન જડયુ તે અજાણ્યાની વિશાળ સૃષ્ટિમા યે ન જડયુ. જ્યા જોઇએ ત્યા માણસે જાણે પરાણે, હોશહરખથી, નરકના જ માર્ગો શોધવા માડેલા ! ઉચી પદવીએ ચ્હડી બેઠેલ પુરુષો નીચનાથી જ એ નિભાવી રહેલા જણાયા સત્ય કે નીતિ, સયમ કે ન્યાય, એ ભાવનાઓ ભૂલેચૂકે પણ તેમની પાસે આવી શકતી નહિ જાણે, એ સઘળી મરી પરવારી હોય એવી રીતે જ વર્તવાની વાત ! અને છતા, અહંતાનો, ઉદ્ધતાઇનો, બેશરમ અવગણાઓનો તો પાર નહિ !"

ઘડીક થાક ખાઇને તેણે આગળ બોલવા માડયુઃ

"શાન્તિથી આ સ્થિતિનો વિચાર કરતા એક વિચિત્ર મત મ્હારા મનમા ઊગ્યો અને સ્થિર થવા લાગ્યો. મ્હને લાગ્યું કે આ મલિન સંસારને રચનાર ઈશ્વર જુદો અને મ્હારી નિર્મળ ભાવનાઓનો રચનાર ઈશ્વર જુદો. મનુષ્યો પાપી છે, પણ તેમના હૈયામા પાપવૃત્તિ પ્રેરનાર, તેમના માર્ગમા પ્રલોભન નાખનાર પ્રભુ નહિ તો બીજું કોણ છે? ધર્મબોધકો કહે છે કે તે પ્રલોભન આપણી કસોટી કરવા નખાય છે. પણ તે કસોટીમાથી પાર ઉતરવા પૂરતું હૃદયબળ આપણામા કેંદહાડે હોય છે? હમેશા અનીતિનો જ માર્ગ આપણને વ્હાલો લાગ્યો છે. દુષ્કર્મના કડવા ફળની જાણ છતા ઘણાખરા માણસો તેમા જ મોક્ષ માને છે! જે સર્વશ્રેષ્ઠ કહેવાય છે, પરમેશ્વર કહેવાય છે, તેણે આપણામા આટલી બધી નબળાઇ જાણીસૂઝીને શીદ મૂકી? આ પ્રશ્ને મ્હને ગૂંચવાડામા નાખ્યો."

ફરી તે અટક્યો. નમવા માડેલા સૂર્યને ઘડીભર નિરખી રહ્યો અને વૃદ્ધના પૂર્ણગભીર મુખ તરફ જોઇને પાછુ શરૂ કર્યું:

"આવે વખતે પ્રભુના શુભ હેતુ વિષે શંકા ઉઠે એ કુદરતી હતું. પણ હજી મ્હારા અંતરના ઉંડાણમા કોઈક ધીમો સ્વર ગુંજી રહેતો. મ્હને તે કહેતો કે સ્થૂલ જગત ગમે તેવું દુષ્ટ લાગે, પણ સુક્ષ્મ જીવનના વિશુદ્ધ અનુભવો ખોટા કે નકામા નથી જ. આ આદેશમા મ્હે મ્હારી ભાવનાઓની સિદ્ધિનો માર્ગ પિછાન્યો. તે આદેશ દેનાર પ્રભુ જ સાચો, બીજો એકે નહિ, એમ મ્હને થયું. અને તે દિવસથી, એ ક્ષુલ્લક, નિર્દય, ભાવનાહીણા જગતને મ્હેં છેલ્લા પ્રણામ કર્યા. ત્યા કદિ પણ પાછા ન ફરવાની પ્રતિજ્ઞા લીધી અને એકાન્ત શોધતો આ બેટમા આવીને રહ્યો છુ."

"અને અહિં તને સુખ છે? શાન્તિ છે? ત્હારા મનોરથોની જ્યોત પ્રકટાવવાના સાધનો કે અવકાશ છે?" ભારપૂર્ણ, માર્મિક સ્વરે વૃદ્ધે આ પ્રશ્ન પૂછ્યો.

યુવકે જવાબ આપતાં વાર લગાડી. પાંચેક મિનિટ એકીટશે જમીન તરફ જોઈ રહ્યો. પછી બોલ્યો: "નથી, સુખ કે શાન્તિ તો અહિંજે નથી. આ સ્થાન પણ મ્હારી શોધ કાજે છોડવું પડે એમ લાગે છે. મ્હારા અભિલાષ સિદ્ધ કરવાનાં સાધન કે અવકાશે ય અહિં નથી. પણ મ્હને હવે દુનિયાનું ભલું કરવાની દરકાર પણ નથી. જે સુધરતાં ન હોય તેને સુધારવાં એ મ્હારૂં કામ નથી—તમારો "ઇશ્વર" એ કરશે, જો કોઇક દહાડો તેના દિલમાં દયા વસશે તો!"

મ્હેણું ગળી જઇને વૃદ્ધ પુરૂષે કહ્યું: "ત્હને કદિ એમ થયું છે, કે જેને તેં નીચ અને દુષ્ટ ધાર્યા છે તેમના હૃદયમાં પણ કેટલીક સ્હમજવા જેવી, ઓળખવા જેવી, ઊર્મિઓ રહી હોય છે?"

"તે ઊર્મિઓમાં શું સ્હમજવું કે ઓળખવું 'તું? નિરંતર એ તો એની એ જ હલકાઈ ને અવળાઇ દર્શાવી રહેવાની."

"ત્યાં જ ત્હારી ભૂલ થતી જણાય છે. તે ઊર્મિઓનો સુક્ષ્મતાથી અને ધૈર્યપૂર્વક તું અભ્યાસ કરે તો તને લાગવા માંડે કે તે મલિન ને રોમિષ્ટ વાસનાઓનાં ઘાટા પડ હેઠળ પણ કેટલાંક અગમ્ય તત્ત્વો રમી રહ્યા હોય છે. તેના ઉંડા અવલોકનમાં તલ્લીન થઇએ છીએ અને ઉપલક અનિષ્ટોની ક્ષણિકતા અને અલ્પબળના પ્રીછીએ છીએ, ત્યારે મનુષ્યને સ્વભાવથી જ નીચ માનવાનું પ્રયોજન રહેતું નથી અને તેને તુચ્છકારવાની વૃત્તિ થતી નથી."

"પણ તે તત્ત્વો કેવા હોય છે તે તો ત્હમે કહ્યું નહિ!"

"હમણાં તેનાં લક્ષણ સ્હમજાવવાનું બને નહિ. મ્હારા શબ્દોથી તને તેના સાચા સ્વરૂપનું જ્ઞાન પણ થાય નહિ. એ અનુભવવો જાતે જ લેવાના છે."

"હં......અને તે માટે જગતમા પણ પાછું જવાનું છે, ખરૂં?"

"ખરૂં જ. તું જગતથી બહુ વ્હેલો કંટાળ્યો છે. આકરા પણ અધુરા ને એકતરફી અનુભવોએ ત્હારા સુકુમાર હૈયાને ઝડપથી

અને બહુ સહેલાઇથી ઘાયલ કર્યું. પણ એકલી સુકુમારતાથી જીવન-સિદ્ધિ નથી; સમર્થતાની––અખૂટ સમર્થતાની–પણ પૂરી જરૂર છે.”

યુવક રેતી ઉપર બેઠો હતો ત્યાંથી હવે ઉભો થયો અને વૃદ્ધની પડખે ખડક ઉપર બેઠો. ત્હેના મ્હો પરની વ્યાકુલતા કાંઇક ઓસરી હતી. સમી સ્હાંજના ઠંડા પવને પણ ત્હેના મગજને શાન્ત કરવા માડયું હતુ. પણ તે કાંઈ બોલ્યો નહિ. વૃદ્ધ પુરૂષનુ સભાષણ આગળ ચાલ્યુ:

“સંસારના કૃપણો જોઇને કે અનુભવીને આપણા નિર્દોષ, ઉત્કર્ષવાંછુ હૃદયને આઘાત થાય છે, દુઃખથી એ સળગવા લાગે છે; પણ એ આગ સહ્યે જ છૂટકો છે. અને અપાર ધૈર્ય વિના તે કેમ મ્હેવાય?—કે ત્હેને ટાળવાના ઉપાય પણ કેમ શોધાય?”

“પણ એમ કરવામા વખત કેટલો બધો જાય? અને અનિષ્ટો શુ એવા નજીવા કે અવગણવા જેવા છે કે તેની સાથે આમ અતિ નિરાંતથી કામ પાડવાની ધૃષ્ટતા આપણે કરી શકીએ?”

“અનિષ્ટો નજીવા નથી, પણ તેને ઉખેડવા માટે જે અતુલ બળની અપેક્ષા રહે છે તે ધીરજ વગર, સહન વગર, તપશ્ચર્યા વગર નહિ સાંપડે. આપણા જેવા સાધારણ માણસે આ તપશ્ચર્યા સંસારમા રહીને જ કરવી ઘટે. સંસારના કડવા અનુભવો અને નિરર્થક અન્યાયોમાથી પણ જે પાઠો શિખાય છે, જે સાધકશક્તિ સંગ્રહાય છે અને જે સુધારયોજનાઓ સૂઝે છે તે કાયમના એકાંતવાસથી કે માણુસ-જાતથી ન્હાસતા ફરવાથી કદિ નહિ મળે.”

“પણ વખત બહુ જાય! ગમે તેટલુ કરીએ ત્હોયે આપણી ધીરજ ખૂટે પણ દુનિયાની અધમતા ન ખૂટે; અને અન્તે આપણા આદર્શો તો વણુસાધ્યા દૂર જ રહે—એટલા ને એટલા જ દૂર રહે.”

“આમ કરીને તુ જાણ્યેઅજાણ્યે આદર્શોને તૃષ્ણાના પ્રદેશમા ખેંચે છે. તેમનો ખરો પ્રદેશ ત્યાગનો છે. ‘આદર્શની સંપૂર્ણ સિદ્ધિ’ જેવી વસ્તુ મનુષ્યલોકમા નથી. આદર્શો જાણે માટીની બનેલી ચીજો

હોય તેમ તેમને હસ્તગત કરવા ફાંફાં મારવાં એ મૂર્ખાઈ છે. મનના વિશુદ્ધ મનોરથોમાં એવું વાસનાતત્ત્વ શી રીતે શોભશે? તે મનોરથો અને મહાભાવનાઓમાં જે સર્જકશક્તિઓ અને સાત્ત્વિક પ્રેરણાઓ નિરંતર વમે છે તે સર્વને આપણા ઉરમાં અખંડપણે સચેતન રાખીએ અને સંપૂર્ણ સિદ્ધિનો લોભ રાખ્યા વિના તે આદર્શજ્યોતના પ્રકાશથી સંસારજીવનને અને આપણા જીવનને તપાસતા રહીએ—એટલું જ આદર્શો ને ભાવનાઓ પ્રત્યેનું આપણું કર્તવ્ય છે."

યુવક ખડક પરથી ઉતર્યો. આથમવા આવેલા સૂર્યનાં સહસ્રકોટિ કિરણો સાગરને ઉર તેજપાટ પાડી રહ્યાં હતાં ત્યાં દૃષ્ટિ ઠેરવીને તે ઉભો રહ્યો. તેના વૃદ્ધ સાથીએ જોયું કે ફરી પાછું તેનું મન અસ્થિર થયું હતું, પણ તે કાંઇ બોલ્યો નહિ. તેજપાટમાં કૈં કૈં અલૌકિક દૃશ્યો નિરખી રહ્યો હોય તેમ યુવાન તો ભાનભૂલેલ જેવો ત્યાં ને ત્યાં જ જોયા કરતો હતો. કેટલીક વારે તે ગણગણ્યોઃ

"પણ જગતને પરમેશ્વરે આવું બનાવ્યું જ શા માટે? તેની ભૂલને લીધે જ આપણે સુધારા માટે આટઆટલાં વલખાં મારવાં પડે છે ને? ના, ના; એ ઇશ્વર જૂઠો, મ્હારી ભાવનાઓનો જૂઠો."

"મનુષ્યસમાજમાં પાછો જઇને મ્હારૂં કહેલું અજમાવી જોઇશ તો ત્હારે એ ઇશ્વર નહિ કલ્પવા પડે. તેં વિચારો બહુ કર્યા, પણ કામ કાંઈ કર્યું નહિ તેથી તને આમ લાગ્યા કરે છે."

"એ કોણ જાણે......એ હશે......"—ગણગણાટ ફરી મંડાયો. "મ્હને શી ખાતરી કે ત્હમારૂં કહ્યું ખરૂં જ પડશે? મ્હારા અનુભવ જૂદા છે. આદર્શો અવતારવાનું–ત્હેનાં જાણે, પ્રત્યક્ષ દર્શન કરવાનું મ્હારૂં ભવ્ય સ્વપ્ન એ અવળી દુનિયામાં સાચું પડવાનું નથી. હું અધૂરી સિદ્ધિનો તરસ્યો નથી; હું તો પરિપૂર્ણના ઝંખું છું. તે વિના જીવ્યું શા કામનું? અધૂરાં કામમાં વીરતા શી છે કે અદ્ભુતના ગી છે? એ તો બાળકની રમત."

"નથી, એ રમત નથી. રમતથી કાંઇક જૂદું જ તેમાં કરવાનું છે."

આ વાક્ય પૂરૂં થાય ત્યાર પહેલાં યુવાને ઝડપભેર સમુદ્ર તરફ ચાલવા માંડ્યું હતું. શું કરવું તેનો પળભર વિચાર કરીને વૃદ્ધે પણ ઉતાવળે પગલે તેની પાછળ જવા માંડ્યું યુવાને પાછું વાળીને જોયું, તરત દોટ મૂકી અને પાણી પાસે પહોંચતા વાર, એક માછી પોતાની હોડી દરિયામાં સરકાવતો હતો તેમાં કૂદકો મારીને ચઢી બેઠો. માછી ખૂમ મારે કે વૃદ્ધ આવી પહોંચે ત્યાર પહેલાં તો જોરથી હલેસાં મારતો મારતો યુવાન હોડીને કિનારાથી દૂર ને દૂર લઇ જવા લાગ્યો.

વૃદ્ધે તેને સાદ કર્યા, જરા અટકાવવાનું કહ્યું. હિમ્મત ખાઇ ગયેલા માછીને ભાન આવ્યું એટલે તેણે ય ખૂમાખૂમ કરી મૂકી. પણ સઘળું નિરર્થક હતું. યુવકની પાછળ પડવા આજૂબાજૂ કોઇ હોડી, મછવો, કે બીજું કાંઈ જ નહોતું દર પળે હોડી વધતા વેગે પાણી કાપ્યે જતી હતી એટલે માછીથી તરીને પહોંચવાનું પણ હવે અશક્ય હતું.

આથમતો સૂર્ય અડધો પાણીની નીચે, અડધો ઉપર, એવી રીતે રહીને જળપટને સુવર્ણરંગે રંગી રહ્યો હતો, હોડી તે તેજ-વિસ્તારમાં સરતી હતી તે સૂર્યમાં જ જાણે, પોતાની ભાવનાઓનો જ્યોતિર્દેશ જડવાનો હોય તેમ યુવક એકદષ્ટે તેને નિહાળી રહેતો અને હોડીને તે તરફ હંકાર્યે જતો તેનું હૃદય હવે પ્રફુલ્લ હતું, વદને આછું સ્મિત વિરાજતું અને નયનોમાં અસીમ આતુરતા જણાતી.

"વિનોદકાન્ત"



## ઉરટંકાર

૧

*બેઠો ક્યાં તું–એ દેખું ના,
બોલે શું તું–એ સૂણું ના;
તો યે મારે હૈયે લાગે
તારો ઉરટંકાર.

૨

ગાંડાઈમાં રસ્તો મૂકું,
ક્યાંહિં ખોટા મોહે લુબ્ધું;
તેને તીણો ચિત્તે વાગે
તારો ઉરટંકાર.

૩

હોઉં રાને વા ચોગાને,
હોઉં સંતાપે વા ધ્યાને;
રાતે કે સંધ્યાએ જાગે
તારો ઉરટંકાર.

૪

થાયે ઝુલ્મો ને અન્યાયો,
શોધું ના એના ઉપાયો;
એતાનો સૂણીને ભાગે
તારો ઉરટંકાર.

૫

ઝૂરૂં જો સ્નેહી વિજોગે,
પીડાતો રોષે કે રોગે;
આવી આનંદે બોલાવે
તારો ઉરટંકાર.

૬

જોઉં જ્યાં છાના સંગીતો,
સૌંદર્યોનાં સાચા ચિત્રો;
દૈવી બેશુદ્ધિમાં નાખે
તારો ઉરટંકાર.

૭

જુદાં તારાં રૂપો કલ્પું;
બીની આંખે જોવા તલ્પું;
તેડી શું ના તુંને લાવે
તારો ઉરટંકાર?

" અશોક "

---
*અંજનીગીત

૨૦:૧૧:૨૧




આકાશસરોવરને પૂર્વ કિનારે સુવર્ણવીણા લઇ ઉષા પ્રભાત-સંગીત ગાતી; ને પક્ષીઓ એમા સૂર પૂરતા.

હુલ્લાસ ને રસભરી વસન્તે જગતને ક્યારનું યે પોતાની મોહજાળમા લપેટવા માડ્યું હતું.

કમળપત્રપર ઝીલેલા ઝાકળબિન્દુઓ હર્ષપ્રફુલ્લ નયને નિહાળતો હું રમતો હતો.

પણ, ઉષાના સગીતથી યે અનેરા ઝંકાર કરતા એ કોના નૂપુર સંભળાતા હતા ?

કોના હતા એ હરિણી શા વિશાળ ને ચંચલ નેત્રો, જાણે સ્મિતને નાચવાની ન્હાનીશી નૃત્યભૂમિ હોય એવા ઓષ્ઠ સંપુટ, કૌમારનો ઉંમર ઓળંગી આવતા લાલિત્ય ઝરતા અગ, ને અપૂર્વ છટાભર્યો એ દેહહિન્ડોલ ?

નયને ને વદને એને ચેતનના ચમકાર હતા; અંગેઅંગ એને ઉત્સાહના ઓજસ ઓપતા.

અરણનું આગમન થતું હતું ત્હોયે નિડર બનવાની ધૂર્તતા કરી ચમકી રહેલા તારલાઓ સ્હામે જાણે યુદ્ધ આરંભી તેજબાણ છોડતી હોય એવી એની ચુંદડીના છેડાની ટિલડીઓ ઉષાના અજવાળામા ઝબકતી હતી; ને ઓઢણીને ઓથે રહી એનો છૂટો કેશકલાપ દૃષ્ટિમેખલા સાથ સંતાકુકડી રમતો.

રસ્તાને કઠિન જ માડ ધર હતું. ઉષાએ જાણે રંગોળી પૂરી હોય એમ પ્રભાતના ગુલાબી તેજથી રસ્તો રંગાયો હતો, ને એ રસ્તે તે દૂરથી આવતી હતી.

આવતાં આવતાં ઉંચે એણે મ્હારા તરફ જોયું. એ નયનથી, એ વદનથી ચમકાર ને હાસ્યનાં અગણિત તેજબાણ છૂટયાં!

પલવાર હું સ્તબ્ધ થયો;—મુગ્ધ બન્યો.

આપણે શ્વાસ લઇએ એટલો અલ્પ સમય તે, જાણે મ્હારે આંગણ ઊભી.

અનન્તકાળનું જાણે ઓળખાણ હોય—વર્ષોનો પરિચય હોય—એમ હું આકર્ષાયો;—એને ભેટવા દોડયો. એને ખભે હાથ મૂકી મેં કહ્યું: "તું મ્હારી થા."

......પણ મ્હેં કોને કહ્યું? વાદળની ઘેરગંભીર ઘટા વચ્ચેથી વિજળી સરકે એમ એનો ખભો—એ—મ્હારા હાથ તળેથી સરકી જઇ દૂર દોડી ગઇ હતી!

પ્રભાતના આનન્દમાં મસ્ત થઇ કલ્લોલતાં પક્ષીઓના સંગીતમાં એના નૂપુરનો ઝંકાર વિલીન થતો જતો હતો.

એ ઝંકારની દિશામાં હું પાછળ દોડયો...પણ ક્યાં?......

***

શરદનું એ સોહામણું મધ્યાહ્ન હતું.

આકાશમાંના રૂના ડુંગર જેવાં વાદળાઓના ઢગલા પાછળથી ઘડી ઘડી ડોકિયાં કરી સૂર્ય પૃથ્વીપર તેજછાયા ઢાળતો હતો.

મ્હારૂં પ્રિય ફૂલ મ્હારા હૃદયપર રાખી મધ્યાહ્નની ઘેન ચ્હડાવતી શાન્તિમાં અધમીચેલે નયને હું પડયો હતો.

પણ, ગડમથલમાં પડેલા લોકોના કલરવથી આવતા, અમ્બોધિના ઘેરા ગર્જન શા ઘોંઘાટની વચ્ચે થઇને એ અજબ ઝંકાર શાનો સંભળાતો હતો?

એ તો એ જ—પેલાં નૂપુરનો ઝંકાર.

મધ્યાહ્નનું ઘેન નયનપરથી ખંખેરી ઊંચી આંખ કરી મેં જોયું.

પૃથ્વીપર તેજ અને છાયાનાં અવનવાં પગલા પાડતા સૂર્યના તેજમાં પ્રકાશનાં પુંજ ઝગતું મંદ સુરકહાટ કરતું એ વદન નજીક આવતું હતું.

એ જ હાસ્યબાણ છોડતા ચપળ નયન ! એ જ લાવણ્યના હિંડોલપર નાચતાં અંગ !

જાણે, ક્ષણભર તે મ્હારે આંગણ અટકી.

કો અનન્ત આકર્ષણે ખેંચાયો હોઉં એમ હું દોડયો. એની ઓઢણીનો છેડો પકડી મેં કહ્યું: "તું મ્હારી થા."

......પણ મેં કોને કહ્યું ? જળમા મીન સરકે એમ એની ઓઢણીનો છેડો—એ મ્હારા હાથમાંથી સરકી જઇ દૂર દોડી ગઇ હતી !

સરોવરતટ પરની વૃક્ષકુંજોમાં મયૂરીઓનાં વૃન્દમાં શરદોત્સવ ઉજવતા કો કલાપીની કેકાના પડછન્દ સાથે બપોરની શાન્તિમા એના નૂપુરનો ઝંકાર વિલીન થતો જતો હતો.

એ ઝંકારની દિશામા હું પાછળ દોડયો...પણ ક્યા ?.........

* *
*

પાનખર ઋતુના અંતિમ દિવસો હતા.

સ્થિર–શાન્ત સન્ધ્યાના ઝાખા થતા જતા પ્રકાશમા પાદડા વિનાની સુકી ડાળીઓવાળા વૃક્ષો ભયંકર દેખાતા હતા.

થાકેલે હૃદયે કપાળે હાથ દઇ એકલો હું બેઠો હતો.

પણ, રસ્તાપર સંતાકુકડી રમતા બાળકોના કોલાહલ વચ્ચે થઇને આવતા એ શાના ભણકાર હતા ?

એ એ જ પરિચિત નૂપુરનો ઝંકાર.

થાકેલા પણ આતુર નયને મ્હેં એ દિશામા જોયું.

રસ્તાપરના ફાનસના ઝાખા પ્રકાશમા અવરજવર કરતા લોકોની પાછળથી, સૌન્દર્યતેજથી ઝળકતું એ હસતું વદન સમીપ આવતું દેખાતું હતું.

એ જ કંગારા કાળા તેજસ્વી નયન ! એ જ હાસ્ય ઝરતા ઓષ્ટ !

પલવાર, તે, જાણે મ્હારે આગણ થોભી.

અદૃશ્ય આકર્ષણે ખેંચાયો હોઉં એમ હું એની સમીપ ગયો. પાસે જઇને મેં કહ્યું: "તું મ્હારી થા."

......પણ મેં કોને કહ્યું ? આંખો ચોળી જોયું તો ત્યાં તો કે
ન હતું !

શીતળ પવનની તીણી લહરીઓ સાથે ધપતી આવતી શિ
ની ગાત્રીના સૂનકારમાં એના નૂપુરનો ઝંકાર વિલીન થતો જતો હતે

એ ઝંકારની દિશામાં–અંધકારમાં–હું પાછળ દોડ્યો........
પણ ક્યાં ? ..........

બચુભાઈ રાવ

## ના લખો ત્હને

( ૫૯ )

તું મ્હને, તું મ્હને,–અરેરે એ જ હું ત્હને
હોત તો આશ શી મ્હને !

૧

પૂતળે રમકડે મગજકું ખોયું મોહીને,
પૂતળાં રમાડનાર ના લખો ત્હને.

૨

પ્યાસમાં પ્રેમની, સખાની, દિલગીરીની,
આ બપોર, પ્યાસનો ના લખો ત્હને.

૩

રૂપના સત્યના ઘડું ઘાટ પ્રહર શોધમાં,
સત્યરૂપ રૂપસત્ય હજી યે ના લખો ત્હને.

૪

તું મ્હને, તું મ્હને,–અરેરે એ જ હું ત્હને
હોત તો આશ શી મ્હને.

પૂના, ૯–૩–૧૯૨૨. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર




**સ્થલઃ ઔરંગાબાદ પાસે સતારા; ગોદાવરી તટ.**

૧

**મસ્તાનીઃ** (સ્વગત) આ આસ્માનની રોશની! ગોદાવરીનું ચળકતું રૂપેરી પાણી! પર્વતની સુંદર પરંપરા! આ સર્વની પાસે મસ્તાની આજે પોતાનું જિગર ખાલી કરે છે. મસ્તાની સામે પુરુષોએ નઝર કરી છે ત્યારે ત્હેનું અંગેઅંગ પ્રગટતું અભિમાન જોઇ એ બિચારા પોતે જ શરમાયા છે. મસ્તાની સામે વૈભવનો ભોગ ધરનારા, પોતાના હીરાનું તેજ મસ્તાનીના દાંતના તેજ કરતા ફિક્કું પડેલું જોઇ, વૈભવથી ન ખરીદાય એવી આ પ્રતિમા છે, એમ સમજી ગયા છે. મસ્તાનીનું શરીરસૌંદર્ય એ ઇશ્વરની થાપણ છે. મસ્તાનીના અમર ઇતિહાસનો એ જીવતો લેખ છે. વીર પુરુષના-કોઇ અદ્‌ભુત સમયમૂર્તિના-એક જ દિશા તરફ ધસતા આત્મબલને સ્નેહપ્રદેશમા ઉતારવાની કુદરતની અનુપમ કલા છે.

પુરુષો મસ્તાનીનો ચહેરો જોવા માટે લાયક છે, હાથ પકડવા માટે નહિ. પુરુષો મસ્તાનીના વિદુષક થવા લાયક છે; પુરુષો મસ્તાની પાસે લોટવા માટે લાયક છે. મસ્તાનીનું ખીલતું યૌવન ચંદ્ર જોઇ શકે, ગોદાવરી જોઇ શકે, પર્વત જોઇ શકે; પુરુષ નહિ. પુરુષ ક્યા છે? રાજકાર્યમાં તો જે કપટી હતો, પરંતુ આત્માને ચડવાની નિસરણી જે સ્નેહ, તેમા પણ જે કપટી બની શક્યો તે આ પંચોતેર વર્ષનો જરીપુરાણો નિઝામ-ઉલ-મુલ્ક?! સારું હિંદુસ્તાન આજે તેનાથી ધ્રૂજે છે. ઓ! આજના હિંદુસ્તાનમાં પુરુષ ક્યા છે? આ નિઝામ-ઉલ-મુલ્ક આજનો વીર પુરુષ? મ્હારી માને મેળવવા માટે

તેણે કેટલી હિમ્મત દર્શાવી ? મ્હારા બાપને મારવા જેટલી! આ પુરુષ: જે હિંદુસ્તાનનો વીર પુરુષ હોય તો હિંદુસ્તાનની પ્રજા જ નપુંસક છે. પ્રતાપ ને શિવાજી પછી પુરુષો પરવાર્યા ને ચાંદબીબી પછી સ્ત્રીઓ પરવારી. મસ્તાનીનું સારૂં યૌવન સાચવી રાખવા કુદરતે રચેલો આ અગમ્ય યોગ છે! રજપૂત-મરાઠા-મુસલમાન, યોદ્ધા ઘણા; લડનાર ઘણા: પણ પુરુષ કોઇ નહિ!

મસ્તાનીના કૃષ્ણ કલાપમાં, અદ્‌ભુત ચિત્રકારે પોતે ન સમજી શકાય તેવી રીતે આ આસ્માનના જેવી આછી અને ઓછી છાય રાખી છે! એના ચહેરા પર જરાક શ્યામ રંગની છાંટ છે! અરે, મ્હને મ્હારા પોતાનાપર મોહ થાય એવી કલા છે! મ્હારે સ્વરૂપ નથી; મ્હારે કલા છે. મ્હારે સૌન્દર્ય નથી; લાલિત્યનો વહેતો પ્રવાહ છે. મ્હારામાં અપ્રમાણ અવયવબંધ નથી; શરીરબંધ છે. જો હું પોતે જ ગઝલ છું, દર્દનો જીવંત ઇતિહાસ છું, રસની તૃષાનો ખરો ચિતાર છું, તો મ્હારે-ઓ કલાનાયક, મ્હારે-કોના માટે ગઝલ ગાવી ? કોનું દર્દ સાંભળવું ? અરે, કોની તૃષા છીપવવી ? દિલ્હીનો સમ્રાટ્ આ બાલ સાથે રમવા માટે, આલતો આવે. પણ સ્ત્રીના બાલ સાથે વિનોદથી રમી શકે એને જ પુરુષ કહેવો ? ઓ કિરતાર, ફરીથી કહું છું કે દિલ્હીનો સમ્રાટ્ સમ્રાટ્ હશે પણ પુરુષ નથી. મસ્તાનીને મયુરાસન પર સમ્રાટ્ સાથે બેસવાનો મોહ નથી; એને નીલા ઘાસની ગાદીમાં પણ પુરુષ સાથે બેસવાનો મોહ છે. કોઇ બડી પંડિતા ગાર્ગી નામે થઇ ગઇ એમ કહેવાય છે ને ? એ ગાર્ગીએ કહ્યું હતું કે જગતમાં કોઇ પુરુષ નથી, અને એટલામાટે મ્હારે સ્ત્રીને સહજ લજ્જા નથી. આજે હું મસ્તાની, આખા હિંદુસ્તાનની સામે શરત મારૂં છું કે હિંદુસ્તાનમાં જો કોઇ પુરુષ નથી, તો મસ્તાની નામની કોઇ સ્ત્રી નથી. હું સ્ત્રી છું, પણ પુરુષ પામે. ચાંદબીબી પામે બધાને પુરુષ થવાનો અધિકાર નથી. સ્ત્રી અને પુરુષના ભેદ એ સૌએ પોતપોતાના દોષ છુપાવવા કર્યા છે. જન્મથી સૌ ન સ્ત્રી, ન પુરુષ એવા છે. સ્ત્રી અથવા

પુરુષ તો થવાનું છે. જીવનનું જે અંતિમ લક્ષ્ય છે તે સૌએ હાથેકરી સિદ્ધ થયેલું ધાર્યું છે. આજે હું કહું છું કે અમારી સતારાની છાવણીમા હું કોઇની સામે બુરખો ધરૂં એવો પુરુષ નથી. કોઇની રોશની એટલી તીવ્ર નથીઃ કોઇનામાં એટલી વીરત્વભરી છાપ નથી. પુરુષ પોતાને વીર કહેવડાવવા માટે સ્ત્રીઓ પાસે બુરખા નખાવે છે! ચકમાંથી જોઇને કહું છું કે પુરુષો મ્હારી પાસે બુરખો નાખે તો એમનું અંતઃકરણ ટકેતું મટે. મસ્તાનીનો ચહેરો જોવો એ પુરુષાતનની પરીક્ષા છે! સ્ત્રીઓનો બુરખો નાખવાનો જમાનો ગયો; હવે પુરુષોનો સમય આવ્યો છે. ઓ પરવરદિગાર! શું હિંદુસ્તાન અને શું હિંદુસ્તાનના પુરુષ! ગોદાવરી! સતારા! પર્વતો! તમારામાંથી ઇતિહાસ મળે છે તેટલો કોઇ પુરુષના જીવનમાથી નથી મળતો! અફસોસ! ભોક્તા વિનાની કલાઃ ભવ્યતા વિનાનું સૌન્દર્યઃ પુરુષ વિનાનું સ્ત્રીજીવન.

(દાસી આવે છે)

**મસ્તાનીઃ** ચોકસ થયુ?

**દાસીઃ** હા.

**મસ્તાનીઃ** ક્યારે?

**દાસીઃ** આજે જ સાંજે બાજીરાવ તથા તેના થોડાક સૈનિકો આવશે. મિજબાની અને ભેટનજરાણા થશે.

**મસ્તાનીઃ** ઠીક; ત્યારે હવે આપણે જઇએ ત્યા વખત થશે.

(જાયછે)

૨

(મિજબાનીના મંડપમાં બાજીરાવ આવે છે. એક તરફ ચક નાખી સ્ત્રીવર્ગ બેઠેલ છે.)

**નિઝામઃ** બાજીરાવ! આ સતારાની ભૂમિ ખુદાએ બેહિસ્તના ચમન જેવી બનાવી છે! આ બાજૂ ગોદાવરીનો પ્રવાહ; આ બાજૂ સાતપુડાની શિખરપરંપરા; વચ્ચે નીલાછમ ખેતર. કદાચ તમને ઘડીભર શિકાર કરવાનું મન થાય તેવો આ પ્રદેશ છે

બાજીરાવઃ સતારા તો પરમાત્માએ એ મહારાષ્ટ્રમાં જ કર્યું છે. એ જ પૃથ્વીપર આસ્માનનો સાચો સિતારો છે. આ જમીન સારી છે, ખેતર હરિયાળાં છે, ગોદાવરીનો તટ મનહર છે, પણ કોંકણના ઝરા અહીં નથી. અહીં સિંહાદ્રિની ભવ્યતા નથી. અહીં રાયગઢ જેવા કિલ્લા નથી. સ્ત્રીઓ રાસડા શરૂ કરે તેવું આ સ્થળ છેઃ પુરુષો શમશેર ખેલે તેવું નહિ. દક્ષિણનું પૂના–સતારા એ તો કુદરતની કારીગરીનો ખેનમૂન બાગ છે! કાશ્મીરના કેસરની છટાવાળો મંદમંદ પવન એ તો સાંનો સામાન્ય પવન છે! ઓ, કિરતારે સતારા ન કર્યું હત તો બાજીરાવ ક્યાં રહેત? સિંહાદ્રિ વિના મરાઠા ક્યાંથી હાક પાડત? રાયગઢ વિના શિવાજીનું પરાક્રમ દિલ્હીમાં કેમ ખળભળાટ પેદા કરત? વીરભૂમિ તો મહારાષ્ટ્ર છે.

નિઝામઃ વીરત્વની સાચી પિછાન તો અત્યારે પ્રપંચ રમાય તો થાય. નિઝામની વૃદ્ધાવસ્થા પોતે જ પવિત્ર નીતિશાસ્ત્ર છે. નિઝામ લડાઇમાં દુશ્મન છે તો લડાઈ પછી કાનો દોસ્ત છે; એ લોકમાં સામાન્ય બનતી કહેવત આડી આવે છે, નહિતર અત્યારે આ દુશ્મનોની સભામાં બાજીરાવ એકલો શું કરી શકે? સિંધિયા અને હોલ્કર અત્યારે શા કામમા આવે? મશ્કરી છે; પણ ધારો કે હું અત્યારે કપટ રમુ તો?

બાજીરાવઃ દિલ્હીના સમ્રાટ્‌ની સભામા પણ બાજીરાવ તો બાજીરાવ જ રહે. અત્યારે આટલું સૈન્ય છે, પરંતુ ખુદ સમ્રાટ્‌નું સૈન્ય હોય તોપણ બાજીરાવના મનમાં ક્ષોભ થાય નહિ. બાજીરાવ કપટ નથી કરતો, પણ કપટ કેમ થાય તે જાણે છે. જ્યાંજ્યાં બાજીરાવ ત્યાંત્યાં એના સામંત, એ સામાન્ય સિદ્ધાંત–પછી શું નિઝામની દરબાર કે શું સમ્રાટ્‌ની દરબાર–બધે જ લાગૂ પડે છે. નિયમ અને એને અપવાદ, એ બિચારા કહેવાના ચોદ્ધા માટે છે. મ્હારો નિયમ સર્વત્ર અચલ છે.

નિઝામઃ અત્યારે ઘડીભર ધારો કે હું કપટ રમું છું. ક્યાં છે અત્યારે ત્હમારા સામંતો? રાણોજીને મલ્હારરાવ અત્યારે શું કરે?

**બાજીરાવ:** શું કરે? બાજીરાવ પોતે જ એક સૈન્ય નથી? અને છતાં એના સામંતો તો હાજર જ હોય છે. અહીં અત્યારે પણ તેઓ હોય જ.

**નિઝામ:** ત્હમે તો એકલા જ આવ્યા છો !

**બાજીરાવ:** મરાઠા એકલા હોય જ નહિ. શિવાજી મહારાજનો વાઘનખ એ અમારું ધ્યેય છે. શું સિંધિયા કે શું હોલ્કર, એમાંથી એકકેયને ન નિઝામ કે ન દિલ્હીદરબાર રોકી શકે. જુઓને આ ત્હમારા જ સામંતો; અને એમની વચ્ચે—

(ચારે તરફ નજર ફેરવે છે)

**મલ્હારરાવ હોલ્કર:** અને એમની વચ્ચે મલ્હારરાવ હોલ્કર પોતાની અચળ સમશેરના બળથી બેઠો છે. શ્રીમંત પેશ્વા સરકારની આગળી ઉંચી થાય કે તરતજ મલ્હારરાવનો દેહ એની પાસે ટૂકડે-ટૂકડા થઈ જવા માટે તૈયાર છે !

**રાણોજી:** અને રાણોજીની ભસ્મ એ તો પરશુરામસ્વરૂપના વિશાળ ભાલનું ત્રિપુંડ થવા માટે છે ! એ શંકરના દેહ પર રાણોજીની ભસ્મ તો વૈભવ રૂપ છે ! રાણોજીની આ સમશેર એ શ્રીમંત પેશ્વાએ અર્પેલી વિભૂતિ છે !

(મરાઠા સામંતોની સમશેરો ચળકે છે)

**નિઝામ:** ઓહો ! મલ્હારરાવ હોલ્કર ! રાણોજી સિંધિયા !

**રાણોજી:** મરાઠી રાજ્યના સૂર્યની પાછળ રાણોજી છાયા છે !

**મલ્હારરાવ:** જ્યાં મરાઠી રાજ્યનું હૃદય હોય, ત્યાં મલ્હારરાવનું ખૂન વહે છે !

(ભેટનજરાણા થાય છે; સભા બરખાસ્ત થાય છે: સૌ જાય છે. મસ્તાની એ તરફ જોતી રહે છે.)

**મસ્તાની:** (સ્વગત) એ સૌથી પહેલો ઉડતો સ્વાર ! કેટલું વીરત્વ ! આજે પુરુષ જોયો. એનાથી ઘોડો શોભે છે. એની પાછળ

ચાલનારા પુરુષ છે, એ અસાધારણ પુરુષ છે. મસ્તાની આજે શરમાય એવું પ્રીત ગ્રહણ કરવા તૈયાર છે. આજે હવે હું શરમાઉં. એ પુરુષ—વીરપુરુષ—સાચો. આટલે છેટેથી એની ઘોડાપરની છટા એને બીજાથી જુદો પાડે છે. શું પશુ કે શું મનુષ્ય, વીરત્વની પૂજા એ માનવજીવનનો સહજ સંસ્કાર છે. બાજીરાવને જોઈ ઘોડો અભિમાનમાં ખૂંખારે છે; રાણોજી અને મ્હારરાવ એની પાસે રહેવામાં અભિમાન લે છે: અને છેવટ, મસ્તાની પણ બાજીરાવને પૂજવા તૈયાર છે!

( સૌ સીમંડળ ચાલ્યું જાય છે મસ્તાની પણ સાથે જાય છે. )

૩

**મસ્તાની:** ( એકાંતમાં સ્વગત ) તે દિવસની અસરથી હજી મસ્તાનીની રસતૃષા છીપી છીપાતી નથી. અરે! બાજીરાવને જોઈને આટલો ભયંકર ફેરફાર? હું મસ્તાની જ ન રહી!

ગોદાવરીના તરંગો! સુંદર ચંદ્ર! હરીઆળાં ખેતરો! આ બાજુ પર્વતમાલા! ઓ, અનંત જીવનનો સંસ્કાર આજે જેસથી બહાર નીકળતો હોય, મસ્તાનીનું સારૂં જીવન નાશ થવાનું હોય, બાજીરાવના નેનમાં કાંઇ જાદુ હોય, ગમે તે હો, પરંતુ આ સારૂ યૌવન એની પાછળ કુરબાન છે! રે! વનવન રખડીશ, ખુદા આકાશીઆકાશ પુકારીશ, સૈન્યેસૈન્ય શોધીશ, કાશ્મીરથી કન્યાકુમારી સુધી ભમીશ, પરંતુ બાજીરાવ નહિ મળે ત્યાં સુધી આરામ નામ ન જાણીશ. ઓ પરવરદિગાર! મ્હારા હજારો જીવનના સંસ્કાર વ્યર્થ થાય: છો થાય. મ્હારો આત્મા લૂટાય: ભલે લૂટાય. સમૃદ્ધિ જાય; નિઝામનો આશ્રય જાય: ભલે જાય. એક વખત નહિ, છો હઝાર વખત જાય. કોઈ નવાબની પત્નીનું પદ જાય: ભલે જાય. અરે, નવાબનું સિંહાસન કે સમ્રાટ્નું મયુરાસન એ તો લાકડાના કટકા છે! મસ્તાનીને તો બાજીરાવની પાછળ જિંદગી ગૂમાવવી છે!

ઓ, આસ્માનની પવિત્ર રોશની! ઓ, અસંખ્ય દીવાઓ! આ મસ્તાનીના દીવાનાપણાના સાક્ષી રહેજો. મસ્તાની મુસલમાન છેઃ બાજીરાવ બ્રાહ્મણ છે. પરંતુ બાજીરાવ માટે સારો ધર્મ કુરબાન છે! એક નહિ તો હજાર જિંદગી, પરંતુ બાજીરાવનો વીરત્વભર્યો હાથ આ સ્નિગ્ધ બાલ સાથે ન રમે ત્યાં સુધી એ બાલ ચંદના કિરણની નજરે જ પડશે! અરે હજાર જિંદગી; પરંતુ એ રોશનીમાં જિંદગી ગૂમાવવા માટે એક વખત પતંગિયું બનવું છે! ખુદાની કચેરીમાં બોલવાની તાકાત છે કે ઓ પરવરદિગાર, બાજીરાવ ઉત્પન્ન ન કરજે, અથવા કરવો જ પડે તો મસ્તાનીને બાજીરાવ માટે જ રાખી મૂકજે. બાજીરાવ પાછળની ગરત, હવે કયામતના દિવસ સુધી છે! અમે ક્યારે ભેગા હઇશું? એના અંગ પ્રત્યંગમાં પરિચિત વીરત્વની છાપ છે; એના નયનમાં જાણે અનંત સમય પહેલાંના એકાદ મેળાપનો ગુપ્ત ઈતિહાસ લખેલ છે! ઓ, બાજીરાવ! પરવરદિગાર! બાજીરાવ મ્હારું રસાયન છે; બાજીરાવ મ્હારી આંતરતૃષા છે; બાજીરાવ મ્હારા થાકેલા હૃદયનો એક જ વિશ્રામ છે— આધાર છે! આત્મા ખીલી શકે એવું એ એક જ સ્થાન છે. બાજીરાવ ન હોય તો મસ્તાનીનું જીવન એ પણ મૃત્યુ છે!

અને હવે, 'ઓ આસ્માનના એક જ સિતારા, સાક્ષી રહેજે. મસ્તાની આજે પોતાનું જીવન નવી રીતે શરૂ કરે છે! ઓ પેલા દૂર દેખાતા બાજીરાવનાં તંબુ' ચાલ હવે બાજીરાવના વીરત્વને મળવા સૌન્દર્ય અધીર બને છે. મસ્તાની આજે ઘોડેસ્વાર બનશે. ગોદાવરીનો નિર્મળ જલપ્રવાહ સાક્ષી છે. હું હવે પ્રેમમાં દીવાની છું. મ્હારો એ મૃત્યુલેખ છે; મ્હારા આત્માનો એ અમર સંસ્કાર છે; એને લીધે જ હું મસ્તાની છું! (ઘોડેસ્વાર બની જાય છે)

૪

**રાણોજીઃ** આ સ્થળ જ સ્રીના સૌન્દર્ય જેવું છે! જ્યાં જુઓ ત્યાં સુંદર નીલી ભૂમિ! અરે, ક્યાંય કોકણના પત્થર થયા છે?!

મલ્હારરાવઃ કોકણ તો પરશુરામની પ્રિય ભૂમિ છે !

બાજીરાવઃ કોકણના નિર્મળ ઝરાઓ! કરુણ શીલાઓ! અરે, ઔરંગાબાદના હીરા કરતાં એ પથ્થર હમેશાં વધારે વ્હાલા લાગ્યા છે! કોણ જાણે કેમછે, પણ સતારાની ભૂમિ સંભારતા ન્હાનપણમાં માતા લાડ લડાવતી તે સાભરે છે ! અરે, દિલ્હીના સિંહાસન પર મરૂં, કે તાજમહાલની સમક્ષ મરૂં, એ કરતાં સતારાના પત્થર પાસે મરૂં તો મૃત્યુનો આનંદ ઓર આવે! ઓ રાણીજી! હું ન હોઉં ત્યારે પણ તું સતારાના દરવાજા પાસે મરજે; પૂનાના મેદાનમાં મરજે! મૃત્યુના જેવો બીજો શો આનંદ હોય?

રાણીજીઃ પરશુરામાવતારની પૂનાના મેદાન પર એવી જ પ્રીતિ છે!

બાજીરાવઃ પૂનાની જમીન પર સૂઉં છું ત્યારે મ્હારી વ્હાલી માતાનો ખોળો સાભરે છે ! અરે! બાર વર્ષની વયે પૂનાના મેદાનમાં જે રમત રમ્યા તે રમત માટે જ બીજો મરવો કરતા પૂનામા મરવાનું મન થાય છે! પૂના! ઓ પૂના! ત્હારાં પંડિયેર થશે ત્યારે બાજીરાવ પૂનાનો પત્થર હશે તો પણ રોઇ પડશે! મલ્હારરાવ! સમય અનંત છે. દિલ્હી તૂટે છે તો ભવિષ્યમા પૂના પણ કાં ન તૂટે?

મલ્હારરાવઃ પૂના તૂટશે ત્યારે હિંદુસ્તાનના મેદાનમાં પણ ઓઓના રાસડા જ સંભળાતા હશે!

બાજીરાવઃ ક્યાં વાતોએ ચડ્યા? નિઝામને આજે હરાવ્યો છે ને કાલે શિવાજી મહારાજનો ભગવો ઝૂંડો ઠેઠ અટકની સીમ સુધી ફરકાવવો છે! ત્યાં સુધી મ્હને આરામ નથી. શિવાજી મહારાજે કર્યું તેના સોમા ભાગનું પણ હજી નથી થયું. બાજીરાવ દિલ્હીનો ડગમગતો રાજમુકુટ પૂનાને ચરણે ધરી શિવાજી મહારાજનું પિતૃશ્રાદ્ધ કરશે! ( પ્રતિહાર પ્રવેશ કરે છે )

પ્રતિહારઃ મહારાજ ! કોઈ સ્વાર મુજરા માગે છે.

બાજીરાવઃ આવવા દે!

( પુરુષ વેષમાં મસ્તાની પ્રવેશ કરે છે )



હાજીમહમ્મદ-સ્મારક ગ્રંથ

મસ્તાનીનું લલિત સૌન્દર્ય ચોમેર પ્રકાશી રહે છે

ચિત્રકાર: ત્રિભુવન પટેલ અને રવિશંકર રાવળ

**મસ્તાનીઃ** સેવક મસ્તાનખાન મરાઠી રાજ્યના સિતારા પાસે સ્વામીભક્તિ દર્શાવવાની તક માંગે છે.

**બાજીરાવઃ** તમે ક્યાં હતા?

**મસ્તાનીઃ** નિઝામ સરકાર પાસે. એ છોડયું. આજે આપનું શરણ ઇચ્છું છું.

**બાજીરાવઃ** કારણ?

**મસ્તાનીઃ** રાજમંત્ર ગુપ્તમાં હોય એ સ્વામીને ક્યાં ખબર નથી? પટફુંમંત્ર એ વ્યર્થ રાજ્યનીતિ છે.

( બાજીરાવ ઉઠી એકાંતમાં જાય છેઃ પાછળ મસ્તાની જાય છે. )

**મસ્તાનીઃ** ઓ મરાઠી રાજ્યના સૂર્ય!

**બાજીરાવઃ** કેમ શું છે?

**મસ્તાનીઃ** શું હોય? બીજું શું હોય? આજે બાજીરાવનો ઇતિહાસ બદલાવવો છે.

( એક પછી એક પુરુષ વેષ કાઢી નાખે છે. એમાંથી એનો કૃષ્ણ કેશકલાપ બહાર પડે છે. બાજીરાવ જોઈ રહે છે. મસ્તાનીનું લલિત સૌન્દર્ય ચોમેર પ્રકાશી રહે છે. )

**મસ્તાનીઃ** નિઝામના જનાનાની રહેનારી મસ્તાની આજે વીર બાજીરાવ પાસે ભિક્ષા માગે છે!

**બાજીરાવઃ** તમે કોણ?

**મસ્તાનીઃ** ઓ! ત્હારા પ્રેમની પ્યાસી! હું મસ્તાની નિઝામની આશ્રિતા છું. વીરત્વની છાપ તારા એક જ ચહેરામાં જોઈ એ ચહેરા પર આશક છું. તારી રોશનીમાં બળનાર પતંગિયું છું. ત્હારા નયનમાં આત્માની જ્યોતિ જોનાર અભ્યાસી છું! હું દર્દ છું; તું મ્હારી ઔષધી છે. હું પદ્મ છું; તું મ્હારો સૂર્ય છે. અરે! ચાતક કરતાં પણ વધારે દીન છું; બાજીરાવની મસ્તાની છું!

**બાજીરાવઃ** અરે? આ શું? મસ્તાની ઘેલી છે? હું કોણ?

મસ્તાનીઃ (પાસે જઈને) ઘેલી નહિ, દીવાની છે. એ, સારા આસ્માનના સિતારા! બાજીરાવને એનાં હજારો વર્ષનો પરિચિત સહવાસ થાય છે તેના હમે સાક્ષી રહેજો. અરે! હારી પાસે અંતરના બંધ તૂટે છે; રસાયન વહે છે; નસનસમાં આંતરતૃષાના ગોળ પડે છે! હારો અવાજ સાંભળતાં, જાણે તું મ્હારા જીવનને બોલાવતો હોય તેવું લાગે છે! ત્હારૂં નયન અનંત સમયના અંધકારમાંથી ડોકિયું કઢાડી આત્માને સાદ કરે છે! (ખભાપર હાથ મૂકે છે) આ ત્હારો સ્પર્શ અનેક નિદ્રાના પડમાંથી રસનો છલકનો પ્રવાહ વહેવરાવે છે! અરે! ત્હારો હાથ ન અડે ત્યાં સુધી આ આસ્માની છાંટના બાલની સુરખી ઝાંખી લાગે છે! ત્હારો ચ્હેરો સુરેખ છે; એથી વધારે લાલિત્ય ત્હારાં અંગપ્રત્યંગમાં છે. પણ લાલિત્યનો પ્રવાહ તો ત્હારા આ બેટી નયનમાંથી આવે છે! (ફરી ખભા પર હાથ મૂકે છે) બોલ, બોલ! પ્રિયતમ! મસ્તાનીના સૌન્દર્યને ત્હારૂં જીવતું સૌન્દર્ય મળી શકે?

બાજીરાવઃ અરે! બ્રહ્માવર્તના રમ્ય પ્રદેશનો શુદ્ધ બ્રાહ્મણ એક યવનીના સ્પર્શથી સ્થિતિભ્રષ્ટ થશે? હું યોદ્ધો છું, પણ મ્હને સૌથી વધારે પ્રિય વિશેષણ તો 'બ્રાહ્મણ' છે! બાજીરાવના જીવનનો આખો ઇતિહાસ તપાસી એને વીર પુરુષ કહેવાની ના પાડનારા એને એક અદ્‌ભુત બ્રાહ્મણ કહેવા તૈયાર છે! વિલાસ? દિલ્હીના સમ્રાટ્ પાસેઃ નિઝામ પાસેઃ શાહૂ મહારાજ પાસે! બાજીરાવ તો કર્તવ્યની આદર્શમૂર્તિ બ્રાહ્મણ છે! ગોદાવરીના રમ્ય તટમાં વર્ષો પહેલાં સીતાનાં આભૂષણ વેરાયાં ત્યાર પછી આ પ્રદેશના મનહર સ્થાનમાં સ્ત્રીએ સાથે નિઝામની સવારી ફરી છે! આજે શુદ્ધ ટાળીઆર નિઃશંક વિચર્યા કરે એવો સુંદર "બ્રહ્માવર્ત" પ્રદેશ કરવા બાજીરાવ ચાલ્યો છે! મસ્તાની, હું શુદ્ધ બ્રાહ્મણ યવનસ્પર્શને જીવતું મૃત્યુ સમજું છું! મ્હારા સ્વયં શુદ્ધ દેહમાં એ સ્પર્શ શોભે નહિ! શિવાજીનો ભગવો ઝૂંડો ફરકાવનાર આટલો સ્થિતિભ્રષ્ટ હોય નહિ! હું મસ્તાનીના સ્પર્શ

કરે એમાં સમસ્ત ભારતવર્ષનું ભવિષ્ય લટકે છે! અસાધારણ જવાબદારી વાળો મનુષ્ય સાધારણ માણસ જેવો વિલાસ કરી શકે નહિ! અટકપર ભગવો ઝૂંડો ફરકાવનાર મસ્તાની પાસે નમ્યો એનાથી વધારે ભયંકર ઇતિહાસ શો હોય? રાણોજી ને મલ્હારરાવ જેની પાછળ ચાલ્યા તે મસ્તાની પાસે રમ્યો એનાથી વધારે કલંક શું? નહિ, ઓ મસ્તાની, નહિ! બાજીરાવનું જીવન જુદા જ વાતાવરણનું છે!

**મસ્તાનીઃ** અને રે પ્રિય! બોલ, બોલ, બધા વાતાવરણનો આ સરવાળો નથી? ત્હારા શુદ્ધ બ્રાહ્મણ દેહને સ્નેહ પણ સ્પર્શ ન કરી શકે એટલો બધો એ રસવિહીન છે? અરે! દેહ સ્નેહના સ્પર્શથી વર્ણાંતર પામે છે. જન્મથી શુદ્ર માછીકન્યાનો પારાશર સાથેનો પ્રસંગ, ઓ અદ્‌ભુત બ્રાહ્મણ, ત્હને યાદ છે? દેહ જ્યારે સ્નેહના ખરા તાપમાં તપે છે, ત્યારે આત્મા વિકાસક્રમમા આગળ વધે છે. પછી યવનનો દેહ બ્રાહ્મણાવસ્થાનું રૂપાંતર પામે છે! સ્નેહના બલથી રૂપાંતર પામેલ હું બ્રાહ્મણ કન્યા છું! રે, ઓ બાજીરાવ! તું યવન ન બની શકે તો હું બ્રાહ્મણ થવા તૈયાર છુ! અરે, માત્ર આ નામ ન હોય! તું જોઇ શકશે કે સ્નેહનો તાપ શુદ્ધ રજપૂત અને બ્રાહ્મણ કન્યા જેટલો જ દિવ્ય છે! વીર પુરુષ! તું કહે છે હું યવન છું? શું બાજીરાવને શમશેરનું જ જીવન છે? અદ્‌ભુત જીવન નથી? બાજીરાવનું રસજીવન આટલું સંકુચિત છે?

**બાજીરાવઃ** બાજીરાવની શમશેર એના બ્રાહ્મણપદના અભિમાન રૂપે છે. મ્હારૂં રસજીવન એ આત્માના અનંત સંસ્કારમાં સાધનરૂપ છે; અનંત સંસ્કારને ફેરવવા માટે નહિ. રસજીવન એ મ્હારા આત્માનો વૈભવ છે; આત્માને જ ફેરવનાર કોઈ સ્થિતિ નહિ.

**મસ્તાનીઃ** અને રે! આ આત્મામાં જ દૃઢ છાપ રૂપે રહે એની મસ્તાનીની રસકથા બાજીરાવના અનંત સંસ્કારને ફેરવશે! અરે, આ રસવૈભવ એ પણ આત્માની જ સુંદરતા છે! આ સ્નેહજીવન

એ આત્માની જ કલા છે! એ કલામા—એ સૌન્દર્યમાં—બ્રાહ્મણ, યવન એ ભેદ નાશ પામે છે! નહિ કે એ ભેદ આવશ્યક નથી, પણ મેનકા અને વિશ્વામિત્રની ભૂલ ભારતવર્ષના ધર્મપિતાની આ થવા યોગ્ય મનાઇ છે! અસાધારણ મનુષ્યની સુંદર ભૂલે એટલે શકુન્તલા નહિ? બાજીરાવ આવી ભૂલ ન કરે? સુંદર ભૂલ કરવી, એ પણ જીવનની એક કલા છે!

બાજીરાવ: ત્હારા શબ્દો લલચાવનારા છે; એથી વધારે લલચાવનારૂં ત્હારૂં સ્વરૂપ છે! પણ રે મસ્તાની! બાજીરાવ જીવનમાં ભૂલ કરે એવો ઇતિહાસ જ મરાઠા રાજ્યનું કલંક છે! અને પૂનાનો પેશ્વા કલંક રૂપે ઇતિહાસમાં જીવવા કરતાં અજાણ્યા રૂપે મરવાનું વધારે પસંદ કરે છે!

મસ્તાની: રે, પ્રિય બાજીરાવ! મ્હારૂં યૌવન તને લલચાવે તો એ મસ્તાનીનો વેશ્યા તરીકેનો વિજય છે; અને પેશ્વાની અધમ પુરુષ જેવી હાર છે! પણ તને લલચાવનાર સંબંધ, ઓ પ્રિય, તું ન કળે તેવો આત્માના બંધનનો છે! તને જોતા, ન સમજી શકાય તેટલો ઇતિહાસ ખુલ્લો થાય છે; ન વાંચી શકાય એટલા ભાવ જન્મે છે; ન કળી શકાય એટલી લાગણી થાય છે! બાજીરાવ મસ્તાનીને ન સ્વીકારે તો મસ્તાનીની કબ્ર પર ફૂલ વેરશે. જીવતા ન સ્વીકારી ત્હેને મરતા પૂજશે. જીવતા ન જોઇ તને મરતાં રડશે! બાજીરાવ સમજશે કે અટક પાસે ભેડનાર ભગવા ઝૂંડામાં મસ્તાનીના બરતફામની જરૂર હતી!

બાજીરાવ: ઓ! બાજીરાવ મસ્તાનીને ઓળખે છે, સમજે છે, પૂજે છે; પણ એના સ્પર્શથી ધ્રૂજે છે!

મસ્તાની: કારણકે હમેશાં સ્નેહના સ્પર્શની ધ્રૂજારીથી જ હૃદય વ્યક્ત થાય છે; હૃદય પછી આત્મા આવે છે. એ ધ્રૂજારી બ્રાહ્મણત્વના અભિમાનની ન હોય!

બાજીરાવ: પણ બાજીરાવનો નિશ્ચય અડગ છે!

**મસ્તાનીઃ** તો રે, ઓ પ્રિયતમ! ત્હારા કોકણુંના અસહ્ય તાપમાં તપતા શરીર પર એક વાદળી છાયા કરશે; ત્હારા જંગલે-જંગલ રખડતા તાનમા મસ્તાની શબ્દ ફૂંકશે; વનેવન ભમતી આંખ સામે મૂર્તિ રૂપે તરશે. અરે! ત્હારા અંગેઅંગ પર ચોંટેલું હૃદય પાછું વળે તે પહેલાં મસ્તાની પોતાના આત્માના સુક્ષ્મ સ્વરૂપે ત્હારી આસપાસ ફરતી હશે! આ જીવનમાં નહિ તો હજાર જીવનમા, પણ મસ્તાની બાજીરાવ પાછળ દોડવાની શરતમાં ઉતરી છે!

**બાજીરાવઃ** મસ્તાની! આ દુરાગ્રહ શા માટે? બાજીરાવ એક સ્ત્રીથી જીતાયો એવું પાનું એના ઇતિહાસમાં ન શોભે! હું માત્ર નિઝામને જીતનાર યોદ્ધો નથી; શાહૂ મહારાજની આજ્ઞા ઉઠાવનાર સામંત નથી; રાજદ્વારી ભેદનું પૃથક્કરણ કરનાર શુષ્ક રાજદ્વારી પુરુષ નથીઃ હું મનને જીતનાર બ્રાહ્મણ છું. મ્હારુ એ જ ખરું અભિમાન છે. હું અંતરના અવાજને માન આપનાર સેવક છું, મનના ભેદનું પૃથક્કરણ કરનાર રસમય પંડિત છું! તું મસ્તાની, રસથી પ્રેરિત હો, આત્માના અખંડ પ્રવાહથી ધકેલાતી હો કે કોઇની રાજદ્વારી કુનેહ રૂપ હો, પરંતુ બાજીરાવને કંચન કરતાં કામિનીનો વિવેક વધારે પ્રિય છે! ત્હારામા શકુન્તલા જેવું મનોરમ સ્વરૂપ છે; એ સ્વરૂપને હું પવિત્ર સમજું છું. પણ હું ત્હારા એ પવિત્ર સ્વરૂપને સ્પર્શ નહિ કરું! બાજીરાવના તંબુમાથી સૌન્દર્યપૂર્ણ પ્રતિમા અખંડ નિષ્કલંક કૌમાર્યે બહાર નીકળે, એ ઈતિહાસ મ્હને પોતાને જ ફરી ફરી વાચવાનુ મન થાય તેવો છે! ત્હારી દર્દમય ગઝલનો આ ઉત્તર છે; રસજીવનનો આ પ્રતિધ્વનિ છે; આત્માની કલાનો આ વિકાસ છે!

**મસ્તાનીઃ** રે, સ્નેહના સુક્ષ્મતત્ત્વના અભ્યાસી! જ્યારે આત્મા સ્નેહના વાતાવરણના પ્રવાહમા હોય છે ત્યારે રાજદ્વારી કુનેહ ત્હારા અંતઃકરણમા ઘડીભર પણ વાસ કરે છે? મ્હારા દર્દની ગઝલ તું ધારે છે તેટલી જ નથી. મ્હારા જીવનનું તું એક જ કેન્દ્ર

છે. તું ન હો—તું ન સ્વીકારે—પછી મ્હારે કૌમાર્ય જેવું કાંઈ નથી. હું યવન છું, પણ ત્હારા વીરત્વ માટે ભગવા ઝુંડાને અટકની પાર રોપનારી! ત્હારા મનને જીતવાનો આ પ્રસંગ નથી. હૃદયનો વૈભવ બુદ્ધિની બહાર છે! હૃદયના વૈભવનું એક જ નિવાસસ્થાન આત્મા છે! રે પ્રિય! મસ્તાની આત્માના બળથી ધકેલાતી આવી છે. તું જ મ્હારૂં ચૈતન્ય છે, આત્માનો પ્રકાશ છે, રસ અને રસાયન છે. તું મ્હારૂં શું નથી? રસ્તેરસ્તે ત્હારા માટે ફૂલ વેરૂં, ત્હારા સારંગની× રજેરજ પૂજું, અરે, ત્હારા માટે શરીરના ટુકડેટુકડા કરી ફેંકી દઉં, પણ ત્હને આ જિંદગીમાં–આવતી જિંદગીમાં–હજાર જિંદગીમાં–પણ એક વખત ચોક્કસ મળવાની! હું મ્હારા આત્માને શી રીતે છોડું? સંગીતમાંથી લાગણી શી રીતે દૂર થાય? ફૂલમાંથી સુગંધ કેમ છૂટી પડે? બાજીરાવ, ઓ પ્રિય બાજીરાવ! તું નહિ મળે તો ત્હારી પ્રતિમા ઘડીશ, તું નહિ મળે તો નદીના કાંઠે રેતીરેતીમાં ત્હારૂં નામ લખીશ, પણ ત્હને હવે છોડું એ આત્મહત્યા છે! રે, તું જ મ્હારૂં ધર્મશાસ્ત્ર છે! તું જ મ્હારો ઈશ્વર છે!

બાજીરાવઃ મસ્તાની, કોને ખબર છે તું ભૂલતી નહિ હોય? બાજીરાવમાં શું છે?

મસ્તાનીઃ બાજીરાવમાં મ્હારા જીવનપ્રવાહનો અપૂર્ણ ઝરો છે, મ્હારા આત્માનું પ્રતિબિંબ છે, મ્હારા સંગીતનો અસલ અવાજ છે.

બાજીરાવઃ આ સ્નેહનો પ્રશ્ન છે. એમાં ન્યાય ત્રીજા હાથથી જ શોભે. રાણોજી!

(રાણોજી હાજર થાય છે)

બાજીરાવઃ આ ચાકરી શોધનાર યુવાન!

રાણોજીઃ સ્નેહનું આ કંઈ પ્રથમ જ તોફાન નથી!

મસ્તાનીઃ રાણોજી સિંધિયા! ન્યાય્ય કહેજો. આ સ્નેહનું પ્રથમ તોફાન નથી! અને આ નિર્દોષ તોફાન આત્માનો વૈભવ

× બાજીરાવના ઘોડાનું નામ

નહિ? મહારાજ! પ્રજામાંથી રસજીવનનો નાશ થશે ત્યારે યાદ રાખજો કે બાજીરાવ અને શિવાજી સ્વામા થશે! ન્યાય આપો! મસ્તાનીનું આ કાર્ય એ પણ પેશ્વાના ઇતિહાસનું એક જ્વલંત ચિહ્ન નથી?

**રાણોજીઃ** વીરત્વ પાછળ સૌન્દર્ય હમેશા રખડયું છે! સૌન્દર્યને સાચવનાર એ એક જ સ્થાન છે! પેશ્વા સરકારનો આ ઇતિહાસ નિષ્કલંક ગણાશે. મ'હારરાવ! (મ'હારરાવ આવે છે)

**રાણોજીઃ** મલ્હારરાવ! આ વીરત્વની પાછળ સૌન્દર્ય ભમે છે એ ઉત્તમ દશ્ય જો!

**મલ્હારરાવઃ** વીરત્વ ને સૌન્દર્યનો વિરલ યોગ એટલે જ પ્રજા-જીવનમા નવા ચૈતન્યનો પ્રારંભ. આવા યોગનું ફલ પ્રજાજીવનનો ઇતિહાસ ઘડે છે. મહારાજ! શ્રીમંત પેશ્વા સરકારના જીવનનું આ સ્મરણ વર્ષો પછી રસજીવનનો વૈભવ દર્શાવશેઃ આત્માની સુંદરતા પ્રકટ કરશે.

**બાજીરાવઃ** ત્યારે હમને આ યોગ ખૂચતો નથી?

**મસ્તાનીઃ** આવા વિરલ યોગ ખૂચશે ત્યારે શિવાજી મહારાજની ભૂમિ નીચે ઉતરશે. પરમ પ્રિય! આ આત્માની અમર સુંદરતા આજે સ્નેહ રૂપે પ્રગટ થાય છે!

**બાજીરાવ** બાજીરાવે હમેશા સ્નેહનો વિજય સ્વીકાર્યો છે.

(રાણોજી અને મ'હારરાવ બહાર જાય છે)

**મસ્તાનીઃ** આજે આત્માને કોઇ ઉંચે લેતું હોય તેમ જણાય છેઃ આજે કોઇ સૌન્દર્યમા નીતિતત્ત્વ પૂરતું હોય તેમ લાગે છેઃ આજે હવે પ્રકાશમા પ્રવેશ થતો દેખાય છે! ઓ! બાજીરાવે આ જીવનમા પ્રકાશ આપ્યો!

"ધૂમકેતુ"

---



# ઓમર ખય્યામ*

પાદશાહોના દોસ્ત, ધાર્મિક સૂફીવાદ અને ગણિતવિદ્યાના પંડિત ઓમર ખય્યામનાં સુશિક્ષિત અને ઉચ્ચ જીવનનાં અનેક વિવિધરંગી કામોમાંથી માત્ર ફુરસદના વખતમાં બનાવેલી કવિતાની કડીઓ જ અત્યારે આપણે હાથ છે. પ્રારબ્ધ કોઈકોઈવાર તો નાટકકાર કરતાં પણ વધારે રમૂજી તથા વિચિત્ર ઘટના ઉત્પન્ન કરે છે. સૂક્ષ્મબુદ્ધિના તર્કો ઘણીવાર છેવટ ક્ષણભંગુર થઈ જવા નિર્માયા

* ઑટો રૉથફીલ્ડનો લખેલો આ લેખ મૂળ 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના ૧૯૨૧ના નાતાલના અંકમાં રા. ધુરંધરે ચિતરેલાં સુંદર ચિત્રો સાથે છપાયો હતો. ઓમરના મહાભક્ત સદ્‌ગત હાજીમહમ્મદ અલારખીઆએ 'વીસમી સદી' માટે તેનો અનુવાદ કરવા મને આપ્યો હતો. એ સમર્થ અધિપતિ અને એના માલિકનું અકસ્માત કરુણ અવસાન થતાં પડી રહેલો આ લેખ છેવટે એમનાજ સ્મારક-ગ્રંથમાં છપાય એ ભાગ્યનો સુયોગ છે.

ઉપરના લેખમાં ઓમરની ફારસી કડીઓ એમ ને એમ ગુજરાતી વાંચનારને દુર્બોધ રહે, અને મૂળના અંગ્રેજી ભાષાંતરનું ગુજરાતી પદ્યમાં ભાષાન્તર કરવાનું મારી શક્તિ બહાર હોવાથી ઓમરની કવિતાની કડીઓનું ભાષાંતર પણ ગદ્યમાં જ આપ્યું છે.

સદ્‌ગત હાજીમહમ્મદ અલારખીઆ શિવજીએ ઓમર ખય્યામ વિષે ઘણું ખર્ચે તથા ઘણી મહેનત કરીને વિશાળ સાહિત્ય એકઠું કર્યું હતું અને એ ફારસી કવિની રુબાઈયાતોની એક સુંદર સચિત્ર ગુજરાતી આવૃત્તિ બહાર પાડવાનો એમનો મનોરથ હતો. દૈવકોપથી એ મનોરથ મનમાં જ રહી ગયો. હવે તો એ સાહિત્યસેવા કરે એવું કોઈ દેખાતું નથી.—અનુવાદક

હોય છે, જ્યારે ભોગ અને સ્નેહ સબંધી સાદા વચનો લાખો વખત જીવવા ભાગ્યશાળી થાય છે. જે જ્ઞાન એક વખત લોક ઉપર પ્રભાવ પાડનાર મોટા મહેલ જેવું લાગે છે તે કાળક્રમે છિન્નભિન્ન થઈ જાય છે અને ધૂળ પેઠે વીખરાઇ જાય છે, જ્યારે લાગણીના પ્રવાહમાંથી ઉઠતો સુંદર ધ્વનિ ચિરંજીવ બની દરેક આદમીના કાન સુધી પહોંચે છે.

ઓમર ખય્યામ નિશાપુરમાં જન્મ્યા હતા, અને બાલ્યાવસ્થામાં ફારસી સંસ્કાર અને ઇસ્લામી તત્ત્વજ્ઞાનની ઉંચામાં ઉંચી અસર તળે ઉછર્યા હતા. ઓમર ખય્યામને એવીસેનાના ગ્રન્થનો પરિચય હતો. એમની યાદશક્તિ એટલી તીવ્ર હતી કે એમણે તે સુશિક્ષિત તથા સુસમૃદ્ધ જમાનાની સર્વે વિદ્યા પ્રાપ્ત કરી લીધી હતી.

એ વખતે મુસલમાન સંસ્કૃતિનું મંદિર સમકાલિન આલમમાંની પોતાની સર્વશ્રેષ્ઠ પંક્તિ હજી ટકાવી રહ્યું હતું. આવા વખત દરમિયાન જીવવાનું અને મરવાનું જે સદ્‌ભાગ્ય હાફિઝના નશીબમાં ન હતું તે ઓમર ખય્યામના નશીબમાં હતું. જોકે એ વખતે ખોરાસાન સેલ્જુક તુર્કોના હાથમાં હતું અને અલ્પઅર્સલાન તથા મલિકશાહના લશ્કરો બગદાદની દિવાલો સુધી કૂચ કરી ગયા હતા, તોપણ હજી બગદાદના તખ્ત ઉપર આરબોનો ખલિફ બેઠો હતો. વળી સેલ્જુક તુર્કો એવા સ્વભાવના હતા કે તેઓ થોડા જ વખતમાં મુસલમાની સમાજવ્યવસ્થામાં સહેલાઇથી ભળી ગયા. બાઇઝેન્ટાઇન લશ્કરની હારથી તથા તેના શહેનશાહ ડાયોજિનસ રોમેનસના કેદ પકડાવાથી તે ખુશમિજાજ જમાનાની શાંત ગતિ વધારે શાંતિવાળી થઇ. ઓમર ખય્યામ ઇ. સ. ૧૧૨૩ ની આસપાસ આ શાન્ત વાતાવરણમાં ગુજર પામ્યા. એ વખતે ભાવિ દર્શનની મર્યાદા આડે કોઇ વાદળ દેખાતું ન હતું. ભવિષ્યમાં થોડા જ વખતમાં ઇસ્લામ જાતિ ઉપર, તે જાતિના હજારો લોકો ઉપર અને તેની સભ્યતા ઉપર, તુર્કી મેદાનોમાંથી ધસી આવતા જંગલી ટોળાઓની તલવાર વડે જે ત્રાસ અને જે આત્યંતિક નાશનો વર્ષાદ વરસવાનો હતો એ વિષે એના

અથવા એ વખતે જીવના કોઇ પણ માણસના મનમાં સ્હેજ પણ કલ્પના આવવી સંભવિત નહોતી. હાફિઝે આ નાશ નજરોનજર જોયો, અને તેના ગાને અતિશય છિન્નભિન્ન થઇ ગયેલા અને હમેશ માટે ચાલી ગયેલા તે જમાનાની ખુશીઓ અને ખૂબસૂરતીઓને છેલ્લી વખત નવી જિંદગી આપી. આથી ઉલટું, ઓમર તો તે જમાનાના શિથિલ અને તરંગી ખુશમિજાજનો તથા આરામ અને સગવડવાળી નાસ્તિકતાનો કવિ હતો.

યાદ રાખવું જોઈએ કે ચાર સૈકાઓ સુધી મુસલમાની આલમમાં સૌન્દર્યની જિંદગીનો જ શબ્દ સંભળાયો હતો. રંગ, રૂપ અને મોજશોખ, પ્રકૃતિની અને પ્રકૃતિના દેખાવની પાર જતા વિચારો, વિશાળ દૃષ્ટિવાળી અને સર્વ પદાર્થોને ગ્રહણ કરનારી જિંદગી,— આ બધું ઇસ્લામ આલમનું એ વખતનું સ્વરૂપ હતું. એની કેડ ઉપર આખા જગતની ચાવીઓ લટકતી હતી અને એના કબ્જામાં પૂર્વ અને પશ્ચિમનો વારસો રહ્યો હતો. જુડીઆ, ખાલ્ડીઆ, અને સીરીઆની દંતકથાઓમાં સંભળાતી સમૃદ્ધિ, ગ્રીસનો વિશુદ્ધ ચાર અને રોમનો કલ્પવૃક્ષ વૈભવ, ખ્રિસ્તનો ત્યાગ અને બાઈઝેન્ટાઇન શાન્મકુંભનો ભપકો,—આ બધાં નાઇલ અને યુફ્રેટિસની સંસ્કૃતિમાં સમાઇ ગયાં હતાં. જે સમયે યૂરોપને જંગલી રાજાઓ શાકી ખાતાં હતાં, જ્યારે ત્યાં ક્રૂર જમીનદારો, અને એથીયે વધારે ક્રૂર પાદરીઓ પેટ ભરવા માટે કે લૂટ માટે એક બીજાનાં ગળાં રહેંસવા ને લોહી ચૂસવા તરફડીઆં મારતા હતા તે સમયે ઇસ્લામની પાઠશાળાઓ અને એના પાદશાહોના મહેલો કળા અને તત્ત્વજ્ઞાનને આશ્રય આપતા હતા.

પણ ઓમર લખતા હતા તે સમયે તો આરબ તત્ત્વજ્ઞાને ઉંચાં શિખર ઉપર ચડીને પાછું ઉતરવા માડયું હતું અને તત્ત્વજ્ઞાનના સંપ્રદાયોના વાદયુદ્ધોમાંથી પાછા હઠવા માડયું હતું. બુદ્ધિવાદનો દિવસ પૂરો થયો હતો અને નામવાદીઓ તથા વાસ્તવિકતાવાદીઓ વચ્ચેનો વાદ પરાજયમાં સમાપ્ત થયો હતો. આર્યોનો મૂળ

લાગણીપ્રધાન સ્વભાવ પાછો ઉપર તરી આવ્યો હતો અને એ સ્વભાવે સૈમાઇટની શુષ્ક તથા સ્થૂળદર્શી બુદ્ધિ ઉપર વિજય મેળવ્યો હતો. ઇ. સ. ૯૮૬ માં અલકુશારીએ પોતાના રસાલામાં, વિશ્વાંતર્ગત વિચારની આંતરપ્રેરણામાં, માત્ર બુદ્ધિથી પ્રાપ્ત થતા જ્ઞાન કરતાં ઉચ્ચતર જ્ઞાનને શોધવાનો પ્રયાસ કર્યો છે. એ પછી મનુષ્યત્વની સુક્ષ્મ લાગણીઓમાં અને એના સ્નેહમાં પ્રકાશને જોનારા સૂફીઓ ઉત્પન્ન થયા. આ સૂફીઓએ ખ્રિસ્તીઓની ભાવનાઓનો, ગ્રીસના જ્ઞાનવાદીઓના તર્કોનો તથા હિંદુ યોગીના ધ્યાનનો મેળ કરી લીધો. તેઓ ઉપદેશતા કે કેવળ બુદ્ધિ બસ નથી.–એકલા સદ્‌વર્તનથી જ નહિં ચાલે. માણસે ઇશ્વરી પ્રેરણાની સ્થિતિ મેળવવી જોઇશે—સ્વાર્થરહિત આનંદ પ્રાપ્ત કરવો જોઇશે. અને આ સ્થિતિમાં સ્નેહ જ સર્વ પદાર્થોને સમજી શકે અને સંપૂર્ણ લયના સુખમાં સર્વ સાથે ઐક્ય અનુભવે એ જ માનવ જીવનનું છેવટનું લક્ષ્ય છે. પોતાના સ્વભાવથી વિશ્વરૂપ અરીસામા આભાસતી સુંદરતા જ કેવળ સત્ય અને શાશ્વત છે; અને માત્ર પ્રેમમા જ સુંદરતા સક્રિય અને દૃશ્ય થાય છે. બહારની–જગતની–આજ્ઞાઓને અનુસરતો આચાર હોવો જોઇએ, એ જરૂરનું નથી; પણ સર્વ પદાર્થોમાં અનુસ્યૂત અને વિશ્વવ્યાપી તત્ત્વ કે વિચાર સાથે માત્ર પ્રેમના સાધનથી સંપૂર્ણ સંવાદ એ જ અંતિમ પુરુષાર્થ છે. છેવટે એટલું તો કબૂલ કરવું પડશે કે મનુષ્ય પાસે શું હતું અથવા તેણે શું કર્યું છે એ કરતાં તેણે શા વિચારો કર્યા–અને સૌથી વધારે તો એણે કેવી લાગણી અનુભવી–એ વધારે અગત્યનું છે. આ સિદ્દાત સૂફીઓએ ખરેખર વિચારપૂર્વક–સંપૂર્ણ વિચારપૂર્વક–બાંધ્યો છે. એક માણસ સારો હોય કે ખરાબ હોય, દુનીઆના કાયદાઓ પ્રમાણે ચાલનારો હોય કે એનો ભંગ કરનારો હોય, પણ જો એનામાં સર્વ પદાર્થો સાથે સમભાવ હોય, જો પોતામાં રહેલ સુંદર વિશ્વની દિવ્યતા એ અનુભવતો હોય અને માત્ર સુંદરતાને ચાહતો હોય તથા સ્નેહના જ શબ્દોને સાંભળવા ઇચ્છતો હોય તો એનું સર્વ પ્રકારે હિત જ થાય છે.

- આ તત્ત્વજ્ઞાનના સત્તરૂપ આ વૃત્તિ ઓમરમાં જોઇએ તેટલી—અરે, તેથી વધારે પણ—છે. તોપણ શિરાઝના મહાન ફારસી કવિ હાફિઝે જે સંપૂર્ણતાયુક્ત શબ્દોમાં અને વિશુદ્ધ અર્થમાં પોતાની વૃત્તિ પ્રકટ કરી છે તેવા રૂપમાં ઓમર નથી કરી શક્યા; ત્યારે કેટલીક બાબતમાં હાફિઝ કરતાં ઓમર ચઢે પણ છે.

પયે અને ધર્મક્રિયાઓ સામેનો વિરોધ અથવા નિયમ અને રૂઢિ સામે શંકાશીલનો તિરસ્કાર હાફિઝ ઓમર જેવા જુસ્સાથી નથી દર્શાવી શક્યા. હાફિઝની પ્રતિભા પોતાના જમાનામાં જેટલો મનુષ્ય-સમાજ જાણવામાં આવ્યો હતો તેને બાથમાં લેતી હતી, અને જે મરણ પામેલા જમાનામાંથી પોતે પ્રેરણા ગ્રહણ કરતા હતા તે જમાનાની જડ રૂઢિઓને પણ તદ્દન સમભાવરહિત નહિ', એવા શબ્દોમાં હાફિઝ પ્રકટ કરી શકતા હતા. ઓમર વધારે વિવેકબુદ્ધિવાળા અને ઓછા સર્વગ્રાહી હોવાથી ભક્તિનાં વચનો તરફ કડવાશ અને તિરસ્કારજ દર્શાવતા. તેઓ કવિ તરીકે સૌન્દર્ય અને સ્નેહનેજ સરખો જવાબ આપતા. એમનું બાણીનું બધું કામ તો મનોરંજક, માર્મિક, ભેદક અને નિર્દય વ્યાખ્યારૂપ છે. દૈવવાદ ઉપરના માર્મિક પ્રહારો એમની કવિતામાં વારંવાર દેખાય છે. પ્રારબ્ધના લેખ માણસ પોતાના લલાટે લખાવીને જન્મે છે, છતાં એને પોતાના વિવેક વગર પ્રથમથી નિર્ધારિત પાપ માટે અદેખા ઈશ્વર તરફથી શિક્ષા સહન કરવી પડે છે, એ, ત્રણે ય સેમીટીક ધર્મો (યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાની) નો દૈવવાદનો ઉપદેશ બધા સૂફીઓને અશ્રદ્ધેય અને પ્રમાણ વગર માની લીધેલો લાગ્યો છે. ઓમરને તો એ તિરસ્કારપાત્ર પણ લાગ્યો છે. આ વિષયમાં ઓમરે લખ્યું છે કે:

"આ લોકના ક્યા મનુષ્યે પાપ નથી કર્યું, એ તમે કહી શકશો? અને પાપ કર્યા વગર એ માણસ કેવી રીતે જીવી શક્યો હોત, એ તમે કહી શકશો? તો પછી હું ખોટું કામ કરું અને તમે મને ખોટી રીતે સજા કરો એટલે તમારામાં અને મારામાં શો ફેર રહ્યો, એ તમે કહી શકશો?"

વળી નીચેના જુસ્સાદાર પ્રશ્નદ્વારા એ દૈવવાદનો તિરસ્કાર કરે છે:

"મારી માટી મેળવનાર (દેહ ઘડનાર) કોણ હતું? ખરેખર હું તો નહોતો જ. રેશમ અને ઊનનો મારો ઝબ્બો વણનાર કોણ હતું? ખરેખર હું તો નહોતો જ. મારે લલાટે મારાં સારાં અને ખરાબ કર્મો લખનાર કોણ હતું? ખરેખર હું તો નહોતો જ!"

તેને દુનીઆ હેતુવગરની રમત જેવી લાગે છે; કે જે રમતમાં મનુષ્યો અદૃશ્ય અને અવિજ્ઞાત હાથથી ફેરવાતાં મ્હોરાંઓ રૂપ જ રહે છે.

"એ તો સ્પષ્ટ છે કે તે મહાન શેતરંજના ખેલાડી (ઈશ્વર) ની રમત માટે નિર્માણ થયેલા મ્હોરાઓ રૂપ જ આપણે તો છીએ. જીવનની પાટી ઉપર તે આપણને અહીંથી તહીં ફેરવે છે અને પછી મૃત્યુની અંધારી પેટીમાં બંધ કરી દે છે!"

પંથનો આશ્રય છોડી દેનાર અને ધર્મનિષ્ટ તથા પ્રાચીન મતાનુસાર માણસોથી ત્યજાયેલા ઓમરના વ્યગ્ર આત્માને આ સંસારમાં ક્યાંયે આરામ દેખાતો ન હતો. તે લખે છે:

"હું મસ્જિદમાંથી બહાર નીકળી ગયો છું અને દીનના શત્રુ જેવો મનાઉં છું. અલ્લાએ તે મને કઈ માટીમાંથી બનાવ્યો છે? નાસ્તિક સાધુ પેઠે અને બદસુરત વેશ્યા પેઠે, મને પરલોકમાં કંઇ આશા નથી અને આ લોકમા કંઈ સુખ નથી!"

અનિશ્ચિતતા, અજ્ઞેયતા, નિત્યશંકા એ આખી મનુષ્યજાત માટે સત્ય, અન્તિમ ને અનિવાર્ય નિયમ છે. તે લખે છે:

"તમે આ દુનીઆને જુઓ છો, પણ તમે જે બધું જુઓછો તે કાંઇ નથી; તમે જે બધું કહોછો અને સાંભળોછો તે કાંઈ નથી; વિશાળ પૃથ્વીની ચારે દિશાઓમાં કાંઇ નથી; અને તમારા ઓરડામા રાખેલા ગુપ્ત ખજાનામાં પણ કાંઇ નથી!"

આ રીતે અહીં એવું જગત બાકી રહે છે કે જેમાં પંથો ખરા નથી એટલી જ વાત ચોક્કસ છે. વળી 'આસ્માનમાં રહેલા કોઈ સુલ્તાન' ની રમુજ માટે મનુષ્ય પહેલેથી દુઃખ ખમવા માટે નિર્મા-

રિત થયેલું છે, એ પણ ખરું નથી. પણ આપણે શામાટે જીવીએ છીએ અથવા આપણે જીવનના ભાનવાળા શામાટે છીએ અને આપણે સમજીએ છીએ તથા આપણને લાગણી થાય છે એમ કેમ માનીએ છીએ? આપણે અંધકારમાં અને શાન્તિમાં પાછા મળી જતાં પહેલા એક ક્ષણપર્યંત પરમાણુઓના અથવા આત્માના ક્યા સંજોગથી અને શામાટે આ સ્વપ્નનો અનુભવ કરીએ છીએ? આ પ્રશ્નો એવા છે કે જેનો કાંઇ પણ ઉત્તર નંકાશીવને મળતો નથી. ઓમર કહે છે કેઃ

"ડહ્માઓ પાસે ઘણા વખત પહેલાં હું શીખતો હતો અને તેઓ જે જાણતા હતા તે બધામાં પારંગત થઇ ગયો ગયો. હવે એ બધાનો સાર સાંભળજોઃ 'હું માટીમાંથી ઉત્પન્ન થયો છું અને પવન પેઠે ચાલ્યો જઇશ!'"

બુદ્ધિ અને દલીલો તદ્દન વ્યર્થ છે. તેઓ આચ્છાદિત સત્ય–તત્ત્વૈક્યને પહોંચવા માટે નિષ્ફળ શબ્દજાળ રૂપ છે. પણ જો આપણે કાંઇપણ પ્રવૃત્તિ કરવી હોય તો જે અવ્યવસ્થિત ભેદો દેખાય છે તેની અંદર જેને આપણે શોધી શકતા નથી તે તત્ત્વૈક્યને શ્રદ્ધાથી માનવું જોઇએ.

'કેટલાક, ધર્મમાં, આચારોમા અને રૂઢિઓમાં સત્ય શોધે છે; કેટલાક, શંકાઓના તથા રૂઢ મતોના સમાધાન માટે સંપ્રદાયોમાં અંધારે આથડે છે, પણ પડદા પછવાડેથી એક અવાજ પૂકારે છે કે 'અરે મૂર્ખાઓ! તમારો રસ્તો અહીં પણ નથી અને ત્યાં પણ નથી.'"

આપણને લાગણી થાય છે એટલી વાત તો ઓમરને પણ ચોક્કસ લાગે છે. ગુલાબી ગાલ, પ્રિયાના મુખના ડાબા ખુણા ઉપર કાળો તલ, મોટી, દિલગીરીભરેલી આંખો, મુક્ત તથા અહાજુ હાસ્ય, મૂર્છા આવતાં ઢીલું થતું ગાઢ આલિંગન;—આ બધા જિંદગી પાસેથી જેને મનુષ્ય જયપૂર્વક મેળવે છે તેવા આનંદો છે. આપણી લાંબા કાળની શંકાઓ અને અપૂર્ણતાનું આ ઇનામ છે. શૂન્યમાંથી આવી

આપણે શૂન્યમાં પાછા જઇએ છીએ. પણ આ માર્ગ તો વાડીની હારો ઉપરનાં જંગલી ફૂલોની વચ્ચે આવેલો છે, આપણે શરાબથી આપણાં દિલને ખુશ રાખીએ છીએ તથા ઇચ્છાઓ તેમજ ઇચ્છાઓની તૃપ્તિ સાથે હાથમાં હાથ મેળવીને આ માર્ગ ઉપર ચાલીએ છીએ. સ્નેહનાં દુઃખો પણ એના આનંદો જેટલાં જ લ્હેજતદાર છે. છેવટ તો કદાચ સ્નેહ પણ કાંઈ વસ્તુ નહિં હોય, પણ જ્યાંસુધી એ છે એમ દેખાય છે ત્યાંસુધી તો એ જ ઉત્તમ છે.

"અરે મારા ડાહ્યા દોસ્ત, આ ગુમાની જગતને એક છેડેથી બીજા છેડા સુધી જોઇ લે; પણ તું ખાતરી રાખજે કે શરાબ અને ગુલાબી ગાલોથી વધારે સારૂં બીજું કાંઇ તને એમાં મળશે નહિં."

આ જ રીતે ઓમર જીવન સંબંધી પોતાની ફીલસુફીનો વારંવાર ઉપસંહાર કરે છે કેઃ

"મધુર વસંતમા મેં હરિયાળો કાંઠો શોધી કાઢયો અને ત્યાં શરાબ તથા સુંદર હૂરીને સાથે લઈને ગયો. પછી જોકે લોકો મને બેડોળ કુનરો કહેતા હતા, તોપણ મને સ્વર્ગનો યે વિચાર ત્યા નહોતો આવતો."

"શરાબ વગરનું, વાસળીઓવાળા ગાયકો વગરનું તથા ઇરાકી સારંગીઓના કોમળ સૂર વગરનું જીવન કાંઈ જ કામનું નથી. હું જગતને જોઇ વળ્યું છું અને દેખું છું કે મોજશોખ સિવાય બીજાં તો આ જીવનમા કડવા ફળો જ નીપજે છે."

"આજનો દિવસ મોજ કરી લો; કાલની કોને ખબર છે?" એ જ આ ગૃહસ્થના જીવનનું સૂત્ર છે.

"બુલબુલ બગીચા તરફ ઉડી ગયું અને કમળની કળીઓ તથા ખીલેલા ગુલાબો જોઇને આનંદી સ્વરમાં પૂકારી રહ્યું કે 'તમારા જીવનમા મોજ માણી લો, કારણકે આ નાસી જતો દિવસ ફરી નહિં આવે.'"

"બને તો ગાયકને, હૂરીને તથા શરાબને લઈ આવો; બને તો એક જરા પાકેલો હરિયાળો ખૂણો પસંદ કરી લો, અને પછી

એથી વધારે સારી સ્થિતિને શોધવાનું છોડી દો. નરક માટે બડબડ ન કરો, પણ આથી વધારે સારૂં સ્વર્ગ મળે તો શોધી કાઢો."

આમ છતાં કોઈ પણ વીર નર પ્રમાણે ઓમરને પણ એક નીતિસૂત્ર છે, જે બધા વફાદાર જીવો અને ખુલ્લા દિલના તથા નિર્લોભ સોબતીઓ માટે આખા જગતમાં સર્વત્ર એકજ છેઃ–' બીજા તરફ ખરાબ રીતે ન વર્તવું."× અને બધીરીતે જોતાં આ સૂત્ર, ખરેખર, આ ન્હાની દુનીઆમાં જેઓ સદ્‌ગૃહસ્થ પેઠે ખાનદાનીથી તથા ઉંચી ખાસીઅતથી ચાલવા ઈચ્છે છે તેને માટે ઉંચામાં ઉંચો શબ્દ છે. એનેરાલે ફ્રાન્સના ઉપદેશનું તત્ત્વ ઓમરે પહેલેથી કહી દીધું છેઃ

"જો બની શકે તો કોઈને બીલકુલ પીડા ન કરશો. બીજાના જીવને બાળી નાખે એવી ગુસ્સાની આગ કોઈમાં ઉત્પન્ન ન કરશો. જો દીર્ઘ શાન્તિ ભોગવવાની તમારી ઈચ્છા હોય તો તમારા હૃદયને ખીજાવા દેજો, પણ બીજાને જરા પણ ઈજા ન કરશો."

પરંતુ આ બધી પ્રસન્ન વૃત્તિ અને વીરત્વવાળી ખુશમિજાજી છતાં પણ ઓમરને, બધી મહાન અને સુંદર વસ્તુઓ ક્ષીણ થતી અને નાશ પામતી જોઈને જે દિલગીરીભરેલા વિચારો આવે છે, તે વિચારોવાળી વૃત્તિમાં નીકળતી તેની કવિતા તો સુંદરતમ છે. ઓમરની તે કડીઓએ માણસજાત ઉપર સહુથી વધારે અમર કરી છે. તેમાં નીચેની ત્રણ કડીઓ ખાસ પ્રખ્યાત છેઃ

"અરે જીવ! દુઃખથી લોહીલુહાણ થવાનું તથા રોજના નશીબના ફેરફારો સહન કરવાનું કોના ભાગ્યમાં લખાયું છે? અરે, તારે આટલું જલ્દી આ શરીરને છોડીને આગળ જવું હતું, તો પછી આ શરીરમાં તે તું આવ્યો જ શામાટે?"

"આ શરાઈએ પણ મારી પેઠે એક વખત સ્નેહના દુઃખો ચાખ્યા છે અને સ્નેહીના ઝુલ્ફાંઓની ભેટ લીધી છે. એની બાજુમાં જે આ હાથો તમે જુઓ છો તે ઘણી વાર પાતળી કેડે લટકેલો છે."

× સરખાવોઃ पापाय पर पीडनम्। —व्यास

" જ્યાં બહેરામ પોતાની સત્તા ચલાવતો તે ગર્વિષ્ઠ ઓરડાઓમાં હાલ જંગલી ભૂંડોનાં બચ્ચાંઓ અનતરે છે અને જંગલી વાઘો ફરે છે; અને આ બાદશાહી શિકારી (સિંહ) પણ પોતાનો વારો આવતા તે મહાન શિકારી–મૃત્યુ–નો શિકાર થઈ જાય છે."

આપણે ઉપર જોયું તેમ ઓમર ઇષ્ટ સંપત્તિમાં મહાલના તથા નવી પ્રવૃત્તિઓની ઉત્તેજક અમર વગરના જમાનાના શંકાશીલ નાસ્તિક છે. તેઓ એવા શંકાશીલ છે, કે જેને શું ખોટું છે એ ખબર છે, પણ ક્યાંય સત્ય જડતું નથી. તેથી મોજશોખના સાત ઉપભોગમાં ગાફેલપણે તે ઢળી પડે છે; અને જ્યારે પોતાને પણ આ દુનીઆમાંથી પસાર થઈ જવાનો વખત આવે છે ત્યારે જે અંધકારને કોઇ પણ જાતના રહસ્ય વગરના અંધકાર રૂપે પોતે જાણે છે તે અંધકારમાં ઉદાસીનતાથી ચાલ્યા જાય છે. જે દુનીઆ પોતાને તદ્દન અમનોરંજક નહોતી લાગી તે દુનીઆને છોડી જતાં કદાચ તે સહેજ દિલગીર પણ થાય. કારણકે જુવાનીમાં જ્યારે તંદુરસ્તી સારી હોય છે ત્યારે માત્ર જીવવામાં એક જાતનો આનંદ આવે છે, અને પછી, જેમજેમ વખત જાય છે અને શરીર નબળું પડતું જાય છે, તેમતેમ મનુષ્ય યાદદાસ્તમાં કોતરાઈ રહેલા ચુંબનોની કોમળ સુગંધ તથા ભાગ્યશાળી હોય તો જવલંત રાગના અમર અને યશસ્વી સ્મરણો સાથે રમે છે.

આ બધું વિચિત્ર રીતે આધુનિક–ચાલૂ જમાનાનુ–લાગે છે. આ ફારસી કવિની કવિતા, એની શંકાઓ, એની કડવાશ અને એના થોડા આશ્વાસનો—બધુ જ આધુનિક લાગે છે. ઓમરની કવિતાની આ આધુનિકતાને લીધે આધુનિક યૂરોપમાં એ એકજ પૂર્વનો મુખ્ય કવિ ગણાય છે. એ એકને જ યૂરોપ ખરેખર ઓળખે છે તથા ચાહે છે.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

# યમુના

## ૧

ચન્દ્રકાન્તનું યુવાન હૃદય બહુ ગૂંચવણમાં પડયું હતું. હૃદય-મન્થન સમયે સ્વજનને પત્ર લખી શાન્તિ મેળવવા સિવાય અન્ય કોઈ ઉપાય હોતો નથી. ચન્દ્રકાન્તે પોતાના મિત્ર ધીરેન્દ્રને પત્ર લખીને હૃદયના ભાવો વ્યક્ત કરવાનું યોગ્ય ધાર્યું. તેણે લખ્યું:

" પ્રિય ધીરેન્દ્ર,

બહુ લાંબા સમયથી હૃદયમાં ઘોળાની વાત આજ કહેવા બેસું છું. યમુનાનાં લગ્ન કેટલી ન્હાની ઉમ્મરમાં મારા માતાપિતાએ કર્યાં હતાં તે તું જાણે છે. એ અનાથ છોકરી પર તેમની મારા કરતાં પણ વિશેષ પ્રીતિ હતી અને તેથી વૃદ્ધાવસ્થામાં પણ લગ્નનો લ્હાવો લેવાની તેમની વૃત્તિને તેઓ રોકી શક્યાં નહિ. યમુનાનું લગ્ન સાત વર્ષની વયે થયું તે વખતે તો હું પણ બાલક હતો.

લગ્ન પછી થોડા જ સમયમાં યમુના વિધવા થઇ અને તેનો આઘાત મારા માતાપિતા ઉપર થયા વિના ન રહ્યો. તેઓ પણ પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરતા કરતાં દુઃખમાં ડૂબી ગયાં અને તરતમાં જ સ્વર્ગે સિધાવ્યા. મૃત્યુ સમયે મારી માતા મને કહેતી ગઇ હતી કે, 'યમુનાને બને ત્યાંસુધી જાણવા ન દઇશ કે તે વિધવા છે. અરેરે, તેનાથી એ દુઃખ કેમ સહન થશે? જગતની જંજાળોથી તેને દૂર રાખજે અને તેની સર્વ ઇચ્છાઓ પૂરી પાડી તેને સંતોષજે. તે દુઃખી થાય એવું કંઇ તું ન કરીશ. આટલું પણ તું કરીશ તો અમારાં પાપોનું નિવારણ થશે.' આ વાત બહુ જૂની છે અને તે તારા સ્મરણમાં પણ હશે. પરન્તુ, મારે જે કહેવાનું છે તે અહીં પૂરૂં થતું નથી.

યમુનાને ગઇ કાલે સોળ વર્ષ પૂરાં થયાં. આજ સુધી મારા અભ્યાસ સાથે મારૂં મુખ્ય કાર્ય યમુનાને અભ્યાસ કરાવવાનું રહેતું. અભ્યાસમાં તેનો ઉમંગ ઘણો હતો અને થોડાં વર્ષોમાં તે ઘણું શીખી ગઇ. તેની બુદ્ધિ બહુ તીવ્ર છે અને તેની બાલ્યાવસ્થામાં તે ન સમજી શકે એવી વાતો પણ તે તરત સમજી જતી, એ મેં ઘણીવાર જોયું છે. ઘણી વખત તો ચેતી જઇને હું તેનો અભ્યાસ બંધ કરવા વિચાર કરતો, પરન્તુ જ્ઞાન માટેની તેની લાલસા બહુ ઉગ્ર હતી અને તેથી જ આજ સુધીમાં તે બહુ શીખી શકી.

જગતની ક્ષુદ્ર પ્રવૃત્તિઓમાં તે ઓછી પ્રેરાય તેની હું ખાસ કાળજી રાખુંછું; પરન્તુ હવે મને જણાય છે કે સમય પોતાનું કાર્ય તેના ઉપર પણ કરી રહ્યો છે.

યમુનાની આ અવસ્થા બહુ જોખમથી ભરેલી છે. જ્યારે જ્યારે તેનામાં હૃદયના ભાવો ઉભરાઇ જતા હું જોઉંછું ત્યારેત્યારે હું ગભરાઇ જાઉંછું. એ ભાવો ઉછળી ઉછળી મારા હૃદય સાથે અથડાતા હું સાંભળું છું. અને એ વખતે મને એક જ વિચાર આવે છે, કે આવા સુકોમળ હૃદય ઉપર ખંજરના ઘા જેવી વૈધવ્યની કલ્પના કદિ કેમ ટકી શકશે? તેના વિચારો બહુ ઉચ્ચ છે; કલ્પના તીવ્ર છતાં ઉચ્ચ જ છે; પરન્તુ એ સર્વની પાછળ છૂપાયેલું હૃદય નવનીત સમું એટલું તો નરમ છે કે જરા સરખી કઠોરતાથી પણ તેમા ઘાત થયા વિના રહેતો નથી."

ગઇ કાલે રાત્રે જ તેણે મને કેટલાએક પ્રશ્નો પૂછ્યા. એ પ્રશ્નો બહુ અર્થસૂચક છે. હું તે સર્વેનો ઉત્તર આપી શકયો નથી. હું ન સમજાવું તો તેને દુઃખ થાય છે; સમજાવુ' તો તેની વિધવા અવસ્થાને તે અનુકૂળ લાગતું નથી.

ઘણી વખત તો મને એમ થઇ આવે છે કે તેના હૃદયનો અધિકાર મારા હૃદય ઉપર પ્રથમ હોવો જોઇએ. તે મારી પ્રિય સખી થઇ રહે એવો અધિકાર આપતાં પણ હું સંકોચ રાખું

નહિ. પણ તેમ કર્યાં પછી મારા હૃદયની અવસ્થા હું કલ્પી શકતો નથી. પ્રેમથી ઉછળતા હૈયાની ઉર્મિઓ સામે મારૂં હૈયું અડગ ઉભું રહી શકે કે નહિ, એનો મને ભય રહે છે. તેના ઉર્મિપ્રવાહને માર્ગ આપી હું તે પ્રવાહ ઝીલી લઉં તો જે રત્ન મારા માતા-પિતાએ સંભાળવા માટે મને સોપ્યું છે તેનો દુરૂપયોગ હું કરૂં છું, એમ લાગે. એવો દુરૂપયોગ કોઇ પણ કાળે મારાથી નહિ થાય.

આવી સ્થિતિમા હું તને પૂછું છું કે હવે મારે શું કરવું? તેની ક્ષણે ક્ષણે બદલાતી જતી અવસ્થાથી હું વારંવાર મંત્રમુગ્ધ બની જાઉં છું. સરસ્વતીની મૂર્તિ સમાન તેની શુદ્ધ કાન્તિ મને બહુ દુઃખ કરે છે. એ દુઃખમાં મારો સ્વાર્થ નથી. હું તો તેનાંજ હિતનો વિચાર કરી દુઃખી થાઉં છું.

તે અનાથ છે, એમ તે બરાબર જાણે છે. મારા માતા-પિતાએ તેને ઉછેરી છે, એમ તે સમજે છે અને તેથી તે આ ગૃહ ત્યજી અન્ય સ્થળે જવાની કલ્પના પણ કરી શકતી નથી.

યમુના બાર વર્ષની હતી ત્યારે મેં તેને સમજાવ્યું હતું કે જીવનપર્યંત કુમારી રહેવું એ એક આદર્શમય જીવન છે. તે વખતે તો તેને પણ એ વાત બહુ ગમી ગઇ હતી. હવે હું એ વાત પુનઃ તેની સાથે ચર્ચી શકું તેમ નથી. હવે એ વિચાર સમજાવવાનો સમય પણ ગયો.

હું કશો નિર્ણય કરી શકતો નથી. તારા જેવા સુહૃદની સહાય યાચું છું.

સદૈવ તારો જ ચન્દ્ર.

૨

ચન્દ્ર પત્ર લખતો હતો તે સમયે યમુના પણ ધીરેન્દ્રનેજ પત્ર લખી રહી હતીઃ

"પ્રિય ધીરૂભાઈ,"

પરન્તુ, આટલું લખી તે અટકી ગઈ. વિશેષ તે લખી શકી નહિ. વિશેષ શું લખવું તેના વિચારોમાજ તે ડૂબી ગઈ. ધીરેન્દ્રને તે

ઘણી વખત પત્ર લખતી, પણ સામાન્ય વર્તમાન સિવાય અથવા કોઇ પ્રસંગની, પુસ્તકની કે વિષયની ચર્ચા સિવાય અન્ય કશું તેમાં લખાતું નહિ. હૃદયના વિચારો વ્યક્ત કરવા કે નહિ તે એ નક્કી કરી શકી નહિ, અને બેસી રહી.

બગીચામાંથી તાજાં પુષ્પો લઇ માલણ, યમુના પાસે આવી અને બોલી: "યશોદાબાઇ ન્હાઇને આવે છે તેટલી વારમાં ફૂલનો હાર ગૂંથી રાખજો. મન્દિરે જવાનો સમય થવા આવ્યો છે."

યમુનાએ ધીરેથી કહ્યું: "ઠીક, જા."

માલણ બહુબોલી હતી. જ્યાં જતી ત્યાં બે શબ્દો બોલી તેને તૃપ્તિ થતી નહિ. બહુ બોલવાથી ચતુરાઇ વધે છે, એમ પણ તે માનતી. યમુના વિશેષ કશું બોલી નહિ અને વિચારમગ્ન બેસી રહી તે જોઇ માલણથી રહેવાયું નહિ. "બા, આજ કંઈ શાન્ત બેસી ગયાં છો? હોય, બા; જુવાનીમા વિચારો પણ આવે. નાની હતી ત્યારે હું ય બહુ તરંગો ઘડતી."

યમુનાને માલણના શબ્દો ગમ્યા નહિ, પણ માલણને તેની ચિન્તા હતી. ડહાપણનો ખર્ચ કરી તે બોલી: "મુંઝાશો નહિ, બા; કોઈ વાર મારી વાતો સાભળવી હશે તો બપોરે આવીશ. હમણાં તો ઘણું ય કામ છે. અમારો તે કંઈ અવતાર છે? બે ઘડી......"

યમુનાએ ભ્રમર સંકોચી કહ્યું: "વારૂ, હમણાં તો જા."

માલણ અનિચ્છાએ ત્યાથી ગઇ.

યમુનાએ લખવાની શરૂઆત કરી:

"તમે તો ઘણા સમયથી આ તરફ આવ્યા જ નથી. શું બહુ કામ રહે છે? ચન્દ્રની તબીઅત થોડા સમયથી બરાબર જણાતી નથી. હું તેમને શો આનન્દ આપી શકું? તમે આવશો તો બહુ આનન્દ કરાવી શકશો. ચન્દ્રના પુસ્તકાલય માટે બે બહુ રમ્ય કાવ્યો આવ્યાં છે તે મેં વાંચવાં શરૂ કર્યાં છે. તમે આવશો તો તેમાંનો કેટલોએક ભાગ ગાઇ સંભળાવીશ. ચન્દ્ર નો હમણાં

કર્યું -વાંચવા કે વંચાવવા જ નથી. તમે જરૂર આવી જજો. પેલી મારી મેના હવે તો મોટી થઇ ગઇ છે; તે પણ તમને બતાવીશ. હમણાં હમણાં તે ઘણું બોલતાં શીખી છે. તેનો આલાપ બહુ બહુ વધી ગયો હતો તેથી તો હમણાં તેને બગીચામાં મોકલી આપી છે. તમે નહિ આવો તો હું તેને રડતાં શીખવી દઈશ."

૩

પત્ર લખી યમુના ચન્દ્ર પાસે ગઈ. તે ધીરેન્દ્ર પરનું પત્ર પૂરું કરી બીડવાની તૈયારી કરતો હતો. યમુનાએ પાછળથી આવી પૂછ્યું: "ચન્દ્ર, શું કરો છો?"

ચન્દ્રે કંઈ જવાબ ન આપ્યો, પરન્તુ જરા ખિન્ન દેખાયો. એ જોઇ યમુના પણ ખિન્ન થઇ. તેણે ફરીથી પૂછ્યું: "કેમ ચન્દ્ર, કંઇ બોલતા નથી? આટલા ઉદાસ કેમ જણાઓ છો? તમને ન ગમે એવું મારાથી કશું કાર્ય થઈ ગયું છે?" એટલું બોલતાં બોલતાં યમુનાની આંખોમાં આંસૂ ઉભરાયાં.

ચન્દ્રે ફીક્કું હસીને કહ્યું: "કંઇ નહિ યમુના, તમે બહાર કેમ આવ્યા? કંઇક વાંચો. વાંચવું ન ગમે તો યશોદાની સાથે ચિત્રાલયમાં જઈ આવો."

યમુના બોલી: "હું વાંચતી જ હતી, પરન્તુ કાલે રાત્રે તમને પૂછેલો શ્લોક હજી પણ સમજાતો નથી એટલે મુંઝાઉં છું; તેથી જ અહીં આવી છું."

ચન્દ્રે આંખો વિકસાવી પૂછ્યું: "તમે એ શ્લોક ક્યાંથી વાંચ્યો?"

યમુના શરમાઈ. તેણે બ્હીતાં બ્હીતાં ધીરેથી જવાબ આપ્યો: માલતીમાધવમાં તમે લાલ શાહીથી નિશાની કરેલી છે એટલે પાનાં ફેરવતાં ફેરવતાં મને એ જડી ગયો અને મેં વાંચ્યો."

ચન્દ્ર ઘણી વાર સુધી કંઇ બોલ્યો નહિ. યમુનાનું હૃદય ધબકવા લાગ્યું.

અન્તે ચન્દ્રે કહ્યું: "તમે હમણાં તો જાઓ. એ સર્વનું તમારે કામ નથી. અત્યારે એ સમજાવવાનો મને સમય પણ નથી."

યમુનાએ આવા શબ્દો કદિ ચન્દ્ર પાસેથી સાંભળ્યા ન હતા. તે મનમાં બોલી: "મનનું સમાધાન થતું નથી ત્યાં સૂધી ગૃહકાર્યમાં ચિત્ત કેમ રહે ?"

તે ત્યાંથી ખસી નહિ. ચન્દ્રના ચરણમાં પડી મનનું સમાધાન મેળવવા ઇચ્છા કરી, પરન્તુ ચન્દ્રની મુખમુદ્રાનું ગાંભીર્ય જ એવું હતું કે યમુનાની સર્વ શક્તિ ઉડી ગઇ. તેનો કંઠ ગદ્‌ગદ્ થઈ ગયો. તે બોલવાનો પ્રયત્ન કરવા લાગી.

"તમે આજે આમ કેમ કરો છો ?" એમ કહી યમુના રડવા લાગી.

બહારથી યશોદાએ બૂમ પાડી: "યમુના બ્હેન, હું તૈયાર છું. ચાલો મન્દિરે જઇ આવીએ."

ચન્દ્ર કંઈ ઉત્તર આપી શક્યો નહિ. ગંભીર મુખમુદ્રા બદલી જરા સ્મિત કરવા તેણે પ્રયત્ન કર્યો.

યશોદાએ આવીને કહ્યું: "બા, ચાલોને, આજે તો આપણને બહુ મોડું થઇ ગયું."

યમુના અશ્રુ લૂછી અનિચ્છાએ ધીરે ધીરે ત્યાંથી ખસી ગઈ.

૪

પાસેના શિવાલયમાં હમેશાં સવારે જવાનો યમુનાનો નિયમ હતો. યશોદા હમેશાં તેની સાથે જતી.

ચન્દ્રની માતાના મૃત્યુ પછી યશોદા ગૃહનું સર્વ કામ સંભાળતી. એ બાઇને ચન્દ્ર તથા યમુના માતા સમાન સમજતાં. યશોદા વૃદ્ધાવસ્થાને દ્વારે ઉભી હતી, છતાપણ ગૃહનું સર્વ કામ એ જાતે જ કરતી અને યમુનાને હાથ સરણો પણ લગાડવા દેતી નહિ. ચન્દ્રે યશોદાને સમજાવી રાખ્યું હતું કે યમુનાને તેની વિધવાવસ્થા સંબંધી

સૂચના પણ કરવી નહિ; અને યમુના તો તેને પ્રાણથી વિશેષ પ્યા
હતી. વળી સ્વભાવતઃ તે બહુ ઓછાબોલી અને અગમ્ય હતી.

મન્દિરે જતાં તેણે યમુનાની હૃદયવ્યથા પારખી લીધી, પ
તે કશું બોલી નહિ. જતાં જતાં માર્ગમાં યશોદા છૂપા છૂપા નિઃશ્વાર
મૂકતી હતી.

તેજ સમયે યમુના પણ નિઃશ્વાસ મૂકી રહી હતી. શિવાલયમ
પહોંચતાં તેને વિચાર થયોઃ "આ સંસારમાં હું જ હીનભાગિની છું
સર્વત્ર એક એકજ છું, સર્વત્ર આનન્દ એકજ છું, માત્ર મારા જ હૃદયમ
અંધકાર સિવાય કશું નથી."



પ્રભુનાં દર્શન કરતાં કરતા તે વર્ણ
મનમા બોલીઃ "દયાસાગર, તમે પણ ત
કરતાં કરતાં પ્રેમ અનુભવ્યો છે; ભગવત
પાર્વતી સાથે તમે પણ અદ્વૈત સાધ્યું 
અને પ્રેમમય બન્યા છો. જગતમાં સર્વન
વાંચ્છના તૃપ્ત કરો છો, છતા હું જ એકલી કાં?"

યશોદાએ ભક્તિપૂર્વક ઘંટા વગાડી
પ્રદક્ષિણા કરી અને વારંવાર શિવને
નમસ્કાર કર્યાં. યમુનાને હૃદયશૂન્ય
બનેલી જોઇને તેણે પ્રાર્થના કરીઃ "હે
શંભો, આ બિચારીના દુઃખનો
પાર નથી. એના ઉપર દયા કરો."

મન્દિરેથી પાછાં ફરતાં યમુનાએ
નિશ્ચય કર્યોઃ "હૃદયને ખુલ્લું કર
યોગ્ય સ્થાને મૂકવામાં મારે શામાટે
ડરવું જોઇએ? હૃદયની વ્યથા માર્ગ
મળ્યા વિના શમશે નહિ. મારો
માર્ગ હું પણ શોધી લઇશ."

યમુનાની સ્થિતિ બદલાતી જતી હતી. પહેલાની જેમ હવે નિઃસંકોચ ચન્દ્ર પાસે જઈ શકાતું નહિ. કદી નહિ અનુભવેલા ભાવો તે હવે અનુભવવા લાગી. ચન્દ્રને જતા આવતા જોતા હવે તેનુ હૃદય ધબકવા લાગતુ. ચન્દ્રને પગલે પગલે તે પોતાનું હૃદય પાથરવા લાગી; તેના સ્મરણથી ઘેલી થવા લાગી, તેના શબ્દ દૂરથી સાભળી રોમાચ અનુભવવા લાગી. હૃદયમા છૂપુ છૂપુ નૃત્ય થવા લાગ્યું. એ નૃત્યમા તરવરાટ હતા, અસ્થિરતા હતી અને કંઇક ગભરાટ હતો; અને આ સર્વની પાછળ ઉંડા ઉંડા ભય તેને ભ્રમિત બનાવતો હતો.

વાચનગૃહમા માવણે મૂકેલા પુષ્પો પડયા હતા. પુષ્પો લઇ તે માળા ગૂથવા બેઠી. એક એક પુષ્પમા તેના હૃદયગ્મનુ એક એક બિન્દુ ટપકતું.

માળા ગૂંથી તેણે તે ચન્દ્રને મોકલાવી. યશોદા એ માળા લઇને ગઇ ત્યારે ચન્દ્રે તેને પૂછ્યુ: "આજ તો, ડોશીમા, ફૂલની માળા ગૂથી છે ને શું?"

યશોદાએ કહ્યુ: "ના બાપુ, એ મે નથી ગૂથી."

"ત્યારે કોણે ગૂથી?"

"યમુનાએ."

ચન્દ્ર ગભીર થઇ ગયો તે વિશે કશુ બોલ્યો નહિ, તેથી યશોદા ત્યાથી જતી રહી.

૫

ત્રીજે દિવસે ચન્દ્રને બે પત્રો મળ્યા. બન્ને ઉપર અક્ષર ધીરેન્દ્રના હતા. એક પત્ર ચન્દ્ર પર હતું અને એક યમુના પર હતું. યમુના પર ધીરેન્દ્રનું પત્ર આવેલુ જોઈ ચન્દ્રને આશ્ચર્ય થયુ. યમુનાને તે પત્ર સોપવાની તેની હિંમત ચાલી નહિ. તેણે યશોદાને બોલાવીને કહ્યું: "યમુનાનો કાગળ છે, તે તેને આપો."

પોતાની ઉપરનું પત્ર ચન્દ્રે વાચ્યુ:

" પ્રિય ભાઈ,

તારૂં હૃદયમન્થન વાંચી હું ગભરાઈ ગયો છું. તારૂં સમાધાન કરવું એ મારી શક્તિની બહાર છે, એમ મને લાગે છે. પ્રશ્ન બહુ વિકટ છે, છતાં તેનો માર્ગ તું જ શોધી શકીશ. હું તો કશું જ વિચારી શકતો નથી. હું ત્યાં આવું છું, પરન્તુ તે પહેલાં મને લખવું જરૂરનું જણાય છે કે યમુના બ્હેનને દુઃખ થાય એવું તારૂં વર્તન હોવું ન જોઈએ; કેમકે તેમાં જ તમારૂં બન્નેનું શુભ છે. મારી ઉપરના પત્રમાં તે લખે છે કે તારી તબીઅત બરાબર રહેતી નથી. હું તેનો અર્થ બરાબર સમજી શકું છું. તારૂં ચાતુર્ય અને હૃદયબલ ક્યાં ગયાં? હૃદયની અવસ્થા વ્યક્ત ન થઈ જાય એવી દૃઢતા પણ તારામાંથી ગઈ?

અહિંથી હું પહેલી તકે આવવા નીકળું છું.

સર્વદા તારો ધીર. "

ધીરેન્દ્રનું પત્ર વાંચી ચન્દ્રને પોતાની ઉપર બહુ શરમ આવી. યમુનાને દુઃખ થયું હોય એ વિચારે તેને દુઃખ થયું. યમુનાને કદિ દુઃખી નહિ કરવાનું પોતાની માતાને આપેલું વચન તેને યાદ આવ્યું અને યમુનાના હૃદયનું સાન્ત્વન કરવાનો તેણે નિશ્ચય કર્યો.

યમુનાના પત્રમાં ધીરેન્દ્રે લખ્યું હતું કે: " ઘણા સમયથી હું તમારી પાસે આવ્યો નથી, તેથી ત્યાં આવવા હું બહુ ઉત્સુક છું. બહુ સમયથી ભૂલાઈ ગયેલા જૂના આનન્દો આપણે તાજા કરીશું."

પત્ર વાંચી યમુનાને ધીરજ આવી. તેને લાગ્યું કે ધીરૂભાઈ આવશે તો ચન્દ્રનાં સુખદર્શન ધરાઈ ધરાઈને થઈ શકશે; તેનાં હાસ્યનો, તેની વાતોનો આનન્દ મેળવી શકાશે. ધીરૂભાઈ વિના ચન્દ્ર પાસે ઉભી રહું એટલી હિંમત હવે મારામાં રહી નથી.

૬

તે રાત્રે ચન્દ્રને પૂછેલો શ્લોક યમુનાને પુનઃ યાદ આવ્યો. ચન્દ્ર પાસે જઈ તેનું રહસ્ય સમજી આવવાના ઘણીવાર વિચારો થયા અને ઉડી ગયા. એક બે વખત તો નિશ્ચય કરી તે ચન્દ્રના દ્વાર

સુધી જઈ પણ આવી, પરંતુ અંદર જવાની તેની હિંમત ચાલી નહિ. છેવટે પોતાના સુવાના ઓરડામાં જઈ 'માલતીમાધવ'નાં પાનાં ફેરવવા લાગી. દીવો માથા પાછળ ગોઠવી, સૂતાં સૂતાં તેણે શ્લોક વાંચવા માંડયોઃ

व्यतिपजति पदार्थान् आन्तरः कोऽपि हेतुः ।
न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

વારંવાર વાંચવાથી શ્લોકનો અર્થ તો તેને સમજાઇ ગયો. "પદાર્થો" માં તે પોતાની અને ચન્દ્રની સરખામણી કરવા લાગી. હૃદયને રુચે એવો જ અર્થ તેમાંથી નીકળતો હોય, તેમ જણાવા લાગ્યું. વિચારમાં ને વિચારમાં આંખો ઘેરાવા લાગી. હૃદયનો ભાર દૂર થવા લાગ્યો. મન ઊડતું ઊડતું જણાયું. પુસ્તક છાતી ઉપર પડી ગયું અને અન્તે તે સ્વપ્નમાં પડી. ... ... ... ... ...

એક વિશાળ ઉદધિતટ ઉપર ચન્દ્ર અને તે ચાલ્યાં જાય છે. ચન્દ્ર તેને સમજાવી રહ્યો છેઃ

"જૂઓ, યમુના! પ્રીતિ એ તો હૃદયનો એક ભાવ છે. તે કદિ સમજાવી શકાય જ નહિ. એ માત્ર અનુભવી જ શકાય. તમને મારા માટે હૃદયમાં જે ભાવ થાય, હૃદય જે ઉર્મિઓથી ઉછળી પડે, તે પણ એક પ્રકારની પ્રીતિ. સ્વભાવતઃ તે શુદ્ધ છે, પરન્તુ અધિકાર વિના તે સ્થાનભ્રષ્ટ બને છે. અને પ્રીતિમાં જ કંઇ જીવનનું સાર્થક નથી. તમે વારંવાર પૂછો છો, પણ એ સર્વ સાથે તમારે શું કામ છે?"

યમુના બોલતી હોય તેમ લાગ્યુંઃ "ત્યારે હું તમારા ઉપર પ્રીતિ રાખું છું તેમાં શું ખોટું? તમારી સાથે પહેલા હું હરતી-ફરતી અને આનન્દ કરતી. હવે તમે તેમ કરવાને બદલે મને "ભગવદ્ગીતા"જ વાંચવાનું શામાટે કહ્યા કરો છો? મારાથી શું "માલતી-માધવ" ન વંચાય?"

ચન્દ્રનું મુખ મ્લાન થયું. એવામાં સમુદ્ર ઉછળવા લાગ્યો અને મોજાં પગ સાથે અથડાવા લાગ્યાં. ચન્દ્રે કહ્યુંઃ "ચાલો, યમુના, પાછાં જઇએ. સમુદ્રમાં ભરતી થાય છે."

યમુનાએ ચન્દ્રનો હાથ મજબૂત પકડી રાખ્યો અને દઢતાથી કહ્યુ: "નહિ, ચન્દ્ર, જવાબ આપો, નહિ તો હું સમુદ્રમા જઈશ."

ચન્દ્ર કઇ ન બોલ્યો. એક મોટું સમુદ્રનુ મોજુ આવ્યુ અને યમુનાને ઝપાટામા લીધી; ચન્દ્રથી જૂદી પાડી નાખી અને ચન્દ્ર અલોપ થઇ ગયો. ... ... ... ... ... ... ... ...

યમુનાની આખો ઉઘડી ગઇ. છાતી પરથી પુસ્તક નીચે ઉડી પડયુ હતું

ધીરેન્દ્રના પત્રની અસર ચન્દ્ર ઉપર થઈ. તેને વિચાર થયો: "યમુનાથી હું દૂર ને દૂર રહું છુ એ તો ઠીક નહિ. એકવાર યમુના પાસે જવુ જોઇએ"

યમુનાનું સ્વપ્ન ઊડી ગયુ તે સમયે ચન્દ્ર દ્વારમા આવી ઉભો રહ્યો હતો યમુનાને છાતી ઉપર પુસ્તક રાખી સૂતેલી જોઇ તે પાછો ફરવા વિચાર કરતો હતો, એવામા યમુનાની આખો ઉઘડી ગઈ. તે જોઇ તેણે હસીને પૂછ્યુ "કેમ, યમુના, બ્હીઓ છો? એ તો હું છુ, ચન્દ્ર."

યમુનાએ શરમાઇ જઇ કહ્યું: "કંઈ નહિ, એ તો હું જરા ચમકી ગઇ."

તે રાત્રિએ યમુનાને નિદ્રા બરાબર ન આવી. આખો મીચાતી ત્યારે તે અને ચન્દ્ર બન્ને સાથે થઇ જતા અને જરાવારમા જુદા પડતાં. યમુના એમ ને એમ ગભરાઇ ગઇ.

સવારે યમુના વહેલી પથારી છોડી ઉઠી. સ્નાન કરી, વહેલી પરવારી વાચનગૃહની બારીમા તે ઉભી હતી અને બાગમા પ્રસરી રહેલી સવારની નૂતનતા નિહાળી રહી હતી. સ્વપ્નથી ઉપજેલો ક્ષોભ આ અપૂર્વ સૌન્દર્યથી ટકી શક્યો નહિ.

મોગરાના છોડ કળીઓથી બર્યા હતા. પંખીઓ ગાન ગાતા ગાતા ઉડતા હતા. વિવિધરંગી પતંગ પુષ્પે પુષ્પે ફરફરતા હતા.




એવામાં બાગમાં એકલી પડેલી મેનાએ કિલકિલાટ કરી મૂક્યો. યમુનાએ સ્વર દબાવી મેના જેવો જ અવાજ કર્યો. મેના તે અવાજ સહન કરી શકી નહિ અને મેના તથા યમુનાનો વિવાદ શરૂ થયો. મેના થાકી નહિ. આખરે યમુના થાકી અને નિઃશ્વાસ મૂકી બોલી:

" ઘેલી, આવા પ્રસંગે મારો પણ ઉપહાસ કરતાં શરમાતી નથી ? "

પાછળથી ચન્દ્ર આવ્યો. યમુનાએ તેને જોયો નહિ. મેનાને તો રંગ ચડયો હતો તેથી તે ચૂપ રહી શકી નહિ. યમુના તેનો આલાપ સહન કરી શકી નહિ તેથી છેડાઇને બોલી: "ચૂપ."

ચન્દ્રે ધીરેથી પાસે આવી પૂછ્યું: "યમુના, મેનાને બહુ ચીડવો છો ? "

યમુનાએ ચમકી જઇને પાછળ જોયું. માથા પરથી સરી જતું વસ્ત્ર સરખું કરતાં શરમાઇ જઇને તેણે કહ્યું: ".એ મારો ઉપહાસ કરે છે."

ચન્દ્રે હસીને કહ્યું: " ઉપહાસ મેના કરે છે કે યમુના ? "

યમુના ફરીથી શરમાઈ ગઈ. ચન્દ્ર હસતો હસતો ગયો. યમુનાએ દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. તેણે વિચાર્યું: " કેવી મધુરી એમની વાણી છે ? ન્હાની હતી ત્યારે કેટલી પ્રીતિ રાખતા ? આજે જરાવાર આનન્દ કરાવીને ચાલ્યા ગયા ! આજે તો જરૂર પૂછી જોઇશ, તેમને, આ સર્વેનું કારણ."

૭

પરન્તુ યમુના ચન્દ્રને કશું પૂછી શકી નહિ. પૂછવાની હિંમત જ તેનામાં ન હતી. તેણે વિચાર કર્યો: "આમ ને આમ ક્યાં

સુધી ચાલશે? એકકે કામમા ચિત્ત પરોવાતું નથી, ત્યારે શામાટે અગાઉની જેમ ચન્દ્ર પાસે જઈ શકતી નથી?"

તે દિવસે બહાર જતાંજતાં ચન્દ્ર યમુનાને કહેતા ગયા કે: "આજે ધીરેન્દ્ર આવવાનો છે. સાંઝે તેને લઈને હું આવીશ."

યમુનાને બોલવાની ઇચ્છા થઈ કે "શામાટે આવે છે?" વળી એમ થયું કે: "શામાટે આવે છે તે તો હું જાણું છું, છતાં કેમ પૂછું?"

પરન્તુ કંઈક બોલ્યા વિના ચન્દ્ર સાથે વાતો થાય તેમ ન હતું. વાતો કરવી હોય તો બોલ્યા વિના છૂટકો જ ન હતો. બોલવાની ઇચ્છા છતાં યમુના કંઈ પણ બોલી શકી નહિ.

ચન્દ્રના ગયા પછી કેટલીએક વાર સુધી તે તેની પાછળ જોઈ રહી 'શામાટે મેં ચન્દ્રને કંઈ પણ ઉત્તર ન આપ્યો? હું જ ન બોલી તેમા દોષ કોનો?"

ધીરેન્દ્રના આવવાના સમાચાર જાણી તેને આનન્દ થયો. આશાના કિરણ તેના મુખ ઉપર રમવા લાગ્યા.

બપોરના તેને કશી પ્રવૃત્તિ સૂઝી નહિ. કોઈ ઇપ્સિત પદાર્થ મેળવવાની આશા બહુ જ પાસે ચમકી રહી હોય ત્યારે કશું કાર્ય સૂઝતું નથી ચન્દ્રના પુસ્તકાલયમા જઈ યમુનાએ અનેક પુસ્તકો ફેરવી જોયા. એક પુસ્તક લઈ, જરા જોઈ, બીજું લેતી, તેમા રસ ન પડતો, એટલે ત્રીજું ઉપાડતી. છેવટે કબાટ બંધ કરી તે આમતેમ નજર ફેરવવા લાગી.

ઘણા દિવસથી તે ચન્દ્રના પુસ્તકાલયમા આવી ન હતી. શરમમા ને શરમમા તે ચન્દ્ર પાસે જઈ શકી ન હતી પરો, માસિકો અને પુસ્તકો અવ્યવસ્થિત પડેલા હતા. ટેબલ ઉપર યશોદા સાથે મોકલેલી પુષ્પમાળા એમ ને એમ રકાબીમા પડી હતી. પુષ્પો કરમાઈ ગયા હતા, પરન્તુ જે રીતે તેણે માળા ગોઠવીને મૂકી હતી તે જ રીતે તે પડી હતી.

ચન્દ્ર વિશેષ સમય અહીં જ કાઢતો અને ઇચ્છા મુજબ વાંચતો કે લખતો. "મારી આવી બેદરકારીથી ચન્દ્રને કેવું લાગ્યું હશે ?" –એમ યમુનાને થવા લાગ્યું.

એ પછી થોડીવારમાં તેણે સર્વે સુવ્યવસ્થિત કરી દીધું અને સાંજ બેઠી. બહુ વાર સુધી તે ત્યાં બેસી રહી. શૂન્યચિત્ત થઈને તે એક વિરામાસન ઉપર પડી.

સાંઝ પડી; યમુના જલદી જલદી ઉઠી રસોડામાં જઇ યશોદાને કહેવા લાગી: "આજે તમે રહેવા દો. આજે તો હું રસોઇ કરવાની છું."

યશોદાએ આતુરતાથી પૂછ્યું: "કેમ બહેન, આજે કાંઇ તમને ઇચ્છા થઇ આવી ?"

યમુનાએ ટૂંકામાં પતાવ્યું: "આજે ધીરૂભાઈ આવવાના છે."

૮

સાઝે ધીરેન્દ્ર આવ્યો ત્યારે લગભગ અંધારૂં થવા આવ્યું હતું. ચન્દ્રનું મુખ જોઈ તેને ઘણી ચિન્તા થઇ. ચન્દ્રના ખભા પર હાથ મૂકી તેણે પૂછ્યું: "ચન્દ્ર, થોડા દિવસમાં તું બહુ લેવાઇ ગયો. આમ ચિન્તા કર્યે શું વળવાનું છે? યમુના કુશળ છે ને ?"

ચન્દ્રે હસીને ઉત્તર આપ્યો: "હા, સર્વે કુશળ છે."

ધીરેન્દ્ર ઘેર પહોંચ્યો ત્યારે યમુના રસોઇ કરી રહી હતી. યશોદા ચોકમાં બેસી પાનની રકાબી ગોઠવતી હતી. ધીરેન્દ્રે તેને પૂછ્યું: "યમુ બહેન ક્યાં છે ?"

યશોદાએ ચન્દ્ર સામે જોઇ કહ્યું: "આજે તો બહેન રસોઇ કરવા બેઠાં છે."

ચન્દ્ર હસ્યો. ધીરેન્દ્ર પણ હસ્યો અને બોલ્યો: "આજ મારાં ભાગ્ય ખીલ્યાં જણાય છે !"

ચન્દ્રે વિચાર કર્યો: "અત્યારે યમુના અહીં ઉભી હોત તો ?"

યશોદાએ રસોડામાં જઈ યમુનાને ધીરેન્દ્રના આવવાના ખબર આપ્યા. યમુનાએ ધાર્યું: "અત્યારે હું અહીં ન હોત તો મારી શી અવસ્થા થાત? ધીરૂભાઈને હું શીરીતે આવકાર આપી શક્ત? મારાથી બોલાત જ કેમ?"

ધીરેન્દ્ર અને ચન્દ્ર વાતો કરતાં કરતાં ચન્દ્રના શયનગૃહમાં જઈ બેઠા. થોડીવારે યમુના આવી દ્વારમાં ઉભી રહી અને નીચું જોઈ બોલી: "આવો, ધીરૂભાઇ."

ધીરેન્દ્રે કહ્યું: "ઓહો, યમુ બહેન, હવે તો ગૃહતંત્ર તમે હાથમાં લીધું જણાય છે!"

યમુના શરમાઈને રહેજ હસી, પણ બોલી શકી નહિ. મનમાં વિચાર થયો: "ગૃહતંત્રની વાત સાંભળી હું કેમ શરમાઉં છું? ગૃહતંત્ર ચલાવવાની શું હું અધિકારિણી નહિ?"

થોડીવારે યમુનાએ કહ્યું: "ધીરૂભાઈ, તમે આવ્યા તે બહુ સારૂં કર્યું. તમારી આજકાલ બહુ જરૂર હતી."

જમતાં જમતાં ધીરેન્દ્રે જોયું કે યમુનાની રીતભાત પહેલાંના જેવી હવે રહી નથી. પહેલાંના જેવી સરલ વાણી હવે તે બોલતી નથી. પહેલાંના જેવું બાલહાસ્ય હવે તેનામાં જણાતું નથી. તેને બદલે હવે શરમ બરાઇ ગઇ છે. નયનમાં, વાણીમાં, મુખમાં—સર્વત્ર હવે કમ્પ જણાય છે. સરલતા જતી રહી છે તે ઠીક નથી થયું. ચન્દ્ર યમુના સાથે ઓછું બોલે છે, અને યમુના ચન્દ્ર સાથે સંકોચ રાખે છે. આનો બન્ધ તૂટવો જોઈએ.

જમી રહ્યા પછી ચન્દ્ર અને ધીરેન્દ્ર પાછા શયનગૃહમાં ગયા અને ચન્દ્રના પલંગપર બન્ને મિત્રો બેઠા. યમુના ત્યાં પાન મૂકી ગઈ. ધીરેન્દ્રે તેને કહ્યું: "જમીને પછી અહીં જ આવજો. આપણે સૌ સાથે બેસીશું. હું અહીં વિશેષ રોકાઇ શકું એમ નથી; અને મારે પેલાં કાવ્યો સાંભળવાં છે."

તેના ગયા પછી ધીરેન્દ્રે કહ્યું: "ચન્દ્ર, આમ ને આમ તે કેમ ચાલે? તું ન બોલે, યમુના ન બોલે, ત્યારે બોલે કોણ?"

ચન્દ્રે કહ્યું: "મારામાં ભીતિ પેસી ગઇ છે. હું તો સર્વદા તેનામાં થયેલા ફેરફારો દૂર કરવાના વિચારમાં જ ડૂબી રહું છું. મને માત્ર એક જ વાત જણાય છે કે યમુના હવે ન્હાની નથી. એક વખત મારે તેની સ્થિતિનું તેને ભાન કરાવવું જ પડશે. તેને સમજાવવું જોઈએ કે તેને માટે જીવનનાં સુખો હવે રહ્યાં નથી. વિધવાને યોગ્ય જીવન માટે તેને તૈયાર કરી, પરોપકારના કોઇ કાર્યમાં તેને જોડી દેવાના વિચારો હું કરી રહ્યો છું."

ધીરેન્દ્રે કહ્યું: "એ તો ઠીક નહિ. એ વાતથી તેને બહુ દુઃખ થશે. તેનું હૃદય એટલું નરમ છે કે તેનાથી એ દુઃખ સહન થઇ શકશે નહિ."

ચન્દ્રે પૂછ્યું: "તો બીજો શો ઉપાય છે?"

"હવે માત્ર એ જ ઉપાય છે કે અવિવાહિત જીવન ગાળવાના વિચારો તેનામાં ઠસાવવા."

ચન્દ્રે કહ્યું: "એ તો બની શકે તેમ નથી, એમ મેં પહેલેથી જ તને લખ્યું છે. એ સમય હવે ગયો. કદાચ હું તેને, તું કહે છે તેમ સમજાવવા જાઉં અને તે લગ્ન કરવાનો જ નિશ્ચય બતાવે તો?"

"પરન્તુ પરિણીત જીવનનો આદર્શ સમજાવી, યોગ્ય પતિ મળી શકે નહિ તેમ સમજાવવું. અને યોગ્ય પતિ મળી રહે તેટલા વખત પહેલાં પરિણીત જીવનનાં દુઃખો સમજાવી તેનામાં વિરાગ ઉપજાવવો."

ચન્દ્રે હતાશ થઇને કહ્યું: "તું એટલું પણ જોઇ શકતો નથી કે તેનું ચિત્ત મારામા પરોવાયું છે? તે તો મારી જ સાથે લગ્ન કરવાની યાચના કરવાની!"

ધીરેન્દ્ર આ સુકોમલ પ્રશ્નની ગૂંચ ઉકેલી શક્યો નહિ. તેણે સહસા કહી દીધું: "હવે તો એક જ માર્ગ રહ્યો. તું અન્ય કોઈ સ્થળે તારૂં લગ્ન કરી લે."

૯

આ વાત સાંભળી ચન્દ્રને બહુ માઠું લાગ્યું. તેણે કહ્યું "જેને મારી ભગિનિ સમાન આજસુધી હું સાચવતો આવ્યો છું તેને વૈધવ્યમાં રડતી મૂકી, લગ્નસુખમાં પડું એવો સ્વાર્થી હું નથી. મેં તો હવે લગ્ન નહિ જ કરવાનો નિશ્ચય કર્યો છે. હું લગ્ન કરું તે જ ક્ષણથી તેનામાં વાસનાનો અંકુર થયા વિના રહે નહિ, એ હું બરાબર જાણું છું. અને પછી તેનું જીવન કલુષિત થયા વિના રહે નહિ. તેનું શુદ્ધ જીવન ધૂળમાં મળી જાય, એ હું જોઇ શકું નહિ. એવું જોવાનો સમય આવે તે પહેલાં શરીરમાં પ્રાણ રહે નહિ. આપણે કેટલીએક નાની પણ બહુ કોમલ વાતો સમજ્યા વિના ભૂલ કરી બેસીએ તેનું પરિણામ કેવું આવે તે તું નથી જાણતો. યમુનાને મારામાં વિશ્વાસ છે, માન છે. તેના જીવનનો માર્ગદર્શક બનીને આજસુધી હું રહેલો છું. હું લગ્ન કરું તે ક્ષણથી તેનો આદર્શ ટળી જાય, તેની પવિત્રતા ડગમગવા લાગે અને તેનામાં વિકાર ઉત્પન્ન થાય. એ સર્વનું પરિણામ કેવું ભયંકર આવે?"

ધીરેન્દ્ર તો આ સાંભળી ચકિત થઇ ગયો. ચન્દ્ર દૃઢતાથી બોલતો હતો તે સમયે તેના મુખ પર સત્ય ઝળકી રહ્યું હતું. ધીરેન્દ્રે કહ્યું: "ભાઇ, તારા વિચારો ઉચ્ચ છે—શુદ્ધ છે, પણ આપણા સમાજની ક્રૂરતા બહુ અમલ છે. ખરૂં વિચારતાં તો યમુના માત્ર સમાજની વાણીમાં જ વિધવા બની છે. એવી માત્ર નામથી ગણાતી વિધવા ઉપર અંકુશ મૂકી તાવી નાખવાથી સમાજને શો લાભ થવાનો છે? હું તો એમ પણ કહું કે યમુના સાથે તારૂં જ લગ્ન થાય તેમાં શું અયોગ્ય? આવી સુકોમલ બાલાનું જીવન કચરાઇ જાય તેમાં તે કોનું હિત થનાર છે?"

આ સાંભળી ચન્દ્ર તપી ગયો. તેણે ઉતાવળા બની જઇ કહ્યું: "હું જાણું છું કે આ પ્રમાણે બોલવામાં પણ તારો આશય ફલો નથી. હું તને પ્રાર્થના કરીને કહું છું કે પુનઃ આવી વાત તું મારી

પાસે કરીશ નહિ. યમુના મારી બહેન છે. તેને દુઃખ થશે તો હું પણ તેના જેટલો જ દુઃખી થઇશ, પણ તેને અપવિત્ર માર્ગે હું કદિ નહિ દોરૂં. એ વાત તો જવા જ દે. મારાં સર્વે સુખના ભોગે પણ યમુના સુખી થશે તો તેમ કરવા હું ચૂકીશ નહિ."

એવામાં યમુના આવી. હાથમાં છાબડી ભરીને તાજાં મોગરાનાં પુષ્પો હતાં તેમાંથી તેણે અંજલિ ભરીને બન્ને મિત્રો વચ્ચે પલંગ પર મૂક્યાં. મોગરાનો સુગન્ધ સર્વત્ર પ્રસરી રહ્યો. ચન્દ્રે યમુના સામે જોઇને પૂછ્યું: "આ સમયે આટલાંબધા પુષ્પો ક્યાંથી?"

યમુનાએ કહ્યું: "મોગરો તો રાત્રે જ ખીલે ને?"

ધીરેન્દ્રે પૂછ્યું: "કહો બહેન, શી શી વાતો કહેશો?"

યમુના નીચું જોઇને મનમાં કહેવા લાગી: "વાતો તો સર્વે વિસરી ગઇ છું. વાતો કહેવા કરતાં સાંભળવા અધીરી છું. મારી વાતો કહી જાય તેવી નથી."

ચન્દ્રને લાગ્યું કે યમુના બોલશે નહિ. ઘણીવાર સુધી કોઇ કંઇ બોલ્યું નહિ. શાન્તિ સર્વેને વિચિત્ર લાગવા માંડી. યમુના નીચું જોઇ રહી હતી, ચન્દ્ર પુષ્પો ઉછાળતો હતો. પણ ધીરેન્દ્ર તો બન્નેના મુખ સામુ જોતો જ રહ્યો. સર્વેને બોલતાં સંકોચ જણાતો હતો. છેવટે ચન્દ્રે કહ્યું: "આજે ઉકળાટ ઘણો થાય છે; કંઇક પીવા માટે આપો."

યમુના ત્યાંથી ખસી ગઇ. મૌનની સાંકળ તૂટી સર્વેનો સંકોચ દૂર થયો. ધીરેન્દ્રે કહ્યું: "મને તો આમાં કશું સમજાતું જ નથી."

ચન્દ્ર મનમા બોલ્યો: "એ તારૂં કામ નથી. એ તો 'વીતી હોય તે જ જાણે.' મારો માર્ગ હવે હું જ શોધી લઇશ."

થોડી વારમાં યમુના તાજાં દાડમનું શરબત બનાવી લાવી અને પાન બનાવવા બેઠી. મુખવાસ આપી ધીરે પગલે તે ત્યાંથી ચાલી ગઇ.

૧૦

તે રાત્રે ચન્દ્રને નિદ્રા આવી નહિ. આખી રાત્રિ તેણે યમુનાના ભાવિના વિચાર કર્યા. યમુનાને સુખી કરવાના અનેક માર્ગ

તપાસી જોયા. યમુનાનું લગ્ન થયું જોઈએ કે નહિ, તે પણ વિચારી જોયું. તેનો જીવનનો આદર્શ બહુ ઉચ્ચ હતો. તે આદર્શમાં ક્ષતિ પહોંચાડવી, એ તો તેનાથી બની શકે તેમ લાગ્યું નહિ.

સવારે ધીરેન્દ્ર ગયો. જતાંજતાં કહેતો ગયો કે: "મારી સૂચના પર વિચાર કરી જોજે અને તારો નિશ્ચય જણાવજે."

ચન્દ્રે કહ્યું: "સર્વ વાત પ્રભુને આધીન છે."

આખો દિવસ ચન્દ્ર કશું કાર્ય કરી શક્યો નહિ. યમુનાનું મન પણ ક્યાંય પરોવાયું નહિ. બન્નેનાં હૃદયમન્થનની હદ આવી રહી હતી.

રાત્રે ચન્દ્ર બગીચામાં ગયો. બાગમાં બેસવા માટે સ્થળે સ્થળે શ્વેત શિલાઓ મૂકી હતી તેમાની એક ઉપર તે બેઠો.

ગ્રીષ્મ ઋતુની શુક્લપક્ષની રાત્રિ હતી. દિવસના તાપ પછી રાત્રે થોડો પવન ફરફરતો હતો. આછી આછી શીતલતાથી શાન્તિ જણાતી હતી.આકાશમાં ચન્દ્ર પ્રકાશતો હતો અને શીતલતા વધારતો હતો. કોઇ કોઇ શ્યામ વાદળ ફરતુંફરતું ચન્દ્રને છુપાવતું હતું. એક વાદળ આવ્યું અને સર્વત્ર શ્યામતા પ્રસરી; તે ગયું અને સર્વત્ર જ્યોત્સ્ના પ્રસરી. આમ અનેક વાદળ આવ્યાં અને ગયાં. અન્તે તો રજનીકાન્તનો પ્રકાશ જ ઝળહળી રહ્યો.

ચન્દ્રના હૃદયમાં પણ અનેક વિચારો આવ્યા અને ગયા. આનન્દ અને શોકની અનેક છાયાઓ આવી અને ગઈ. છેવટે તો તેના હૃદયનું શુદ્ધ સ્વરૂપ જ પ્રકાશી રહ્યું.

યમુનાએ બારીમાંથી જોયું કે ચન્દ્ર બાગમાં છે. ઉજ્જવલ ચાંદનીમાં શ્વેત વસ્ત્ર પહેરી બેઠેલા ચન્દ્રનું દર્શન થતાં તેનું ઉર ધબકવા લાગ્યું. એ ધબકારાનો અવાજ ઉડી ઉડીને કાન સુધી સંભળાતો હતો. છાતીપર બન્ને હાથ દબાવી એ ધબકારા શમાવવાના તેણે બહુ બહુ પ્રયત્નો કર્યા, પરન્તુ તેમ કરવાથી તો છાતીમાં ચસ ચસ થવા લાગ્યું.

હૃદય ચન્દ્ર પાસે દોડતું હતું. યમુના હૃદયપ્રવાહને રોકી શકી નહિ. પરવશ બનીને તે ચાલવા લાગી અને ધીમે પગલે બાગમાં ગઈ.

ચન્દ્રની પાછળ જઇ તે ઉભી રહી. ધ્રૂજતા સ્વરે તેણે ચન્દ્રને પૂછ્યું: " ચન્દ્ર, શા વિચાર કરો છો ? "

" યમુનાના, " કહી ચન્દ્રે પાછળ જોયું.

યમુનાએ ચન્દ્રનાં ચમકતાં નયન જોયાં. એ ચમકારાથી યમુનાનું હૃદય ખળભળી રહ્યું. ચન્દ્રથી હું જૂદી નથી, એ વિચારે તેનામાં હિમ્મત આવી. શિલા ઉપર ચન્દ્ર પાસે બેસી જઇ તેણે કહ્યું: "આજે મારા મનનું સમાધાન કરો."



ચન્દ્રે પૂછ્યું: " શાનું?"

" પ્રીતિનું. "

ચન્દ્રે આશ્ચર્યચકિત થઇ ફરીથી પૂછ્યું: " પ્રીતિ ? કોની ? "

" તમારી અને મારી. " આમ કહી યમુના ચન્દ્રના પગ પાસે જમીન ઉપર બેસી ગઇ.

યમુના ઘેલી બની હતી; સર્વ ભાન ભૂલી ગઈ હતી. ઉર્મિપ્રવાહ અનિયંત્રિત ઉછળતો હતો. તે બોલવા લાગી: "હૃદયેશ, આજે તમારા હૃદયની અધિકારિણી કરો. હું દુઃખી છું."

ચન્દ્રના ચરણ પકડી છાતી સાથે લગાવી તે બોલી: "અહીં જ મારા પ્રાણ છે; અહીં જ મારું સર્વસ્વ છે. માત્ર આ ચરણમા રહેવા દેશો તોપણ મારો ઉદ્ધાર થશે. હું અનાથ છું, એકલી છું, જગતમાં તમારા સિવાય મારૂં કોણ છે ? "

ચન્દ્રે કહ્યું: " ઉઠો, યમુના, આ ઘેલાઇ છોડો. તમારા ઉપરથી મારો સ્નેહ કદિ ઓછો થયો જ નથી. "

યમુનાને આ વચનથી આશ્વાસન મળ્યું. તે તેના ચરણમાં શીરા નમાવી રડવા લાગી. રડતાં રડતાં કહેવા લાગી: " મારા અપ-

રાધ ક્ષમા કરો. હું અભાગિની ઘેલી બની છું; સર્વ ભાન ભૂલી ગઈ છું; મને કશું સૂઝતું નથી."

ચન્દ્રના પગ ઉપર આંસુ ટપકવા લાગ્યાં. યમુનાનું શીશ પગ ઉપર જ નમેલું હતું. ચન્દ્રના પગ આંસુથી ભીંજાઇ ગયા.

થોડીવારે યમુના ઉઠી. પોતાના બન્ને હાથ ચન્દ્રના કંઠમાં પરોવી છાતીપર માથું મૂકી બોલીઃ "આજે હું કૃતકૃત્ય બની છું. આજે મારૂં ભાગ્ય ફર્યું છે. માત્ર એટલું જ કહો કે આ હૃદય ઉપર યમુનાનો અધિકાર છે."

ચન્દ્રનું શરીર પથ્થરની પ્રતિમા સમાન શીતલ બની ગયું. યમુનાના કોમલ બાહુ તેના કંઠની આસપાસ મજબૂત વળગેલા હતા. શું કરવું તે ચન્દ્ર સમજી શક્યો નહિ. હૃદય દૃઢ રાખી થોડીવારે તે નિશ્ચયપૂર્વક બોલ્યોઃ "યમુના, આ માર્ગ બહુ ભયંકર છે. તમારા શુદ્ધ જીવનને આમ કલંકિત ન કરો. ઉઠો, તમારી અને મારી ઉપર કલંક આવશે."

યમુના પણ તેટલાજ નિશ્ચયથી બોલીઃ "એક વચન તમારા મુખથી 'તમારી બની છું' એમ જાણીશ નહિ ત્યાં સુધી હું ખસીશ નહિ. મારી પ્રીતિનું પાત્ર મેં શોધી લીધું છે; તેમાં કલંક શાનું? કહો, કહો, જલદી કહો; મારા હૃદયમાં વેદના થાય છે."

ચન્દ્રે કહ્યું: "શું કહું? બોલવા જેટલો માર્ગ પણ જણાતો નથી. તમારી અને મારી આ પ્રકારની પ્રીતિનો સર્વદા અસંભવ છે."

યમુનાએ ચન્દ્રની છાતીમાં મુખ છૂપાવી પૂછ્યું: "શામાટે ?"

ચન્દ્રને આ કલંકમાંથી છૂટવાનો અન્ય કોઇ માર્ગ જણાયો નહિ. તેણે ડરતાં ડરતાં કહ્યું: "એ વાત બહુ દુઃખદ છે; તમારાથી એ દુઃખ સહન થઈ શકશે નહિ."

યમુનાની છાતીમાં શૂલ વધ્યું. તેનામાં ગભરાટ વધવા લાગ્યો. તેણે કહ્યું: "બોલો, બોલો; કશી હરકત નહિ."

ચન્દ્ર બોલ્યો "શુ કહુ ? આજ સુધી છુપાવી રાખેલી વાત તમને કહેતા હૃદય ચીરાય છે આ કાર્ય તમને ક્ષ્વકિત કરનાર છે કેમકે..... " ચન્દ્રનો કંઠ ભરાઇ ગયો. આખોમા ઉભરાતા આસૂ સાથે તેણે બહુ મહેનતે ધીરેથી કહ્યુ ". ...કેમકે, તમે બાલવિધવા છો, મારી બહેન છો."

યમુના કશુ બોલી નહિ તેનો કંઠાશ્લેશ ધીમે ધીમે નરમ પડવા લાગ્યો છાતી તૂટી જતી હોય તેમ થવા લાગ્યુ છાતી પર હાથ મૂકવા પ્રયત્ન કર્યો અને તે સાથે જ તે જમીનપર ઢળી પડી

૧૧

આખી રાત્રિ યમુના બિછાનામા અસ્વસ્થ પડી રહી છાતીનુ દર્દ વધી ગયુ હતુ યશોદા આસૂ સારતી પથારી પગ બેઠી હતી.

સવારમા યમુનાની સ્થિતિ કઇક સુધરતી જણાઇ "व्यतिषजति पदार्थान् आन्तर कोऽपि हेतु ' એ લીટી મગજમા ઘંટા સમાન ગાજતી હતી. રાત્રિનો પ્રસગ ભૂલાયો ન હતો હૃદય બળતુ હતુ જગતમા તે ત્યજાયેલી-એકલી-જણાતી હતી તેને કોઈ પોતાનુ ન લાગ્યુ હૃદયનુ સમાધાન થયુ ન હતુ હૃદયનો કોઇ પણ હેતુ પ્રીતિથી જોડી શકે છે, એ વાત હૃદયમા કોતરાઇ રહી હતી તોપણ ચન્દ્રને પૂછાયેલી વાત તેને ખૂચવા લાગી રાત્રિનો પ્રસગ તેનુ અગેઅગ બાળવા લાગ્યો.

ચન્દ્ર દુખિત વદને આખો દિવસ પથારી પાસે જ બેસી રહ્યો. યમુનાએ ચન્દ્ર તરફ નજર કરી ચન્દ્ર ઘણીવાર સુધી યમુના સામુ જોઇ રહ્યો. એ દૃષ્ટિવ્યાપારમા યમુનાએ ચન્દ્રને હૃદયનો છૂપો સદેશ કહ્યો ચન્દ્ર તે સમજ્યો યમુનાને જણાયુ કે પ્રીતિનુ સ્વરૂપ શુદ્ધ છે, બાહ્ય વ્યાપારને તે સાથે કશો સબધ નથી

વૈદ્યે કહ્યુ હતુ કે યમુનાને શ્રમ આપવાથી બહુ નુકસાન થશે યશોદા અને ચન્દ્ર તેની સારવાર બહુ કાળજીથી કરવા લાગ્યા

તે રાત્રે ચન્દ્રે ધીરેન્દ્રને લખ્યુ "હૃદયદીપ બુઝાઈ જવા આવ્યો છે હુ હવે કશુ જોઇ શકતો નથી સર્વત્ર અન્ધકાર છે.

ચન્દ્રની સર્વ પ્રવૃત્તિ હવે ડૂબી ગઇ એમ સમજજે. મેં એક ભયંકર ભૂલ કરી છે. યમુનાના હૃદય ઉપર મેં ઘા કર્યો છે. હાલ વિશેષ લખી શકું તેટલો સમય નથી."

બીજે દિવસે સવારે યમુના ફરીથી બેભાન થઈ ગઇ. યશોદા રડવા લાગી. વૈદ્ય આવ્યો. નાડ જોઇ તેણે કહ્યું: "હવે મારો ઉપાય રહ્યો નથી."

દીવો ઓલવાઈ ગયો; યમુનાનું હૃદય બંધ પડી ગયું હતું.

*　　*　　*　　*　　*

શહેર બહાર "યમુના–તીર્થ" એ નામનું સુન્દર સ્થળ હતું. અંદર એક શિવાલય હતું. અનેક મુસાફરો ત્યાં ઉતરતા. એક સમયે એક મહાત્મા ત્યાં થોડો સમય વિશ્રાન્તિ લેવા માટે રોકાયા. જલપાન કરી; આકાશ તરફ જોઇ, જતાંજતા તેમણે કહ્યું: "પ્રભુ, તારી લીલા અપાર છે!"

પાણી ભરી જતી સુન્દરીઓ મહાત્માને જોઇને કહેવા લાગી: "કેવો રૂપનો ભંડાર છે? જાણે સાક્ષાત્ ઇશ્વરનો અવતાર!"

મસ્તરામ હરગોવિન્દ પંડયા



# જાનવરની ભાષા જાણવાનો એક અખતરો*

જાનવરોની ભાષા જાણવાની મનુષ્યોની જિજ્ઞાસા ઘણા પુરાણા વખતની છે. જાનવરોના જુદાજુદા ઉચ્ચારના શા અર્થ થતા હોવા જોઇએ અને તેઓ પોતાના વિચાર દર્શાવવા કેવા પ્રયત્ન કરતાં હોવા જોઇએ, એ વિશે થોડી કલ્પનાઓ બાંધવામાં આવી છે; તે સિવાય આ વિષયમાં વિશેષ સિદ્ધિ થઈ નથી. આ બાબત ચિન્તન કરતા મને એક વેળા એવો વિચાર આવ્યો કે મનુષ્ય પોતે જાનવરોની ભાષા સમજતા શિખવાને બદલે પોતાની ભાષા સમજતા જાનવરોને શિખવે, તો એ માર્ગે છેવટે જાનવરોની ભાષા જાણવામાં ફત્તેહમંદ થવાય કે કેમ, એ અજમાયશ કરવા જેવી છે. એ વિચારને મેં મનમા અનેક રીતે ફેરવી જોયો અને ગોઠવી જોયો; વર્તમાન ઉદાહરણોની સારાસારતા મેં તોળી જોઈ. તેમ કરતા એક વાત મારા મનમા ઠસી. પોપટને મનુષ્યની વાણી બોલતા શિખવ્યાથી કાંઈ લાભ થયો નથી. પોપટના વિચાર મનુષ્યો જાણી શકયા નથી અને મનુષ્યના વિચાર પોપટને જણાવી શકાયા નથી; અને વળી જ્ઞાન ગ્રહણ કરવાની મનુષ્યની અશક્તિનો આરોપ પોપટ ઉપર મૂકી "પોપટીઆ જ્ઞાન"ને હસવાસરખું ગણવામા આવ્યુ છે. આ અફળ ગયેલો પ્રયાસ લક્ષમા લેતા મને લાગ્યુ કે જાનવરો પાસે મનુષ્યની વાણી બોલાવવાનો પ્રયત્ન હાલ ન કરવો, પણ જાનવરો મનુષ્યોની ભાષા સમજતા શિખે, મનુષ્યોની લેખી ભાષા વાચતા શિખે, અને

---

* મારા સદ્દગત મિત્ર, શેઠ હાજીમહમ્મદ અલારખીઆએ તેમના "વીસમીસદી" માસિક માટે લેખ લખી મોકલવાનું મને ઘણી વખતે કહેલું, પણ કમનશીબે તે મારાથી બની શકેલ નહિં. આજ તેમના સદ્દભાવનું અને એ ઉત્તમ સાહસવાળા પત્રનું ઋણ અદા કરું છું. —ર. મ. ની.

પછી, પોતાના વિચાર મનુષ્યોની લેખી ભાષામા લખીને દર્શાવે, એવો પ્રયાસ આ સંબંધમા કરવો, એ સવાદભરેલુ છે.

કાર્ય કઠણ છતા આખરે ફત્તેહમંદ થવાશે એવી મને શ્રદ્ધા થઈ. ગધેડા, બળદ, રોઝ વગેરે પશુઓને મનુષ્યોએ મૂર્ખ ઠરાવ્યા છે. પણ તે ખરેખર અક્કલવગરના છે, કે મનુષ્યો તેમની બુદ્ધિશક્તિને સમજી શક્યા નથી, એ વિશે મને સંશય છે. આ પ્રસંગમા મારે એ સંશય દૂર કરવાનો પ્રયત્ન કરવો અને એ પશુઓને ગેરઇન્સાફ થયેલો માલૂમ પડે તો તે મટાડવો, એવી મારી ઇચ્છા થઈ. પરંતુ, એ જાનવરો સાથે પ્રસંગ કેમ પાડવો અને તેમને મનુષ્યભાષા સમજતા અને લખતા કેમ શિખવવી, એ મુશ્કેલી નડી. રોઝ તો જંગલમા વસનારૂ પ્રાણી છે, અને, મનુષ્યની વસતીમા તો પશુના સંગ્રહસ્થાનોમા જ રોઝ મળી શકે છે. સંગ્રહસ્થાનોમા વિરોધી વૃત્તિથી ચર્ચા જોનારા પશુઓ અને મનુષ્યો સમક્ષ રોઝને મનુષ્યભાષા સમજાવવાનો અખતરો કરવો, એ વ્યર્થ છે. બળદ અને ગધેડા સાથે પરિચય પાડવામા પણ કાંઈ લાભ નથી એમ લાગ્યુ, કેમકે અહિંસાના ઘણા ઉપદેશ થયા છતા બળદ શિંગડા મારવાની ટેવ મૂકી શક્યો નથી અને ગધેડો લાત મારવાની ટેવ મૂકી શક્યો નથી. તેમને મનુષ્યભાષા શિખવવા જતા ગુરુએ શિષ્યનો માર ખાવો, એ વિપરીતતા ઉપજાવવાનો પ્રયત્ન કરવાજોગ લાગ્યો નહિં. આ રીતે રોઝ, બળદ અને ગધેડાને મૂકી દેવા પડ્યા.

આખરે અજમાયશ માટે કુતરો પસંદ કર્યો. પાળેલો કુતરો પોતાનુ પશુપણું ઓછુ કરી શકે છે, અક્કલ વાપરતા શિખી શકે છે, મનુષ્ય સાથે એકતાનમા રહી શકે છે, શિક્ષણપ્રકાર સહેલાઇથી ગ્રહણ કરી શકે છે. કુતરાના આવા આવા સદ્ગુણથી આકર્ષાઈ, સારી જાતનો કુતરો લઈ મેં તેને કેળવવા માંડ્યો. પદાર્થોના નામ અને સાધારણ ટૂંકાં વાક્યોના અર્થ તેને સમજાવવાનું અઘરૂં ન પડ્યું. પણ લેખી ભાષામા તેને પ્રવેશ શી રીતે કરાવવો, એ

પ્રશ્ન આગળ અટક્યું પડ્યું. કુતરો પંજામા પેન કે કલમ લઇને કરો. ઘૂરે, એ તો અશક્ય જણાયું. પણ અક્ષરો લખતાં શિખવતાં પ્હેલાં અક્ષરો વાંચતાં શિખવવાની વર્તમાન શિક્ષણપદ્ધતિ વધારે અનુકૂળ થઈ પડી. પદાર્થોનાં ચિત્રો અને નામ પુસ્તકમાં પાસેપાસે છાપી, ચિત્રો પરથી નામ અને નામ પરથી અક્ષરો શિખવવાની " સચિત્ર બાળપોથી "નો અભ્યાસ કુતરો કરી શક્યો. અમુક અક્ષરનો ઉચ્ચાર સાંભળતાં તે અક્ષર પોતાના પંજા વડે બતાવતાં તેને આવડ્યું; પણ અક્ષર લખીને લેખી ભાષા પ્રકટ કરવાનું તેને આવડ્યું નહિં. આટલે સુધી ચાલી અખતરો અટક્યો હતો, તેવામા એક જણને વાંકો વળી ધુરકી ધુરકીને ટાઇપરાઇટર પર આંગળીઓ દબાવતો મેં જોયો, અને એ દેખાવથી વિજળીના ચમકારા પેઠે મારા મનમાં વિચાર સ્ફૂર્યો કે કુતરાને ટાઇપ રાઇટરનો ઉપયોગ કરતાં કેમ ન આવડે ? અજમાયશ ફત્તેહમંદ નિવડી. કુતરો ગૂજરાતી ટાઇપ રાઇટરના અક્ષર છાપતાં શિખ્યો અને બોલેલા તેમ જ લખેલા શબ્દ ટાઇપ રાઇટર દ્વારા પ્રકટ કરવા લાગ્યો.

કુતરાને હવે તેના પોતાના વિચાર ટાઇપ રાઇટર વડે દર્શાવતાં મેં શિખવવા માંડ્યું. કહેલા કે લખેલા શબ્દ તેની પાસે ટાઇપ રાઇ-ટરથી છપાવવાને બદલે તેને પ્રશ્નો પૂછી તેના પોતાના વિચાર ટાઇપ રાઇટરના અક્ષરો વડે દર્શાવવાનો તેને અભ્યાસ કરાવવા માડ્યો. 'તારે રોટલો ખાવો છે?' 'તારે લાડુ ખાવો છે?' 'તારે પાણી પીવું છે?' 'તારે દૂધ પીવું છે?' 'તારે બાગમા ફરવા આવવું છે?' એવા પ્રશ્નો તેને પૂછી તેની પાસે 'હા' કે 'ના' ના જવાબ ટાઇપ રાઇટર પર લખાવવાથી શરૂઆત કરી. તે પછી 'તારે શું ખાવું છે?' 'તારે શું પીવું છે?' 'તારે ક્યાં જવું છે?' એવા પ્રશ્નો તેને પૂછી તેના ઉત્તર તેની પાસે ટાઇપ રાઇટર પર લખાવ્યા. ત્યાંથી તેને આગળ લઇ 'પેલો કુતરો કોને ભસે છે?' 'તું એ માણસને જોઇ કેમ ભમે છે?' 'તું પુછડી શા માટે હલાવે છે?' 'તું ઘુરકે છે

શા માટે?' 'તેં તારો એક કાન ઉંચો રાખ્યો છે ને એક કાન નીચો રાખ્યો છે તે શાથી?' એવાએવા સવાલ પૂછી તેને પોતાના વિચાર ટાઇપ રાઇટર વડે દર્શાવવાની ટેવ પાડી. પ્રયોગ આ સ્થિતિથી આગળ લીધો અને કુતરો જ્યારે લાડ કરીને કાંઇ માગવાનો તીણો અવાજ કરે કે નાપસંદગી બતાવવા ભસે, ત્યારે તેને મેં કહેવા માડ્યું કે 'તારે જે કહેવું હોય તે ટાઇપ રાઇટરથી લખ.' આ રીતે કુતરાના જુદી જુદી જાતના અવાજના અર્થ મને સમજાવા લાગ્યા, પણ, તે જાતજાતના અવાજ માણસની ભાષામાં સ્પષ્ટ રીતે લખવાનું અશક્ય જણાયું ત્યારે મને જ્ઞાન થયું કે માણસની ભાષા જાનવરોની ભાષામા ઉતારવી જેમ અઘરી છે, તેમ જાનવરોની ભાષા માણસની ભાષામા ઉતારવી પણ અઘરી છે; અને માણસની ભાષા બધા વિચાર અને બધા ઉચ્ચાર પ્રકટ કરવા સમર્થ છે, એ અભિમાન ખોટું છે.

કુતરા કોઇ વખત 'ઉ ઉ ઉ ઉ.........' સરખા લંબાવેલા કરુણાભરેલા સ્વર કંઠમાથી કહાડે છે ત્યારે લોકો કહે છે કે એ રીતે કુતરા રોય છે, અને, યમના દૂત જોવામાં આવ્યાથી કુતરાંને એવું રોવું આવે છે. આ ખુલાસો મને ઘણા વખતથી અસંતોષકારક લાગતો હતો. કુતરાને લાકડી કે પથરો વાગે, અથવા કુતરાનો પગ ગાડી તળે ચગદાય ત્યારે કુતરો દુઃખની જે ચીસ પાડે છે તેનાથી આ દીર્ઘ અવાજ જુદી જ જાતનો છે. શિયાળવા પેઠે કુતરાં આવા લાંબા સ્વર કાઢવામા સામેલ થાય છે, પણ, બે વચ્ચે ફેર એવો છે કે શિયાળવા સામટા અમુક અમુક વખતને અન્તરે સ્વર કાઢવા મંડી પડે છે, ત્યારે કુતરા ગમે તે વખતે એ સ્વર કાઢે છે, અને, એક કુતરૂં પ્રથમ સ્વર કાઢે છે ત્યારે બીજું કુતરૂં આઘે હોય તોપણ ત્યાં રહ્યુંરહ્યું તે સાંભળી એ સ્વર કાઢે છે, અને તે સાંભળી ત્રીજું કુતરૂં એ સ્વર કાઢે છે; અને એ રીતે ઘણાં કુતરાં જુદેજુદે ઠેકાણે રહ્યાં રહ્યાં એ ત્રાસ ઉપજાવનારા સ્વર કાઢે છે. શિયાળવાંના એવા સ્વર




હાજીમહમ્મદ-સ્મારકગ્રંથ | તેં તારો એક કાન ઉંચો રાખ્યો છે અને એક નીચો રાખ્યો છે તે શાથી ? | ચિત્રકારઃ રવિશંકર પંડિત

A 2008 Lakshmi Art, Bombay 8

સાભળી કુતરા એ સ્વર કાઢવાનુ શરૂ કરે, એમ પણ બને છે. કુતરા ભસતી વખતે જેમ ગુસ્સાથી દોડે છે, અથવા લાકડી કે પથરો પોતાના પર આવતો જોઈ ચીસ પાડીને નાસે છે, તેમ આ સ્વર કાઢતી વખતે દોડતા કે નાસતા નથી, પણ, સ્થિર ઉભા રહે છે. આ વિલક્ષણુતા યમદૂતના દર્શનની માન્યતાથી વિરુદ્ધ જાય છે. હાથી કે દોડતી મોટર કુતરાને ભયંકર લાગતા હોવા જોઇએ; પરંતુ કુતરા તેના દર્શનથી આવા સ્વર કાઢતા નથી, પણ, ગુસ્સે થઇ ભસતાભસતા તેની પાછળ દોડે છે. યમદૂત કુતરાને દેખાતા હોય તો કુતરા એ રીતે ભસતા ભસતા પાછળ દોડે, એ સંભવિત છે. અથવા, યમદૂતને પોતાની તરફ આવતા જોઇ કુતરા બીના હોય તો તે ચીસો પાડીને નાસે, એ પણ સંભવિત છે. પણ આ સ્વરને પ્રસંગે કુતરા આમાના એકે પ્રકારે વર્તતાં નથી. તેથી, આ વિચિત્ર સ્વરનો ખુલાસો મારા કુતરા પાસેથી ટાઇપ રાઇટર દ્વારા મેળવવાનો મેં પ્રયત્ન કર્યો. પ્રથમ તો તેને એવે પ્રસંગે પોતાના વિચાર મને દર્શાવવાની વૃત્તિમા લાવવાની મુશ્કેલી નડી. એવા સ્વર કહાડતી વખતે કુતરા બહુ આગ્રહી થાય છે અને કેમેકર્યાં અટકતા નથી. તે વૃત્તિને લીધે મારો કુતરો આવા પ્રસંગ પછી સ્વસ્થતા કે શાન્તિ પામતો નહોતો અને તેને અટકાવ્યાથી નારાજ થયેલો રહેતો હતો, અને, તે કારણથી પ્રશ્નો કર્યાં છતા ટાઇપ રાઇટર ઉપર પજો મૂકતો નહોતો. આવે વખતે તેને ધમકાવીને કે લાકડી બતાવીને અટકાવવાને બદલે મેં તેની પીઠ પર હાથ ફેરવી તેનું સાત્વન કરવા માડયુ. આથી તેની અપ્રસન્નતા દૂર થઈ, પણ, તેની અસ્વસ્થતા અને અશાન્તિ કાયમ રહ્યા અને પોતાના વિચાર દર્શાવવાની વૃત્તિ ઉત્પન્ન કરવામા એ અન્તરાયરૂપ રહ્યા. આવે પ્રસંગે મે તેને આશ્વાસનના વચનો કહેવાનુ આદર્યું અને એવા ઘણા પ્રયત્નો પછી 'તું આવી બૂમ કેમ મારતો હતો?' એ સવાલના જવાબમા તેણે ટાઇપ રાઇટર ઉપર પજો મૂકવા માડયો. પહેલી વાર તો એટલો જ જવાબ તેણે લખ્યો કે " એ તો...શું કહું...?" આટલુ લખી તે

અટકી ગયો અને થોડી વાર સ્થિર રહી તેણે પંજો ટાઇપ રાઇટર પરથી ઉપાડી લીધો. બીજી વારને પ્રસંગે તેણે જવાબ લખ્યો કે "બનાવ નહોતો બન્યો. એ લાગણીનો ઉભરો હતો." અને આગાડી કાંઇ લખ્યું નહિં. ત્રીજી વારને પ્રસંગે તેણે જવાબ લખ્યો કે "આવા ઉભરા વખતોવખત કાઢવાનો અમારો જૂનો રિવાજ છે; અમારી જૂની ટેવ છે." તેના આવા આવા છુટક જવાબથી પ્રકટ થયું કે એ સ્વર દિલગીરીના નિશાસા સરખા છે, અને એ દિલગીરી શી બાબતની છે એ જાણીને હું નારાજ થઇશ, એ કારણથી તે જાહેર કરવા અચકાય છે. આખરે ઘણો આગ્રહ કર્યાથી, અને મને ખોટું નહિં લાગે એવી ખાતરી બતાવ્યાથી તેણે લખ્યું કે એ સ્વરનો અર્થ કાંઇક આવો છેઃ "ધરતી પરથી આપણાં પશુઓનું રાજ ગયું અને જુલમગાર બેપગા માણસનું રાજ થયું!"

એક ઉદ્‌ગારના અર્થ વિશે આ બહુ લાંબું વિવેચન થયું, અને, કુતરાના એ વિલાપ વિશે જેમને મારા સરખી જિજ્ઞાસા નહિં હોય તેમને એ વિવેચનમાં રસ નહિં પડે. બીજા છુટક પ્રસંગોના કુતરાંના ઉદ્‌ગારના અર્થનું નિરૂપણ તેમને વધારે રુચિકર લાગશે.

એક વખતે રસ્તેથી એક ઘણો ઉંચો માણસ ઉંચી ટોપી અને લાંબો ડગલો પહેરીને જતો હતો. તેને જોઇ મારા કુતરાએ કાંઇક આવા શબ્દ કર્યાઃ "હુ હુ હૂ હૂ! ભુ ભુ ભૂ ભૂ!" બીજાં કુતરાં દોડી આવ્યાં તેમણે પણ એવા શબ્દ કર્યા. આ શબ્દનો અર્થ મારા કુતરાએ ટાઇપ રાઇટર પર એવો લખ્યો કેઃ "ઉંચો ગયો—આભમાં ગયો; નીચો જા—ધરતીમાં જા!"

મદારી સાથે લાલ મ્હોંનાં માંકડાં અને રીંછ જતાં જોઈ, તેમ જ અજાણ્યા માણસને ઘરમાં આવતો જોઇ કુતરા "વ્હૌ વ્હૌ વ્હૌ! હૌં હૌં હૌ!" એવા અવાજ કરે છે, તેનો અર્થ કુતરાએ લખ્યો કેઃ "બલા આવી, કહાડો એને, કરડો એને, પાડો એને, પટકો એને!"

અંગ્રેજ લોકનાં કાન કાપેલાં કુતરાંને જોઇ મારો કુતરો "હુ હુ ઉ ઉ ઉ" શબ્દ કરે છે, તેવો જ શબ્દ તેણે કાનમાં લોળીઆંથી થયેલાં મ્હોટાં કાણાંવાળા મદ્રાસીને જોઇને કર્યો સારે તે શબ્દનો અર્થ પૂછતાં કુતરાએ લખ્યું કે "કાન કટો; કાન કાપીને ખાઈ ગયો!"

ખુલ્લા મેદાનમાં ભરાયેલી સભામાં એક વખત હું મારા કુતરાને સાથે લઈ ગયો. ભાષણકર્તાએ પાટ પર ચઢી ભાષણ કરવા માંડયું કે તરત જ કુતરાએ મ્હોં ફાડયું અને "ભો ભો ભો, હુ હુ હુ, હો હો હો" એમ ભસવા માંડયું. ભાષણકર્તા સાથે જાણે સ્પર્ધા કરતો હોય, તેમ તેણે ભાષણ સાથે ભસવાનું ચાલૂ જ રાખ્યું. કેમે-કર્યો તે અટકયો નહિં. આખરે શ્રોતાઓના પોકારને લીધે મારે કુતરાને લઈ ભાષણમાંથી ચાલ્યા જવું પડયું. ઘેર જઇ મેં તેને તેના ભસવાનો અર્થ પૂછ્યો. તેણે લખ્યું કે "ઓછું પાત્ર ને અદકું ખરાકે; લાજ નહિં ને સાન નહિં."

રસ્તેથી સરઘસ જતું હતું, તેમા માણસો હાથમા વાવટા લઇ કુદતા કુદતા અને ધૂણતા ધૂણતા ચાલતા હતા અને કર્કશ તથા કઠોર નાદે પોકારતા હતા કે "અમે ડાહ્યા, અમે ખરા; તમે ગાંડા, તમે ખોટા; કોની મગદૂર છે કે સામો થાય? કોની તાકાદ છે કે ઉલટો ચાલે?" આ જોઇ મારો કુતરો આમતેમ દોડતો અને પુછડી હલાવતો ભસવા લાગ્યો કે "વાઉ વાઉ વાઉ, બ્હાઉ બ્હાઉ બ્હાઉ, વો–ઓ–વો, બ્હો–ઓ–બ્હો." સરઘસ ગયા પછી ઘણા વખત સુધી તે આ પ્રમાણે દોડતો અને પુછડી હલાવતો ભસ્યો. આ શબ્દોનો અર્થ તેણે એવો લખી બતાવ્યો કે "બ્હાર આવ્યું, ફેફરૂ આવ્યું; ભાગ ચઢી, અક્કલ ગઈ."

કુતરાના શબ્દ અને તેના અર્થ ઉપર આપ્યા છે ત્યાં દરેક પ્રસંગે 'લગભગ' એ વિશેષણ ઉમેરવાની જરૂર છે. કેમકે પશુઓના શબ્દ બારીકીથી બરાબર રીતે દર્શાવવાને જોઇતા અક્ષર અને ચિહ્ન મનુષ્ય-ભાષામા નથી. કુતરાં ભસતી વખતે સ્વર લંબાવતાં વચમાંથી ઉચ્ચાર

બદલતા જાય છે, તે દર્શાવવું તો અશક્ય છે. અને, મારા કુતરાએ મને ઘણી વખત લખીને કહ્યુ છે કે "અમારી ભાષાના વિચારને મળતી છાયા જ તમારી ભાષામા બતાવી શકાય છે. અમારા ઉચ્ચારના પૂરેપૂરા અને ખરેખરા અર્થ મનુષ્યભાષામા બતાવી શકાય તેમ નથી."

રમણભાઈ મહીપતરામ નીલકંઠ

---

## પ્રાસ્તાવિક સોરઠા

દિલગીર વ્હાલા દાગ, મીઠી-ઠૈયા વામણા;
વ્હાલા નિજ વડનાગ, પારસ ન ખપે પાગડા.

*

હાડ ચામના હેત, હરખુડા હેરામણા,
ગોનાથી અવિશેષ, સાચા દિલની સરભરા.

*

માગણ માગે મોજ, મોટાં ઘરના માણસા,
ભભકી જાને ભોજ, અમે ભિખારી ભાવના

*

શિયાળવાના મધઃ એક જ સાવજ એકલાઃ
અપ્તાગીને રંગ સંસારીના સ્હોય નહિ.

*

વિહગડા આ વાન પાખ્યુ આગે પરવરે,
આવડિયા આયાળ રોઇને માગે રોટલા

*

ઓળિયા જેવો આબ, દાડમ લાગે દેવતા,
રાકડિયાંને રાબ, મીઠી મોહનથાળ શી.

*

નામાક્તિની એક કાણી મગતા કુતરી,
કાણિયા આવે અનેક લૂખી આખો લૂછતા.

સ્વ. "દિલગીર"

---

# અનાદરેલ અતિથિ



તે નંદનવનના પ્રાસાદમાં મ્હારા પિતાનું સ્થાન છે. એ પ્રિય પિતાના ઉછંગમા એકદા હું રમતી ને તેજોમય હાસ્ય હસતી. તે બાલસ્મિત સારી યે દિશાઓ અજવાળતું અને બ્રહ્માંડને ભરતું. કોઇ સત્કારશે તે સુંદર દિનનાં સ્મરણાં ?

ત્રિભુવનમાં એવું કોણ છે જે પિતાની આજ્ઞા અવગણે ? પિતા તે મ્હારો પ્રાણ છે; અને તેની આજ્ઞા મને શિરસાવંધ હો.

પિતાના વિશાળ અંકે એક દિ' મ્હારૂ વિમલ હાસ્ય નર્તી રહ્યું અને ત્યાં તેણે આજ્ઞા કીધી કે "જા, બેટા, પેલા ઉદ્યાનના પ્રાસાદમા જઇ નિવસ. ઉતરશે ઉદ્યાનમા અતિથિઓ; સત્કારજે તેમને પ્રાણના પરિમળે." પ્રાસાદમા નિવસવા તે શાન્તિમય ઉદાત્ત ખોળો મ્હેં ત્યજ્યો.

પણ ત્યારે હું ન્હોતી જાણતી કે મ્હારૂ તે આતિથ્ય સ્વીકારવા કોણ અતિથિ પધારશે.

અતિથિનું આતિથ્ય એ તો ભારતનો પ્રાચીન મહિમા, અને સમસ્ત સુંદરીઓનો સ્વાગ છે. કોણ તેનો અભિલાષ નહિ આદરે ? મ્હને ય તે અભિલાષ જાગ્યો, ને પ્રયાણ પ્હેલા પિતાને છેલ્લું વંદન કીધું. પિતાએ આત્મિક પ્રેરણા પાઇ ને સદ્બોધી કે: "બેટા, સહુ નાશવંત વસ્તુઓથી નિઃસંગ રહેજે."

× × × ×

મ્હારા ઉદ્યાનમાં મળસ્કાનો બાલસૂર્ય પ્રકાશવા માંડ્યો ને સારી ય સૃષ્ટિનું સૌન્દર્ય સમેટાઇ ઉદ્યાનમાં ભરાવા માંડ્યું. તેની મનોહરતા તે પ્રાસાદની ભવ્યતા વધારતું ને તે પર પડતો સુવર્ણો પ્રકાશ મ્હને ય મોહવિવશ કરતો.

મ્હારી વાડીમાં અજાણ્યા ને અનિમંત્રિત અતિથિઓ ઉતર્યા; સહુએ ય તે ભગવા ભેખે. એ દૃશ્યે મ્હને શંકર ને તેના શિષ્યોનું ભાન થયું. મ્હેં તેમને વૃક્ષની છાયા નીચે વાસો આપ્યો. છાયા મૂકી વૃક્ષની શાખા સહુએ પસંદ કરી અને અકેક જુદી જુદી શાખા પર સહુ જઇ બેઠા. મ્હેં તો અંજલિ ભરીભરી અર્ધ્ય મ્હારા અતિથિને પાટે અર્પ્યાં; પણ હું ન્હોતી જાણતી કે આ ઉદ્યાન તે અતિથિઓનું જ હતું. ત્હેની આશિષ મ્હારે શિર વર્ષતી ને મ્હારી પુણ્યવંતી વાડી ભરી-ભરી ભાસતી. ઓ શાણા સંસારીઓ! કોઇ લેશો એ પુણ્યની પરિમળ ?

× × × ×

ઉદ્યાનની આમ્રઘટામાં કોકિલ સૌ દૃશ્ય અદૃશ્ય રહી જોતી ને અણુઅણુમાં પડઘો પાડતી કે: "સત્કારો, સત્કારો, સહુએ ય આ અતિથિઓને."

× × × ×

અતિથિઓનું ઓજસ તો સારા ય ઉદ્યાનમાં પ્રસર્યું ને નંદન-વનને ય ભૂલાવે તેવો તે સુરમ્ય બન્યો.

એક પ્રભાતે ઉષા ગુલાબની અંજલિ ભરી નિજ અતિથિ-સત્કારાર્થે આકાશને આગણે ઉભી હતી. મુખડે હાસ્ય અને હૈયે એને ઉલ્લાસ ઉભરતા. એ તો ઔદાર્યની મૂર્તિ. જાણે અતિથિના પુણ્યની પ્રસાદી! મહંતોની પ્રસાદી અવગણ્યાનું મહાપાપ ફેલાવતીને લાગેલું, તે ઉષા જાણતી ને તેથી અજાણે ય પ્રસાદની અવગણના ન કરતી. ઉષાનો ભંડાર બતાવી મ્હારા એક અતિથિએ મ્હને કહ્યું કે: "કુમારી, માગો આ અખૂટ ભંડારની ભિક્ષા. હું અભિમાનિનીને ભિક્ષા માગવી ન રુચી. મ્હારા ગર્વિષ્ઠ હૈયે તે અતિથિના આદેશને

અવગણ્યા. પણ મ્હારા અતિથિ શકુંતલાના દુર્વાસા અતિથિ જેવા ન હતા. તે તો વસિષ્ટ જેવા સુશીલ ને સુધીર હતા. તે ધન્ય પળે મ્હારે હૈયે તેણે અપૂર્વ અહાલેક જગાવ્યો. સારા ય ઉદ્યાનમાં તેના શિષ્યોએ પડઘો પાડયો. ઓ સુભટ વીર અને વીરાંગનાઓ ! સુણશો કોઇ એ પડઘાના પ્રતિધ્વનિ ? અતિથિના અહાલેકે સારી ય શાખાઓ ડોલી રહી. પત્રેપત્રે વ્હેની મધુર સૂરાવલિ ગૂંથાઇ રહી.

અતિથિએ આજના અહાલેકમાં માગેલી મધુકરી આપવા કોણ અશક્ત હશે ? અતિથિએ માગ્યું: " ભગવતી ! આપશો આ વૃક્ષમાં અખંડ વાસો ? " અદૃશ્ય બેઠેલી મ્હારી કોકિલ ફૂટી ઉઠી: "આપો આપો દેવને ય દુર્લભ એવા આ અતિથિઓને અખંડ વાસો." હું તો 'તથાસ્તુ' કહેતી હતી, પણ મ્હારી પૂઠે રહેલી ઉદ્યાનની કોઇ અંધારી દિશા રુદનમય સૂર મ્હારા અંતરમાં પૂરી રહી. તે ધ્વનિ મ્હને પરિચિત લાગ્યો. હું થંભી; પુનઃ સ્વસ્થ ચિત્તે તે સાંભળ્યો: " બેટા, સહુ નાશવંત વસ્તુથી નિઃસંગ રહેજે." અવાજ તો પરિચિત હતો; પણ તેમાં બહાદૂરી, હિમ્મત અને દ્રઢતા ન હતી. તે ભયભીત, કંપિત ને રુદિત અવાજે મ્હને શંકિત કરી. વળી તેણે મ્હારા અંતરમાં કરુણ પ્રતિધ્વનિ કર્યો કે " संशयात्मा प्रणश्यति । " હવે મ્હને લાગ્યું કે જરૂર આ તો પિતાનો અવાજ. પૂર્વની સ્મૃતિ જાગતી હોય તેમ મ્હને થયું. નશ્વર ઉદ્યાન ને તેમાં વસેલ નશ્વર અતિથિઓનો સંગ મ્હેં અવગણ્યો. માગેલી મધુકરી ન આપી ને તેના સંગથી યે નિઃસંગ રહેવા ઇચ્છયું. મ્હારી વ્યાકૂલ સ્થિતિ અતિથિએ અનુભવી. સહુ યે ખાલી કમંડલે ઊઠયા ને જતેજતે ઉચ્ચાર્યું કે:

" મા હો વ્યથા, હો નવ મોહભાવ. "

× × × ×

વિરૂપ વેરાનમાં-તે પ્રાસાદના ખંડિયેરોની સારી ય દિશાઓમાં -હવે તો શોધું છું મ્હારા એ અંતરધાન અતિથિઓને. નથી રુચતા હવે એ વેરાનની વિરૂપતાનાં ભયંકર ખંડિયેરો. હું તો હૈયાસૂની એ

અતિથિઓ શોધું છું, ને જલ્પું છું કે ક્યાં એ પ્રાસાદની મનોહર ભવ્યતા ને ક્યાં આ ખંડિયેરોની ભયંકરતા! ઓ આકાશ અને પૃથ્વી! ઓ સૂર્ય ને ચંદ્ર! બતાવો, બતાવો, મ્હારા એ અંતરધાન અતિથિઓને. મ્હારી કોકિલ મૃદુલ પણ મધુર અવાજે બોલી ઉઠી કે:

"ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે."

એ અવાજે મ્હને કંપાવી. એની નિષ્ઠુરતા માટે મ્હેં તેને ધમકાવી. તે રીસાઇ, રોઇ ને મ્હારા વિરૂપ ચેરાનના વૃક્ષની બખોલમાં ઘડીભરના વિરામ કાજે જઇ સૂતી.

મ્હારી કોકિલ મ્હને પ્રિય હતી, તેની મધુરતા શાશ્વત હતી. તે મ્હારૂં નિખાલસ સખ્ય સદા ય આદરતી. એનો રોષ મ્હને અસહ્ય લાગતો ને તેથી જ હું ત્હેને મનાવતી. તે માનતી, હૈયામાં લપાતી ને ત્યાં રહી મધુર સૂરે અમૃતમય સંગીત આલાપતી; મ્હારા સરોવરના હિલોળાણને શાન્ત પાડતી ને ધીમુ ધીમુ ડોલાવતી.

હજી ય મ્હને મ્હારા ખંડિયેર ને ગગનમાં અતિથિઓના ભણકારા વાગે છે. હું ને મ્હારી કોકિલ ત્હેમની પદાવલિ મંદિર, મઢી, વનદેશ ને સંસારની ઝાડીમાં પણ શોધી રહ્યાં છીએ. પણ નથી ત્હેનો આદિ કે અંત. જો તે સ્વર્ગીય સ્મૃતિચિહ્ન લાધે તો આદરીએ તે પર આસૂના અભિષેક ને પામીએ પુનર્જન્મે તે અતિથિઓનો પુણ્ય-સંગમ. ઓ સંસારના વ્હાલા સાધુ અને સાધ્વીઓ! પધારે તો સત્કારશો મ્હારા તે અતિથિઓને.

સ્વ. "મૈ. સુવર્ણા"



# સુખી રાજા



એક નગરની મધ્યમાં રાજમહેલના એક ઉંચા ગોખમા સુખી રાજાનું પુતળું હતું. તે આખું સોનાના પતરાથી મઢેલું હતું. આંખને ઠેકાણે તેને બે પાણીદાર નીલમ જડયાં હતાં, અને તરવારની મૂઠમા એક મોટું બેમૂલ માણેક જડેલુ હતું.

રસ્તે જતાઆવતા લોકો તેની તરફ આશ્ચર્યચકિત નયને જોઇ રહેતા અને તેની શોભાની ખૂબ પ્રશંસા કરતા.

એ નગરનો એક અધિકારી, પોતે કળામા કંઇક સમજે છે એવું લોકોને દેખાડવા ઇચ્છતો હતો. તે કહેતો કે "ઝાડપર મોર શોભે તેવું આ પુતળું મહેલપર શોભે છે;' પણ, વળી તેને કોઇ ગાડામા ગણશે એ બ્હીકે કહી દેતો કે "પણ તે બહુ ઉપયોગનું નથી."

એકવાર એક છોકરો અને તેની મા ત્યા થઇને જતાં હતાં. છોકરો રમવાને ચાંદો માગતો હતો અને રડતો હતો. મા છોકરાને શીખામણ આપતી બોલીઃ "જો આ સુખી રાજા કેવો ડાહ્યો છે? એ કાંઇ કોઇ દિવસ રડે છે?"

સંસારની જંજાળથી મૂંઝાયેલો કોઇ નવયુવક ત્યા આવી ચડ્યો અને પુતળા તરફ જોઇ મનમા વિચાર કરતો બોલ્યોઃ "આ રાજા જેવા ખરેખર સુખ ભોગવનારા પણ દુનિયામા છે ખરા!"

રોજ નિશાળ છૂટતી ત્યારે બાળકો ત્યાં આગળ થઇને નીકળતા. એકવાર એક છોકરો પુતળા તરફ જોઇ બોલ્યો "કેવો રૂપાળો દેવ જેવો લાગે છે!" પછવાડે મહેતાજી આવતા હતા તે આ સાભળી કરડાકીમા બોલ્યા 'અલ્યા ડાહ્યલા, તે કોઇ દહાડો દેવ જોયેના ખરા કે?"

છોકરો બોલ્યો "સાચેસાચા તો નથી જોયા, પણ સ્વપ્નામા જોયા છે."

મહેતાજી તો આ સભળીને ચીઢાયા. બાળકોને વળી સ્વપ્ના આવતા હશે, એ વાત તો એમના મનમા ઉતરી જ નહિ.

× × × ×

એક રાત્રે એક પોપટ ઉડતો ઉડતો આ શહેરમા આવી પહોચ્યો દોઢેક માસ પહેલા પોપટોનુ એક મોટુ ટોળુ ઉત્તર તરફ જતું હતું. તેમાથી આ ભાઇ જરા લ્હેરી હોવાથી પાછળ રહી ગયા હતા. ચોમાસુ ક્યારનુ યે વીતી ગયુ હતું, અને લીલાંછમ ખેતરોમા શિયાળુ પાક તૈયાર થવા આવ્યો હતો. વળી જામફળી, દાડમી ને બોરડી લુમીઝુમીને લચી રહી હતી. પાકીને રાતા ચોળ થયેલા મરચાથી ભર્યાભર્યા મરચીના છોડ તો એટલા ફાની રહ્યા હતા કે ન પૂછો વાત. આ બધુ જોઇને આ પોપટજીની દાઢ લોભાઇ ગઇ અને એ ભાઇ આ બધુ ખાવા પાછળ રહી ગયા બીજા પોપટો તો ચાલ્યા ગયા.

શિયાળુ પાક ઉતરી ગયા, એટલે આ ભાઇ પણ કટાલ્યા સોબતીઓ બધા ચાલ્યા ગયા હતા, એટલે પોતે એકલો પડયો અને બેચેન થવા લાગ્યો. તે બડબડયો "શિયાળાનો પાક તો બધો હવે લોકોએ ઉતારી લીધો છે, અને જામફળી ને બોરડીમા પણ હવે કઇ ઝાઝા દસ જેવુ રહ્યુ હોય એમ દેખાતું નથી, માટે અહીં હવે વધુ રહેવામા માલ નથી"

આખો દિવસ તેણે ઉડયા કર્યું. ઉડતો ઉડતો રાત્રે તે આ નગરમા આવી પહોંચ્યો. નગરમા તો ધમાલ અને ઘોઘાટ હતા, એટલે રાતવાસો ક્યાં કરવો તેનો એ વિચાર કરવા લાગ્યો એટલામા રાજમહેલના ઉચા ગોખમા બેઠેલા રાજાના પુતળા પર તેની નજર પડી.

"વાહ વાહ ! આ ઠેકાણુ ભારે છે એકાન્ત, અને વળી બેસવાની મોઇ પણ કેવી ? કેમ જાણે મારે માટે જ કોઇએ રચી રાખેલી હોય નહિ!" એમ કહી તુરત તેણે પુતળાના ખોળામા પડાવ નાખ્યો.

"ઓહો ! આજ તો સોનાનુ બિછાનુ મળ્યુ ને શુ ?" પોપટે આસપાસ જોઇને કહ્યુ, અને આનદથી ઉંઘવાની તૈયારી કરી. પણ જ્યા પોતાની પાખમા માથુ નાખવા જાય છે, ત્યા ટપ લઇને એક પાણીનુ ટીપુ તેની પીઠ પર પડ્યુ

"અરે ! આ તો નવાઇની વાત ! આકાશમા ક્યા ય વાદળાનુ તો નામ સરખુ યે નથી, કે નથી કાઇ વરસાદની નિશાની બધે તારા ઝગઝગે છે, ને આ પાણીનુ ટીપુ ક્યાથી ? આ દેશની હવા તો કાઇક અજબ લાગે છે, ભાઇ !"

એટલામા બીજુ ટીપુ પડ્યું.

"આ ઠેકાણુ જ તદ્દન નકામુ છે. આ પુતળુ આશ્રય આપવાને બદલે આમ હેરાન કરે, એ તે કેમ સહન થાય ?" આમ વિચાર કરીને તે ઉડવા જાય છે ત્યા પાણીનુ ત્રીજુ ટીપુ તેનાપર પડ્યુ પોપટે અકળાઇને ઉચે જોયુ. "અરે ! પણ આ શુ ?"

સુખી રાજાની આખમાથી આસુ વહી રહ્યા હતા ! માને મહેના ગાલપર થઇ દડતા દડતા તે પોપટપર પડતા હતા. ચદ્રના પ્રકાશમા રાજાનો ચ્હેરો ભવ્ય અને સુદર દેખાતો હતો તેની આખમાથી આસુ સરતા જોઇ પોપટનુ હૃદય ભરાઇ આવ્યુ. તેણે પૂછ્યું "અરે ભાઈ, તમે કોણ છો ?"

"હું સુખી રાજા છુ."

"સુખી રાજા ? ! ત્યારે રડો છો શામાટે ? આ તમારા આસુથી તો હું પલળી ગયો છુ " એમ કહી પોપટે પાખ પહોળી કરી.

રાજાએ જવાબ આપ્યો "હું જ્યારે જીવતો હતો ત્યારે મને ખબર સરખી યે ન હતી કે આસુ શુ કહેવાય. હું રાજમહેલમા રહેતો. ત્યા દુ:ખનું તો નામ સરખુ પણ સાભળેલું નહિ, એટલે મને સુખ

સિવાય બીજા શાનું ભાન હોઇ શકે? દિવસે હું મારા મિત્રો સાથે આનંદ કરતો. રાત્રે નાચરંગ જમાવતો. મારા મહેલના બગીચાની આસપાસ એક મોટો ગઢ હતો. તેની બહારની દુનિયા કેવી છે તે જાણવાની મેં કદિ ચિંતા જ કરી ન હતી. મારી ચોપાસનું વાતાવરણ સુંદર ને સુખમય હતું. મારા હજુરીઆ અને મિત્રો મને 'સુખી રાજા' કહી બોલાવતા. અને જો વૈભવથી જ ખરૂં સુખ મળતું હોય, તો હું સુખી જ હતો. મારૂં આખું જીવન એ રીતે પૂરૂં થયું. મારા મૃત્યુ પછી મારી યાદગીરીમાં લોકોએ મારૂં પુતળું કરીને અહીં બેસાડ્યું. અહીં હું એટલે બધે ઉંચે છું કે હું અહીંથી મારા નગરનાં બધાં દુઃખો અને દરદો નજરોનજર નિહાળી રહ્યો છું. મારૂં હૃદય સીસાનું બનાવેલું છે તે પણ આ દુઃખો જોઇને પીગળી જાય છે. હું મારૂં રુદન નથી રોકી શકતો." આટલું બોલતાંબોલતાંમાં તો તેનો અવાજ ગળગળો થઇ ગયો.

પોપટ આ સાંભળી વિચાર કરવા લાગ્યોઃ " અરે, ત્યારે આ પુતળું નક્કર સોનાનું નથી?" પણ વિવેકની ખાતર તેણે આ વિચાર મનમાં જ શમાવી રાખ્યો. રાજાએ ધીમા અને કરુણ અવાજે બોલવું ચાલૂ રાખ્યું:

"આઘે આઘે, એક નાની અંધારી પોળમાં એક કંગાળ ઘર છે. તેની એક બારી ઉઘાડી છે, અને તેમાંથી હું જોઉં છું કે એક બિચારી ગરીબ બાઇ દળણું દળી રહી છે. તેનો ચ્હેરો ફિક્કો ને ચિંતાભર્યો છે. તેનાથી થોડે છેટે ખૂણામાં ચીંથરાંની ગાભા જેવી ગોદડીમા તેનો છોકરો તાવે પીડાતો પડ્યો છે, અને બિચારો "મા! દૂધ. મા! મારે દરાખ ખાવી છે." એમ બોલતો તરફડે છે. એની મા પાસે ઘરમા ગોળાના પાણી સિવાય બીજું કશું જ આપવાનું નથી. તે બિચારી શું કરે? બાળકને કઇ રીતે સમજાવે? ઓ ભાઇ! ઓ પ્યારા પોપટ! તું કૃપા કરીને મારી તરવારની મૂઠમાંથી આ માણેક કાઢીને એ બિચારી બાઇને ન આપી આવે? હું તો અહીં જડાએલો છું, એટલે લાચાર છું કે અહીંથી ખસી શકું, તેમ નથી."

પોપટે કહ્યુ' "ભાઇ, મને તો વખત નથી. મારા બીજા બધા સાથીઓ કેદાડાના ગયા છે, તે મારી વાટ જોઇ રહ્યા હશે એ બધા અત્યારે તો તો ઉજ્જયની સુધી તો પહોચી ગયા હશે અને મહાકાલેશ્વરના દેવાલયપર કે ૐકારેશ્વરની ગુફામા ચક્કર મારતા હશે. મારે પણ ત્યા જલદી પહોચવુ જોઇએ. અહીં હુ' વધારે નથી રોકાવાનો"

રાજા ગળગળે સાદે બોલ્યો' "અરે, ભાઈ પોપટ ! તુ મને નિરાશ ન કર. ફક્ત એક રાત મારી પાસે રોકાઈ જા અને મારૂ આટલુ કામ કર પેના વિયોગ છોકરાનો પ્રાણુ જાય છે!"

પોપટ બોલ્યો "છોકરો ? છોકરાના પ્રાણુ જાય તેમા હુ શુ કરૂ ? છોકરા તો વળી પખીઓને બહુ હેરાન કરેછે એ તો સારૂ છે કે અમે બહુ ઉચે ઉડી શકીએ છીએ, નહિતર તેઓ તો પથરા ફેકીને અમારો ઘાણુ જ કહાડી નાખે એના હોય છે!"

આ સાભળી રાજાનો ચહેરો મ્લાન થતો જણુયો પોપટને એ જોઇને લાગણી થઇ આવી તે બોલ્યો "તમે શોક ન કરો ચાલો, એક આજની રાત હુ તમારી સાથે રહી જઇશ."

રાજાએ કહ્યુ "ધન્ય છે ભાઈ, ધન્ય છે તને"

પોપટે તરવારની મૂઠમાથી પેલુ બેમૂલ માણેક ચાચવડે ખેચી કહાડયુ અને તે લઇને નગરની અગાશીઓ ને છાપરાઓ ઉપર ઉડતો ચાલ્યો નગરનુ મોટુ મદિર તે વટાવી ગયો તે ઉપર અસખ્ય દેવદેવીઓની મૂર્તિઓ કોતરેલી હતી ત્યાથી આગળ જતા નગરશેઠની ઉચી હવેલી આવી શેઠાણી અગાશીમા ઉભાઉભા મુનીમને ત્રધી આપી રહ્યા હતા. "જુઓ, આવતી કાલના જમણ માટે બધુ તૈયાર રાખજો, હો અનાજ દળવા આપી દીધુ છે ને? દળનારીઓ બહુ આળસુ અને બેદરકાર હોય છે" પોપટ ત્યાથી આગળ ચાલ્યો. નીચે બજારમા મારવાડીઓ રૂપીઆ ગણતા હતા તેનો ખણખણાટ અને સગારીઆની ખૂસોનો કોલાહલ સભળાતો હતો. એ બધુ છોડીને તે પેના કગાલ ઘર આગળ આવી પહોચ્યો



તેણે અંદર ડોકિયું કર્યું તો છોકરો તાવે-ભર્યો પથારીમાં તરફડતો હતો. તેની મા થાકીને ઘંટી ઉપર જ ઊંઘી ગઈ હતી. પોપટ અંદર ગયો અને તેણે પેલું માણેક હળવે રહીને બાઈની બાજુમાં ઘંટી ઉપર મૂકી દીધું. પછી તે છોકરાની ઉપર ધીમેધીમે આમતેમ ઊડ્યો અને તેના નમેલા શરીરપર પાંખથી ઠંડીભર પવન નાખ્યો. છોકરાને તેથી બહુ જ શાન્તિ થઈ હોય એમ જણાયું અને તરત તે મીઠી ઊંઘમાં પડ્યો.

પોપટ ત્યાંથી બહાર નીકળી રાજા પાસે આવી પહોંચ્યો અને જે બન્યું હતું તે કહી સંભળાવ્યું. છેવટે તે બોલ્યો: "આટલી ટાઢ હતી, તો યે મને તો ગરમી આવી હોય એમ લાગે છે!"

"એ ગરમીનું કારણ એ છે, કે તારે હાથે પુન્ય થયું છે." રાજાએ કહ્યું.

પોપટને વિચારો આવવા લાગ્યા અને ધીમે ધીમે તે ઊંઘમાં પડ્યો.

સવાર પડી. તે ઊડીને નદીએ ગયો અને પાણીમાં જરા એકએ ડુબકી મારી, એવામાં ત્યાંથી કોઈ પક્ષીશાસ્ત્રી નીકળ્યો. તે વિચારમાં પડી ગયો કે આ ઋતુમાં અહીં પોપટ ક્યાંથી? તેણે તો ઘેર જઈ તે દહાડાના છાપામાં આ વિષયપર એક લાંબો લેખ લખ્યો! સૌ તે લેખની જ વાતો કરવા લાગ્યા, કારણકે તે એવી અઘરી ભાષામાં લખાયો હતો કે ઘણાખરા તો એ સમજી પણ શક્યા નહિ!

પોપટે વિચાર કર્યો કે આજ તો ચાલી નીકળવું છે, એટલે તેણે તે દહાડો આખો નગર ઉપર ભટકવામાં ગાળ્યો.

કેટલો ય વખત તે મોટા મંદિરના શિખર ઉપર બેસી રહ્યો. બીજાં પંખીઓ તેને જોઇને અંદરઅંદર કહેવા લાગ્યાઃ “ કેવો મઝાનો પોપટ છે ! ” પોપટને આ સાંભળીને બહુ આનંદ થયો.

મ્હાંજ પડી અને ચન્દ્રમા ઉગ્યો. પોપટ સુખી રાજા પાસે ગયોઃ “ કેમ ભાઈ ! હું તો હવે જાઉં છું. મારા સરખું કંઇ કામકાજ ? ”

રાજા બોલી ઉઠયોઃ “ અરે પોપટ ! વ્હાલા પોપટ ! એક રાત વધારે રહી જા ને ! ”

પોપટે કહ્યુંઃ “ ના રે ભાઇ, મારા સોબતીઓ તો આજે આગ્રામાં ઘૂમતા હશે ને મોગલ બાદશાહના મ્હેલપર લ્હેર કરતા હશે, કે તાજ-મહાલના હૉજમાં ન્હાતા હશે. અહાહા ! ચંદ્ર ઉગે છે ત્યારે એ તાજમહાલ તો શાહજહાનું શોકસંગીત જ બની રહે છે. યમુનાના જળ ગૅંડાઓ થયાં તે સંગીતમાં સૂર પૂરતાં વહ્યાં જ કરે છે.”

રાજાનું તો પોપટના આ બધા પટપટારા તરફ ધ્યાન જ ન હતું. તેણે કહ્યુંઃ “ અરે ભાઈ, પણ મારૂં સાંભળ તો ખરો. આ શહેરને સામે ખૂણે એક ધગ્ના કાતરિયામાં હું એક દરિદ્રી યુવાનને જોઉં છું. તે બિચારો ટૂંટિયું વાળી નિરાશામાં માથું ઝૂકાવી બેઠો છે. તેના વાળ મઝેના ગુચ્છાદાર છે; તેની આંખો વિશાળ ને કવિતાભરી છે. તે અત્યારે એક મનોગ્મ ઝમકભર્યું મહાકાવ્ય લખી રહ્યો છે. પણ ટંડીને લીધે હવે તેનાથી લખાતું નથી. તાપણું કરવાને ઘરમાં બળતણ સરખું યે નથી, તો ઓઢવાને ગરમ કપડાં તો ક્યાંથી જ હોય ? ભૂખને લીધે એ બિચારાને ચક્કર આવે છે. ”

આ સાંભળી પોપટના દિલમાં દયા આવી ગઇ. તેણે કહ્યુંઃ “ ચાલો ભાઇ, એક રાત હું વધુ રોકાઇશ. લાવો બીજું રત્ન હોય તો તેને આપી આવું ”

“ હા દૈવ ! ” રાજા બોલી ઉઠ્યોઃ “ હવે મ્હારી કને એકકે ય રત્ન નથી; પણ મ્હારા આ બે નેત્રો બાકી રહ્યાં છે. પાણીદાર નીલમનાં એ બનાવેલાં છે. તેમાંથી એક તું ખેંચી લે અને તેને આપી આવ.

તે કોઈ ઝવેરીની દુકાને વેચશે અને અન્ન, બળતણ વગેરે સામગ્રી લઈ આવશે ત્યારે એનું કાવ્ય પૂરું થશે."

આ સાંભળી પોપટ રડવા લાગ્યોઃ "ભલા રાજા, તારી આંખમાંથી નીલમ કાઢતાં મારો જીવ નહિ ચાલે. ના બાપ, મારાથી એ નહિ બને."

રાજા બોલ્યોઃ "અરે પોપટ! ઓ વ્હાલા પોપટ! ભલો થઈને હું કહું છું તેમ કર, બાપુ. અરેરે! ઓ! પેલા યુવાન કવિનું અંગેઅંગ કંપે છે. મારાથી એ નથી સહ્યું જતું."



પોપટે રડતાંરડતાં રાજાની આંખમાંથી નીલમ ખેંચી લીધું અને પેલા યુવાન કવિના ઘર તરફ ઉડ્યો. કાતરિયાના છાપરા અને પછિત વચ્ચે એક બાકોરું હતું, તેમાંથી તે અંદર પેઠો. પેલો જુવાન તો બે હાથ વચ્ચે માથું નાખી ગમગીન હૃદયે વિચારમાં લીન થઈ બેઠો હતો. તેણે પોપટનો ફફડાટ સાંભળ્યો નહિ.

એકાએક તે વિચારમાંથી ચમકી ઉઠીને જુએ છે તો પડખે કાગળિયાં પર ઝગઝગાટ કરતું સુંદર નીલમ પડ્યું છે! આનન્દના આવેશમાં સજળ નયને તે ઉંચે જોઈને પોકારી ઉઠ્યોઃ "હા, પ્રભુ! મ્હારી કદર થઈ ખરી! ત્હારી લીલા અપાર છે." તેના ચ્હેરાપર સુખની મધુરી છાયા ફેલાઈ રહી.

બીજે દહાડે પોપટ આખો દિવસ શહેરમાં રખડ્યો. વારંવાર તે ક્વિક્વિક કરતો, પણ કોઈ તેનાપર બહુ ધ્યાન આપતું જણાયું

નહિ. સાંજ પડયે તે પાછો રાજા પાસે આવ્યો અને કહ્યું: "હું તમારી રજા જ લેવા આવ્યો છું."

"અરે પોપટ, બાપુ! હજુ એક રાત—ફક્ત એક જ રાત—વધારે રહી જા."

"હવે તો, ભાઇસાહેબ, મને જવા જ દો. મને તો હવે મારા સોબતીઓનાં સ્વપ્ના આવે છે. એ બધા હવે તો ક્યાય આગળ નીકળી ગયા હશે, એટલે મારે હવે ઝટ જવું જ રહ્યું. પણ પ્રિય રાજા! હું તમને કદિ નહિ ભૂલું. આવતે વર્ષે હું પાછો આવીશ ત્યારે બે સુંદર રત્નો લેતો આવીશ અને આ બે ખાલી જગ્યાઓ પૂરી દઇશ."

પણ રાજાની નજર તો નીચે જ હતી. તેણે કહ્યું: "મારી સામે પેલા નીચેના ચોકમાં એક બિચારી દાતણ વેચનારી છોડી ઉભી છે. તેનાં દાતણ બધા ગટરમા પડી બગડી ગયા છે. તે કંઇ પૈસા ઘેર નહિ લઇ જાય, તો એનો બાપ એના હાડકા ભાગી નાખશે, એ દુઃખે એ બિચારી રડે છે. નથી એને ઓઢણું, કે નથી પહેરવાને સારી ઘાઘરી. ટાઢે એ બાપડી થરથરે છે. ભાઇ પોપટ, તું મારી આ બીજી આંખ ખેંચી કાઢીને તેને ન આપી આવે?"

આ સાંભળીને પોપટ તો કકળી ઉઠયો: "ના, ના; ભલા રાજા, ના. એ કામ કરતાં હવે મારૂ કાળજું કહ્યું નહિ કરે. અરે હાય? એ બીજી આંખ જાય, અને તમે સાવ આંધળા?! એ કેમ જોયું જાય? ના, મારાથી એ નહિ થાય."

ગળગળે સાદે રાજા બોલ્યો: "બાપુ, હું કહું છું તેમ ભલો થઇને કર ને! ઓ! પેલી બાપડી છોડીને તમ્મર આવે છે!"

પોપટે ડુસકા ભરતાભરતાં રાજાની બીજી આંખ ખેંચી કાઢી. તે ઉડયો અને પેલી છોકરી ઉભી હતી ત્યા આગળ થઇને ફડફડાટ કરતો નીકળી ગયો. જતાં જતાં તેણે છોકરીના હાથમા નીલમ પડતું મેલ્યું.

છોકરી તો એ જોઇને ખુશખુશ થઈ ગઇ. "અહાહા! કેવો મઝાનો પાચીકો?!" એમ બોલતી તે આનંદથી દોડતીદોડતી ઘેર ગઇ.

દહાડા રોક્યો, હાં ! પણ આવ, મને મારા હોઠ પર ચૂમી લે. તારી પ્રીતિની તો હદ જ નથી."

ડચકા ખાતો પોપટ બોલ્યોઃ "મારા વહાલા રાજા ! આ સાથીઓ કને જવાની તૈયારી નથી. મને યમરાજાનાં તેડાં આવ્યા છે. મને લાગે છે કે હું હવે વધારે નહિ ઉડી શકું. મારે હવે તમારે ચરણે જ લાંબી નિદ્રા લેવાની છે." આટલું કહી તેણે રાજાના હોઠપર ચૂમી લીધી. તરત તે રાજાના પગ આગળ મુર્દું થઇ પડયો.

એજ ઘડીએ એ પુતળાની અંદર કંઇક તૂટયું હોય એવો કડાકો થયો. રાજાના પુતળાની અંદર ઉતારેલા સીસાના હૃદયના ફાટીને બે ટુકડા થઇ ગયા !

ક્રૂર વાતાવરણને ચીરતી કોઇ શિયાળની કારમી ચીસ કડકડતા શિયાળાની હીમ પડતી રાતની ભયાનક શાંતિમાં મળી જતી હતી.

* * * * *

બીજે દહાડે શહેર-કોટવાળ કેટલાક અધિકારીઓ સાથે રાજ-મહેલના ચોકમાં થઇને નીકળ્યો. આ ઝરૂખા નજીક આવતા તેમણે સહજ ઉંચે જોયું.

"અરે ! આ શું ? જુઓ તો ખરા ! આ સુખી રાજાનું પુતળું કેવું થઇ ગયું ?!" એક જણ કોટવાળનું ધ્યાન ખેંચી બોલ્યો.

"અરે, તદ્દન જ કદરૂપું !" બીજાએ ટાપશી પૂરી. તેને હા જી હા કરવાની બહુ અચ્છી ટેવ હતી. જરા પાસે જઇને તે ભાઇ પુતળાને નિરખીને જોવા લાગ્યાઃ "અરે કોટવાળ સાહેબ, આ જુઓ તો ખરા ! તેની તરવારની મૂઠમાંથી રત્ન પણ પડી ગયું છે, ને આંખો પણ ઉખડી ગઇ લાગે છે !"

"અને શરીર પરના સોનાનું તો નામ નિશાન પણ નથી રહ્યું." ત્રીજો જણ બોલ્યો અને લાગણી વિનાનું ખુશામની હાસ્ય કરી તેણે ઉમેર્યુંઃ "હેં હેં હેં...! આને તે કોઇ રાજા કહે ?. નર્યો ભિખારી જેવો જ લાગે છે ને ?"

"અને પેલુ શુ પડયું છે?" કોટવાળ સાહેબે રૅાફમા પૂછ્યુ.

"આ એના પગ આગળ ને?" એક જણ બોલ્યોઃ "એ તો મરેલા પોપટ જેવું કંઇક લાગે છે."

"શી કઢંગી ટેવ પડી છે પક્ષીઓ ને? અહીં જ આવીને મરે છે!" કોટવાળ સાહેબ ગુસ્સે થઇને બોલ્યા અને હુકમ કર્યોઃ "આજે નગરમા ઢંઢેરો પીટાવો કે પખીઓને અહીં આવીને મરવાની મનાઇ છે!"

શિરસ્તદાર સાહેબ સાથે હતા. તેમણે આ હુકમની નોંધ પોતાની યાદીબુકમા કરી લીધી.

"પણ આ પુતળું હવે અહીં સારૂ નથી લાગતું." કોટવાળ સાહેબ બોલ્યા.

"ના રે, જરા પણ નહિ." બીજાએ હા એ હા ભણી.

"ઉલટું આ ઝરૂખાની શોભા બગાડે છે. કોઈ જુએ તો યે શું કહેવાય?" ત્રીજાએ ઉમેર્યું.

"એ હવે કાઢી નાખવું જોઇએ." કોટવાળ સાહેબે અભિપ્રાય દર્શાવ્યો.

છેવટે સર્વાનુમતે એ પુતળુ ત્યાંથી કાઢી નાખવામા આવ્યું. તે દિવસે વિદ્યાપીઠના કળાના આચાર્યે ભાષણમા જણાવ્યુ કે તે પુતળામાથી શોભા ગઇ એટલે તે નકામુ થયુ!

તે આખું પુતળું કાસાનું હતું, એટલે તેને ગાળી નાખવાનો હુકમ કરવામા આવ્યો. પણ ધાતુ ગાળનારા લુહારને ત્યા સૌને નવાઇ લાગી. પેલું સીસાનું હૃદય કેમેકર્યું ગળ્યુ જ નહિ! લુહાર કંટાળીને બોલી ઉઠયોઃ "આ તે શુ કહેવાય? આટલી બધી ધાતુમા ફક્ત આ સીસાનો કટકો જ નથી ગળતો. હું તો મહેનત કરીકરીને થાક્યો."

સૌને આશ્ચર્ય થયુ, પણ તેમણે કહ્યુંઃ "કઇ નહિ. ન ગળે તો ચાલશે. એને કાઢી નાખો."

છેવટે તે સીસાંનું હૃદય કચરા ભેગું ઉકરડા પર ફેંકી દેવામાં આવ્યું. ઉકરડા પર પેલા પોપટનું મુર્દું પણ પડયું હતું. તેની અડો-અડ જ એ હૃદય જઈને પડયું!

* * * * *

પરમાત્માએ દેવપાર્ષદને આજ્ઞા કરી કે "જાઓ, નીચેના પેલા નગરમાંથી બે અમૂલ્ય વસ્તુઓ શોધી લાવો."

દેવપાર્ષદે પેલું સીસાનું હૃદય અને પોપટનું મૃત શરીર ઉકરડા પરથી લાવીને હાજર કર્યાં.

પરમાત્માએ કહ્યું: "ધન્ય! તમે ખરેખર અમૂલ્ય વસ્તુઓ લાવ્યા છો. આ બે જીવાત્માઓ અતિ ઉચ્ચ કોટિના છે."

અને એ જ ક્ષણે એ બે પદાર્થોમાંથી બે તેજસ્વી જ્વાળાઓ નીકળીને પરમાત્મસ્વરૂપમાં ભળી ગઇ.*

કેશવ ચંદારાણા

* ઑસ્કર વાઈલ્ડની વાર્તા ઉપરથી ઘણા ફેરફાર સાથે



## તાજની વાર્તા×

### તાજની અધિષ્ઠાત્રી

દુનિયાની સાત નવાઇઓમાંનો એક આગ્રાનો તાજમહેલ છે. એનુ નામ, એને બંધાવનાર પાદશાહ શાહજહાની માનીતી બેગમ રાણી મુમતાઝ મહાલ ( મહેલનો નિરતાજ ) પરથી પડયુ છે. આ રાણીનો બાપ અસફખાન, જહાગીરની સ્ત્રી રાણી નૂરમહાલનો ભાઇ થતો. આ નૂરમહાલ "નૂરજહા" ના નામથી પ્રસિદ્ધ છે. એનો બાપ મિરઝા ગયાસબેગ તહેરાનનો હતો, અને તે અકબરના વખતમા હિંદુસ્તાનમા પોતાનુ નસીબ અજમાવવા આવતો હતો, ત્યા રસ્તામા જ આ નૂરજહાન જન્મ્યાનુ આપણને વિદીત છે. એ પછી તે જહાગીરના વખતમા રાજ્યનો ખજાનચી બન્યો અને ઇતમુદ-ઉદ્દૌલાના નામથી જાણીતો થયો. આવી રીતે મુમતાઝ બેગમ ઇતમુદ-ઉદ્દૌલાની પૌત્રી થાય.

ઈ. સ. ૧૬૧૨ મા જ્યારે શાહજહા 'શાહજાદો ખુરમ" હતો ત્યારે આ મુમતાઝ માત્ર ૧૯ વરસની વયે તેને પરણી. એ વખતે શાહજાદો ભાગ્યે જ ૨૧ વરસનો હતો, છતા એને કયારની યે એક સ્ત્રી તો હતી. ગમે તેમ, પણ આ બીજુ લગ્ન, એ ખરેખર સ્નેહ-લગ્ન હતું, અને શાહજાદો તેને વધતા જતા પ્રેમથી ચહાતો હતો. મુમતાઝ પણ તેની ખરેખરી વફાદાર પત્ની તરીકે જ હતી, અને એ

× મિ. ઇ. બી. હૅવેલ કૃત "આગ્રા અને તાજ" નામના પુસ્તકનો અભ્યાસ થયા પછી, ચારપાંચવાર તાજ નિહાળ્યા પછી, થોડા ફેરફાર સાથે.

ઘણે ભાગે શાહજહાની દરેક મુસાફરીમા કે લશ્કરી ચઢાઇમા સાથે જ રહેતી, એટલુ જ નહિ, પણ એ રાજદરબારમા જવાબદારીવાળા કામોમા પણ ભાગ લઇ શકતી. એનામા અપ્રતીમ સૌન્દર્ય હોના ઉપરાત એ ઘણી જ ઉદાર અને સ્નેહાળ હતી. મોતની સજા પામેલા ગુન્હેગારો એની દયા વડે ઘણી વાર ઉગરી જતા. શાહજહાથી એને ચૌદ છોકરા થયા. ઇ. સ. ૧૬૩૧ મા, શાહજહા બુરાનપુરમા ગાદીએ બેઠા પછી ચારેક વર્ષે થયા હશે એટલામા એને પ્રસુતિ થઇ અને એ પ્રસુતિમા જ એ અકાલ મરણ પામી. પૂરા ૨૦ વરસ પણ એ પ્રેમી યુગલ સાથે ન રહી શક્યુ બાદશાહ આ બનાવથી દિલગીરીમા ઘણો જ ગિરફતાર બની ગયો. એક અઠવાડીઆ સુધી એ કોઇ પ્રધાનને મળ્યો નહિ, કે રાજ્યનુ કઈ પણ કાર્ય કર્યું નહિ. એને રાજ્યમાથી નિવૃત્ત થઈ જવાનો પણ વિચાર થઈ ગયો! બે વરસ સુધી દરબારમા મખ્ત શોક પળાયો. આ પછી શાહજહાએ પોતાની એ પ્રેમમૂર્તિને કબરના ચિરસ્મરણીય રૂપમા ખડી કરવાનું ધાર્યું એની આ પવિત્ર ધારણામા રાણીની સ્નેહવશ પ્રજા પણ જોડાઈ અને તાજમહેલ બંધાયો

## તાજ કેમ બંધાયો?

ઇતિહાસમા એ એક એવો કાળ હતો, કે જ્યારે આખા સામ્રાજ્યની બુદ્ધિ મહાન સ્થાપત્યકીય કૃતિઓમા કેન્દ્રીભૂત થયેલી હતી, અને કલા, જમાનાના સક્ષેપ સારરૂપ હતી કારણકે તાજ કાંઈ કોઇ એક મુખ્ય વ્યક્તિની જ કૃતિ નહોતી, પણ એ કલાના મહાયુગની એક પરાકાષ્ઠા રૂપ હતો કેમ અકબરના વખતથી હિંદુસ્તાનમા ઇરાન, અરબસ્તાન અને મધ્ય એશિઆના ઉત્તમોત્તમ સ્થપતિઓ, કલાધરો અને કારીગરો મુગલ દરબારમા આવતા રહેતા હતા; અને આ વખતે તો મહારાજ્યની સઘળી સપત્તિ જ તેમને રક્ષક સોપાયેલી હોવાથી, તથા સામ્રાજ્યના સામગ્ર બળને લીધે, તાજમહેલની કારીગિરીમા સ્વાભાવિકરીતે કશી જ ઉણપ રહ્યાઇ નહિ.



હાજીમહમ્મદ— ] બેગમ મુમતાઝ મહાલ [ —સ્મારક—ગ્રંથ

A 2006 Lakshmi Art, Bombay 8

તાર્તારના જૂના રિવાજ પ્રમાણે કબરની જગ્યા માટે એક બાગ— જીવનનાં ચિહ્ન રૂપ ફૂલ અને ફૂલઝાડ જ્યાં વાવેલા હોય, અને મૃત્યુ અને શાશ્વતતાના ચિહ્ન રૂપ ગંભીર શરૂનાં ઝાડો જ્યાં ઉગેલા હોય એવો બાગ—પસંદ કરવામાં આવ્યો. આવો બગીચો મુગલ કાળમા માલિકની હયાતીમા વિહારભૂમિ તરીકે રખાતો અને તેના મરણ પછી તેની છેવટની આરામની જગ્યા તરીકે વપરાતો. જૂની પરંપરા પ્રમાણે એ કોઈની પાસેથી બળાત્કારે કે લુચ્ચાઇ કરીને લેવાતો ન હતો, પણ ન્યાયસર લેવાતો. એવો એક બાગ રાજા જયસિંહને હતો. તેને બાદશાહની ખાનગી જાગીરમાથી કંઇક રકમ આપીને એ બાગ વેચાતો લેવામા આવ્યો. પછી શાહજહાએ તુરત મકાનની ઘટના ( design ) કરવાને રાજ્યના હોશિયારમા હોશિયાર સ્થપતિઓની એક સભા નીમી. દુનિયાના ઘણા પ્રખ્યાત મકાનોના નકશાઓ બતાવવામા અને ચર્ચવામાં આવ્યા. એમ પણ ધારવામાં આવે છે, કે જિરોનિયો વેરોનીયો નામનો ઇટાલિનો કોઇ સ્થપતિ એ વખતે મુગલોની ચાકરીમા હતો, અને એણે પણ કેટલાક નકશાઓ રજૂ કરેલા. આ બનાવથી ઘણા લેખકો તાજ એની કલ્પના પ્રમાણે થયો છે, એવી ભૂલભરેલી માન્યતામા દોરાયા છે. પણ છેવટે જે યોજના ( design ) પાસ થઈ તે તો ઉસ્તાદ ઇસ્સા નામના એક માણસની કલ્પના પ્રમાણે હતી. એ એશિયાઇ તુર્કસ્તાનના રૂમમાંથી આવેલો, એમ કહેવાય છે. બીજી જગ્યાએ એમ પણ લખાયુ છે કે એ શિરાઝ શહેરમાથી આવેલો હતો.

મુખ્ય મિસ્ત્રીઓ ઘણા જુદાજુદા દેશમાથી આવ્યા હતા. મુખ્ય કડીઆઓ બગદાદ, દિલ્હી અને મુલતાનમાથી, ઘુમટ બાધનારાઓ સમરકંદ અને એશિયાઈ તુર્કસ્તાનમાથી, જડતરકામ કરનારા કનોજ અને બગદાદમાથી તથા લહીઆઓ–પત્થર પર લખાણો કરનારા–શિરાઝમાથી આવેલા હતા. હિંદુસ્તાનના દરેક ભાગે અને મધ્ય એશિયાએ એના બાધકામના પદાર્થોમા ફાળો આપ્યો. જય-

સમા અરબી લીપીમા વણેલા છે, એ જાણે કે આ સ્વર્ગના ઉદ્યાનમા દાખલ થવાને શુદ્ધ આત્માને આમત્રે છે

પછી, દરવાજામા પેસવાને પગથાર પર ચઢતા જ અંદરના બગીચામા પડતી કમાનથી નિર્મિત થયેલી frame—ચોકઠા—માથી તાજનું પહેલુ દર્શન થાય છે પછી, દરવાજો વટાવી અદર જઈને જોતા, લાબી ફ્રન્સમવીને છેડે આકાશની ગોદમાથી તરી આવતી તેની લાવિત્યભરી બાહારેખા જરાક પ્હોળી નહેરના શાત પાણીમા પ્રતિબિમ્બિત થયેલી સુદર પરીના જેવી લાગે છે તેનુ ગૌપ્ય વર્ણનુ સ્વેન દ્રશ્ય શુચિતાનો જ જાણે આત્મા હોય તેમ, જમીનપર એરલુ હળવે જડીને તે એટલુ કોમળતાથી ઉભુ રહેલુ લાગે છે, કે જાણે તે હમણા પલવારમા પાછુ આકાશમા ઉડી જશે! હજુ પણ તાજનું ખરુ કદ, અને આ જગાએથી તેનું ખરુ અનર કળાતું નથી એ ઘણો જ પાસે અને નાનો લાગે છે પણ તેના કદનુ ખરુ માપ તેના ચરણ પાસે ફરતા, રગબેરગી કમળોની કલીઓ સરખા લાગતા, મનુષ્યોથી આવી શકાશે

હાલમા બગીચાના ઝાડોની વ્યવસ્થા મૂળ પ્રમાણે નહિ હોય, પણ અસલના, નહેરની બન્ને બાજૂએ આવી રહેલા ગભીર વાડના ઝાડો સ્થાપત્યની રેખાઓને મદદ કરે છે અને આપણી દ્રષ્ટિ તાજ પર સ્થિર કરે છે ગલીચા સમાન લાગતા પુષ્પક્યારાઓ પણ સ્થાપત્યને બરોબર અનુરૂપ થઈ સારો સુમેળ જામે છે

અહિંથી જરા આગળ ચાલીને આપણે ફ્રન્સમવીની નહેરની વચ્ચેના ચોરસ કુડાગ પાસે આવી પહોચીએ, અને એના પરથાર પરના બાકડ પર બેસીને તાજનુ નઝરનુ દ્રશ્ય નિહાળીએ પરથાર પરના ચાર મિનારાઓ વચ્ચે આવી રહેલો તાજ અહીંથી નજરે પડે છે એ મિનારાઓ તાજરૂપ સુમનાઝની તહેનાતમા દાસીરૂપે ખડા છે.

અહિ આજુબાજુ ક વાતાવરણ એવુ તો શાંત અને પવિત્ર લાગે છે કે બહુ બોલેથી બોલતા આપણો જીવ પણ ન ચાલે કુવા-

પુરે આરસ આપ્યો, ફતેહપુર સિક્રીએ ગતો રેતાળ પત્થર, પન્જાએ સૂર્યકાન્ત પત્થર, ચીને એક જાતનો લીલો, મન્જબુત અને પહેલદાર પત્થર, તિબેટ લીલો, ભૂરાશપડતો કિંમતી પત્થર, સિલોને જુદાજુદા આકાશી રંગના "લેપીસ, લઝુના અને સેફાયર્સ", અરબસ્તાને એક જાતનો ચૂનાળ પત્થર અને માણેક, બુન્દેલખંડે પન્ના, અને હીરાઓ, અને ઇજિપ્તે એક જાતનુ અમરખ અને કિંમતી જાબૂડા રંગનો પત્થર આપ્યા. એની રચનામા વીસ હજાર માણસો કામે લાગેલા હતા આ કામમા રોકાયેલા સ્થપતિઓને મોટા મોટા પગાર મળતા. મકાનમા અઢળક દ્રવ્ય ખર્ચાયા ઉપરાત ઇરાનના અત્યુત્તમ રેશમી ગાલીચાઓ, સોનાની દીવીઓ અને મહા તેજ આપનારી મીણબત્તીઓ વગેરે સામાનો પાછળ પણ લાખ્ખો રૂપીઆ ખર્ચાયા હતા કેટલાય લાખ રૂપીઆનુ મોતી ભરેલુ એક પાનુ અંદરની કબરને ઢાકવાને બનાવવામા આવ્યુ હતુ આ પાનું ઇ સ ૧૭૨૦ મા અમીર હુસેન અલ્લી-ખાન આગ્રાની લૂટમા પોતાના ભાગ તરીકે લઈ ગયો કબરની આસપાસ હાલ જ્યા આરસની આરપાર કોરેલી પડદી છે, ત્યા પહેલા રત્નજડિત સોનાનો કઠેરો હતો. એ ઇ સ. ૧૬૪૨ મા લઇ લીધો. તાજને વળી બે અદ્‌ભુત રૂપાના કમાડ હતા આ કમાડ ઇ સ ૧૭૬૪મા જાટ લોકોએ લૂટીને ગાળી નાખ્યા. આ બધી કિંમતી ચીજો સાથે, અને સારી ઉદાર ગણત્રી પ્રમાણે, એમા કુલ ખર્ચ ચાર કરોડ રૂપિયા જેટલુ થયુ છે

એમ કહેવાય છે કે શાહજહાનો વિચાર પોતાને માટે એવો જ એક બીજો રોજો તાજની બરોબર સામે, જમનાના સામા કિનારાપર બાંધવાનો, અને એને અને તાજને એક મોટા પૂલથી જોડી દેવાનો હતો, પણ એની આ યોજનામા ઔરંગઝેબે ગાદી ઉપર ઓચિંતી મારેલી તરાપથી ખલેલ પડી અને એ અધૂરી જ રહી. કેમકે પાયા ખોદાયા પછી તરત જ ઔરંગઝેબે આ અડચણ ઉભી કરી તાજના પગથાર પર જમના તરફના ભાગ પર આપણે ઉભા

દ્રષ્ટીએ ને સામે નજર કરીએ, તો આ યોજનાની શરૂઆતના અંશ- . ભેયો નજરે પડે છે.

## તાજનું નિરીક્ષણ

આગ્રા ફોર્ટથી તાજ તરફ જતા વચમા "તાજ ગાર્ડન" નામથી જાણીતો બગીચો આવે છે. તેમા લગભગ વચ્ચેનાં વિક્ટોરિયા રાણીના પુતળા નજદીક આવતા જ તાજના ઘુમટોનું દર્શન થાય છે. એ વખતે તો તાજ ઘણો ન્હાનો અને નટક લાગે છે. તેના કદનુ અને અંતરનું માપ ત્યાથી નથી કળાતું. ત્યાથી તો તાજ ઘણે દૂર છે. એ બગીચો પસાર કરી ગયા પછી થોડી વારે તાજની આસપાસના મકાનો દેખાવા માડે છે. એ મકાનોથી જ તાજની વિભૂતિનો આપણા દિલને સ્પર્શ થવા માડે છે. આસપાસના આ બધા મકાનો તાજની સપૂર્ણ યોજનામા આવે છે. એમા, અંદરના ચોગાનમા જતા પહેલા જમણા હાથ તરફ જે સુદર મકાન દેખાય છે તે "સાહેલી બુર્જ"ના નામથી ઓળખાય છે. આવા ચાર બુરજો મુમતાઝ મહાલની તહેનાતમા રહેનારી ચાર દાસીઓની યાદગિરી માટે બંધાવેલા છે. એ ઘણા સુંદર છે; એની રચના ઘણી મનોહર છે અને મુગલ સ્થાપત્યના ઉત્તમોત્તમ કાળના એ છે. પણ તાજ જોયા પછી એનુ સૌન્દર્ય ઝાખુ પડી જાય છે.

આ વટાવ્યા પછી આપણે તાજના દરવાજાની આગળના વિશાળ ચોગાનમા દાખલ થઇએ છીએ. એને ફરતી જે કમાનોની હાર લાગી રહી છે, એ મુસાફરોને ઉતરવાની ધર્મશાળા છે. ત્યા સંવત્સરીને દિવસે તાજને માટેના ફંડમાથી ગરીબોને દાન અપાતા. આપણે આ ચોગાનની વિશાળતાનો ખ્યાલ લઈ એકદમ જ તાજ જોવાની ત્વરામા તાજના દરવાજામા ન પેસતા, દરવાજાપરના શણગારની ઉચ્ચતા અને તેના પ્રમાણને નિરખી લઇએ; કેમકે, પાછળથી તાજ દ્રષ્ટિમા આવી ગયા પછી એ પણ ઝાખા પડશે. દરવાજાની મુખ્ય કમાનને ફરતી કિનારના આકારમા કુરાનના વચનામૃતો કાળા આર-

રાની અંદરની કમળોનું શાન ડોલન આ શાન્તિનું સૂચન કરતા લાગે છે. અહિંથી જમણી ને ડાબી બાજૂની ફરસબંધીને છેડે પાછા એ ગના પથ્થરના મકાનો દેખાય છે, તે રોજાના રક્ષકો અને કોઠારીઓ માટેની છત્રીઓ છે. તેનું પ્રમાણ પણ ઘણું મસ્ત છે.

અહિંથી ઉઠીને હવે આપણે તાજનાદ્વિપરથાર પાસે આવી પહોંચીએ અને તે ઉપર રહડી બહારની મુખ્ય પ્રવેશ-કમાનની આસપાસની શણગારકૃતિ જોઇને જના મુમતાઝ અને તેનો શિરછત્ર આશક શાહજહા પડેલા છે, ત્યા દાખલ થઇએ. ફર્ગ્યુસને× સાચું જ કહ્યું છે કે "અર્ધ ખુલેના દ્વારોમાથી અને દૂરથી આવતા ઝાંખા અજવાળાની કોમળ છાયામા દેખાતા એ વિશુદ્ધ સૌન્દર્યનુ વર્ણન કરવાને શબ્દો નથી મળતા" કબરને ફરતો આરપાર કોરેલો આરસનો પડદો જ એક અપ્રતિમ કૃતિ છે. એ જાણે મુમતાઝનો ઝીણો વણેલો બુરખો જ છે! કારીગિરીની બધી સામગ્રી શાહજહાને હસ્તક હોવા છતા અને કારીગરોને પૂરતુ સ્વાતંત્ર્ય હોવા છતા, આ કામ કેમ વસતુ છે! મુમતાઝ મહાલ મધ્યમા પડેલી છે. તેની કબર રંગની પુષ્પો વડે કદિ ન કરમાય એવા બગીચાથી પ્રફુલ્લ છે. આ જડતરકામ મુગલ કલાકારોની એક જાદુઇ કનાજ છે.

કબર પરનું લખાણ આમ છે "અર્જુમન્દ (નસીમબાન) બાનુ બેગમ મુમતાઝ મહાલની પ્રસિદ્ધ કબર. મૃત્યુ હિજરી ૧૦૪૦ (ઇ. સ. ૧૬૩૧)"

કબરને મથાળે, આપણા ઉપનિષદની "પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્પૂર્ણમુદચ્યતે।" વગેરે ઋચાને યાદ લાવતી પંક્તિ છેઃ "તે જ શાશ્વત છે, તે જ સંપૂર્ણ છે" અને કુરાનમાથી નીચેનો ફકરો છે "એ જ પરમેશ્વર છે એનાથી બીજો કોઇ પર નથી. ગુપ્તમા ગુપ્ત અને જે વ્યક્ત છે તે, એ જાણે છે. એ દયાળુ અને

× હિંદી સ્થાપત્યપર ઇતિહાસ લખનાર એક માન્ય લેખક

કૃપાળુ છે." એક બાજૂપર આમ લખ્યું છે: "જેઓ-એમ માને છે કે અમારો પ્રભુ પરમેશ્વર છે તેઓ પરમેશ્વરની વધારે નજીક છે."

શાહજહાંની કબર પરનું લખાણ આમ છે: "રીઝવાન (સ્વર્ગીય બગીચાનો માળી) મહાન ચક્રવર્તી બાદશાહની પવિત્ર આરામગાહ અને પ્રખ્યાત કબર. તેનું રહેઠાણ સ્વર્ગમાં છે અને વાસો તારાઓથી પ્રકાશિત આકાશમાં છે. સુખના સ્થાનના એ રહેવાસી છે. ફકીરાનનો તે બીજો શાહજહાં બળિયો રાજા છે. એની કબર હમેશા પ્રફુલ્લ રહે અને એનું રહેઠાણ સ્વર્ગમા રહે. તે આ નાશવંત દુનિયામાથી મુસાફરી કરીને હિજરી ૧૦૭૬ (ઈ. સ. ૧૬૬૬) ના રજબ મહિનાની ૨૮ મી તિથિએ રાત્રે શાશ્વત પરલોકમાં સિધાવ્યો." જોનારને સહજ જ લાગશે કે આ કબર આ જગાએ પછીથી જ મૂકાઈ છે. તાજની યોજના સાથે એની ગોઠવણનો વિચાર થયેલ લાગતો નથી. અને આગળ કહેવાઈ ગયું છે કે શાહજહાંનો વિચાર તો પોતાને માટે બીજો જ તાજ નદીને સામે કિનારે કરવાનો હતો.

આ બન્ને કબરો દેખાવની છે. તેની અંદર સાચેસાચા મૃતદેહ દટાયેલા નથી. મૃતદેહ પર કરેલી સાચી કબરો તો આ કબરોની નીચે ભોયતળીઆમા છે; જ્યાં એક સીડી વાટે જઈ શકાય છે.

આ ચમત્કારિક મકાનની બીજી નવાઈ તેની સ્વરવાહક શક્તિની છે. કબરની જગાએ એ ઉતાવળા અવાજને સહન કરી શકતું નથી; પણ જો કોઈ ધીમા મૃદુ અવાજથી ગાય, અને ખાસ જો કોઈ પડજના સુર ગાય તો એ સુરનો ઘુમટમાથી પડઘો પડી, અસંખ્ય વાર પુનઃસ્વરિત થઈ તેનો એક મનોહર રણકારો જામી રહે છે. ઉપરની ગૅલેરીમાં-ફરતા રવેશમાં-એ સ્વર કોઈ અપ્સરાના ગાન જેવો લાગે છે. "એ ઉપરના અને આસપાસના વાતાવરણમા ભમ્યા કરે છે. એ લીસા આરસપર મૃદુ રવ-કણો નીતરે છે. એ ઉંચો ચઢે છે; નીચે ઉતરે છે......એ એ જ મૂળ તત્ત્વ છે, જેનાં મીઠાં સ્વપ્નાં બને છે. એ તાજનો આત્મા છે, સ્નેહની ઝુરણાનો સુર છે."



'તાજ'માંની કબરો



 યમુનામાં પ્રતિબિંબિત તાજ 

A 9006 Lakshmi Art, Bombay 4

કબરવાળા મુખ્ય અષ્ટકોણ ઓરડાની આસપાસ જે આઠ બીજી નાની નાની ઓરડીઓ છે, ત્યા મુલ્લાઓ કુરાન ભણતા અને ગાયકો હિંદુ તથા ઈરાની ગીતો મૃદુ અવાજે ગાતા.

મુમતાઝ મહાલની મૂર્તિને છોડીને હવે આપણે બહાર આવીએ. તાજની બન્ને બાજૂએ રાતા રેતાળ પત્થરની મસ્જિદો આવેલી છે. એનુ ખ્વામગનુ કામ અને બીજો ચિત્રશણગાર બહુ ઉચ્ચ કોટિનો છે. તાજની સામે ઉભા રહેતા જમણા હાથ તરફની મસ્જિદના ઓટલા પર, તાજ પરનો જે કળશ ઘણો જ ન્હાનો લાગે છે, તેના ખરા માપનુ તેવું જ ચિત્ર પાડેલુ છે તે પગલાથી માપી જોવાથી તાજના કદનુ ભાન થશે. મસ્જિદના નદી તરફના છેડા પરથી તાજનો, નદીનો ને દૂરના કિલ્લાનો, એમ શાહજહાની એ ત્રિપુટીસંગમનો દેખાવ ભોગવી શકાય છે તેમ જ નદી ભરપૂર હોય તે વખતે, નદીને સામે પારથી એ મસ્જિદોની વચ્ચે પાણીમા પ્રતિબિંબિત થયેલો તાજ કાંઈ અપૂર્વ જ દેખાવ રજૂ કરે છે. આ ઉપરાંત તાજને જુદેજુદે વખતે જોવાનો છે. પ્હવારમા ઉષાના સપ્ત રંગી આકાશની ભોયમા; બપોરે મધ્યાહ્ન સમયે; સાંઝે સૂર્યાસ્ત સમયે તેની નહેરના શાંત પાણીમા પ્રતિબિંબિત થયેલો; પૂર્ણિમાની રાતે ચંદ્રની સામે તેની તેજસ્વિતાની હરિફાઈ કરતો; અને અંધારી રાતે અંધકારમાથી જાણે કોઈ સ્વયપ્રકાશિત જ્યોતિ રૂપમા બહાર નીકળી આવતો હોય તે વખતે. અને હજુ એક જગ્યા રહી જાય છે. કિલ્લામાના શાહજહાના મહેલના મુમનબુર્જમાથી. વાચનાર ! ત્યાથી જોતી વખતે તું ખ્યાલ કરજે કે શાહજહાનો પ્રેમાહ્લાદ તું અનુભવી શકે છે?

## તાજની સ્થાપત્યશૈલિ

છેલ્લા થોડાએક વર્ષો થયા તો એમ જ મનાતું આવ્યુ કે તાજની યોજના કોઇ યૂરોપિયનના હાથની છે. સામાન્ય બુદ્ધિને એવી ટેવ જ પડી ગયેલી, કે કોઈ ઉત્તમ કામ જુએ, એટલે એનું માન યૂરોપને જ આપે. પશ્ચિમના લેખકોને પણ એવી ટેવ હતી. કાંઇ પણ પોતાને

ચાલ હોય તેનું સૌન્દર્ય એ જોતા સારે તેનું મૂળ તેઓ પશ્ચિમમા જોવા નિકળી પડના! આ મનને ટેકો આપનાર હકીકત એ હતી કે શાહજહાના વખતમા ઇટાલીનો કોઈ જિરોનિયો વેરોનિયો નામનો સ્થપતિ હતો; અને એવું પ્રખ્યાત મયુરાસન બનાવવાને માટે ફ્રાંસનો "ઑસ્ટિન દ બરો" નામનો એક સોની રોકાયા આવ્યો હતો. ઇટાલીના સ્થપતિનો તાજ મારેનો નકશો તો પાસ નથી થયો, એમ આપણે પહેલા જાણ્યું. એણે કદાચ ત્યાના આરસના જડતર કામ પર કેટલીક સૂચના કરી હોય. બાકી ક્યાયે એનો હાથ જણાતો જ નથી. આ પછી ફ્રાન્સના સોનીએ તાજમહેલના રૂપાના કમાડો ઘડયા હોય, એવું મનાય છે. એ વખતના ફ્રાન્સના સોનીઓ હોશીઆર હતા. તોપણ જે ધાતુકામ નજરે પડે છે, એનો ઘાટ તો જરા ય પશ્ચિમનો નથી લાગતો. એ ઘડવાની પદ્ધતિ–ટાંકણા વગેરે–કદાચ એ સોનીની સૂચના મુજબ થઈ હોય. અને છેલ્લી વાત એ જ છે કે તાજની કલ્પના જ પશ્ચિમમા નથી. એનો ભાવ જ પૌર્વાત્ય છે. અને આ આપણે હવે પછીના પ્રકરણમા જાણીશું.

તાજમા પશ્ચિમનો હાથ નથી જ, એવું સમજ્યા પછી હવે આપણે એમાં ક્યા ક્યા હિંદુ અને ક્યા ક્યા મુસલમાની ને ઇરાની હાથ છે, તે જાણવાનુ રહે છે. હિંદુસ્તાનના સ્થાપત્યમા જ્યારથી મસ્જિદો અને કબરો થઇ, ત્યારથી મુસલમાની તત્ત્વ દાખલ થયું જ કહેવાય. અણીઆળી કમાનોનો બહોળો વાપર મુસલમાનોએ કર્યો. આપણી પાસે એનો આકાર હતો, પણ એની રચના ન હતી. આટલી ચીજો આપણી અસલથી ચાલતી આવતી રચના અને સ્થાપત્યકીય બીજા વિભાગોમા ભળી ગઇ. આપણી પાસે પત્થરનું ખોદકામ પણ હતું. નરી સપાટી આપણે ભાગ્યે જ રાખતા. ચિત્ર કરવાની જગ્યાએ પણ આપણે પત્થર ઘડીને મૂર્તિ કરતા, કે કોઇ ફૂવેલ કરતા. આ બધું હુમાયુ સુધી ચાલ્યું. ગુજરાતના મકાનો બધા આપણે હાથે ઘડાયા છે. હુમાયૂની કબર પહેલી એકાએક ઇરાની ઢબમાં

થઈ. ખોદકામ ચાલ્યું ગયું અને જુદાજુદા રંગવાળા પત્થરોને જડીને આકાર થવા લાગ્યા. આપણે જોઈશું તો જણાશે કે હુમાયૂની કબરના મકાન પર છત્રું પણ નથી. એ શુદ્ધ ઇરાની કહી શકાય. તાજમહેલની રચના એના પરથી સૂચિત થયાનું મનાય છે. હુમાયૂની કબર પછી આખાં મકાનો ઇરાની ઢબમાં નથી થયાં. એ પછીનું–કે સાથેસાથે જ બંધાતું–ફત્તેહપુર સિક્રી પાછું આપણે હાથે જ ઘડાયું છે. ત્યાંનો શણગાર પણ ઘણે ભાગે હિંદુ જ રહ્યો છે. શણગારમાં ઇરાની તત્ત્વ નૂરજહાં લેતી આવે છે. તે ખીલતું ખીલતું તાજમહેલમાં પરિણમે છે. તાજમહેલનો શણગાર ઇરાની ઢબનો છે; તાજમહેલનો બગીચો ઇરાની છે; પણ પાછા તાજમહેલના ઘુમટો હિંદુ છે. એની ગોઠવણી આપણામાં "પંચરત્ન" ના નામથી ઓળખાય છે. ખુદ તાજ પર જોઈશું તો પાછું છત્રું નથી, પણ તેના ચાર મિનારા પર છત્રં છે. તેના પરના ઘુમટો તો તદ્દન હિંદુ છે. તાજમાં બિલકુલ ઘડાઈ નથી, સફાઈ છે; ને તે ચોકખું ઇરાની છે. આ સફાઇ તેમાં કોમળતા લાવવા માટે છે. કોઇને એમ જ થાય કે આટલી બધી સાદાઈ છતાં તે આટલો મનોહર કેમ લાગે છે ? તેના રંગની મેળવણી–જડતરકામ–બહુ સુંદર છે.

એક બીજું મુસલમાની તત્ત્વ તેમાં એ છે કે મુસલમાનોને પોતાનાં ધાર્મિક મકાનો કે પૂજ્ય મકાનો હમેશાં આકાશની નિર્મળ ભોંયમા જ કરવા ગમે છે. તેની પછવાડે બીજાં મકાનો પાછાં આવે, એ એમને ગમતું નથી. તેઓની જુમામસ્જિદો ઉંચા પરથાર પર, ગામના કોઇ પણ મકાનથી ઉંચે, આકાશગામી જ કરવા એ લોકો મથશે. એની પછવાડે ઝાડ પણ નહિ રાખે ! આનું કારણ એમ છે કે એમના ધર્મની મૂળ જન્મા અરબસ્તાન, સપાટ ભૂમિપ્રદેશ છે. નિર્મળ આકાશની છાયા તળે જ, લાંબી નજર જઇ શકે ને સઘળું સ્પષ્ટ આકૃતિમાં જ દેખાય ત્યાં તેઓ વિહરેલા, એટલે તેમને હમેશાં સ્પષ્ટ રેખાથી મર્યાદિત રૂપ જ ગમે.

તાજની સુકુમારતા એમની છે. એ લોકો સુકુમારતાના પૂજક છે. પ્રભુને પણ એમણે માશુકનું રૂપ આપ્યું છે. આપણે તો દેવીમાં પણ પૌરુષ બળ કલ્પનારા. આપણે પ્રભુને આશક તરીકે પૂજ્યો છે. એટલે એ ભાવપ્રદર્શનનું માન પણ મુસલમાનોને જ ઘટે છે.

## તાજનું ભાવદર્શન

જે લોકો તાજનો ભાવ નથી સમજી શકતા તેઓ એમાથી ખામીઓ જ કહાડે છે; અને તાજપર એવી અસંખ્ય ચર્ચાઓ થઇ છે. આવી ખામીઓ કહાડનારાઓ પૌર્વાત્ય સૌન્દર્ય-વિચારના આત્માથી પરેપૂરા જાણીનાં નથી હોતા. ગ્રીસનાં કહેવાતાં શિષ્ટ સમયનાં મકાનો કે પુતળાંઓ સાથે તાજની સરખામણી કરવી, એ નકામું છે. કોઈ હોમરને મહાભારત સાથે, કે કાલિદાસને યુરિપિડસ સાથે ન સરખાવી શકે. કોઇ પણ કલાની કૃતિ તેનો આંતરભાવ જાણ્યા વિના બીજાને મુકાબલે સરખાવી શકાય જ નહિ. એ તો, પહેલો એનો ભાવ જણાય, પછી એનો સાક્ષાત્કાર થાય, ત્યારે જ તેની કિંમત વંસી શકે. હિંદુ સ્થાપત્ય હમેશાં આધ્યાત્મિક જ હોય છે. હિંદુ કારીગર પોતાની કૃતિ દ્વારા હમેશાં એ તત્ત્વ જ દર્શાવવા પ્રયાસ કરે છે. એને એ કાલ્પનિક મજીવ રૂપો દ્વારા બતાવે છે. જ્યારે તેનું રૂપ બતાવવું, એ મુસલમાની ધર્મમાં નિષિદ્ધ હોવાથી મુસલમાની કલાધર હમેશાં ભાવાત્મક રૂપમાં જ બતાવવા કોશિશ કરે છે. આ બાબતમાં મુગલ કલાકારો ખાસ ફત્તેહ પામ્યા છે. અકબરના કામોમાં આપણે તેની મહત્તા અને ગૌરવ જોઇ શકીશું. મુગલાઈ મહેલોમાં, જનાનાનાં આવાસોમાં આપણે ચોકખું સ્રૈણ લાવણ્ય જોઇ શકીએ છીએ. તાજમાં આ વ્યક્તિત્વની ભાવના જેટલે દર સુધી લઇ જવામાં આવી છે, તેટલી બીજી કોઇ મુગલકૃતિમાં દેખાતી નથી. એ તો આબેહુબ મુમતાઝ મહાલ બેગમ જ છે.

સર એડવિન આર્નોલ્ડે નીચેની કવિતામાં દુનીઆપરનાં બીજાં સ્થાપત્યથી તાજ કેવી રીતે જુદો પડે છે એ બરોબર બતાવ્યું છેઃ

"નથી એ સ્થાપત્ય, બીજાના જેવું,
પણ એક બાદશાહના પ્રેમનો ઉન્નત જુસ્સો,
જીવંત પથ્થરમાં ઘડાયેલો, પ્રકાશતો, અંતરિક્ષમાં ઊડતો,
આત્મા અને ભાવનાને સૌન્દર્યનું મૂર્ત સ્વરૂપ આપતો;
+ + + + જેમ કોઇ ચ્હેરો
દૈવી સૌન્દર્ય વાળો, આપણી દ્રષ્ટિએ ખુલ્લો થાય છે–
કોઈ અવર્ણ્ય રૂપવતી સ્ત્રી–
અને લોહી ધબકે છે, આત્મા ઉછળે છે,
અને મન ભક્તિ કરવા અર્ધ ઘુંટણીએ ળળે છે,
પ્રાણ પોતાની ગતિ ભૂલી જાય છે;
એવો તાજ છે."

આ કોઇ કવિની તરંગી કલ્પનાનું ઉડ્ડયન માત્ર નથી, પણ તાજના ભાવનું ખરેખરૂં ઊંડું નિરૂપણ છે. સ્થાપત્યશાસ્ત્રના ઉપયોગવાદનાજ કાનુનો પર રચાયેલી એ સામાન્ય સમાધિ-કબર-નથી, પણ એ મુમતાઝના સ્ત્રૈણ લાવણ્ય અને સૌન્દર્યનું સ્થાપત્યકીય આદર્શો દ્વારા ખડું કરેલું ભાવાત્મક મૂર્ત સ્વરૂપ છે. તાજ એક સ્ત્રી થવાને જ ઉદ્દેશાયો હતો. તેની આખી ભાવનામા, તેના દરેક વિભાગમા અને તેની દરેક લીટીમાં યોજકોના એક જ હેતુનો આવિર્ભાવ છે. પોતાના તરણ સૌન્દર્યમા કાન્તિવાન એ મુમતાઝ મહાલ પોતે જ છે. ઊગતા પ્રભાત સમયે, ઝળહળતા મધ્યાહ્ન સમયે કે રૌપ્ય વર્ણની ચાંદનીમાં, ચળકતા જમનાના કિનારા ઉપર હજુ એ વિચરે છે. એ હજી કોઇ વધારે નિગૂઢ વિચાર આપે છે: એ આર્ય સ્ત્રીઓના લાવણ્યને હિંદે આપેલો મોઘો અર્ધ્ય છે.

આ ભાવ સમજાઇ ગયા પછી તેને સ્થાપત્યના ઉપયોગવાદી કાનુનો પર થયેલાં મકાનો-પુરાલયો, પોસ્ટ ઑફિસો કે યૂરોપનાં ગ્રીસ રોમનાં મકાનો-ની સાથે સરખાવવો, એ કેટલું બાલિશ લાગે છે? ટીકાકારો, કે નહિ સમજનારાઓમાં કેટલાક ભાવબધિર થયેલા

હોય છે, કેટલાકો વર્ણુબંધ હોય છે, અને કેટલાક કલામાં અમુક જગાએ અમુક જાતના જ આવિર્ભાવને કે સૌન્દર્યને સમજી શકે એવા હોય છે. પણ જે કોઇ આ પૌર્વાત્ય સૌન્દર્યની કલ્પનાનો સત્ય રીતે સાક્ષાત્કાર કરી શકશે, તે તો એમાંથી વાંક કઢાડતો બંધ થઇ, મુગલ કલાની એ વિસ્મયકારક કૃતિના અતિ મૃદુ અને રમ્ય ગુલાવટનું અમીમ આનંદથી જરૂર રસપાન કરશે.

ગજાનન વિશ્વનાથ પાઠક

---

## પાપ દૂર કરવાની દવા

R.

દુઃખ... ... ...તોલા ૫)
નિયમિતપણું-...તોલા ૧૫)
પવિત્રતા... ...શેર ૧૨૫)
ધીરજ ... ...તોલા ૧૦)
નમ્રતા ... ...શેર ૧૨૫)
સખાવત... ...શેર ૩૦)

આ સર્વ ચીજોને સારીરીતે એકઠી કરી એક મજબૂત ખાંડણીમાં નાખો અને તેમાં

આશા... ... ...શેર ૧)

રેડો. પછી તેને નેકીની કઢાઇમા નાખો. તે કઢાઇને ઇશ્વરના પ્રેમના અગ્નિ ઉપર મૂકીને ઉકાળો. તેને વારંવાર સારીરીતે ધાર્મિક પ્રાર્થનાઓ વડે હલાવો. આથી ગર્વનો મેલ ઉપર દેખાશે નહિ. આ પ્રમાણેનો ઉકાળો દહાડામાં ત્રણ વાર કરતા રહેશો તો પાપનો રોગ દૂર થશે.

( સ્વ. દાઉદમહમ્મદની ડાયરીમાંથી )

---



# હું કેમ પરણ્યો

હું ઉમરેઠનો રહેવાસી છું ને બે પૈસે સુખી છું. મારો ધંધો ધીરધારનો છે. ઉમરેઠ ને આસપાસના ગામોમા મારા ઘરાક છે. અવારનવાર ઉઘરાણીએ મારે જવું પડે છે. ચાલૂ સાલે ધાડપાડુઓ, લૂટારા ને બહારવટીઆનો ત્રાસ વિશેષ છે, તેથી મારે ઘણી સાવચેતી લેવી પડતી હતી...... મહિનામા ડાકોરના એક આસામીનો વાયદો હતો, તેથી મારે ત્યા જવું પડયુ. રૂપીઆની રકમ મોટી હતી. હજાર કે બે હજાર લાવવાના હતા. તેથી ઘેરથી સાદા ને ફાટયાતૂટયા લૂગડા પહેરી હુ નીકળ્યો. માથે સાધારણ ટોપી હતી. મારૂ ગામ એવું સાદુ છે, કે ગમે તેવા કપડા પહેરો તો યે ચાલે. મહાત્મા ગાંધી હજુ હવે ખાદી માટે લડત ચલાવે છે, પરંતુ અમે તો મૂળથી ગંઝીઉં પહેરવામા માન સમજીએ છીએ. એવા કપડા પહેરી આપણે નીકળ્યા. શકન સારા થયા, એટલે જતા કાઇ અડચણ પડી નહીં. ઘરાકને ઘેર મિષ્ટાન્ન ઝાપટી રૂપીઆ બે હજાર તેની પાસેથી કઢાવ્યા. મારી ફાટલી ટોપીની અંદરના અસ્તરમા બે હજારની નોટો મેરવી દીધી ને બંદા ડાકોરથી ચાલી નીકળ્યા. ડાકોરથી ઉમરેઠનો રસ્તો એકાકાર છે: જાણે ડાકોર ઉમરેઠનુ પરૂ ન હોય! ઉમરેઠમાથી ઘણાને રોજ ડાકોરરાયના દર્શન કરવાનો નીમ હોય છે, ને તેવા લોકો પગે ચાલી રોજ ડાકોર જઇ આવે છે. એ કારણે રસ્તે કાઇ ખાસ ભો હોતો નથી. પરંતુ હાલમા બહારવટીઆના ત્રાસથી જવરઅવર ઓછો થયો છે, ને મને નીકળતા કાઇક મોડું થયુ, એટલે મનમા પાકી દહેશત હતી. તેથી સાવચેતીના ઉપાય તરીકે નોટો ટોપીમા ઘાલી ઝપાટાબંધ હુ ચાલ્યો.

ડાકોરથી ઉમરેઠ આવતા સૃષ્ટિસૌંદર્ય જોવાનુ ખાસ મળતું

નથી. તોપણ શિયાળાનો દહાડો હતો, એટલે ખેતરોમાં લીલો હરીઆળો પાક હતો. પાકના દાણા જળકયા નહોતા. કોઇનાં ડૂંડામાં દૂધ ભરાયું હતું. એવા દૂધભર્યા કેસરનો પરાગ સાંજના પવનને સુવાસ આપી રહ્યો હતો. આંબાના મોરની કળીઓ વિકસીને એ પવનને વધારે મઘમઘતો રહેલી હતી. ઉંચા મહુડાંના ઝાડ ઉપર સવારે ટપકવાનાં મહુડાં પાકીને ગય થઇ એ ઝાડોની શોભામા ઓર વધારો કરતાં હતાં. આથમતા જતા સૂર્યનાં છેવટના રંગબેરંગી અને મોટે ભાગે લાલ કિરણો ઠેઠ સુધી રસથી ભરેલા એ ખેતરો ઉપર પથરાઇ પાર્ટ કરતાં હોવાથી ઝાડો ઉપર મોનેરી તેજનો અમલ થયો હતો અને તેથી, આકાશમાં જણાતા રંગો સાથે ઝાડ સ્પર્ધામાં ઉતરેલા હોય, એવો ભાસ થતો હતો. અહીંતહીં વાડો ઉપર વેલાઓ ને વેલીઓ ચઢી શેઢાના ઝાડ ઉપર લચી રહ્યાં હતાં. ચોમાસું તરતનું ગયેલું, ને પાછોતર વરસાદ, એટલે એ કુદરતી લતામંડપો ઉપર નાનાં, નાનાં સુરેખ બહુરંગી ફૂલો ખીલેલાં હતાં: હમણાં જ ખીલેલાં એટલે તેમની મીઠી ને તાજી વાસ આપણા નાકમા થઈ ઠેઠ મગજ ઉપર તાજગી પાથરતી હતી. કવિઓ કે ચિતારા ચિતરે તેવું સૃષ્ટિસૌંદર્ય આ નહીં હોય; પરંતુ ગામડાંમાં જે દેખાવો જોઇ અમે મોજે માણીએ છીએ, તેનું ચિત્ર આ વખતે મારી આંખે પડ્યું.

સૃષ્ટિસૌંદર્ય સાથે પ્રકૃતિગાન સુણાતું હતું. પોપટ મેના ત્યાં મધુર વાણી બોલતાં નહોતાં; પરંતુ ચકલીઓ ચીં ચીં ને કાગ કા કા કરતાં. પીનના પાક હવે ઓછા થયા છે, તોપણ ઉંજેવા દીવેલથી હળવા થયેલા કોસનો મીઠો ધ્વનિ દૂરથી ખેંચાઈ આવતો હતો; ને કોઇક કરના કોલ્હાના શેરડીના રસ જેવા મધુર સ્વર તેની સાથે હરીફાઇમાં ભેળાઇ કાન ઉપર અથડાતા હતા. મારૂં મન ચકડોળે ચઢ્યું: પ્રેમના ઉલ્લાસના તરંગો આવવા લાગ્યા. શેઠીનો પૂથ મેં ક્યારનો વટાવ્યો હતો, પણ મોડું ન થાય એ માટે આવાં નકામાં શમણાંમાંથી જાગ્રત થઇ મેં ઝપાટાબંધ ચાલવા માંડ્યું.

૨

'મોટા પગલા' એ આવી પહોંચ્યો. 'આખા લીમડામા એક ડાળ મીઠું, કે રણછોડ રંગીલો.' એ ગોપ-કાવ્ય મને સાભર્યું. લીમડો દૂર હતો; ડાળ મીઠું હતું કે નહીં તે જોવાની પરવા નહોતી. પગલાને નમીને ઝટ ચાલ્યો. એથી થોડે આવે વાવ આવી તે જોવા ન ઉભો રહ્યો, ને આગળ જ ચાલ્યો. પાચેક મિનિટમા સતા તલાવડી આવશે. હાલ તો ખાડો રહ્યો છેઃ પાણી યે નહોતું. એ તલાવડીની જગા ચોર ને લુટારાને ફાવે તેવી છે. બે ત્રણ રસ્તા ભેગા મળે છે ને તલાવડીનો ખાડો દૂરથી જણાતો નથી આ વખતે ભગવાન સૂર્યનારાયણ બરોબર ક્ષિતિજ આગળ આવ્યા હતા. વખત રોળીકોળીનો હતો. જેવો હુ તલાવડી નજીકથી જતો હતો, તેવામા બુકાની બાધેલા ને હાથમા ભાલો લીધેલા ત્રણ જણ બાજૂ ઉપરની વાડેથી નીકળી મારી સામે આવ્યા. મારા હોસકોશ ઉડી ગયા. અમારી વચ્ચે દશેક કદમનુ અંતર રહ્યું હતુ. ત્રણમા જે મુખી જેવો હતો તેણે ફરમાવ્યુઃ "ખબરદાર! ત્યા જ ઉભો રહે."

હુ ખમચ્યો ને દેખીતી હિમત ધારણ કરી બોલ્યો "આ ઉભો, શુ છે?"

"શુ છે, તે સમજતો નથી? પાસે જે હોય તે ધરી દે"

આટલી વાત દરમ્યાન મને કાઇક ધીરજ આવી હતી. મેં યુક્તિપૂર્વક મારી ટોપી આવે અફાળી ફેકી, ને કહ્યુ "લો આ 'કાદી સરખી' ટોપી ને આ લૂગડા."

એટલુ બોલી લૂગડા ઉતારતા ઉતારતા મે કાઇક રોફ સાથે વિનવવા માડ્યુંઃ "ભિક્ષુક બ્રાહ્મણના આટલા લૂગડા લઈ તમે તાલેવન થજો."

આ ટોળ સહ કરેલી વિનવણીની અસર થઇ. કદાચ એમ પણ હોય કે લૂગડાનો ઢાળકો જોઈ તેમની ખાત્રી થઇ હોય, કે આની પાસે કાંઇ નથી. ગમે તેમ હોય, પણ મુખીએ કહ્યુઃ "જા, તું બ્રાહ્મણ છે, તેથી તને જવા દઇએ છીએ." લૂગડા પહેરી, ટોપી



ઉપાડી મેં ચાલવા માંડ્યું, કે તુર્ત પાછો મુખી મારી પાસે આવ્યો, ને પાછળથી મારી પીઠ ઉપર હાથ મૂકી તેણે પૂછ્યું: "ઓ સાહેબ, આ પાછળ આવે છે તે કોણ છે?" મેં પાછા વળી જોયું તો કોઇ સ્ત્રી આવતી હતી. સુરજ અડધો ક્ષિતિજમા પહોચ્યો હતો, એટલે હજી પુષ્કળ અજવાળું હતું, તેથી તે બાઇએ ઘરેણુંગાડું પહેરેલું હતું, એમ જણાતું હતું. મને બીક લાગી કે રખેને આ લોકો તેને સતાવે કે લૂટે. તેથી, કે કોણ જાણે કેમ, મારા મોંમાથી નીકળી ગયું, કે "મને શું કામ પૂછો છો, એને જ પૂછો ને!"

એવામા તે બાઇ પાસે આવી પહોચી. તેને ઉદ્દેશીને મુખીએ પૂછ્યું: "બાઈ, આ તારા કોણ થાય?"

મારૂં કહેતું સાંભળ્યું હોય, અગર હથીઆરબંધ ધાડપાડુઓ જોઇ તે ત્રાસી ગઈ હોય; ગમે તેમ હોય, પણ તેણે જવાબ વાળ્યો "કોણ તે વળી મારા ઘરવાળા-વર-થાય."

આ નવાઇ સાંભળીને હું તો આશ્ચર્યથી દિઙ્મૂઢ થઇ ગયો. સાથે બાઇની હિંમત ઉપર ફિદા થઈ ગયો. મેં ધીમે ધીમે આગળ ચાલવા માંડયું, એટલે મુખીએ નિર્ણય જાહેર કર્યો: "જા, બહેન જા, તું બ્રાહ્મણની સ્ત્રી છે, ને તારા વરને અમે હમણાં છોડી દીધો છે, તો તને પણ જવા દઇએ છીએ. તારી જોડે માલમતા તો ઠીક છે, પણ ભગવાન તેનો બદલો અમને આગળ ઉપર આપશે."

એ બાઇ ઉતાવળે મારી પાસે આવી લાગી. પાંદડાની માફક તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તેને ઘણી બીક લાગી હતી. મને પકડી પાડી તે બોલી: "મને સારો સંઘાત મળ્યો; ઠેઠ સુધી. ઇશ્વરનો પાડ." તેના બીકથી થરથરતા ઘાટામા કાઇક અજબ મોહિની મને લાગી. રૂપાની ઘંટડીનો અવાજ કાઇ હીસાબમા નહીં. સ્વરનાં કાઇ અપૂર્વ મોજાં મારા કાનને અથડાયા. મેં તેના સામુ જોયુ, ને તેજ ક્ષણે તેણે "કોણ તે વળી માગ ધરવાળા" એવો આપેલો જવાબ યાદ આવ્યો. તે નીચું જોઈ ચાલતી હતી, તેથી મેં બારીકીથી તેને જોઇ.

૩

આ મૂર્તિ કાઇ અજબ હતી. કવિઓ કે સૌંદર્યપ્રેમીઓ વખાણે તેટલું રૂપ એનામા નહોતું; પરંતુ રૂપથી પણ કાઇક અધિક તેનામા હતું. તે અવર્ણ્ય હતું. તે મદમાની નિડર ચાલતી હતી; હું માત્ર ખેંચાતો હતો. બ્રહ્માએ તેને ચોડી કણકે ઘડી નહોતી, પરંતુ તેના દરેક અંગમાં અને ઉપાંગમા જોબન ખીલી નીકળેલું હતું. ગુલાબી સફેદાઇને બદલે ચંપકવર્ણી છાટ તેના શરીર ઉપર હતી. વિંધેલું નાક, રંગેલા દાંત અને છુટેલા છુદણા ઉપર મને સ્વાભાવિક અણગમો છે, છતાં તે બધાની હાજરી અહીં બાધકારક લાગી નહીં. હસુંહસું થતું તેનું મોં, ભરાવદાર ગાલમા પડતા ખાડા, બેપરવાઇથી હોળેલા માથાની ઉડતી લટો, અતિ વિશાળ અણીઆળી આંખો, મને પરવશ બનાવવા બસ હતી. હું પરણેલો હતો, પણ મારી વહુ નાનપણમાં ગુજરી ગયેલી ને કન્યાની અછત, એટલે ફરી કાંઈ વિવાહ

થયેલો ન હોવાથી રાંડ્યા છતાં હું કુંવારો હતો. મારું લક્ષ ચાલવામાં નહોતું. હું તો આ સ્ત્રી તરફ ઘડી ઘડી જોઇ રહેતો. મને ઠોકરો વાગતી તેની પરવા નહોતી. 'ઠોકર વાગે ત્યારે મને સમજણ આવે' એવું અત્યારે નહોતું.

એક પવનનો ઝપાટો આવ્યો ને તેનું માથું ઉઘડી ગયું. અહાહા! કેવો મોટો ચોટલો, ને કેવા સુંદર વાળ! તે માથું ઉઘાડું રાખે તો જ ઠીક! પણ તેણે માથે ઓઢી લીધું. તેણે સહેજ પાતળો કાળો બંડીઓ પહેર્યો હતો. તસનસતું કાપડું અંદર હતું. કાપડું શરીરને ટાઇટ રાખે છે, ને તેથી કેડ ને છાતી બંને અરસપરસ પ્રમાણમાં રહી શકે છે; હાલના કોર્સેટની માફક બંડીઆની આરપાર તેનું નાજુક પેટ કાપડના ઉપલાણ સુધી અડધું સ્પષ્ટ દેખાતું હતું. આપણે તો ભાન ભૂલી ગયા, ને પૂછ્યું: "બાઈ, ક્યાં રહો છો?"

"ઉમરેઠ." ટૂંકો જવાબ મળ્યો.

"ઉમરેઠમાં ક્યાં?"

"......પોળમાં." ફરી ટૂંકો જવાબ મળ્યો.

'कामातुराणां न भयं न लज्जा' એ પ્રમાણે આપણે તો પૂછ્યું: "પરણેલાં છો?"

આ શબ્દો સાંભળી તે ઘણી ચીડાઇ, ને બોલી: "એવું શું કામ પૂછો છો? મેં લુટારાને કહ્યું કે તમે મારા ઘરવાળા છો તેથી? કહ્યું માટે કાંઈ થઇ ગયા? બોલ્યા તો બોલ્યા, પણ હવે મને સતાવશો નહીં. તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે. લો આ 'વડી' આવ્યાં."

ગર્વથી, તિરસ્કારથી, આટલું બોલતાં આ 'ગામડેની ગોરી'ની ભમર ઉંચી ચડી. તેથી તે વધારે ખૂબસુરત જણાઇ. કુદરતી સુંદરતા જેને મળી હોય છે તેને ચીડવ્યાથી તેની મોહકતા વધે છે. એ "ગર્વ-ઘેલડી, અલબેલડી, રસની વેલડી" આપેલ્ટ્ન પ્રેમાનંદે વર્ણવ્યા પ્રમાણે

"દેવ જાણે દેમની, અત્રેવ ડૂબે ડૂબી;
ચકિત ચિત્ત થયું મારું, ને ગયું કુતત્ત્વ ભૂલી."

લાગવાથી તેણે મારૂં—તેના રક્ષણ કરનારનું—જે અપમાન કર્યું તે હું ભૂલી ગયો. તેને હજુ ઓર ચીઢવી તેનું રૂપ ખીલવવાનો મને વિચાર આવ્યો. સુંદર માનુનીને ચીઢાયેલી તમે કદિ જોઇ છે? આ તો ચંપકવર્ણી હતી, ને ગુસ્સાની લાલી ફરી વળવાથી તેનું મો સુવર્ણમય કાંતિથી ઝગઝગી ઉઠયું. કેમ જાણે મારો ભાવ તે સમજી હોય, એમ તેણે ક્રોધભર્યે અવાજે કહ્યું: "મળ્યા ભાઇની પ્રીત! તમે મારા ઉપર ઉપકાર કર્યો છે, પણ તેના બદલામાં હું કઇ અપમાન સાખીશ નહીં, સમજ્યા? તમારે ને મારે શું?"

તે આ બોલ ભાગ્યે જ બોલી રહી હશે, એટલામાં બાજૂની વાડ પાછળ ખખડાટ થયો, ને નજીકના છીંડામાથી એક આકૃતિ બહાર આવી. એકદમ મારી નજીક તે દોડી આવી. પાસે આવતા જણાયું કે એ પેલો મુખી હતો. આવતા જ તેણે ગુસ્સામા પ્રશ્ન કર્યો: "કેમ અલી! તું તો કહેતી'તી ને, કે એ તારા ઘરવાળા છે? ને હવે કેમ કહે છે કે તમારે ને મારે શું? એમ દાગીના લઈ છટકી જવાશે નહીં. મને પહેલેથી જ શક હતો, કે 'દાળમા કાઇક કાળું' છે. તમે બંને વરવહુ નથી. ઉતાર તારા દાગીના."

હું ચોખીલો થઈ ગયો, ને પેલી તો શિયાવિયા થઈ ગઇ તેનું મોઢું રડુંરડું થઇ ગયું. કાઇ પણ દયા રાખ્યા વિના મુખીએ ભાલો ઉગામ્યો ને પોકાર્યો: "માને છે કે નહીં? એ તારા વર થતાનું કાઇ ચાલવાનું નથી."

કોઇ પણ ઓથઆરો ન રહેલો હોવાથી કંપવાયુ થયો હોય એમ ધ્રૂજતી તે આવીને મારી કોટે વળગી. છેક દીન મુખ કરી જાણે મને વિનવતી હોય તેમ મારા મો સામુ જોઇ તે ઝુગી ઉભી. તેના બંને હાથ મારા ગળા આસપાસ વીંટાયેલા હતા. તે દરેક પળે વધારે સખ્ત બંધનમાં મારૂં ગળું ભીડતા હતા. હવે શું કરવું? મેં તેના સામુ જોયું. મેં શું જોયું? તેના કપાળે ચાલ્લો નહોતો ને હાથે માત્ર અકેક સોનાની બંગડી હતી. શુ તે વિધવા હતી? વધારે



વિચાર કરવાનો વખત નહોતો. મને એક વિચાર સૂઝ્યો. મેં તેને માનભેર બચ્ચી કરીને કહ્યું: "વહાલી, લૂટારા પોતે જુઠ્ઠા હોય, એટલે બીજાને જુઠ્ઠા માને. તેઓ વળી લોભી, એટલે આપણે કહીશું તે માનવાના નથી. હશે; ઉતારી આપ તું તારા દાગીના."

મારા વર્તનનો ભાવ તે બરોબર સમજી, ને દાગીના ઉતારવા લાગી, એટલામાં પેલો બોલ્યો: "એવું મા બોલો. મેં તમારી તમામ વાતચીત સાંભળી છે. મને પહેલેથી વહેમ હતો, કે બાઇ જુઠ્ઠું બોલી છે, એટલે હું તમારી પાછળ પાછળ છુપાતો લપાતો ચાલ્યો આવું છું. તેણે તમને કહ્યું નહોતું, કે તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે? બોલો, તમે જુઠ્ઠા કે હું? લુટારા પણ પોતાનું વચન પાળે છે."

એક પળ વિચાર કરી અપૂર્વ શાંતિ ધારણ કરી મેં ઉત્તર આપ્યો: "તમે રજેરજ સાચું બોલ્યા છો, પણ મૂળ વાત એમ છે, કે અમે બન્ને ધણીધણીઆણીને બનતું નથી, ને ક્યારના જુદાં રહીએ છીએ,

ને તેથી જ તમે સૌથી પહેલા મને પૂછ્યું કે 'એ તમારી શી સગી થાય, ત્યારે મેં કહ્યું કે એને પૂછો. અહીં અચાનક અમારો ફરી ભેટો થવાથી સમાધાન માટે હું એને સમજાવતો હતો, ને તે માનતી નહોતી; દરમ્યાન તમે ઠીક આવી લાગ્યા. તમે અમારો ફરી સંબંધ કરી આપ્યો. તમે જોયું ને, કે એ કેવી મારે તાબે થઇ ગઇ!"

મારા બોલવાને એ બાયડીએ ટેકો આપ્યો: "મેં મારી ભૂલ જોઇ છે. હવે હું પસ્તાઉં છું." અને ગળામાથી કંઠી ઉતારી સુખી તરફ ફરી તેણે આગળ ચલાવ્યુ: "લે ભાઇ, આ એક કંઠી મને બહુ બીક લાગે છે. તારો ભાલો દૂર મૂક."

આ વાતચીતથી સુખીનુ હૃદય પીગળ્યું. ગળગળો થતા તે બબડ્યો: "બળ્યો વર ને બળી જાન. જાઓ ભાઇ, જાઓ. મારે કાંઈ નથી જોઈતું. પણ યાદ રાખજો, કે તમે લડી પડેલા વર વહુ હવે જો અહીંથી જઇ એકડા એક જ ઘરમા નહીં રહો, તો તમે બંને જુદા છો, એમ માની તમને બંનેને ઘેર આવી આ ભાલાથી ટાંગ કરીશ, ને વરબાર લૂટી લઇશ. એમ ન કરુ તો મને .....ની આણ છે."

આટલુ બોલી એ ઝટ દોટ મૂકી નાસી ગયો.

૪

લૂટારાથી છૂટયા તો ખરા, પણ અમારી ખરી મુશીબત તો હવે શરૂ થઇ. અમને આ શુ સુઝ્યુ? હવે શુ કરવું, ક્યા જવુ ને કેમ વર્તવું? મને પસ્તાવો થયો. મારૂ અંતઃકરણ મને ડંખવા લાગ્યું. મેં આ શુ કર્યું? અને હવે શુ કરવું? એટલામા તે બાઈ બોલી: "ભાઇ, તમારો ઉપકાર માનુ છુ. તમે ન હોત તો એ મુવો મને મારી નાખત, કે આબરૂ લેત. એનો ભાલો જોઇ હું તો થરથરી ગઇ છું."

હું સાભળી રહ્યો. ઘોર અંધારી રાત શરૂ થઇ હતી. અમે 'વડા' મા હતા. એ લગભગ ગામની બાગોળ કહેવાય. ત્યા ઉભા રહે કાઇ વળે તેમ નહોતું, તેથી છેવટે મે કહ્યુ: "ચાલો બહેન, આપણે હવે જતા રહીએ."

"હા, પણ હવે પેલા મુઆની ધમકીનું શું? આપણે શું કરીશું?"

"ગામમાં તો બ્હેવુંજ પડશે. એમ એની ધમકીથી ડરી ગયે કંઈ પાર આવશે? તમે તમારે ઘેર જાઓ, હું તમને મૂકવા આવીશ."

"ના ભાઈ, એમ ન થાય. ને તે પણ આજે ને આજે? તમે જોયું ને, કે એ ગયો કેનો હમણાં ફરી નીકળ્યો હતો? પાછો મુનો આપણી પુંઠે લાગેલો હોય તો?"

"ત્યારે શું કરવું? આજનો દિવસ ત્યારે, કાં તો હું તમારે ઘેર આવું, કે કાં તો......" એટલું બોલી હું અચકી ગયો.

"કે કાં તો હું તમારે ઘેર આવું." તેણે વાક્ય પૂરું કર્યું ને ઉમેર્યું: "હા, ચાલો."

અમે ચાલવા માંડયું. 'નાના પગના' એ આવી, દર્શન કરી, મન સાફ કરી અમે બંને મારે ઘેર આવી પહોંચ્યા. એ વખતે ગાનનો પૂર્ણ અમલ શરૂ થયો હતો.

ઘેર તો આવ્યો. પણ હવે જ મારી મૂઝવણ શરૂ થઈ હતી. શરૂઆતમા રમણીય દેખાવા છતા એ મૂંઝવણ હવે મને ખરેખર સાલતી હતી. ગાયત્રિ જેટલી નિર્દોષ અને પવિત્ર સ્ત્રી આમ એકાએક મારા ઘરમાં આવી ચડી હતી. ઘર ઘણું નાનું હતું ને હું એકલો હતો. આ મારી કમોદીનો વખત હતો. ગાન તો ગમે તેમ કરી પસાર કરી, પણ સવારમા તેણે એને ઘેર જવા ચોખ્ખી ના પાડી. એને તો હજી બહારવટીઆનો ભાવો દેખાયા કરતો હતો! એને માટે ખાવાપીવાની તથા કપડાંલત્તા લાવવાની ગોઠવણ મારે કરવી પડી. મૂળ વાત અને મેંગના લુગડાં ખરીદવા, એ કેટલી શરમનું કામ? નવરાશમા મેં તેને પૂછ્યું કે રસ્તામાં એ એકલી કેવી રીતે આવી ચડી. તેણે ખુલાસો કર્યો: "ઠાકોરથી સંગાથ જોઈ હું સાડા પાંચ વાગે નીકળી અમે સૌ ગાડી ઉપર બીસામો ખાવા બેઠા. હું જરા કપડાંઓ લઈ ગાડીની અંદર ઉતરી, ને સૌ મને ભૂલી ગયા, ને ચાલ્યા ગયા; ને હું એકલી પડી ગઈ."

આમ ને આમ એક દિવસ, બે દિવસ ચાલ્યા ગયા. મારી મુંઝવણ વધતી ગઇ. મને હવે લોકનિંદાનો ડર લાગ્યો. આવી રીતે ઘરમા બૈરી છૂપી કયા સુધી રહે ? ને એમ સાપનો ભારો જાળવી શી રીતે રખાય ? એ તો હરની મારી એને ઘેર જવાની વાત કરતી જ નહોતી. છેવટે મારે ખુલ્લેખુલ્લું કહેવું પડયું: "જુઓ લક્ષ્મી !"—તેનું નામ લક્ષ્મી હતું–"આમ ને આમ દહાડા કઢાય નહીં. તમે ને મેં શી ચોરી કરી છે, કે આમ છાનું રહેવું ?"

"ત્યારે શું કરવું ?"

"તમે તમારે ઘેર જાઓ, ને મને છૂટો કરો."

"એ કેવી રીતે બને ? બહારવટીઆએ આપણને એક જ ઘરમાં રહેવાનો હુકમ કર્યો છે. જુદા પડીએ તો જીવ ખોઇએ."

"પણ માથે અપવાદ આવે તેનો વિચાર કર્યો ?"

કાંઇક ખસીઆણી પડી તે બોલી: "હા, એ વાત ખરી. પણ શું ભાઇ બહેન એકલા ઘરમા નથી રહેતા ?"

"આપણે કાઇ ભાઇ બહેન નથી; ને આપણે કહીએ તે કાઇ લોકો માને નહીં. હવે માત્ર બે રસ્તા છે. કા તો છૂટા પડવું...કે કાં તો......"

"કે કાં તો......શું ? કેમ અચકી ગયા ?"

"કહું ? તમને ખોટું લાગશે ?"

"ના, કહો; મને ખોટું નહીં લાગે."

"કાં તો છૂટાં પડવું કે કાં તો ભેગાં રહેવું."

"પણ ભેગાં રહેવાની તો તમે ના કહો છો ને ?"

"આવી રીતે નહીં."

"ત્યારે વળી કેવી રીતે ?"

"જે રીતે રહેવાય તે રીતે-દુનિયાની ચાલતી રીતે-પરણીને."

"મેં ક્યારે ના કહી છે ? હું તો કયારની એ જ કહું છું; પણ તમારા લક્ષમાં ક્યા વાત આવે છે ?"

આમ વાત નક્કી થઇ. ઉમરેડમા નાતજાત સમક્ષ એ કાર્ય થાય નહીં. વળી એ બાઇ કોણ છે તેની પણ મને ખબર નહોતી,

એટલે છાનાંમાનાં મુંબાઈ જઈ શેઠ ભગવાનદાસ માધવદાસના આશ્રય નીચે પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું. રતીલાલ અમે ડાકોર જઈ ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબાઈ ગયાં.

૫

મુંબાઈમાં પુનર્વિવાહના હૉલમાં......મહિનાની સુદ પાંચમે અમારું લગ્ન છડેચોક થયું. આગેવાન સુધારાવાળા સમક્ષ અમારો હસ્તમેળાપ થયો. પહેલું મંગળ ફરી રહ્યા કે તુર્ત બુકાની બાંધેલો ને હાથમાં ભાલો ઝાલેલો એવો એક માણસ હૉલમાં દાખલ થયો. તેને જોઈ મારાં તો હાજાં ગગડી ગયાં! બહારવટીઆનો મુખી આમ ત્રીજી વખત અમને સતાવવા અણીની વખતે ક્યાંથી ફૂટી નીકળ્યો?! અમને જોઈને તેણે બાપણ કર્યું: "અલ્યા બ્રાહ્મણ! વાહ તારી ચતુરાઇ?! તું કહેતો, તો ને કે તમે પરણેલાં છો? એવું જુઠ્ઠું બોલી આ બાઈનું ઘરેણું બચાવ્યું; ને કહેતો ગયો કે અમે લૂટારા જુઠ્ઠા. તું જુઠ્ઠો કે અમે? ને પાછું ઘરેણું બચાવ્યાના બદલામાં એ બાઈને આજે પરણવા નીકળ્યો છે? તમને શી શિક્ષા કરવી?"

અમે બંને લેવાઇ ગયાં, કેમકે એણે ભાલાવાળો હાથ ઉંચો કર્યો હતો. અમારાં ઉતરેલાં મોઢાં જોઇ એણે ઉમેર્યું: "અરે. તમે પરણેલાં નહોતાં તે હવે પરણ્યાં. ચાલો વિધિ પૂરી કરી નાખો. મારે જવાની ઉતાવળ છે, કેમકે, નહીંતો અહીં તમે અધિકારીઓ બોલાવ્યા છે તે મને--બહારવટીઆને-પકડવાનો આ પ્રસંગ જવા દેશે નહીં."

અમે ચારે મંગળ ફેરા પૂરા કર્યા અને પરણી ઊઠયાં. એક હજાર રૂપીઆની નોટ લક્ષ્મીના હાથમાં મૂકીને જતાંજતાં મુખીએ આશીર્વાદ આપ્યો: "લો આ મારો ચાંલ્લો. રામરામ. હું જઉં છું. મારાથી બ્હીશો નહીં. હવે હું પ્રસન્ન થયો છું. તમે બંને પરણ્યાં-ઈશ્વર તમારું જોડું સુખી રાખો. લક્ષ્મી! તારું હેરાનન કુશળ ગૃહ-બ્હેન આવજે!"

અમે કાંઈ પણ બોલીએ તે પહેલાં તો જેમ આવ્યો હતો તેમ તે પોબારા ગણી ગયો.

અમે અમારે મુકામે ગયાં. મુખી બરોબર લગ્ન પ્રસંગે ક્યાંથી આવી ચડયો અને તેણે ચાંલ્લો શામાટે કર્યો એ હું કાંઇ સમજ્યો નહોતો. મારા મનમાં એ વાત ઘોળાયા કરતી હતી, તેથી ઘેર પહોંચતાં જ મેં લક્ષ્મીને પૂછ્યું: "વહાલી, મુખી વિચિત્ર માણસ જણાય છે. તે આવ્યો શું ને ગયો શું? તેણે આપણને ડરાવ્યા શું ને ચાંલ્લો કર્યો એ શું? માન ન માન, પણ કાંઇક વહેમ પડતી વાત છે."

આ સાંભળી તે હસી પડી. આ વિચારવાની વાત હતી; આમાં હસવા જેવું કશું નહોતું. તેથી મેં સવાલ કર્યો: "હસે છે શું? આમાં મશ્કરી જેવું શું છે?"

"ઘણુંય. તમે ન સમજો."

"કહે જોઇએ, મારા સમ."

"લો ત્યારે કહું છું. હવે છૂપાવવા કાંઇ કારણ નથી. એ મુખીને હું ઓળખું છું, કેમકે તેની વહુને ને મારે બહેનપણાં છે; ને મેં જ તેને અહીં તેડાવ્યો હતો."

એ સાંભળી હું સડક થઈ ગયો. તેણે આગળ ચલાવ્યું: "મેં તમને જોયા ત્યારથી જ હું મોહી પડી હતી. કહું, પહેલા ક્યારે જોયા?..... કાકાએ નાત કરી ત્યારે હું જમવા આવી હતી, ને તમે પીરસતા હતા. તે પહેલા મેં તમને કદિ જોયેલા નહીં. ઉઘાડે શરીરે તમે કેવા કામણગારા લાગતા હતા! વિચારોની કરચલીઓથી શોભતું મોઢું ને ઉપસેલું તમારૂં કપાળ; મસ્તીખોર અણીઆળી ભુખરી આંખો; વાંકી લાંબી ચોટલી; મોટા કાનછેરીઆં; ભરાવદાર, ગુચ્છાદાર વાંકડી મૂચ્છ; પાતળું શરીર; માંસલ સ્નાયુઓ; એ સૌથી હું મારૂં ભાનસ્સાન ગુમાવી બેઠી. જેમજેમ પછી તમને વધારે વાર જોયા, તેમતેમ ઉન્માદ વધતો ગયો. ગમે તેમ કરીને તમને પરણવું એ નિશ્ચય કર્યો. અને તે વાત મારી બહેનપણીને

કહી. તેણે તેના ધણીની મદદ માગી. તે તમારા ઉપર દેખરેખ રાખતો અને જે દિવસે તમે હાઉર ગયા તે દિવસે તેણે શિખવ્યા પ્રમાણે તમારી પાછળ હું આવી લાગી. હું બાળરાડ એટલે ઉઘાડે છોગે તમારી સાથે લગ્ન કેવી રીતે ગોઠવાય ? તેથી આવો રસ્તો ખોળે ખોળે શોધવો પડ્યો."

હવે મારાથી છાના રહેવાયું નહીં; તેથી વચમાં સવાલ કર્યો: "પણ મેં તે વખતે સુખીને એવું ન કહ્યું હોત કે 'એ મારી કોણ છે તે બાબત એને જ પૂછો' તો શું થાત ? પછી તારા કાવત્રાનો મેળ કેમ ખાત ?"

"ઈશ્વર પાંધરો હોય તે સહાય કરે જ, ને તમને ભૂલાવી તમારા મોમાં એવા શબ્દો મૂકાવે જ. આમ થયું હોત તો શું થાત, એ પ્રશ્ન હાલ નથી. તમે જવાબ આપતાં ભૂલ્યા, ને પકડાયા–મારી જાળમાં ફસ્યા ! એ વાત ઉઘાડી પાડવા મેં સુખીને અહીં બોલાવ્યો. વળી તેણે મદદ કરી, એટલે તે હાજર રહે તો સારૂં. પકડાવાની દહેશતથી તેને બિચારાને ચાલ્કું જવું પડ્યું. ઠીક ચાંલ્લો કરતો ગયો! પણ એ ચાંલ્લા કરતાં પણ મારા કપાળમાં થયેલા નવા ચાંલ્લાને હું વધારે કિંમતી ગણું છું."

"હું પણ તને મેળવી સુખી છું. પરંતુ વહાલી, તું જબરી તો ખરી. અસલના વારામાં સ્ત્રીઓનાં-કન્યાઓનાં-હરણ થતાં. આજે તેં પુરષનું—વરનું—હરણ કરી બતાવ્યું છે!"

"તમે પકા છો. તમે પહેલું મારૂં હરણ કર્યું તે ભૂલી જાઓ છો. તમે પહેલું મારૂં મન હર્યું, એટલે હરણ કરનાર તમેસ્તો."

"તે મેં કાંઇ જાણી જોઇ કર્યું નહોતું. તું મારા ઉપર મોહી પડી હતી, તેની મને કયાં ખબર હતી ?"

"હશે, પણ મને ઘેર લઇ જનાર પહેલાં તમે હતા એ વાત તો ખરી ને ?"

# " હૃદય શીદ ખોલવાં અમથાં ?"

-રાસ-

નિર્જન વનવગડે અલી વાદળી ! જળ શાં ઢોળવાં અમથાં ?
રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમિપ વિતક શાં ખોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?
—નિર્જન૦

ચાતક જળવણ ટળવળે, મેઘ ચડયો ઘનઘોર;
ગર્જન કિન્તુ જુઠડાં: જગ એવું ય નઠોર:

છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં ?
ઝવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમિપ વિતક શાં ખોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?
—નિર્જન૦

સુગન્ધમિઠા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખમિઠાંના મોહ શા, જો ના મનના મેળ ?

ગરજુ જગવગડે વણ પાત્ર, પ્રણય શો ઢોળવો અમથો ?
ઉરેઉર જોડવાં અમથાં ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોળવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?
—નિર્જન૦

મોહબીના મેસારમા, જુઠ્ઠા મૃગજળ ઘાટ;
મોંઘી સફરો સ્નેહની, આથી ઉગ્ની વાટઃ

દિલકથી સડેલ વાડીમાં ફૂલડાં ! શા ફેરવા અમથા ?
દગ્દ દિલ વ્હોગ્વા અમથા ?
લાધે પાત્ર પરમ ત્યા હૃદયો રસ તરબોળ મન ગમતાઃ
હશે કલ્પોલના પથ ક્યા ?

—નિર્જન૦

કેશવ હ. શેઠ

---

# "નેનાકે નીરમે ભીંજત ટીકા"

—કવિત—

જા દિન કંથ બિદેસ ચલે સખી ! તા દિનમે બહુ લાગત જીકો,
અંગ શૃગાર ઇગારસો લાગત, માનુનીકો મન: લાગત ફીકો;
સેજ સમે કમલા ભઇ વ્યાકુલ, સીસ રહ્યો લટકી તરુનીકો,
કહે કવિ ગંગ, સુનો શાહ અકબ્બર, 'નેનાકે નીરમે ભીંજત ટીકા.'

---



હાજીમહમ્મદ–
સ્મારક ગ્રંથ

અદ્વૈત મંથન

ચિત્રકાર
ડી. રામરાવ

2600—Lakshmi Art, Bombay, 8

## અદ્વૈત મંથન

—અંજની ગીત—

પ્રેમાબ્ધિ કેરી ઉર્મિઓ,
સૌન્દર્યોની સ્ત્રી-મૂર્તિઓ;
જડ પુરુષ ખડકોને સંગે,
ઝૂઝે અદ્વૈતે.

પછડાતી ને પાછી જાતી,
અનંતતામા ફેરા ખાતી;
તાડીને પીગાળી અંતે,
ભેટે અદ્વૈતે.

દેશળજી પરમાર



# સૌન્દર્યની શોધ

અભ્યાસખંડને એક ખૂણે અદ્ભુત કલ્પનાઓ ગૂંથતો કલાવિદ્ કો ચિત્રકાર બેઠો હતો. નિરન્તર તે વિચારમગ્ન દીસતો. કાળાં ઘનઘોર વાદળ ઘેરાતા એના મુખ પર ઉદાસીનતા છવાતી. સૌન્દર્યની કો પ્રતિમાને—નિજ સેવાની અનન્ય મૂર્તિને—તે સ્મૃતિપટ પર ચિતરવા મથતો.

ધીમે ધીમે ઉંચા આકાશમા સપ્તરંગી ધનુષ્ પ્રગટતું. ચિત્રકાર એના મૃદુ આછા રંગો ને એની વર્તુલ રેખાઓ જોઈ રહેતો. એની આંખોમા જીવન્ત ચેતન પ્રકાશતા. હર્ષઘેલો થઈ તે બોલી ઉઠતોઃ "સ્વર્ગપ્રાન્તની ઓ સ્વપ્નસુન્દરી! મુજ જીવનખંડે તું પધાર. ત્હારૂં મનોહર મુખડું તું મ્હને બતાવ; તુજ સ્વર્ગભૂમિના નવરંગી સુરખા તું પળેકવાર અળગા કર."

વરસાદના જલબિન્દુઓ ટપ ટપ નીચે પડતાં ત્યારે એને આશ્ચર્ય લાગતું. મનમાં વારંવાર એ બોલતોઃ "આ જલબિન્દુઓ જેવા જ પવિત્ર ને પાવનકારી એનો આત્મા હશે."

વરસાદ બંધ થતો અને આથમતો સૂર્ય જલભીના પૃથ્વીપટપર અવનવા તેજસ પુંજ છાંટતો. એવે રમણીય સમે, નિર્જન અભ્યાસખંડ પાછળ મૂકી, દુન્યવી જનસમૂહની વચ્ચે થઇ એ આગળ ધપ્યે જતો.

કુતૂહલભર્યા ગ્રામ્યજનો એના દેવ શા દીપતા દિદાર તરફ જોતા. એના કાળા લાંબા વાળ જોઇ, ને જોઇ એની આત્મતેજભરી ઝીણી આંખો, તે સંશયે ચઢતા કે આટઆટલું સૌન્દર્ય એને ક્યાંથી લાધ્યું!

પણ એતો સ્વ-રચી સૌન્દર્યપ્રતિમા શોધતો; સારા જગતને વિસ્મૃતિ પંથપર નાખતો, ઉન્મત્ત બની સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો.

આતુરતાભરી શોધવૃત્તિથી તે પ્રત્યેક લલનાનું સુસુન્દર, સુરેખ ને સુરમ્ય મુખડું નિરખી રહેતો. "મુજ જીવન સર્વસ્વ છાઇ રહેતી દિવ્યવાસી સ્વપ્નસુન્દરી—મુજ કલ્પનારચી દિવ્યાંગના—મ્હારી જ પવિત્ર, નિષ્કલંક ને સૌન્દર્યવતી હૃદયરાણી—તું તો નથી?" આ શોધનો સ્પષ્ટ ભાવ તો એની આંખોની પ્રત્યેક રેખામાં પણ જડેલો હતો.

ગ્રામવાસી ગ્રામ્ય લોકો એના ચાળા પાડતા-ખીજવતા. એના ગયા પછી ધીમેથી વાતો કરતાઃ "એ તો ભટકેલ છે-તરંગી છે."*

મનુભાઇ કલ્યાણજી દેશાઈ

* અંગ્રેજી ઉપરથી





# પરિવર્તન

બી. એ.ની ડિગ્રી મેળવી અપૂર્વ પોતાને ગામ પાછો ફરતો હતો. તેના ગામની નજીકમાં થઈને એક નાની નદી વહેતી હતી. ઉનાળામાં તો એનું પાણી સુકાઈ જતું, પણ અત્યારે તો વર્ષાઋતુનો આરંભ થઈ ચૂકેલો હોવાથી તે બે કાંઠામાં વહેતી હતી.

અપૂર્વ બેઠો હતો તે વહાણ ઘાટ પર આવી પહોંચ્યું. વૃક્ષોની ઘેરી ઘટામાંથી ડોકિયાં કરતું પોતાનું ઘર અપૂર્વને દેખાયું. પોતાના આવવાની ખબર તેણે કોઈને પણ અગાઉથી કહેવડાવી નહોતી, એટલે કોઈ સામું આવ્યું ન હતું. ખલાસીએ સામાન ઘેર પહોંચાડવા માટે તેની સાથે આવવાનું કર્યું, પણ અપૂર્વે તેને ના પાડી અને પોતે જ સામાન હાથમાં લઈ વહાણમાંથી કિનારા પર છલંગ મારી. દુર્ભાગ્યે વરસાદને લીધે જમીન લપસણી બની ગયેલી હોવાથી તેણે સામાન સહિત પૃથ્વી સેવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા!

આ વખતે એક મીઠો મીઠો હાસ્યધ્વનિ સંભળાયો. એ હાસ્યનો ભાવ કંઈ એવો વિચિત્ર હતો, કે એ સાંભળીને ઝાડ પર બેઠેલાં પંખીઓ પણ ચમકીને ઊડી ગયાં. અપૂર્વે ઊઠીને પાછો પહેલાંની માફક શાંત અને ગંભીર રહેવા પ્રયત્ન કર્યો. તેની આ ચેષ્ટાથી તો એ હાસ્ય ઊલટું વધ્યું. આવી બેહૂદી રીતે પોતાનો સત્કાર કરનારની શોધમાં અપૂર્વે ચારે તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. થોડે દૂર ઈંટના ઢગલા પર એક છોકરી બેઠી બેઠી હસતી હતી. અપૂર્વે તેને ઓળખી કાઢી. તે તો તેના પડોશીની પુત્રી મૃણ્મયી હતી. પહેલાં



તેના પિતા નદીકિનારે રહેતા, પણ હમણાં બે વરસ થયા નદીનું વ્હેણ બદલાવાથી તે અપૂર્વના ઘરની જોડે ઘર બંધાવી રહ્યા હતા.

મૃણ્મયીનું વર્તન બહુ જ વિચિત્ર હતું. ગામના લોકો તેને ગાંડી કહેતા. ગામની સ્ત્રીઓ—અને તેમાં યે ખાસ કરીને તો વૃદ્ધ સ્ત્રીઓ—મૃણ્મયીના આવા સ્વભાવને લીધે બહુ ચિંતાતુર રહ્યા કરતી. તે ગામના છોકરાઓ સાથે રમતી, પણ પોતાની ઉમરની છોકરીઓ સાથે રમવાનું તેને ન ગમતું. અનંતરાયની એકની એક અને લાડ-કોડી છોકરી હોવાથી તે ઉદ્ધત બની ગઇ હતી. તેની મા પડોશની સ્ત્રીઓને મોઢે વારંવાર મૃણ્મયીના વર્તન વિષે રોદણાં રડતી અને તેનું ભવિષ્ય બગડવાનો બધો વાંક અનંતરાયને શિર ઢોળતી. પતિ ગુસ્સે થશે એ બીકે મૃણ્મયીને શિક્ષા કરવાની પણ તેની હિંમત ન ચાલતી.

મૃણ્મયીનો દેખાવ છોકરી કરતાં છોકરા જેવો વધારે લાગતો. તેના ટૂંકા ગુચ્છળિયાળા વાળ ખભા સુધી લટકતા. તેની વિશાળ

કાળી આંખમાં લજ્જા કે ભયની છાયા સરખી યે ન જણાતી. એક વાર તો તે ગામના જમીનદાર આવ્યા હતા, ત્યારે તેને જોઇને બીજા લોકોની પેઠે તે જરા યે બ્હીની ન હતી; અને કેડમાં નાનું બાળક તેડી પોતાના ટૂંકા ગુચ્છળિયાળા વાળ હલાવતી હલાવતી તે ઠેઠ ઘાટ સુધી તેને જોવા ગઇ હતી!

અપૂર્વને આગળ પણ એકાદ બે વાર મૃણ્મયીના વિચિત્ર વર્તન સાથે કામ લેવું પડયું હતું. ઘણી યે વાર કામમાં ગુંચવાયેલો હોય ત્યારે—અને ફુરસદે પણ—તે આ છોકરી વિષે વિચાર કર્યા કરતો. અત્યારે તેણે કરેલા પોતાના વિચિત્ર સ્વાગતથી તે ખૂશ ન થયો. મૃણ્મયીના હાસ્યમાં એ જ મધુરતા હતી, છતાં અત્યારે તે તેને કેમ ન રુચ્યું, તે એ ન સમજી શકયો. સામાન ખલાસીને સોંપી તેણે ઘર તરફ ચાલવા માંડયું. આ દૃશ્યમાં બધું જ અદ્દભુત ઘટનામય અને રહસ્યમય જણાતું હતું. નદીનો પ્રવાહ, વૃક્ષોની ઘેરી ઘટા, બાલસૂર્યનો પ્રકાશ, પખીજનનું સંગીત ને અપૂર્વ કિશોરાવસ્થા વગેરે બધું જ અનુકૂળ હતું. ફક્ત ઠોકરનો ઢગલો આ સુંદર ચિત્રને મલિન બનાવી રહ્યો હતો. પણ એ ઢગલા પર બેઠેલી મૃણ્મયી શું આ મલિનતા ન ઢાંકી દઈ શકે?

૨

વિધવા માતા અપૂર્વને ઘેર આવેલો જોઇ હર્ષઘેલી થઇ ગઇ. બપોરે જમી પરવારીને તેણે અપૂર્વને પ્રેમપૂર્વક પૂછ્યું: "બેટા, હવે તારે લગ્ન કરવા તરફ લક્ષ આપવું ઘટે." આવા હૂમલાની આશા અપૂર્વે અગાઉથી રાખી જ હતી, અને તે તેને માટે તૈયાર પણ હતો. પહેલાં તો 'અભ્યાસમાં ખલેલ થાય' એ બ્હાને તે આ વાત ઉડાવતો, પણ હવે તો એ બહાનું પણ નહોતું. માએ કહ્યું: "મેં કન્યા શોધી મૂકી છે. હવે કંઇ વિચાર કરવાનો છે જ નહિ. અમે તારા જ આવવાની રાહ જોઇ રહ્યાં હતાં."

"પણ હું કન્યાને જોવા માગું છું." અપૂર્વે વચ્ચે કહ્યું. આવી વિચિત્ર માગણી માતાને ગમી તો નહિ, પણ તેને ના કહેવાની તે હિંમત ન કરી શકી.

૩

અપૂર્વ જેવો વિદ્વાન માણસ આ ગામડિયણ છોકરીને પોતાનો બધો પરિચય આપવાને આટલો બધો ઉત્સુક શામાટે રહેતો હશે તે અમે નથી કહી શકતા. આ મૂર્ખ છોકરી તેની પરવા ન કરે અને ગોપાળની સાથે જ રમવાનું પસંદ કરે, એમાં અપૂર્વને તે શાનું ખોટું લાગતું હતું? તે એને શામાટે જણાવવા ઇચ્છતો હતો કે કલકત્તાના આગેવાન માસિકોમાં પોતાના લેખો છપાતા હતા. પોતાનું લખેલું પુસ્તક થોડા જ વખતમા પ્રકટ થવાનું છે, અને પોતાની ટ્રંકમા ઊંચી જાતના સુંદર નોટપેપર છે, એવી એવી વાતો તેને જણાવવાની એને કેમ ઇચ્છા થતી હતી?

સાંજે માતાએ અપૂર્વને પૂછ્યું: "કેમ, કન્યા જોઇ? પસંદ છે ને?"

સંકોચથી અપૂર્વે કહ્યું: "હા; તે બેમાથી એક પસંદ છે."

માએ કહ્યું: "બેમાંથી એક? એટલે? એનો અર્થ શું?"

ઘણા જ વાદવિવાદ પછી માતા સમજી શકી કે અપૂર્વની પસંદગી મૃણ્મયી ઉપર ઉતરી હતી. આ સાંભળતાં જ તેને બી. એ.ની ડિગ્રીમાં પરીક્ષક શક્તિની ખામી જણાઈ! મા દીકરા વચ્ચે ખૂબ વાદવિવાદ થયો. છેવટે માને કબૂલ કરવું પડ્યું કે મૃણમયી છેક ન સુધારી શકાય એવી તો નથી જ. વળી એ કંઇ ઓછી સુન્દર નથી. એના ખોડખાંપણ વગરના સૌન્દર્યમાં કંઈક અજબ આકર્ષણ તો છે જ, પણ બીજી જ પળે તેને એના કાપેલા વાળ યાદ આવ્યા. એ સાંભરી આવતાં જ માના મ્હો પર તિરસ્કારની છાયા આવી ગઈ. મનમાં ગમે તે ભાવ થયા, પણ અપૂર્વ તેને વહાલ છે, એ જાણીને તેને સંમતિ આપવી પડી.

અનંતરાયને આ સમાચાર પહોચાડવામાં આવ્યા. તે નદીના ઘાટ પર દૂર આવેલા એક સ્ટીમર કંપનીના સ્ટેશનપર નોકરી કરતો

હતો. ટિકિટો વેચવી, સ્ટીમર પર માલ ચઢાવવો ઉતારવો, એ તેનાં દરરોજનાં કામ હતાં. ત્યાં તેને નાની ઝુંપડીમાં રહેવું પડતું. ઉપલા સમાચાર સાંભળી તેની આંખમાં આંસુ આવ્યાં. પણ તેમાં હર્ષનાં કેટલાં અને શોકનાં કેટલાં, એ કહેવું મુશ્કેલ હતું. તેણે રજા માટે સાહેબને કલકત્તે અરજી કરી. પણ છોકરીના લગનને માટે રજા આપવી, એ અંગ્રેજ મેનેજર સાહેબને બહુ અગત્યનું કામ ન જણાયું, તેથી અરજી નામંજુર થઇ! આથી અનંતરાયે લગ્ન મુલતવી રાખવા માટે અપૂર્વની માતાને લખ્યું. પણ ત્યાંથી યે અરજી નામંજુર થઇ! આખરે અનંતરાયે નિરાશ થઇ પોતાના હમેશના–અનંત–કામમાં ચિત્ત પરોવ્યું!

અહીં, મૃણ્મયીને તેની માએ અને ગામની બીજી સ્ત્રીઓએ શિખામણ દેવા માડી કે હવે તો તારે તારૂં વર્તન સુધારવું જોઇએ. સાસરે કંઈ આમ નહિ ચાલે. આવા રમતિયાળવેડા, ચંચળતા, ખડખડાટ હસવું, છોકરાઓ સાથે રમવું, ગમે તેમ ખાવુંપીવું, વગેરે તારી સાસુ ચાલવા દેશે નહિ! આ બધું સાંભળીને મૃણ્મયીના મનમાં તો ઠસી જ ગયું કે લગ્ન પછીની જિંદગી બહુ જ દુઃખભરી છે. લગ્ન એટલે જિંદગી સુધીની જેલ, અને અંતે ફાંસીની સજા! તેણે દાંત કચકચાવીને કહ્યું: "મારે નથી પરણવું."

૪

પણ મૃણ્મયીને પરણવું તો પડ્યું. હવે તેને માટે તો જાણે, આખું જગત સાસરાની ભીંતો વચ્ચે સમાઇ ગયું! સાસુ તેને ઘરનાં કામ-કાજ સોંપવા લાગી; અને ઠપકો આપવા લાગી કે "હવે તું કંઇ નાની નથી. તારૂં આવું વર્તન અમારા ઘરમાં નહિ ચાલે." આનો અર્થ મૃણ્મયીએ એવો કર્યો કે મારે મારા વર્તનને યોગ્ય સ્થળ શોધી લેવું! તેથી તે જ સાંજે તે ઘરમાંથી ગૂમ થઈ ગઇ! તેને શોધવાને બહુએ મહેનત કરી, પણ બધું ફોગટ. છેવટે તે ક્યાં છૂપાઇ હતી તે ગોપાળે કહી દીધું. આ બનાવ બન્યા પછી સાસરે રહેવું તેને અસહ્ય થઇ પ!

રાત્રે અપૂર્વે તેને શયનગૃહમાં પૂછ્યું: "શું તું મને નથી ચહાતી ?"

મૃણ્મયીએ કહ્યું: "ના; હું તમને કદિ જ નહિ ચાહી શકું. તમે શામાટે મારી સાથે લગ્ન કર્યું ?"

આ સવાલનો જવાબ અપૂર્વ આપી ન શક્યો. યૂનિવર્સિટિએ પણ એ નહોતું શીખવ્યું. તેણે મનમાં જ કહ્યું: "કાંઇ ફિકર નહિ. આ ઉદ્ધત હૃદયને પણ હું ગમે તેમ કરીને વશ કરીશ."

બીજે દહાડે સાસુએ મૃણ્મયીને ઓરડામાં પૂરી દીધી. તેણે બહાર નીકળવાનો માર્ગ ન જોવાથી ક્રોધે ભરાઇને દાંત વડે રજાઇના ચીરેચીરા કરી નાખ્યા, અને પોતાના બાપને ખૂબ પાડવા લાગી.

આ વખતે અપૂર્વે આવી તેના વાળ સમા કરવા માંડયા. મૃણ્મયીએ તેનો હાથ તરછોડી નાખ્યો. અપૂર્વે તેના કાન આગળ મ્હોં રાખીને કહ્યું: "મેં છાનુંમાંનું બારણું ખોલી નાખ્યું છે. ચાલ, તને બહાર લઇ જાઉં."

મૃણ્મયીએ જોરથી માથું ધૂણાવીને ના કહી. અપૂર્વે તેનું મ્હોં ઉંચું કરીને કહ્યું: "જો, બહાર કોણ ઉભું છે ? ગોપાળ તારી સાથે રમવા આવ્યો છે. તારે જવું છે કે નહિ ?"

"ના."

આ જોઇ ગોપાળ હસતો હસતો દોડીને જતો રહ્યો. અપૂર્વ મુગ્ધ બની એક બાજુએ બેઠો. મૃણ્મયી રોતી રોતી ઉંઘી ગઇ, એટલે તેણે બહાર જઇ બારણું બંધ કર્યું. બીજે દહાડે મૃણ્મયીના પિતાનો કાગળ આવ્યો. તેમા પોતે લગ્ન પ્રસંગે ન આવી શકવા માટે શોક પ્રદર્શિત કર્યો હતો અને પોતાની વ્હાલી પુત્રીને અનેક આશીર્વાદ લખ્યા હતા. હાથમા કાગળ લઇ તેણે સાસુ પાસે જઈ કહ્યું: "મારે મારા બાપા પાસે કુશીગંજ જવું છે."

જવાબમાં સાસુએ તેને અનેક મ્હેણાં સંભળાવ્યાં અને કહ્યું: "વાહ ! બાપની શી વાત કરવી? બિચારાને રહેવા ઘર તો પૂરું મળતું નથી; તે વળી તમને ક્યાં રાખશે ?"

મૃણ્મયી પોતાના ઓરડામાં જઇ રોવા લાગી. રાત્રે અપૂર્વ ઉંઘી ગયો એટલે તેણે હળવે રહીને બારણું ઉઘાડયું અને ઘરની બહાર નીકળી ગઇ. આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું; પણ તેને મારે પૂરતો પ્રકાશ હતો. કયે રસ્તે થઈને કુશીગંજ જવાશે, તેની એને ખબર ન હતી. જે રસ્તેથી ટપાલી જતો હતો તે રસ્તે બધાં માણસ જતાં હશે, એમ તે ધારતી. તેથી તેણે એ ટપાલીનો જ રસ્તો લીધો. સવાર સુધીમાં તો તે થાકીને લોથ થઇ ગઇ.

આ વખતે પક્ષીઓ પ્રાતઃકાળનું સ્વાગત ગીત ગાઇ રહ્યા હતાં. મૃણ્મયી ગામની બજારમાં આવી પહોંચી હતી. એક રીતે તો તેની મુસાફરી અહીં જ પૂરી થઇ. તેણે ટપાલીની ડાંગની કડીનો અવાજ સાંભળ્યો. તેની પાસે જઇ મૃણ્મયી બોલીઃ "મારે મારા બાપા પાસે કુશીગંજ જવું છે. તમે મને ત્યાં લઇ જશો?" પેલાએ તો એટલો જ જવાબ આપ્યો કે "કુશીગંજ ક્યાં આવ્યું તેની મને ખબર નથી!" આટલું કહીને તેણે ટપાલની હોડીવાળા ખલાસીને જગાડયો અને તેમાં બેસી રસ્તે પડયો. તે બિચારાને દયા બતાવવા જેટલો પણ વખત ન હતો! મૃણ્મયીએ એક બીજા ખલાસીને જોઈ બૂમ પાડી અને પોતાને સામે પાર લઇ જવાને કહ્યું. એટલામાં કોઇએ કહ્યુંઃ "અરે, તું અહીં ક્યાંથી?"

મૃણ્મયીએ આતુરતાથી તેના તરફ જોઇ કહ્યુંઃ "વનમાળી, મને મારા બાપા પાસે કુશીગંજ લઈ જા."

વનમાળી તેના ગામનો જ હતો અને તેનો સ્વભાવ સારી• પેઠે જાણતો હતો. તેણે કહ્યુંઃ "તારે તારા બાપા પાસે જવું છે ને? ચાલ, બેસી જા મારા વહાણમાં. હું તને લઇ જઇશ." મૃણ્મયી તેના વહાણમાં જઇને બેઠી. એટલામા તો આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું અને જોતજોતામાં મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો. આખી રાતના થાક અને ઉજાગરાને લીધે મૃણ્મયી ઉંઘી ગઇ. તે જાગી ત્યારે તેણે જોયું કે તે પોતાને સાસરે પોતાની પથારીમા જ સૂતેલી છે!

અપૂર્વે માને કહ્યું: "એને કુશીગંજ મોકલવામાં શો વાંધો છે?" માએ જવાબમાં તેને સારીપેઠે મેણાં માર્યાં. તેને ન સમજાયું કે આટલી બધી સારી કન્યાઓ છોડીને અપૂર્વે આને જ શામાટે પસંદ કરી હશે.

૫

મધરાત થઈ. અપૂર્વે મૃણ્મયીને જગાડીને કહ્યું: "તારે તારા બાપા પાસે જવું છે ને?" મૃણ્મયીએ હા પાડી. તેણે પહેલી જ વાર અપૂર્વ તરફ કૃતજ્ઞતાથી જોયું. મૃણ્મયી તૈયાર થઈ તે દરમ્યાન અપૂર્વે એક પત્ર લખી ઓરડામાં મૂક્યો, અને પછી બંને એક બીજાના હાથ પકડી અંધારી રાતે નિર્જન શેરીઓ અને મહોલ્લાઓમાં થઈને આનંદપૂર્વક માર્ગ કાપવા લાગ્યાં.

ઘાટપર જઈ બન્ને વહાણમાં બેઠાં. મૃણ્મયીના મનની સ્થિતિ વિચિત્ર હતી. તેને તો ઉંઘ જ આવી ગઈ. બીજે દહાડે જાગી ત્યારે તો તેના આનંદનું પૂછવું જ શું? સુંદર લીલાં લીલાં ખેતરો, મોટાં બજારો ને શહેરો માર્ગમાં આવતાં હતાં. કોઈ કોઈ સ્થળે ઘાટપર પુષ્કળ વહાણો લંગર કરી પડેલાં હતા. તે દહાડે તેણે અપૂર્વને અનેક સવાલ પૂછ્યાઃ "આ બધાં વહાણો ક્યાંથી આવતાં હશે? એ ક્યાં જાય છે? એમાં શું ભરેલું હશે? પેલા ગામનું નામ શું? આ કયો ઘાટ? વગેરે" અપૂર્વ સાચાખોટા-જેમ આવે તેમ-જવાબ ફેંક્યે જતો અને મૃણ્મયી પણ તેમા જ સંતોષ માનતી.

બીજે દહાડે તેઓ કુશીગંજ પહોંચ્યા. અનંતરાય એના અનંત હિસાબ લખ્યા કરતો હતો. સામે એક નાના મેજપર થોકડા-બંધ રજિસ્ટરો અને ચોપડા પડયા હતા. તેને કાને "બાપા" શબ્દ પડયો ત્યારે જ તેને તેમના આગમનની ખબર પડી. પુત્રી અને જમાઈને જોઈને તેની આંખ આંસુથી છલકાઈ ગઈ. આ યુગલનું સ્વાગત કેમ કરવું, એના વિચારમા તે પડયો. તે પોતે તો બહુ જ સાદો ખોરાક લેતો, પણ આ અતિથિયુગ્મને એવું ભોજન તે શે

જમાડાય ? મૃણમયી બોલી: "બાપા, તમે ચિંતા ન કરશો. અમે હાથે જ ભોજન બનાવી લઈશું."

અપૂર્વે પણ આ વાતને ટેકો આપ્યો. આ નાનકડી ઝુંપડીમાં આજે આનંદ તો સમાતો ન્હોતો. આખો દહાડો માણસોથી ભરેલાં વહાણ આવજા કરતાં અને સાંજે તો બધું સૂનકાર બની જતું. મૃણ્મયીની રસોઈમાં ઘણી ભૂલો થતી અને તેથી જમતી વખતે મશ્કરીઓ થતી. આમ ત્રણ દિવસ વીતી ગયા. આ આનંદનો હવે અંત આવવાનો હતો, કારણકે અનંતરાયે પણ પુત્રી-જમાઈ ઘેર જાય એ જ યોગ્ય ધાર્યું.

બંને જણ ઘેર પહોંચ્યાં. અપૂર્વની મા મ્હોં ચઢાવી બેઠી હતી.

૬

અપૂર્વે કાયદાનો અભ્યાસ કરવા માટે કલકત્તે જવાની ઇચ્છા દેખાડી. માએ બેદરકારીથી કહ્યું: "એ તો બધું જાણ્યું; પણ તારી વહુનો શો બંદોબસ્ત કર્યો ?"

"કેમ વળી ? એમાં બંદોબસ્ત શો કરવોતો ?" અપૂર્વે કહ્યું: "એ અહીં જ રહેશે."

"ના; એ મારા ભેગી નહિ. એને તારી સાથે લઈ જા."

"ઠીક. જેવી તમારી મરજી." અપૂર્વે ખિન્ન થઈને કહ્યું અને પછી તે કલકત્તે જવાની તૈયારી કરવામાં ગૂંથાયો.

તેણે મૃણ્મયીને કલકત્તે આવવાનું કહ્યું; પણ તેણે તો ના પાડી. અપૂર્વે પૂછ્યું: "શું તું મને નથી ચાહતી ?"

આ સવાલનો જવાબ તે ન આપી શકી. અપૂર્વે ફરીથી કહ્યું: "શું હજી ગોપાળથી છૂટાં પડવું નથી ગમતું ?"

"ના."

"હું તો કદાચ બે ત્રણ વર્ષ સુધી યે પાછો ન આવું."

"પાછા આવો ત્યારે ગોપાળ માટે એક મઝેનો ચપ્પુ લેતા આવજો."

"ત્યારે તારો વિચાર અહીં જ રહેવાનો છે ?"

"હા, હું મારી મા પાસે રહીશ."

દીર્ઘ નિઃશ્વાસ મૂકી અપૂર્વે કહ્યું: "ઠીક; હવે જ્યાંસુધી તું મને અહીં આવવા કાગળ નહિ લખે, ત્યાંસુધી હું નહિ આવું. હવે તું સ્વતંત્ર છે."

મૃણ્મયીએ કંઈજ જવાબ ન આપ્યો. તે રાત્રે અપૂર્વને જરાયે ઉંઘ ન આવી. સ્હવાર પડતા તેણે મૃણ્મયીને ઉઠાડીને કહ્યું: "જવાનો વખત થયો છે; માટે ચાલ, તને તારી મા પાસે પહોંચાડી આવું."

હેતપૂર્વક મૃણ્મયી ઉઠીને બેઠી થઇ. અપૂર્વે તેના બંને હાથ પકડીને કહ્યું: "મેં તને તારા બાપા પાસે જવામાં મદદ કરી હતી. આજે હું તેનો બદલો માગું છું:" ~·

"શો?"

"મને પ્રેમથી એક ચુંબન આપ."

આવી ઘેલી વાત સાંભળીને મૃણ્મયીએ હસી દીધું. બીજી પળે તેને ગંભીર થયેલી જોઈ પોતાનું મ્હોં તે તરફ ફેરવી અપૂર્વે તેના ગાલ પર એક ચુંબન કર્યું. મૃણ્મયી ફરીથી હસી પડી!

૭

પિયેર ગયા પછી આશ્ચર્ય સાથે મૃણ્મયીએ જોયું કે તે ઘર હવે તેને પહેલાં જેટલું ગમતું નહોતું. ત્યાં તેને ચેન જ નહોતું પડતું. વખત જાણે બહુ દોહલો લાગતો. તેને ખબર ન પડી કે પહેલાં આ ઘરમાં શું હતું અને હવે શું નથી. થોડા દિવસ વીત્યા એટલામાં તો તેને આખું ગામ વેરાન જેવું લાગવા માંડ્યું. કોઇ પણ વાતમાં, કોઇ પણ સ્થળે, જાણે રસ જ ન હોય, એમ તેને થયું. તેને હવે કલકત્તે જવાનું મન થયું. તેને એટલું તો સમજાયું કે છેલ્લી રાત્રે તેના જીવનમા કંઈક અદ્ભુત ફેરફાર થઈ ગયો હતો! ઝાડ જેમ પાકી ગયેલાં પાંદડાને ખેરવી દે છે તેમ તેણે પોતાની ઉદ્ધતાઇનો ત્યાગ કરી દીધો હતો. તેના હસવાનો ધ્વનિ પણ બદલાઈ ગયો. ગોપાળ સાથે રમવા જવાનો વિચાર માત્ર આવતા જ તેને ગભરામણ થવા

માંડયું. છેવટે એક દહાડો તેણે પોતાની માને કહ્યું: "મા; મને મારે સાસરે મૂકી આવ."

સાસરે જઇને મૃણ્મયી સાસુને પગે પડી. સાસુએ હર્ષથી આશીર્વાદ આપી વહુને ઉઠાડી. એક જ પળમાં સાસુવહુમાં સંપ થઇ ગયો! અણબનાવનું વાદળ દૂર થઈ ગયું અને આંસુઓના વર્ષવાથી આકાશ નિર્મળ અને ચમકતું બની ગયું.

પૂર્ણ યૌવનમાં આવતા મૃણ્મયીના શરીર અને મનમાં એક પ્રકારની બેચેની થવા લાગી. તે મનમાં ને મનમાં બડબડતી પોતાના સ્વામીને પૂછવા લાગી કે "હું તમને ખરેખર ન ઓળખી શકી, તો તમે શામાટે એટલી ધીરજે ન રાખી? તમે શામાટે મને જોર જુલમથી તમારી સાથે ન લઇ ગયા? મેં તમારૂં કહ્યું ન માન્યું, તો તમે શામાટે મારી જીદ દૂર ન કરી?"

આજ અચાનક તેને અપૂર્વની તે દહાડાની હેતભરી દૃષ્ટિ અને મધુર ચુંબનનું બધું રહસ્ય સમજાઇ ગયું. હવે જ તેને યાદ આવ્યું કે પોતાના તેડાવ્યા વિના અપૂર્વ પાછો નથી આવવાનો. તરત જ તેણે અપૂર્વે આપેલો સુંદર નોટપેપર કાઢયો અને કાગળ લખવા માંડયો. કંઇ પણ સંશોધન કર્યા વિના જ તેણે મોટા મોટા અક્ષરે કાગળ લખવો શરૂ કર્યો:

"તમે મને કાગળ કેમ ન લખ્યો? તમારી તબીઅત કેમ છે? તમે જલદી ઘેર આવો." આગળ શું લખવું તે ન સમજાયું. બહુ વાર વિચાર કરીને છેવટે તેણે લખ્યું: "હવે મને જરૂર કાગળ લખજો. તમારા સમાચાર લખવાનું ભૂલતા નહિ. માજી આનંદમાં છે. ગઇ કાલે રાતે આપણી લાલ ગાયને વાછરડો આવ્યો છે."

હવે તો કાંઇજ લખવાનું બાકી નહોતું રહ્યું! અને બાકી રહ્યું હોય તો તેને ખબર નહોતી. કવરમાં પત્ર બીડીને તે પર તેણે ઘણા જ પ્રેમથી "શ્રી અપૂર્વ કૃષ્ણરાય, કલકત્તા." એમ લખ્યું. સરનામામાં આથી વધારે બીજું કંઇ લખવું પડે છે કે નહિ તેની એને

ખબર નહોતી, અને તેથી જ તે પત્ર અપૂર્વને ન પહોંચ્યો હોય તો તે માટે અમે પોસ્ટખાતાને જવાબદાર નથી ગણી શકતા.

૮

રજા પડી તો યે અપૂર્વ ઘેર ન આવ્યો. માએ વિચાર કર્યો કે મારાથી નારાજ થયો હશે, અને મૃણ્મયીએ ધાર્યું કે મારા કાગળથી નારાજ થયા હશે. બંને જણે કલકત્તે જવાનો મનસૂબો કર્યો; અને અપૂર્વને ખબર આપ્યા વિના જ તેઓ કલકત્તે ગયા. અપૂર્વના બનેવી કલકત્તામાં રહેતા હતા તેમને ત્યાં તેઓ ઉતર્યાં. બનેવીએ અપૂર્વને પત્ર લખી જણાવ્યું કે "તમારા મા અહીં આવ્યાં છે, તો તેમને મળવા આવજો. આજે રાત્રે જમવાનું પણ અહીં જ રાખજો." અપૂર્વ આ વખતે પોતાની પ્રતિજ્ઞા ભૂલી જઇને પત્ર લખવા બેઠો હતો, પણ તે ન લખતાં તે બનેવીને ત્યાં ગયો. માને જોઇ તેણે પૂછ્યું: "ઘેર બધાં ખુશીમાં છે ને?"

"હા; હું તને તેડવા જ આવી છું."

અપૂર્વે પરીક્ષા પાસે હોવાનું બ્હાનું કાઢ્યું, પણ બનેવીએ એ સાંભળીને મશ્કરી કરવા માંડી ને મોટી બહેને તેમાં ટાપશી પૂરવા માંડી, એટલે તે વધારે ન બોલી શક્યો.

આ મશ્કરીથી અપૂર્વ બહુ જ ચીઢાયો. 'તેણે પોતે જ આવવા ના પાડી હશે,' એમ ધારી તે પૂછવાનું સાહસ ન કરી શક્યો.

વાળુ કર્યા પછી મોટી બહેને તેને ત્યાં જ સુઇ રહેવાનો આગ્રહ કર્યો. અપૂર્વે ના કહી. બનેવીએ કહ્યું: "આજે હવે રાતને પહોર નહિ જાઓ તો શું બગડી જવાનું છે? ત્યાં કોણ તમારી રાહ જોઇને બેઠું છે?"

બહેન બોલી: "ના ના, ભાઇ; તમે બહુ જ થાકી ગયા છો એટલે આજે હવે અહીં જ રોકાઇ જાઓ. જાઓ પેલા ઓરડામાં સુઇ જાઓ."

બતાવેલા ઓરડામાં અપૂર્વ ગયો. ત્યાં સંપૂર્ણ અંધકાર હતો. બહેને પૂછ્યું: "દીવો લાવું?"

અપૂર્વ ના કહી પલંગ શોધી કાઢયો. એ જ વખતે આભૂષણોથી ભરેલા બે કોમળ હાથ તેના ગળાની આસપાસ વીંટળાઈ ગયા અને ઓષ્ઠસંપુટે કપોલ પ્રદેશપર ચુંબન કર્યું !

પહેલાં તો અપૂર્વ ચમક્યો, પણ બહારથી મશ્કરીના રૂપમાં "દીવો લાવું કે ?" સાંભળતાં તે સમજી ગયો કે આ તે જ ચુંબન છે, કે જે પહેલાં હસતાં હસતાં મર્યું હતું અને આજે પોતાની મેળે જ મળી રહ્યું છે.*

રવીન્દ્રનાથ ઠાકુર

* રવીન્દ્રનાથ ઠાકુરની વાર્તાનો અનુવાદ

---

## આશાનો સન્દેશ

—રાગ બિહાગ—

માનવી ! નહિ નહિ થઇશ નિરાશ,
તુજ પ્રકૃતિમાં ભર્યો પ્રકાશ; ... ધ્રુવ૦

આ તો ક્ષણિક તિમિર આભાસ,
નથી એ કારણ થવા નિરાશ; ...માનવી૦

લાખ વાર પડી આખડી જાય,
એક દિન બાલક ઊભું થાય; ...માનવી૦

વિઘ્નોના વચ્ચેની વાટે,
વીર નરોને લખી લલાટ; ...માનવી૦

પ્રતિ જીવનમાં રહ્યું પ્રયાણ,
લક્ષે જઇ સહુ લેશે લ્હાણ; ...માનવી૦

સ્વ. ગિરિધર





મીઠી મૂંઝવણ

ચિત્રકાર- પુલિન બિહારી દત્ત

A 2606—Lakshmi Art Bombay 8.

# મીઠી મૂંઝવણ

–હરિગીત–

૧

જ્યારે જઉં હું પ્રિયતમને વાસ રાતે એકલી,
ગાતા ન પક્ષીગણ, હલે અનિલે ન, હાર ગૃહો તણી
બે પાસ પોળની શાંતિમાં સારો વખત ઊભી રહે;
કિંતુ નૂપુર મુજ ચરણના મધુ રવ કરે હા! પદપદે,
ને મુજને લજ્જિત કરે.

૨

જ્યારે હું બેસી અટારીએ પ્રિયતમ તણો પદરવ સૂણું,
પર્ણો ન હાલે વૃક્ષપર, નદી–સલિલ શાન્ત થઈ જતું,
જાણે પડી અસિ સ્થિર કો નિદ્રસ્થ રક્ષક પદ પરે;
ઉન્મત્ત ઉર પણ ધબધબે; ના જાણું શાન્ત કરું કયમે,
ના જાણું શાન્ત કરું કયમે.

૩

જ્યારે પિયુ અહીં આવીને મુજશું અડોઅડ બેસતા,
તન ધ્રૂજતું, નયનો ઢળે, થાયે રજની શ્યામલ મહા,
વાઈ અનિલ દીપ બૂઝવતો, તારક મુખે પડદો કરે
આ મેઘગણ; પણ હૃદય મ્હારે હીરલો ઝળક્યા કરે;
ના જાણું ક્યાં સંતાડું એ.*

'વિવિત્સુ'

---

* રવિ બાબુના "ગાર્ડનર"માંના એક કાવ્યનો અનુવાદ



# અતિ-પતિના ચોતરા

ગોધરાની એક ભાગોળે બે ચોતરા છે. ચોતરા ઉપર મ્હોટું વડનું ઝાડ છે. વડની અનેક વડવાઇઓ ચોગરદમ પ્રસરેલી છે અને ચોતરા ઉપર વડની ઘટાથી ઉનાળાના સખ્ત તાપમાં પણ ઠંડક રહે છે. જતાઆવતા મુસાફરો અહીં ઘડી વિસામો લે છે. ખેતરમાંથી ભારા લઇને આવતી સ્ત્રીઓ ઘડીવાર અહીં ભારા ઉતારે છે અને ગાડાંવાળા જરા પોરો ખાવા, બળદોને જરા આરામ આપવા, અહીં ગાડાં ઉભાં રાખે છે. બારે માસ અહીં એક પરબ બેસે છે તેનું પાણી પી તરસ્યા વટેમાર્ગુઓ તરશ છીપાવે છે.

ઋણાનુબંધથી, એક દિવસ બપોરે હું આ સ્થગે જઇ ચ્હડ્યો. વિકટ સંસારમા, આટલું ક્ષણિક, પણ સુખ આપનાર સ્થળ જોઇ, ચોતરા બંધાવવાની અને પરબો બેસાડવાની આપણી પ્રાચીન રીતમાં કેવું પુણ્ય રહેલું છે, તેનો વિચાર કરવા લાગ્યો. મ્હેં મ્હોં ધોયું, પાણી પીધું અને થોડીવાર બેઠા પછી ઉઠવાનો સંકલ્પ કરતો હતો, એટલામાં પાણી પાનારી ડોશીએ મ્હારી સાથે વાતો કરવા માંડી, એટલે બેઠો. મ્હારૂં ગામ, નાત, ક્યાં જવું, ક્યાથી આવ્યા, વગેરે સવાલોના જવાબ આપ્યા પછી મ્હેં ડોશીને પૂછ્યું કે ‘ આ ચોતરા કોણે બંધાવ્યા અને પરબ કોણે બેસાડી છે. પૂછવાં તો પૂછ્યું, પણ પછી વિચાર આવ્યો કે એ બિચારી શું જાણતી હશે ? આવાં સ્થળોના ઇતિહાસ જ આપણા દેશમાં કોણ જાણે છે ? પણ એ મ્હારી ભૂલ હતી. ડોશી તરત જ ટટ્ટાર થઇને બેઠી અને ચોતરાનો ઇતિહાસ કહેવા લાગી.

"બહુ વર્ષ થયા. હું ન્હાની બાળક હતી તે વખતે આ ચોતરા બંધાયેલા. અમારી પાડોશમા એક બ્રાહ્મણુની છોકરી રહેતી હતી. એનું નામ અતિ. તેર વર્ષે એ પરણી. પરગામથી જાન આવી હતી. લગ્ન બહુ ધામધૂમથી થયા હતા; અને વરકન્યા વિદાય થયા તે દિવસ પણ મ્હને હજી યાદ છે." આટલું કહેતાકહેતા ડોશીની આખમાથી આસૂ પડવા લાગ્યા. ડોશીએ આગળ ચલાવ્યું: "શરણાઇઓ વાગી; ગાડા જોડાયા; વરકન્યાને છેડાગાઠણુ કરીને એક વ્હેલમા બેસાડવામા આવ્યા. અમે બધા વળાવવા ગયા. આ જગ્યા સુધી રોતારોતા ને ગીતો ગાતા અમે આવી પહોચ્યા. એ વખતે ગાડી નહિં, ટપાલ નહિં, તાર નહિં. પાછા અતિ બ્હેનના મ્હો ક્યારે જોઇશુ તે યે નક્કી ન્હોતું. એ વખતે તો પરગામ જવુ ને મરવું બે ય બરાબર. વર્ષ છ મહિને કોઇ આવતાજતા સાથે સંદેશો આવે. નહિતો 'કાળો-તરિયો' કોઇ મોત થયુ હોય તો અશુભ કાગળ લાવે અને બ્રાહ્મણ કે ભાટ કંઇ શુભ પ્રસગ હોય તો કંકોતરી લાવે. સાસરામા સુખ-દુઃખ હોય તે બિચારી બાળક છોકરીઓ શીઝઇશીઝઇને વેઠે. વેગ-ળાની વાટ, ને રસ્તામા ભો, એટલે સાગ સંગાથ વગર ન અવાય કે ન જવાય.

"મારગડો ભૂલી, અરેરે, મારગડો ભૂલી;
પરદેશી પખી, અમે છીએ, પરદેશી પખી.
બાપે રે મને પરદેશમા દીધી,
સુવા સુધી ખબરો ના લીધી,
અરેરે મારગડો ભૂલી."

એવા એવા ગીત અમે તે વખતે ગાતા ને રોતા. હવે તો ગાડીએ કરીને એ બધુ દુઃખ ગયુ.

જાનની સાથેસાથે અહીં સુધી બધા આવ્યા; મળ્યા, ભેટયા, આખરે છૂટા પડયા. અમે બધા ગોધગ તરફ વળ્યા ને જાન જાનને રસ્તે પડી. બધાં પાછા ફર્યાં, પણ એક છોકરો ક્યાક ભરાઈ રહેલો.

એનું નામ પતિ. એને અતિ સાથે એટલો બધો સ્નેહ કે એમનાં ફક્ત ખોળિયાં જ જુદાં; જીવ એક હતા. ન્હાનપણથી સાથે રમેલાં ને સાથે ઉછરેલાં. પણ એ નાતે વાણિયા. બાણી સાખ પાડોશી. એ બિચારો, અતિ વગર કેમ રહેવાશે એના જ વિચારમાં ગાંડા જેવો થઇ ગયો. બધાં પાછાં ફર્યાં, પણ એ પાછો ન ફર્યો. ધીમેધીમે આ જ વડના ઝાડ ઉપર એ ચ્હડ્યો. ડાળીઓમાં બરાઇને આપે જતી અતિને એ જોયા કરે અને રૂએ. વળી અતિ દેખાતી બંધ થાય, એટલે વધારે ઉંચે ચ્હડે; વળી દેખાય. વળી પાછી દેખાતી બંધ થાય, એટલે વળી વધારે ઉંચે ચ્હડે. એમ કરતાં કરતાં એ છેક ટોચ સુધી, પહોંચ્યો, ને જોવાય ત્યાં સુધી અતિને જોઇ. ઘેર બધાં પતિની શોધ-ખોળ કરવા લાગ્યાં અને જીવ ઉંચા થયા. અહીં બિચારાને ટોચ ઉપરથી પણ જ્યારે અતિ દેખાતી બંધ થઇ, ત્યારે એને તમ્મર આવ્યા અને ધબ્બ લઇને નીચે પડ્યો ! પડ્યો તેવો જ



એ મરી ગયો ! શોધતાં શોધતાં જ્યારે આ ભાગોળેથી એનું મડદું હાથ આવ્યું ત્યારે બધાં સમજ્યાં કે એનું મોત શાથી થયું. એક ગોવાળે એની ઝાડ ઉપર ચ્હડવાની બધી વાત્ વિગતવાર કહી. શુદ્ધ પ્રેમને માટે આપેલા આત્મબલિદાનની આ કથા ગોધરામાં ઘેરેઘેર ફેલાઈ ગઈ. ગામલોકે ઉઘરાણું કરીને પતિની યાદગીરીમાં આ ચોતરો બંધાવ્યો."

આ વાત સાંભળીને મ્હારૂં હૈયું પણ ભરાઇ આવ્યું. ફરી મ્હેં પાણી પીધું અને ડોશીને પૂછ્યું: " મા, આ વાત બહુ હૃદયભેદક છે. પણ એ તો પેલા ચોતરાનો ઇતિહાસ થયો; ને અહીં તો બે ચોતરા છે."

ડોશીએ કહ્યું: "ભાઇ, આ બીજા ચોતરાની વાત પણ કહું છું. હજી મારી વાત અધૂરી છે." એમ કહીને એણે પાછી વાત શરૂ કરી:

"ચોતરો થયો. સગાંવહાલાંએ શોક મૂકયો. પણ બિચારી અતિને આ વાત કોણ પહોંચાડે? બાર મહિને અતિ પાછી આવી. સાસરેથી નીકળી એનું ગાડું અહીં આવી પહોંચ્યું. ભાગોળ ઓળખી, વડ ઓળખ્યો, પણ ચોતરો એને નવો લાગ્યો. તેથી ગાડાવાળાને તેણે પૂછ્યું: "ભાઇ, હું ગઇ ત્યારે તો આ ચોતરો ન્હોતો. એ કોણે બંધાવ્યો?" ગાડાવાળાએ બધી વાત માંડીને કહી. એ બિચારો શું જાણે કે આ જ અતિની પાછળ પેલા પતિએ પ્રાણ-ત્યાગ કર્યો હશે?!

અતિ એ વાત એક ચિત્તે સાંભળી રહી. વાત પૂરી કરી ને ગાડાવાળો જુએ છે તો અતિ ગાડામાં મરેલી પડેલી!



ગામમાં ફરી શોક ફેલાઇ ગયો. ફરીથી ટીપ થઇને ગામલોકે પતિના ચોતરાની પાસે જ અતિનો ચોતરો બંધાવ્યો.

ફરી ડોશી રોવા લાગી. ફરી મેં પાણી પીધું. વધારે વાર હું એ સ્થળે બેસી શકયો નહિ!

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ



# અમારા મિત્ર કનૈયાલાલ

રા.રા. કનૈયાલાલના નામથી હવે કોણ અપરિચિત રહ્યું છે ? કોણે સાંભળ્યા નથી એમના મત અને વિચાર—સાહિત્ય વિશેના, કલા વિશેના, સંગીત વિશેના, ગૃહકલા વિશેના, રાજ્યકારી, ધાર્મિક સાંસારિક અને નૈતિક વિષયો વિશેના, અર્થશાસ્ત્ર વિશેના અને એવા એવા અનેક પ્રશ્ન અને વિષય વિશેના ? જગતમાં એવો કોઈ પણ પ્રશ્ન હશે કે જેના ઉપર કનૈયાલાલનો સચોટ મત નહિ હોય ?

અમે એમના મિત્રો આ મહાન વ્યક્તિની આ પ્રચણ્ડ પ્રતિભાથી અનેક વેળા વિપત્તિમાં આવી પડ્યા છીએ; અનેક વેળા એમની સાચી સલાહ પ્રમાણે વર્તન કરવાથી જગતમાં હાંસીને પાત્ર થયા છીએ; પણ પરિણામ પ્રગટ આવે તો કનૈયાલાલ પોતાની અદ્વિતીય તર્કબુદ્ધિથી એનો સઘળો દોષ અમારા ઉપર જ મૂકે છે, એટલે એમનામાં જે ન્યૂનતા છે, એ પોતે જોઈ શકતા જ નથી. અજાણ્યા મનુષ્યો જ્યારે એમના સમાગમમાં પ્રથમ આવે છે, ત્યારે તરત જ કરોળિયાની જાળમાં માખી સપડાય તેમ, એમની બોલવાની છટાથી, એમના હાવભાવથી અને એમના કર્કશ પણ મોટા ઘાટાથી મોહ પામીને એમની જાળમાં સપડાય છે. પછી ક્રમે ક્રમે, ધીમે ધીમે, વખત જતાં જેમજેમ આવા મનુષ્યો એમને વધુ ઓળખતા જાય છે, તેમ તેમ એમની જાળમાંથી છૂટવાના યત્નો કરતા જાય છે.

સરલાને પણ પ્રથમ કનૈયાલાલ વિશે ઘણો જ ઉંચો મત હતો. અને એક વખત તેણે કહ્યું હતું કે "કનૈયાલાલભાઈ તો કનૈયાલાલ જ છે ! દરેક વિષયમાં પોતે એક્કા છે !" કનૈયાલાલ માટેનું આ વર્ણન આબેહૂબ છે. દરેક વિષયમાં તે સંપૂર્ણ માહિતી ધરાવે છે. કોઈક કોઈક વખત તેમની આ માહિતી ખરી પણ પડે છે, એમ મારે

કબૂલ કરવું જોઇએ; પણ સાધારણરીતે તેમના જ્ઞાન ઉપર આધાર રાખનાર માણસ વગર મોતે માર્યો જ જાય છે.

પાછળથી અનુભવ થતો ગયો તેમતેમ સરલાના મતમાં ફેર પડતો ગયો અને આખરે એક વખત તો એ એટલે સુધી બોલેલી કે "કનૈયાલાલ કનૈયાલાલ શું કર્યા કરોછો? એ પોતે જેટલું બરાબરરીતે જાણે છે, તેટલું જો કાગળ ઉપર ઉતારી લઈએ તો એક કાગળનું પાનિયું પણ નહિ ભરાય!"

આવા અમારા મિત્રમંડળમાંના ગ્રહોમાં સૂર્ય જેવા શોભતા, પોતાના ઘાંટાથી જ શત્રુઓની દલીલોનું ખંડન કરનાર આ પ્રભાવશાળી પુરુષનું આખું જીવનવૃત્તાંત આ સ્થળે આપી શકાય જ નહિ. માત્ર એમના ચારિત્ર્યના વિવિધ અંગોમાંના એકાદ અંગનું જ અહિં તો નિરૂપણ છે. અસ્તુ.

અમે જ્યારે પહેલાં ગૃહસંસાર ચલાવવા માંડયો, ત્યારે સરલા ઘણી નાની હતી. (એક વખત હું અને સરલા અમારા મોદીને ત્યાંથી સામાન લેતાં હતાં, તે વખતે મોદીએ મને કહેલું કે 'નાનાભાઇ, આ તમારી ભત્રીજીનું વેશવાળ કર્યું કે નહિ?' આ ઉપરથી ઘેર આવીને સરલા રડી હતી અને જગતમાં પોતે તદ્દન જ નકામી છે, એવી શંકાથી તેને બહુ દુઃખ થયું હતું. પરિણામે અમારે જૂના મોદીને રૂખસદ આપવી પડી હતી!) આને લઇને જો કોઇ મનુષ્ય સલાહ આપતું તો બહુ ઉપકારથી તે સ્વીકારતી હતી. એટલે જ્યારે એ કનૈયાલાલના સમાગમમાં આવી ત્યારે કનૈયાલાલ માટે તેને એકદમ માન આવી ગયું. ભાજીનું શાક કેમ કરવું ત્યાંથી માંડીને બિલાડીને આંચળી આવતી હોય તો તે કેમ મટાડવી ત્યાં સુધીના દરેક વિષયમાં કનૈયાલાલ સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા, એટલે જ્યારે જ્યારે કનૈયાલાલ અમારે ત્યાં આવે ત્યારે ત્યારે સરલા એમની પાસેથી કાંઇક કાંઇક નવું નવું શીખી લેતી હતી. અલબત્ત, આ નવાં પ્રાપ્ત કરેલાં જ્ઞાનથી શોષવું પડતું અમારે જ!

એક વખત કનૈયાલાલે ચૂનો કેમ સળગાવવો, એ સંબંધ સરલાને જ્ઞાન આપ્યું ગૂજરાતમાં ચૂનો સળગાવતા કોઇને આવડતું જ નથી, એવી એમની માન્યતા હતી માત્ર કતારગામમાં એક માણસ જ આ અદ્દભુત કળા જાણતો હતો અને તેમની પાસેથી પોતે મહા મહેનતે શીખી લાવ્યા હતા, એમ એમનું કહેવું હતું. આ કળાથી વખત, મહેનત અને કોલસાનો, તેમજ કાકડી મૂકવા માટેના ધાસલેટનો ઘણો જ બચાવ થાય છે, એમ તેમણે સરલા સમક્ષ પૂરવાર કરી આપ્યું અને તે જ વખતે તેમણે આ કળા સરલાને શિખવી સરલાએ તરત જ એ કળા અમારી ચાકરડીને શિખવી.

અમારી ચાકરડી અમર એક નમૂનેદાર ચાકરડી હતી. તે વાદવિવાદમાં કોઇ વખત ઉતરતી જ નહિ. તેને પોતાને પોતાના વિચાર કે મત હતા જ નહિ. અમે જે કાંઇ કહેતા તે એ વાધા વિના કબૂલ રાખતી અને પછી તે કાર્યને કોઇપણ ફેરફાર સિવાય અને પરિણામ સબંધી કાંઇપણ જોખમ પોતાને માથે લીધા વિના પોતે કરતી કનૈયાલાલની ચૂનો સળગાવવાની રીત જ્યારે એને સમજાવવામાં આવી ત્યારે એણે માત્ર એટલું પૂછ્યું "તમે મારી પાસે આ રીતે ચૂનો સળગાવવા માગોછો?"

"હા, અમર," સરલાએ કહ્યું. "હવેથી આપણે ચૂનો આવી જ રીતે સળગાવશું."

"ઠીક, બાઇ" અમરે જવાબ વાળ્યો

બીજે દિવસે સવારે અમે મોડા ઉઠયા અને દાતણ કરીને બહાર ઓટલા ઉપર નિશ્ચિંત બેઠા ને ન્યુઝપેપર વાચવા માંડયું અને સરલાએ શાક મોળવા માંડયું એ પ્રમાણે પા કલાક થયો, અડધો કલાક થયો અને પોણો કલાક પણ થયો, પરંતુ ન્હાની નિશાની ક્યાંય જણાઈ નહિ, એટલે સરલાએ બૂમ મારી "અમર!"

અમર આવી અને ઠંડે પેટે બોલી "કેમ, બાઇ?"

"તું જાણે છે કે ઘડિયાળમાં હમણાં કેટલા વાગ્યા છે અને ન્હાનો વખત ક્યારનો થઇ ગયો છે?" સરલાએ પૂછ્યું.

"હા બાઇ." ઉત્તર મળ્યો.

"ત્યારે ચ્હા તૈયાર થઇ છે?" સરલાએ પૂછ્યું.

"ના બાઇ." ઉત્તર મળ્યો.

"ત્યારે આજે કોઇપણ વખત તૈયાર થશે ખરી?" સરલાએ કટાક્ષમા પૂછ્યું.

"જો ખરૂ પૂછાવો તો," અમરે જવાબ વાળ્યો: "મને તો લાગે છે કે તૈયાર નહિ થાય."

"પણ કાંઈ કારણ? ચૂલો સળગતો નથી?"

"ના બાઇ, સળગે છે તો બરાબર; પણ ચ્હાને માટે પાણી લેવા હાથ લાબો કરીએ એટલામા પાછો હોલવાઈ જાય છે."

અમરને આ પ્રમાણે જેવો સવાલ પૂછાય તેવો જ અને તેટલો જ ઉત્તર આપવાની બહુ ખરાબ ટેવ છે. એક વખત જ્યારે હુ એની આવી પ્રકૃતિ જાણતો ન હતો, ત્યારે મે' મારા ઓરડામાથી ઘાટો પાડીને તેને પૂછ્યું કે "કેટલા વાગ્યા છે તે તું જાણે છે?" આના ઉત્તરમા "હા જી" એટલુ બોલીને તે પાછી પોતાને કામે વળગી. એએક મિનિટ પછી મે ઓરડામાથી બહાર નીકળીને અમરને બોલાવીને જ્યારે કહ્યુ કે "તે મને ટાઇમ કેમ કહ્યો નહિં?" ત્યારે એણે શાત ચિત્તે જવાબ આપ્યો કે "મે' તો માત્ર એટલું જ જાણ્યું કે હુ વખત જાણુંછુ કે નહિ, એટલું જ તમારે જાણવું હતું; બાકી વાગ્યા છે તો સાડાચાર."

સરલાએ પાછું પૂછ્યું: "પણ તેં સળગાવવાનો પ્રયત્ન કર્યો હતો?"

"હા બાઇ," અમર બોલી: "મે' ચાર વખત સળગાવી જોયો. તમે કહો તો ફરી પાછો સળગાવી જોઉ." અમરને એવી રીતે કામ કરવામા બિલકુલ સંતાપ ન હતો.

આ ઉપરથી સરલાએ પોતે જ ચૂલો સળગાવવાનો નિશ્ચય કર્યો. મને પણ આ પ્રયોગ જોવાની ઇચ્છા થઇ, એથી હું પણ ગયો. સરલાએ પ્રયોગ શરૂ કર્યો. હું અને અમર પ્રયોગ જોવા ઉભા રહ્યાં.

અડધા કલાક પછી સરલા યુદ્ધમાંથી પરાજય મેળવી પાછી હઠી. ચૂલો તો પોતાનો શાંત, ઠંડો દેખાવ જેવો ને તેવો કાયમ રાખીને અમારો ઉપહાસ કરતો હોય તેમ જોઈ રહ્યો.



પછી મેં બીડું ઝડપ્યું. મેં મારાથી બનતું કર્યું, કારણકે એક તો મારે ચ્હા પીવી હતી અને બીજું એ કે જે કાર્ય સરલા નહિં કરી શકે તે મેં કર્યું, એમ કહેવામાં હું ગર્વ માનતો હતો. કનૈયાલાલની કલાની પદ્ધતિથી જે કોઇ મનુષ્ય ચૂલો સળગાવી શકે તે મનુષ્ય જગતમાં નાસ્તિક થવો જ જોઇએ, એમ મને તે દિવસના અનુભવ પછી જણાયું. સાધારણરીતે પણ ચૂલો સળગાવવો, એ ખાવાનું કામ નથી; પણ એમાં યે બાઈથી કનૈયાલાલની શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સળગાવવો, એ તો પરાક્રમ જ કહેવાય, એમ મારૂં માનવું છે. જો તે દિવસે મને વિજય મળ્યો હોત તો એ હકીકત મારે મારાં સર્વ ઓળખાણ-પાળખાણવાળાંઓમાં કહીને મોટાઈ મેળવવાનો મારો ખાસ ઇરાદો હતો.

પરંતુ મને તેમા વિજય મળ્યો નહિં. મેં આસપાસની ઘણી વસ્તુઓ સળગાવી. મારો રૂમાલ, મારાં ધોતિયાંનો છેડો, પાણી

ગાળવાનો કકડો અને મારો પોતાનો હાથ, તેમ જ સરલાના પગની પાની. આ સર્વે વસ્તુઓને તો થોડી ઘણી અસર થઇ, પણ ચૂલાને તો જરા યે અસર થઈ નહિં. જાણે ફાયરપ્રુફ તીજોરી બનાવવાના વસાણામાંથી જ તેને બનાવ્યો નહિં હોય, તેમ તેને જરા પણ આંચ લાગી નહિં.

હું અને સરલા ચૂલાની આસપાસ નિરાશ હૃદયે બેઠા. હવે શું કરવું, એનું પણ અમને ભાન રહ્યું નહિં, એટલામાં ભ્રમર બોલી: "બાઈ, કહેતાં હો તો આજનો દિવસ જૂની રીતે જ ચૂલો સળગાવું ?"

તરત આ વાક્યને સરલાએ પકડી લીધું. "હા, ભ્રમર, એ જ પ્રમાણે કર; અને હવેથી રોજ એ જ પ્રમાણે કરજે."

વળી એક વખત કનૈયાલાલે અરબસ્તાનમા કૉફી જે પ્રમાણે કરવામાં આવે છે, તે પ્રમાણે કૉફી તૈયાર કરતાં અમને શિખવ્યું.

અરબસ્તાનમાં જો લોકો ઘણીવાર કૉફી પીતા હશે, તો એ દેશમાં ગંદવાડનું કાંઇ માપ જ નહિં રહેતું હોય! આ કૉફી બનાવતાં કનૈયાલાલે આઠ પ્યાલા, ત્રણ રકાબી, બે પાતેલી, પાંચ ચમચા, એક જાજમ, બે ટુવાલ અને પોતાનું આખું શરીર,-આટલી ચીજો બગાડી; અને બે પ્યાલા, એક રકાબી અને એક કાચની કિટલી,-એટલી વસ્તુઓ ફોડી!

અલબત્ત, જ્યારે કૉફી તૈયાર થઇ, ત્યારે અમે ચાખીને પછી પીવાની ના પાડી, એટલે કનૈયાલાલ ચીડવાઈ ગયા અને રોજ ખરાબ કૉફી પીવાની ટેવ પડી ગઇ હોવાથી અમે સારી કૉફી પી શકતા નથી અને તેની કદર બૂઝી શકતા નથી, એમ પોતે કહેવા લાગ્યા. માત્ર એના સ્વાદની મીઠાશનો પૂરાવો આપવા કનૈયાલાલ પોતે ચાર પ્યાલા કૉફી પી ગયા. પરિણામે, અમારે ભાડાની ગાડીમા એમને ઘેર લઈ જવા પડયા; જ્યાં એમને સાતેક દિવસ મંદવાડ ભોગવવો પડયો!





તે વખતમાં કનૈયાલાલને એક કાકી હતાં, એમ મને સાંભરે છે. કદાચ કોઇ વિષયમાં કનૈયાલાલ પોતે સંપૂર્ણ જ્ઞાન ધરાવતા નહિં હોય-એમ અલબત્ત, જવલ્લે જ બનતું-તો તે વખતે પોતે કહેતા કે "એક કામ કરો; હું મારાં કાકીને પૂછાવી જોઉં, એટલી ધીરજ ધરો." અમે તે વખતે યુવાન હતાં અને સંસારનાં દુઃખોથી અજ્ઞાત હતાં, એટલે ધીરજ રાખવાનું કબૂલ કરતાં અને છેવટે અનેક ઉપાધિ વેઠતાં.

એક વખત કનૈયાલાલનાં આ કાકીએ કનૈયાલાલની મારફત વાદાને ઘરમાંથી કહાડવાની દવા અમને મોકલાવી. અમે તે વખતે એક નાના, જરીપૂરાણા બંગલામાં રહેતાં હતાં. તેમા ફાટ, ચીરા અને બાંકાંનો સુમાર જ ન હતો. બિચારા ખાબોચિયાંમાં રહેતા દેડકાઓ પણ ઘણીવાર ભૂલથી અમારા રસોડામાં આવી ચડતા હતા. અનેક ઉંદરોએ પોતાની ન્યાતની શારીરિક સ્થિતિ સુધારવા માટે અમારા બંગલાને કસરતશાળા બનાવી હતી, અને અમારાં રસોડાંને રાતે રાતે વાંદાઓ પોતાની 'ધી યંગ વાદા નૅશનલ યુનીઅન' માટેના મકાન તરીકે વાપરતા હતા. સવાર પડે ત્યાં સુધી ઘણા વાંદાઓ પોતાના કુટુંબ સાથે જુદી જુદી ફાટમાંથી ત્યાં આવીને દિવસનો શ્રમ ઉતારવા નિર્દોષ આનંદ કરતા હતા.

ઉંદરોની હાજરીથી સરલાને એટલો બધો સંતાપ નહોતો થતો, તેમ જ દેડકાનું આગમન પણ દરરોજ નહોતું થતું, એટલે સરલા તે સહન કરી લેતી હતી; પણ વાદાની સામે તેને સખત વાંધો હતો. અમર પણ સરલાના મતને મળતી થતી હતી. એવામાં કનૈયાલાલને આ વાતની ખબર પડી, એટલે તાબડતોબ તેમણે પોતાની કાકીને પૂછાવીને દવા તૈયાર કરાવી લીધી અને તે અમને આપી. સાથે સાથે

તે દવા કેવી રીતે તૈયાર કરવી, એની રીત પણ એમણે એક કાગળ ઉપર લખીને અમને આપી. અમે દવા રસોડામા મૂકવા માડી. વાદાઓને તે ભાવી હોય, એમ લાગ્યુ અને બધી ખાઇ ગયા! જ્યારે પૂરી થઈ રહી, ત્યારે અમે વધારે નહિં મૂકી એટલા માટે દિલગીર થયા હોય એમ જણાયું. પણ એકે વાદો મૃત્યુ પામ્યો નહિ!

અમે આ વાત કનૈયાલાલને કહી. પણ ઉત્તરમાં એમણે ગંભીરાઈથી માત્ર એટલુ કહ્યું: "ખાવા દો, ખાવા દો, એમનું મોત ભમી રહ્યું છે."

આ દવા વાદાને એકદમ મૃત્યુ પમાડતી નહિ હોય, પણ એના શરીરનો બાધો જ ધીમે ધીમે તોડી નાખતી હશે, એમ અમે માન્યું. દિવસે દિવસે વાદો નિસ્તેજ થતો જશે, એના સગાવહાલાઓ અને ડૉકટરો ક્ષયરોગના ઉપચારો કરશે તેમ છતા પણ એને સુધારો નહિં જણાય, અને અંતે એક દિવસ જયા આપણને સર્વને જવાનુ છે ત્યા આ ફાની દુનિયાનો ત્યાગ કરીને વાદો મૃત્યુ પામશે, એમ અમને જણાયું.

આ ઉપરથી અમે ગાધીને ત્યાથી પાછા વસાણા ખરીદ કરીને મોટા જથ્થામા દવા બનાવી અને મૂકવા માડી. ધીમે ધીમે અમારા આખા લત્તામાના વાદાઓ અમારા ઘરની મૂલાકાત લેવા લાગ્યા. વગર ઓળખાણના, વગર પિછાણના વાદાઓ પોતાના બૈરાછોકરાઓને લઇલઇને અમારા ઘરમા રોજ રાતે આવવા લાગ્યા. રોજ વાદાની સંખ્યામા વધારો થવા લાગ્યો અને એક અઠવાડીયામા તો ન્યાત-જાતનો ભેદ રાખ્યા વિના એકેએક જાતના વાદા રાતે અમારા ઘરને જ વિશ્રાંતિસ્થાન સમજવા લાગ્યા. માઇલોના માઇલના વિસ્તારમા, માત્ર જે બિચારા વાદા અપંગ હશે અથવા તો જેઓ માદગીને બિછાને પટકાઇ પડયા હશે, એમના સિવાય એકેએક વાદો અમારા ઘરનો મહેમાન થઇ ગયો. "મહેમાની કરજો ના થોડી" એમ જાણે અમને કહેવા માગતા હોય તેમ એમની વૃત્તિ થઇ ગઇ

અને તેમણે પોતાની જાતિની રાજકીય, ધાર્મિક તેમજ સાંસારિક સુધારાની પરિષદો પણ અમારા ઘરમા જ ભરવાના ઠરાવો સર્વાનુમતે પસાર કરી દીધા.

આથી એક ઝપાટે અમે આખા શહેરમાંથી વાંદાનો સંતાપ દૂર કરી શકશું, એવા વિચારથી કનૈયાલાલ ખૂશ થયા. વાદાઓ દસ દિવસ થયાં આ ઝેરી દવા ખાતા હતા, એટલે મૃત્યુ હવે દૂર નહિં રહ્યું હોય, એમ કનૈયાલાલ કહેવા લાગ્યા. આથી હું પણ ખૂશ થયો, કારણકે આ પ્રમાણે હજારો અને લાખો વાંદાના ભંડારા રોજ કરવા અને તેમની પરોણાચાકરી કરવી, એ કામ ખરચાળુ હતું, એટલે મને ચિંતા થવા માંડી હતી. હું અને કનૈયાલાલ એક રાતે આ વાદાઓને દવા ખાતા જોવા ગયા. કનૈયાલાલે ધારીધારીને જોયું તે ઉપરથી કહ્યું કે "એમના પગમાં પહેલાંના જેવું જોર જણાતું નથી." જો ખરૂં પૂછશો તો, મને તો એમ જ લાગ્યું કે એમના જેવા લડધા અને તંદુરસ્ત વાદા મેં અગાઉ જોયા જ ન હતા.

જોકે એક વાદો ખરેખર, આટલા લાખોમાંથી અમે મરેલો જોયો, પણ એમા દવાનો હાથ હતો નહિં. એણે ચોરીથી એક સામટી મોટા જથ્થામા પેલી દવા ઉપાડી હતી. પણ આ ચોરી પકડાઈ, એટલે બીજા ચારેક વાદા એના ઉપર તૂટી પડયા અને એને મારી નાખ્યો. વાંદાઓમાં તો આથી બહુ ખળભળાટ થઇ ગયો હતો અને આ ખૂન રાજ્યદ્વારી ખૂન તરીકે જ તેઓએ ઠેરાવી બેસાડયું હતું; અને તેની વિધવાને મોટું પેનશન બાંધી આપવાની હિલચાલ પણ થવા માંડી હતી. પણ આ સિવાય બીજો એકેય વાદો કનૈયાલાલની દવાથી મરી ગયો હોય, એમ મારા જાણ્વામાં નથી. બીજા તો બધા હૃષ્ટપુષ્ટ થઇ ગયા હોય, એમ જણાયું. ઉલટું, કેટલાક વાંદાઓ તો આ દવા લઇને પરદેશમા જઇને હકીમો થઇ ગયા અને વાદાઓની જાતમાં ઉત્પન્ન થતી અનેક પ્રકારની નબળાઈ વગેરે રોગો ઉપર આ જ દવા આપવા લાગ્યા. આખરે અમે એક સાધારણ માણસે બતાવેલી દવા

બેએક પૈસાની લઈ આવ્યા, જેથી વાંદાની સંખ્યામાં ઘણો ઘટાડો થઇ ગયો. જોકે આટલા બધા વાંદાઓ અમે એકઠા કર્યા હતા, એટલે તેમને નિર્મૂળ કરવા, એ તો અસંભવિત જ હતું.

હમણાં હમણાં હું કનૈયાલાલની કાંઈ વિશે સાંભળતો નથી. કદાચ અમારા કોઈ મિત્રોમાંથી જ કોઇને એમની સલાહથી બરાબર વીત્યું હોય અને તેથી તેણે દુઃખના માર્યા ઉન્મત્ત થઇને તેમનું ખૂન કર્યું હોય! જો એમ જ હોય તો એ મિત્રનો હું ઉપકાર માનવાની આ જાહેર તક લઉં છું.

રા. કનૈયાલાલના જીવનમાંથી આ માત્ર બેએક પ્રસંગ જ હું અહિં જણાવું છું. બધા જણાવતાં પાર પણ કેમ આવે?*

ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા

* અંગ્રેજી ઉપરથી



# સોણાં

સખી, સ્નેહીનાં સોણાં લાખ લાખ જો!
સૂરજનાં કિરણિયાં તેજ,
સૂરજનાં કિરણિયાં તેજ,
ભાન લાખ લાખ પડે દિલડે!
સોનલીએ ધોયા એ દેહ:
સ્નેહીનાં સોણાં લાખ લાખ જો!

એક અંબોડલે વેણીની ગૂંથણી;
રોપ્યાં ફૂલડાં અનેક,
રોપ્યાં ફૂલડાં અનેક,
ફૂલડાંનાં ફાલ સખી દિલડે!
ફોરમના મીઠડાઓ મેહ:
સ્નેહીનાં સોણાં લાખ લાખ જો!

વન ગન નાચે મોરલો;
કળા કેરા શોભનિયા રંગ,
કળા કેરા શોભનિયા રંગ,
રંગ અનેરા સખી, દિલડે!
આનંદ ઓઘ અભંગ:
સ્નેહીનાં સોણાં લાખ લાખ જો!

ઉંચે ઉંચે ગગન મોઘામણું,
તરની તારલીઓનાં ગુંજ,
તરની તારલીઓનાં ગુંજ,
ગુંજ કેરી ભાન સખી, દિલડે
વગે વગે વાદળીની ગૂંચ:
સ્નેહીનાં સોણાં લાખ લાખ જો!

ઉરે એક ઉભું આંબાવાડિયું;
મીઠા મીઠા કોયલડીના બોલ,
મીઠા મીઠા કોયલડીના બોલ,
લાખ બાત બોલડાની હિલડે !
બોલના ઝોલ અમોલઃ
સ્નેહીના મોણા લાખ લાખ જો !

સાગરે ઉર્મિઓ રે ! નાચતી;
લાખ લાખ ઉર્મિ કેરી ઓળ,
લાખ લાખ ઉર્મિ કેરી ઓળ,
એવી ઉર્મિઓ રમે દિલડે !
અંતરનો બાંધ્યો હિંડોળઃ
સ્નેહીના મોણા લાખ લાખ જો !

ફૂલી ફૂલી આવે વસંત રે;
વાડે વાડે વેલડીઓના ઢાળ,
વાડે વાડે વેલડીઓના ઢાળ,
ઢાળ એવા સખી, દિલડે !
એવી આલી આશ કેરી જાળઃ
સ્નેહીના સોણા લાખ લાખ જો !

ઉગ્યુ એક આગણ રસફૂલડું;
ફૂલડાની ચાદલીઆ પાખ,
ફૂલડાની ચાદલીઆ પાખ,
પાખ કેરી ઝૂલ આલી દિલડે !
ઝૂલની અમીઆળી આખઃ
સ્નેહીના સોણા લાખ લાખ જો !

એક માળાનાં લાખ મોતીડાં;
મોતીડાંના નાનામોટા ઘાટ,
મોતીડાંના નાના મોટા ઘાટ,
ચળકે મોતીડાં સખી, દિલડે !
મોતીડાંની મોઘેરી જાતઃ
સ્નેહીનાં સોણ્યાં લાખ લાખ જો !

એક કાનુડો લાખ ગોપીઓ;
ગોપીઓની ઘેલી ઘેલી વાત,
ગોપીઓની ઘેલી ઘેલી વાત,
એવી એ વાત સખી, દિલડે !
વાત ભરી વૃંદાવન વાટઃ
સ્નેહીનાં સોણ્યાં લાખ લાખ જો !

સરવર સેંથલે લહરિયાં લેખો;
લેખોના ઉંડા ઉંડા ભેદ,
લેખોના ઉંડા ઉંડા ભેદ,
ભેદો એ ઉંડા ઉકેલીએ !
ભેદોના ભલા શો ! ઉચ્છેદઃ
સ્નેહીનાં સોણ્યાં લાખ લાખ જો !

દલપતરામ પ્રાણશંકર પાઠક



# શ્રદ્ધા

તે એક ફિરિસ્તો હતો. પૃથ્વીપાટલે સૌંદર્ય ને કળા સીંચવા ત્હેને દેવાજ્ઞા હતી. સંસારમાં ઉષા અવતરતી ત્યારે તે પનોતે પગલે પૃથ્વી પર પધારતો. સંસારીઓ ઉત્સુક નયને મીટ માંડી ત્હેની રાહ જોતાં–ત્હેને સત્કારતાં. તે કંઇ કંઇ ફુલડાં વેરતો ને સંસારીઓ તે વીણી લેતાં. વીણી વીણી ત્હેનો મનમાન્યો ઉપભોગ કરતાં ને ગુપ્ત કે અતૃપ્ત નિજ પિપાસા છીપવતાં. વર્ષો સુધી આમ ચાલ્યું હશે. પણ માનવ સ્વભાવ જ અતૃપ્ત ખરો ને ?! તે તો સદાભરનાં પિપાસી જ રહ્યાં. પણ આવી અનંત પિપાસા કોની સંતોષાઇ છે જે ? અંતે કાળનો પડદો પડયો. ફિરિશ્તાની પૃથ્વીની અવધ પૂરી થઇ ને કંઇ-કંઇના કોડ અધૂરા રહ્યા. એક પાનખરની સ્હવારે સારા ય સંસારમાં ગેબી ઘોષણા સુણાઇ. દુનિયાનો તે ફિરિસ્તો અદ્રશ્ય થયો હતો, એમ દશે દિશાઓ બોલી. ત્હેની રસલ્હાણુ ઝીલવા ઉત્સુક નયને આકાશમાં જોઇ રહેલ સૌંદર્યઘેલા રસિકો અને કલાવિદ્ કલાપૂજકો આભા બની ગયા. સમસ્ત જગત પર નિરાશાનું એક કાળું વાદળ ઘૂમતું હતું.

સંસાર બ્હારની એક નિર્જન ટેકરી પર કોઇ અંધ ભિક્ષુક-કન્યા ઉભી હતી ને ચોધાર આંસૂ સારતી. જાણે અંધ નયનોમાથી અપૂર્વ તેજ પ્રગટાવી આકાશના ફિરિસ્તાઓને આકર્ષતી હોય, તેમ ઘડીભર તે ગગન તરફ જોઇ રહેતી;–જાણે પૃથ્વીની જડતાથી બ્હીતી હોય, તેમ પોતાનો પાલવ સંકેલી લેતી. ટેકરીની નીચે એક વયોવૃદ્ધ પુરુષ ઉભો હતો ને આ લુબ્ધ કન્યાને જોઇ રહ્યો હતો. ધીરેથી ટેકરી પર આવી ત્હેણેને બાળાને રુદનનું કારણ પૂછ્યુ. પણ બાળા તો નિઃશબ્દ ઉભી રહી. માત્ર ત્હેનાં અંધ નયન ત્હેણે આકાશ તરફ ઉંચાં કર્યાં.

તે પુરુષ સ્હમજ્યો. એના રૂપેરી દાઢીવાળા મ્હોં પર સ્હેજ સ્મિત છવાઈ રહ્યું. પણ એ સ્મિતમાં કાંઇક કરુણભાવ-કાંઇક ઉપહાસ-ની રેખાઓ હતી. "કેવી ઘેલી! ગયું તે પાછું કોણ આવે છે?"- ફરી ત્યાંથી તે જતો રહ્યો. પણ તે અંધ બાલિકા તો ત્યાં જ ઉભી રહી. સંધ્યા આથમી, પણ તે ત્યાં જ ઉભી હતી. મધ્યરાત્રિના ભયાનક સ્વરો સંભળાયા, પણ તે સૌની વચ્ચે તે અંધ કન્યાનું ઝાંખું ગીત ગુંજી રહ્યું હતું. મધ્યરાત્રિનો ઘોરતમ અંધકાર ચારે દિશામા રેલી રહ્યો. એવામા અકસ્માત અંધારના પડદાઓ ચીરી કાંઇક અદ્‌ભુત તેજ આકાશ પરથી ઉતર્યું. બાળાને જોવાના નયન ન્હોતા-અનુભવ કરવાનું શુદ્ધિ-ભાન રહ્યું ન્હોતું, અને છતા ત્હેના મ્હો પરની જ્યોતિ અંધકારમા સુસ્પષ્ટરીતે દેખાતી હતી. જોતજોતામા પેલો પ્રકાશ ઉડતો ઉડતો આવ્યો ને અંધ બાળાને ઉંચકી ક્યાંક ઉડી ગયો. દિશાઓ બોલી ઉઠીઃ "ખરેખર! સ્નેહની શ્રદ્ધામાં કાંઈ જ અશક્ય નથી." ટેકરી નીચેનો પેલો વૃદ્ધ પુરૂષ બબડ્યોઃ "ખરેખર! આટલા વર્ષો મ્હેં ભુલો જ કર્યા કીધી."

ઉમેદરામ વ્યાસ






## ૧

જગત માત્ર પાગળું નથી, આંધળું પણ છે. ઇન્દુકુમારની કલા જગતે છેવટ સુધી કબૂલ ન જ કરી. એની પીંછીનો રંગ ફરતો ત્યાં જીવતા મનુષ્યને બદલે જીવતો આત્મા આવતો. ઇન્દુના રંગમા જેટલા ભાવ હતા તેટલા બીજા ચિત્રકારોની જીવતી મૂર્તિમા ન હતા. પરંતુ જગત બેકદર છે. એ કા પાગળું બની શકે, અથવા આંધળું થઇ શકે. કા બીજાનું દોર્યું દોરાય, અથવા અંધશ્રદ્ધામા ઘસડાતું જાય. ઇન્દુની કલા બેકદર હૈદરાબાદમા નિષ્ફળ નિવડી. આજે એ ચિત્રકાર હૈદરાબાદ છોડી પૂના જવા રવાના થયો. હૈદરાબાદથી પૂના તરફ જતી ટ્રેનમા એ નિરાંતે મુસાફરી કરી રહ્યો હતો. પાસે એક પાણી પીવાનું પ્યાલું, એક ન્હાની પોટલી અને એક ન્હાની પેટી પડ્યાં હતા. ચિત્રકારની શૂન્ય દ્રષ્ટિ આકાશમા હતી.

એણે આકાશના બધા ઉડતા રંગ પૃથ્વી પર આબેહૂબ ઉતાર્યા હતા. હવે તો પોતેજે આ ઝાંખા ભૂરા આકાશમા રંગ થઇ મળી જાય, તો ભવિષ્યનો કોઇ ચિત્રકાર એ રંગમાથી ઘડતો આત્મા ચિતરે!

ઈન્દુ હવે આકાશ સાથે જ પ્રીતિ બાંધી રહ્યો હતો. જો કોઈ વેશ્યા જાપાનનું બારીક કાપડ પહેરી નૃત્ય કરે, તો નફટ દુનિયા

પૈસા ઉડાવવા તૈયાર છે! જો કોઇ એથી વધારે આર્ટીક કાપડ પહેરે તો વધારે પૈસા ખરચવા તૈયાર છે! જગતને માત્ર આકાશી રંગ ન જોઇએ; કલા ન જોઇએ; સુંદર ચિત્ર ન જોઇએ!

ઇન્દુને પૂનામાં કોઇ જાણતું ન હતું. હૈદરાબાદ તો એ છોડવાની ખાતર છોડતો હતો. એનું જિગર હૈદરાબાદમાં હતું. હૈદરાબાદમાં એને આનંદ હતો; પણ એ શુષ્ક સ્થાનમાં કલાની પિછાન ન હતી. ઇન્દુએ એટલા જ માટે હૈદરાબાદ છોડયું.

ગાડીને પૂના પહોંચવાને થોડી જ વાર હતી. સૌ સુખરૂપ પૂના જોવા આતુર હતા. પરંતુ પૂના બે ત્રણ કલાકના રસ્તા પર હશે, ત્યાં ગાડીને અકસ્માત થયો! સામેથી આવતી ગુડઝ ટ્રેન સાથે ઇન્દુની ટ્રેન અથડાઇ પડી! હજારો મનુષ્યો નિરાધાર થઇ પડયાં. ઈન્દુ પણ ભયંકર ઇજાથી બેભાન થયો.

ઇન્દુ પૂનામાં સ્થાયી રહેવાના ઉદ્દેશથી જતો ન હતો. હજી એનો 'સ્ટૂડિયો' હૈદરાબાદમાં જ રહેવાનો હતો. એક ચિત્ર વેચનાર સિવાય બીજું કોઈ હૈદરાબાદમાં ઈન્દુનાં ચિત્રો ખરીદતું નહિ. એટલા જ માટે નિરાશ થયેલો ચિત્રકાર આખા હૈદરાબાદમાં 'દીવાનો ઇન્દુ' એ નામથી જાણીતો હતો. માત્ર વેપારી ટેકચંદ એનાં ચિત્ર હમેશાં ખરીદતો, ને કહેતોઃ " ચિત્રકારનું મૃત્યુ, એ ચિત્રકારની સૌથી પ્રખ્યાત જાહેર ખબર છે." ઇન્દુ હમેશ જવાબ દેતોઃ "ત્યારે હું મરી જાઉં?" ટેકચંદ ગંભીર મુખ રાખીને સમજાવતોઃ "જરૂર; તમારા મૃત્યુ પછી આ દરેક ચિત્ર કલાવીરની બેનમૂન કૃતિ બનશે. ત્યાં સુધી જગત હજી તૈયાર નથી!"

૨

આ અકસ્માત પછી ઇન્દુને મૃત્યુ વહાલું લાગ્યું. ભૂલથી કે ગોટાળાથી જે મનુષ્યો અકસ્માતમા મૃત્યુ પામ્યા હતા, તેમની યાદીમાં ઇન્દુનું નામ હતું. ઇન્દુએ એ ભૂલ સુધારી નહિ. પૂનામાં એ ભૂલ સુધારે તેમ કોઇ હતું નહિ. એટલે જગતે જાણી લીધું કે દીવાનો

ચિત્રકાર ઇન્દુ હવે નથી! હૈયદરાબાદનો ત્હેનો એકાંત ઓરડો શાંત ઘોરતો હતો. જ્યારે હૈયદરાબાદ અને આસપાસની દુનિયાને માલૂમ પડ્યું કે ચિત્રકાર ઇન્દુ હવે નથી, ત્યારે ન્હાના બાળકની માફક, જે નથી એને માટે જગતની લાલસા વધી! હૈયદરાબાદ ઇન્દુના ચિત્રોની શોધમાં પડ્યું! ને ટેકચંદ એનો કુલ મુખત્યાર હોવાથી એ મ્હોમાગ્યા દામ લેવા લાગ્યો!

ન્યાયાધીશ તારિકાપ્રસાદે જીવતા ઈન્દુને જોયો હતો; ને એ કલ્પનાના ભૂતને ચિત્રો ચિતરવાના ઢોંગ મૂકી દઈ કોઈ વધારે નફાકારક ધંધો કરવા શિખામણ આપી હતી. પણ આજે ઇન્દુના મૃત્યુ પછી તારિકાપ્રસાદને ઇન્દુની કૃતિ ખરીદવી હતી! ઓ ઉંધુ જગત!

૩

ઇન્દુ પૂનાથી પણ ચાલ્યો ગયો હતો. તેના મૃત્યુ વિષે કોઇ શંકા જ ન હતી. ઇન્દુ એક ન્હાના ગામડામાં ચાલ્યો ગયો ને ત્યાં ગામડીઆઓને રામકથા સંભળાવી પોતાનું ગાડું ગબડાવવા લાગ્યો! નવરાશને સમયે એ નદીના કિનારા પર રેતીમાં, ટેકરીઓપર ને વૃક્ષોના ઝુંડમાં બહુ રખડતો. ગામડીઆઓને આ જગ વિચિત્ર લાગતું. પણ ક્યારેક, મનુષ્ય વિચિત્ર છે એમ ધારી શહેરો તેને મારી નાખે છે, ત્યારે ગામડું તેને નિભાવે છે! ઇન્દુની વિચિત્રતા ગામડામાં ભુલાઇ ગઇ ને ધીમે ધીમે એને ત્યાં ન્હાના ગામડાના બધા માણસો એમતા થયા.

ઇન્દુને ત્યાં આનંદી હમેશાં દુધ આપવા આવતી. મહિયારીનો આ જૂનો કોલડો હમેશાં નવો જ રહેશે. દુધવાળી માયેનો સ્નેહ જગત જોઈજોઇને જૂનું થયું છે, છતાં હજી એ સ્નેહ એમ જ જોવાય છે. કદાચ આ કોલડો જૂનો થશે, ત્યારે જગત નવું ઘડાતું હશે!

ઇન્દુ ચિત્રોમાં રંગ પૂરતો ત્યારે આનંદી ક્યારેક તે જોવા ઉભી રહેતી. એમ ફરતાં એ ચિત્રમય થવા લાગી.

એક દિવસ ઈન્દુને તાવ આવ્યો હતો. આનંદીનો માયાળુ હાથ આ પરદેશીના ગરમ કપાળ પર ફરી રહ્યો હતો. ઇન્દુ ધીમે ધીમે આ મૂર્તિને ચિત્રમાં દોરવા મથતો હતો.

વખત જતા આનંદી ઈન્દુની શિષ્યા થઇ. તે કાઇક રમ લેતી પણ થઇ ને એની સ્વચ્છ બોલી વધારે સુંદર બની.

૪

એક દિવસ એને ખબર પડી કે ઈન્દુ પૂના જવાનો છે. પાછલા પહોરનો વરસાદ હતો ને ઇન્દુનું ફળીકું છબછબિયાં પાણીથી ભરાયું હતું. ત્યાં આનંદી આવતી હતી. ઇન્દુ પોતાના બારણામાં ઉભો હતો. હજી સંધ્યા પડતી જતી હતી; ને આજે સંધ્યા ખીલી હતી. પોતાનો નવરંગી સાળૂ સાચવી, તેને પાણી ન અડકે એમ જરા અદ્ધર લઇ આનંદી, જાણે સંગીતનો સૂર કંઠમાથી આવે તેમ, ધીમે પગલે પાણીમા છબછબિયાં પાડતી આવતી હતી! એનું ઝાંઝર પાણીમાં સંભળાયું કે નહિ, તે ખબર નથી; પણ તે દ્વાર પાસે આવી ઉભી ત્યારે એના સુંદર પગ પર ઝાંઝર બોલ્યા વિના ન રહ્યું. એ આખો દેખાવ સંગીતમય—કલામય—હતો. ઇન્દુ જાય છે, ને કદાચ પાછો નહિ આવે, એમ હતું. તેથી આનંદી રજા લેવા આવી હતી.

"હવે તમે જાઓ છો?" આનંદીએ કહ્યું.

"હા, કદાચ."

આનંદી ઝાંખી પડી. "હવે પાછા નહિ આવો?"

"વળી કયારેક આવીશ."

આનંદીના ચહેરા પર કરણ છાપ પડી રહી. ઇન્દુ જોઇ રહ્યો. "એમ ગભરાઓ છો શુ?"

આનંદી જરાક મીઠું હસી. એ હસવું વધારે રોવડાવે તેવું હતું! ચિત્રકારને એ ખૂંચ્યું. તે બોલ્યો: "આનંદી! હું પાછો જરૂર આવીશ."

આનંદી બધું બળ ભેગું કરીને બોલી: "મને ભૂલતા નહિ, હો!"




હાજીમહમ્મદ સ્મારક—ગ્રંથ

આનંદી ધીમે પગને પાણીમાં છમછમિયાં પાડતી આવતી હતી

ચિત્રકાર રવિશંકર પંડિત

A. 2090 Lakshmi Art Bombay 8.

ઈન્દુ ચિત્રવત્ સ્થિર ઉભો રહ્યો આનદીનો સ્વર વિવેકભર્યો ન હતો-દર્દભર્યો હતો આવી ધન્ય પળમા મનુષ્યનો આત્મા દેખાય છે. આત્મા દેખાય ત્યારે એ ચાર કલા એકઠી થાય છે! આનદીના સ્વરમા સગીત હતુ; પરતુ એ સગીતની અસર થાય તે પહેલા આખા ચહેરાપર પથરાયેલા કરુણતાભર્યા ભાવ હૃદયમા પેસી જાય તેવુ હતું ને આનદી પોતે સૌન્દર્યમૂર્તિ તો હતી જ. એક કલાનો ઉપાસક, આ ત્રણ કલાનો સંયોગ જોઈ સ્તબ્ધ ઉભો.

ઇન્દુ તે આખી રાત્રિ, આનદી જે સમયે "મને ભૂનતા નહિ, હો" એ શબ્દો બોલી તે સમયનો એનો ચહેરો લાવવા પીછી અને રગ પર જુલમ કરવા લાગ્યો! પરતુ વ્યર્થ. આનદીનો ચહેરો કનાની કમોટી કરાવે તેવો હતો

બીજે દિવસે ઇન્દુ ગયો નહિ. આનદી તો દુધ દેવા આવી જ હતી પણ આજે ઇન્દુ દુધ લેવાના વાસણને બદલે રગનો પ્યાલો લાવ્યો! ઘેલો ચિત્રકાર!

આ વાતને ઘણા દિવસો વીત્યા. ઇન્દુ આનદી સામુ જુએ છે, પણ બોલતો નથી એક દિવસ ઇન્દુએ કહ્યુ "આનદી!"

"શું?"

"એક કામ પડ્યુ છે"

"બોલો."

"આ તારો ચહેરો મને ચિતરવા દે!"

"લ્યો લ્યો, એવું તે હોય?"

પણ ત્યાર પછી આનદી હમેશા ઇન્દુ પાસે વધારે વખત થોભતી ઇન્દુ હમેશા એની સાથે વાતો કરતો બેઠો જ હોય!

૫

જગત માન પાગડુ કે આધડુ જ નથી, અદેખુ પણ છે તે ગામડામા કોઈ બેચાર ધર્મના થાભના (?) હશે, તેમને આ પ્રસગ ઠીક ન પડ્યો હવે તો ઇન્દુએ સાચે જ પૂના જવાની તૈયારી કરી. પાછી આનદી આવી એ જ વેરમા આજે ખૂબ વરસાદ હતો.

"તમે જાઓછો ?" તે બોલી.

"હા; આ વખતે તો ચોક્કસ."

"ક્યારે ?"

"કાલે સવારે."

"મ્હને ભૂલી જશો ?"

"ત્હને ભૂલી શકું ?"

આનંદી પાછું તે જ બોલી: "મને ભૂલતા નહિ, હો!"

ચિત્રકાર ચીસ પાડી ઉઠયો: "ઓ આનંદી! ઘડીભર એમ ને એમ રહે ! બસ એમ જ. જરાક આમ. હં, બસ."

એની પીંછી કામ પર હતી, ને આંખ આનંદી સાથે મળતી જતી હતી. એ કામ અપૂર્ણ રહ્યું, પણ ચિત્રકારને ગયેલું ચિત્ર પાછું મળ્યું હતું. તે આખી રાત્રિ તેણે એ ચિત્ર દોરવામાં કાઢી. આબાદ એ જ આનંદી ! જાણે, આત્મા બોલી રહ્યો છે: "મને ભૂલતા નહિ !"

ઇન્દુ બીજે દિવસે પૂના પહોંચ્યો. સ્ટેશને જ આનંદી મળી. તે રડી પડી.

"અરે, આનંદી ! તુ અહીંઆ ?"

આનંદી ચિત્રકાર સામે જોઈ રહી. "કેમ ન આવું ?"

"ના રે, ગાંડી ! ઘર છોડાય ?"

આનંદી તેના તરફ ફરી: "મ્હારા અનુભવની યોગ્ય સમાનતા, એટલો શુષ્ક જ કલાનો ઇતિહાસ છે ? તમને કાંઇ થાય છે ?"

ઇન્દુ તેના તરફ ઢળી પડયો: "આનંદી! તારે કોઈ નથી?"

"ના, એક તમે છો."

આનંદીને એક વૃદ્ધ કાકી સિવાય કોઇ જ હતું નહિ.

૬

ઈન્દુ અને આનંદી હવે હૈદરાબાદ આવી પહોંચ્યાં છે.

ઇન્દુ પોતાના એક મિત્રને ગુપ્ત રીતે મળ્યો.

"અરે, ઇન્દુ ! તું કયાંથી ? અરે ! મરી ગયેલો માણસ ?!" તે આભો બન્યો.

"જો હું આ ઉભો! જગતને ઠગવા આવ્યોછુ !"

"કેમ ?"

"તું શુ કહેછે ? ઇન્દુના ચિત્રો હવે ....."

"અરે! ન્યાયાધીશ તાન્ત્રિકપ્રમાદે તારૂ છેલ્લું ચિત્ર ત્રણ હઝારે લીધુ!"

"ટેકચંદની ભવિષ્યવાણી ફળી ખરી!" ઇન્દુએ જગ હાસ્યમા કહ્યું.

"હવે શુ કરવુ ?"

'તું શુ ધારે છે ?"

"મ્હારો બંધ 'સ્ટુડિયો' તું ખોલ. તેમાના ચિત્રો મૃત્યુ પામેલા દીવાના ઇન્દુના છે. તે વેચી માગ! જગતને ફરી આટલું ઠગ્યા પછી હું પ્રગટ થાઉ. મ્હારા મૃત્યુનો પૂરો લાભ લઇ લઉં!"

"એ જ વખતે ત્હારી કલામાથી સૌન્દર્ય ઉડી જશે! ત્હારૂ વ્યક્તિત્વ ગુમાવ્યા પછી તને જગત પૂજે એટલુ બેવકૂફ એ નથી. કલાવીર તો સમાજનો આદર્શ પુરુષ હોય!"

૭

ઇન્દુ પ્રગટ થયો, પણ જગત તેને વધાવી શકે તેવી રીતે. ટેકચંદનો નશો ગયો ને એ જ વખતે ઇન્દુનુ છેલ્લુ ચિત્ર-"મ્હને ભૂલતા નહિ" જાહેરમા આવ્યુ. હૈદરાબાદ આજે ઘેલુ હતું. ચિત્રમા જાણે સંગીત સાભળી શકાય છે, રંગમાથી જાણે ફોરમ છૂટે છે, જાણે લાગણી વીણી શકાય છે! આનંદીનું સૌન્દર્ય હૈદરાબાદ જોઇ રહ્યુ! જાણે ખુદ આનંદી બોલે છે! જાણે આનંદીનો આત્મા ચહેરા પર ખીલી આવ્યો છે! જાણે આનંદી ગાતી રહી છે! કેટલુ સુંદર!

× × × × ×

પણ આ વાતને અઠવાડીઉં ન થયુ, ત્યા આનંદી અકસ્માત મૃત્યુ પામી! ચિત્રકાર એકલો ઘરમા ઘૂમી રહ્યો છે. હવે કોઇ ચિત્ર એને પ્યારૂં નથી કોઈ વાતપર એનું મન નથી આજે હૈદરાબાદની

આશા ફળી! ઇન્દુ ખરેખર 'દીવાનો' બની ગયો! આનંદીનું સ્મશાન એ જ ઇન્દુનું ઘર થઇ પડ્યું. આખું હૈદરાબાદ ખુલ્લી નજરે જોતું કે ઇન્દુ ત્યાં જ બેસી રહેતો. એણે ત્યાં એક ન્હાનું સુંદર મંદિર બંધાવ્યું.

ઇન્દુ આજે કાંઇક શાંત ચિત્તે ઘરમાં બેઠો હતો. એટલામાં ન્યાયાધીશ તારિકાપ્રસાદ આવ્યો. તેણે પાંચ હજારે એ "છેલ્લું ચિત્ર" ખરીદવા માગણી કરી!

ઇન્દુ તેના તરફ શૂન્ય દષ્ટિથી જોઈ રહ્યો. કંઇ પણ બોલ્યા વિના તેણે માત્ર બારણા તરફ આંગળી બતાવી.

-"ઠીક; છ હજાર! પછી પસ્તાશો, હોં."

ઇન્દુએ આકાશ તરફ જોયું!

તારિકાપ્રસાદે વધારે ન બોલતા પાછું ફરવું યોગ્ય ધાર્યું. તે પાછો ફર્યો. ઘેલા ચિત્રકારે હાથમાં કલમ લીધી ને ચિત્ર નીચે લખ્યું:

"જીવનસખી! આ તુજ વિના તે જાય કોને અરપિયું?"

"ધૂમકેતુ"






# પાગલ ચિતારો

## ૧

તે ચિત્રો ચિતરતો. કાળા ભમ્મર વાળનાં ગુચ્છાં વચ્ચે પાણીદાર આંખો, અને આનંદની ભભક કે વિશાદની કાળી છાયા વિનાનું યૌવનની સુંદરતાથી શોભતું મુખ જોઇ સૌ તેને ઓળખી કાઢતાં કે તે જ પાગલ ચિતારો.

તેનું નામ સુનન્દ હતું, પણ સૌ 'પાગલ' કહેતાં. પહાડની તળેટીમાં આવેલા એક નાના ગામડાથી થોડે દૂર એક વહેળાને કાંઠે તેની ઝૂંપડી હતી. પંખીઓનાં ગાયન, ઝરણાંનો ખળખળ અવાજ, ઝાડોની શીતળ છાયા અને લીલાંછમ ખેતરો ઉપર પાકેલાં કણસલાંની સોનેરી છટા,—આ બધાથી ચોતરફ અપૂર્વ સૌન્દર્ય—અપૂર્વ સંગીત છાઇ રહેતું. સવાર–સાંજ જ્યારે ધુમ્મસથી સ્વપ્નસૃષ્ટિ રચાતી, ઝંકાર કરતી પ્રશાન્ત રાત્રિ અને પાછલા પ્હોરનો નિર્જન સમય જ્યારે સુનન્દનાં એકલવાયાં જીવનને સંસારથી છૂટું પાડી નાખતાં, ત્યારે તે પોતાના વિચિત્ર અલૌકિક આનંદમાં ડૂબી જતો. કલ્પના પર કલ્પનાઓથી તેના અંતરના ખૂણેખૂણા ભરાઇ જતા. મનમાં માત્ર રંગ અને પીછી, પીછી અને રંગનું સામ્રાજ્ય ચાલતું.

આ વિચિત્ર માણસની પાસે કોઇ ખહુ આવતાંજતાં નહિ, એ વાત ખરી; પરંતુ તેની ચિત્રકળાની ખ્યાતિ દેશપરદેશમાં ઝળકી ઉઠી હતી; એટલું જ નહિ પણ રાજદરબાર તરફથી પણ તેનાં ચિત્રોની માગણી આવતી. જો તેનું મન સારી પાંખડીએ હોય, તો તે

એ માગણી હોશથી પૂરી પાડતો; નહિતો ગજપુરુષોને પોતાની ઝૂંપડીમાંથી રૂખમદ પણ આપી દેતો.

૨

આખી રાત વરસાદ વરસ્યા પછી, વાદળામાંથી ડોકીઆ કરતા પ્રકાશથી પ્રાતઃકાળમાં ચોતરફ ઝગઝગાટ થઇ રહ્યો હતો. ભીના ઘાસ અને પાંદડા ઉપર આવ સૂર્યના સોનેરી કિરણો ચગળી રહ્યા હતા. આજ ઉંઘમાંથી ઉઠતા જ સુનન્દના મનમાં કંઇક વિચાર આવ્યો. ઝટપટ રંગ, પીંછી અને ચિત્રપટ લઇ એક નાની ટિપાઈ ઉભી કરી તે પર એ બેઠો. દૂર અનાજના ખેતરોમાં સતાગની લહરીઓથી તરંગલીલા ચાલી રહી હતી. ખેતરોને અંતે ક્ષિતિજમાં પહાડોની હારો નીલ આકાશ ઉપર ધુસર વાદળાની પેઠે જણાતી હતી. પાસે ઝરણાનું સ્વચ્છ પાણી એક કાળા પત્થર ઉપર ખળખળાટ પડયા કરતું હતું. તેની ચોતરફ વનવૃક્ષો પર અસખ્ય રંગબેરંગી ફૂલો ખીલી રહ્યા હતા.

સ્વપ્નાવિષ્ટની પેઠે સુનન્દ તે તરફ તાકી રહ્યો હતો. ઝરણાના વેગથી છોડના પાંદડા જરાજરા કંપતા હતા. ઉડતા પાણીના બિંદુઓ મોતીની પેઠે પાનગ પર થઇ નીચે સરી પડતા હતા.

સુનન્દ સ્વપ્નું જુએ છે; જાણે તે ફૂલઝાડોમાં એકાએક ચેતન પ્રસરી રહ્યું છે, ઝરણાના કલકલ સંગીતમાં જાણે કોઇ આનંદ-વાર્તા ચાલી રહી છે, પવન કોઇ અદૃશ્ય આનંદના આવેશથી જાણે પાગલની પેઠે દોડાદોડી કરે છે!

અકસ્માત તેની નજર પડી ઝાડ, પાન, ફૂલ અને લીલા કુંજાર ઘાસના ગાલીચાની વચ્ચોવચ્ચ એક અપૂર્વ સુંદરી–યુવતી–ઉભી છે! ખસખસના ફૂલ જેવો તેનો રંગ છે, ગુલાબની પાંખડી જેવા પાતળા પાતળા તેના હોઠ છે; ચંપાની કળીઓ જેવી તેની કરાંગુલીઓ પાંદડા પંપાળે છે; આમતેમ ફૂલોની શોધ કરે છે છાતી આગળ સાડીના છેડામાં એકઠા કરેલા ફૂલો કોમળ હૃદયના તાલે તાલે થરથરાટ સાથે ધીમે ધીમે કંપે છે.

સૌન્દર્ય દેવતાનો મનસ્વી પૂજક સુનન્દ વિસ્મયપૂર્વક અનિમેષ દૃષ્ટિથી તે જોઇ રહ્યો. અહો ! આકાશના સુનીલ ચિત્રપટ પર કેવું સુંદર ચિત્ર! દૂર હરિયાળા ખેતરો ઉપર થઇ સોનેરી મોજાંઓ દિગન્તની નીલિમા સાથે ભેટી પડયા છે; ઝરણાનું પાણી અવિરામ ધારે કલ્લોલ કરતું વહ્યું જાય છે; નીચે પાન ફૂલોના વાસંતીકુંજમા પૂર્ણ યૌવનના બહારથી ખીલતી એક તરુણી ઉભી છે. વરસાદથી મુક્ત થયેલો બાલ સૂર્ય પોતાના કિરણો રૂપી સુવર્ણધારાઓથી જાણે તેનો અભિષેક કરે છે; *જળકણોથી શીતળ થયેલી પ્રભાતની લહરીઓ* આજ્ઞાંકિત સેવકની પેઠે તેને વ્યજન-પંખો-કરે છે; ઝરણાની સ્વચ્છ સલિલધારા આનંદ-ગાને પાદપ્રક્ષાલન કરતી વહે છે.

એક નિમેષ માત્ર તેણે પોતાની દૃષ્ટિ ફેરવી જોયુ. સુનન્દ ચમકી ઉઠયો. અહો ! શાન્તિ ? ઓળખી, ઓળખી; તારા જેવી જગતે જાકારો આપેલી ! હતભાગિની !! ચિરપરિચિત છતા આજ કોઇ નૂતન સૌન્દર્ય-રંગે રંગાઇ આવી લાગે છે !

૩

શાન્તિએ સુનન્દના સંસારનો ભાર ઉપાડી લીધો ત્યારે સૌને લાગ્યું કે હવે 'પાગલ' નું પાગલપણું ચાલ્યુ જશે; પરંતુ તેના કાઈ ચિહ્ન જણાયા નહિ. ઉલટુ શાન્તિના સૌન્દર્યના નશામા તે મોહિત થઇ ગયો. તેના હજારો વિચિત્ર ખ્યાલોમાથી છબીઓ ચિતરવાનો ખ્યાલ દશગણો વધી ગયો. હવે શાન્તિ જ માત્ર તેની સર્વ છબીઓનો આદર્શ હતી. દિવસ હો કે રાત હો, શાન્તિને એક જ સ્થળે બેસી રહેવું પડતું. સુનન્દ ચિત્રપટ પર રંગ લગાડતા લગાડતાં વિચાર કરતો કે કઇ રીતે આ દ્રાક્ષના જેવા સુગોળ ગાલની લાલી, તરલ-ચંચળ-નયનોનું મદમાધુર્ય અને તેના યૌવન-પુષ્પિત દેહનું અલૌકિક લાવણ્ય પીછીના લીસોટાથી ચિત્રપટ ઉપર લઈ લેવાય !!

જેમજેમ સુનન્દના ચિત્રોની વાહવાહ દેશપરદેશમાં થવા લાગી તેમતેમ નિત્ય નવો કીર્તિનો લોભ તેના અંતઃકરણમાં પોતાનું સામ્રાજ્ય જમાવવા લાગ્યો.

પરંતુ બીજી બાજુએ શાન્તિના સરલ અંતઃકરણમાં પતિ-પૂજાની સામગ્રી અનાદરે લુપ્ત થતી જતી હતી. એક બિંદુ પાણી વાસ્તે જેમ ચાતક તરફડિયાં મારે છે, તેમ શાન્તિનું કોમળ અંતઃકરણ તરફડી રહ્યું હતું. પણ તે તરફ લક્ષ આપવાનો અવસર સુનન્દને ન હતો. ચિત્રકાર તરીકે તેની દૃષ્ટિ શાન્તિના અંગપ્રત્યંગની રેખાએ રેખાએ ફરી વળતી, ત્યારે સ્ત્રીત્વની મર્યાદાના ભંગથી લોભ, દુઃખ અને અપમાને શાન્તિનું દુઃખી અંતર હારી જતું. દિવાલે ટાંગેલી જુદાજુદા અંગમરોડવાળી પોતાની છબીઓ જોઇ શાન્તિને એમ લાગતું કે પોતાના રૂપ અને લાવણ્યની તલેતલ ચોરી કરી એ છબીઓએ તેના પતિના અંતઃકરણમા પોતાને વાસ્તે જે સ્થાન હતું તે ઝૂંટાવી લીધું છે. તેની બંને આંખોમાથી ઇર્ષ્યાનો અગ્નિ ભભૂકી ઉઠતો. પરંતુ એ ઇર્ષ્યા અને ભક્તિ વ્યર્થ હતાં.

શાન્તિની સઘળી મર્મ વેદના સાર્થક કરી, શ્વેત પુષ્પના ગુચ્છ જેવા એક સુંદર બાળકે તેના ખોળામાં રમવા માડ્યું, ત્યારે તેના આંતરિક પ્રેમની અમૃતધારા માતૃસ્નેહમા ફેરવાઇ ચનસુખે તે તરફ વહેવા લાગી.

સુનન્દના અંતઃકરણમાં વાત્સલ્ય-સ્નેહને ત્યારે સ્થાન નહોતું. તે સ્થળે તેણે સૌન્દર્ય-દેવતાની એક રાક્ષસી મૂર્તિની સ્થાપના કરી હતી. તેની વેદી આગળ દિવસે દિવસે અને ક્ષણે ક્ષણે પોતાના હૃદયની કોમળ વૃત્તિઓનું બલિદાન આપી હવે તે ખાલી થઇ ગયો હતો.

૪

"અરે, આજ માફ કરો; માત્ર આજનો જ દિવસ. કીકાને બહુ જ અસુખ થાય છે. જુઓને, કેવો વલવલે છે?"

"કદિ તેમ બની શકશે નહિ. હવે માત્ર દશ દિવસો જ રહ્યા છે! આ વખતના પ્રદર્શનમાં દેશમાં સૌથી સરસ કલાકાર કોણ, એ નક્કી થવાનું છે."

"ફક્ત આજ જ; આજનો એક જ દિવસ. એટલી ભિક્ષા માગી લઉં છું; મને રજા આપો. અરે, આ બાળક કેટલો દુઃખી થાય છે?"

"હેં! શું? તેમ નહિ બને. ઠીક કહું છું કે હવે નકામો મારો વખત બગડાવ નહિ. આ દશ દિવસમાં તને એક દિવસની તો શું, પણ એક કલાકની પણ છુટ્ટી મળી શકશે નહિ."

પાસેના ઓરમાંથી બાળકના રડવાનો અવાજ સંભળાયો: "બા... આ...ઓ...બા...આ..."

"ઓ...સાભળો, જરા સાંભળો; તમારે પગે લાગું; મને જવા દો, જવા દો."

"વળી મારો વખત બગડાવે છે કે? તને કહી દઉં છું કે હવે બબડાટ કર્યો તો ઠીક નહિ થાય, સમજી? તું જાણે છે? આ ચિત્ર ઉપર હું એવાં દશ બાળકોને વિના સંકોચે ઓવારી નાખું!"

સુનન્દની આંખો તરફ જોઇ શાન્તિ ડઘાઇ ગઇ. ગભરાયેલે અવાજે તે બોલી: "અરે! તમે ડોળા ન કકડાવો. ચાલો આવું છું. અરે હાય! કેટલું નિષ્ઠુર હૃદય!!......"

પાસેના ઓરડામાંથી પાછો રડવાનો અવાજ સંભળાયો. સુનન્દે ઝટપટ શાન્તિનો હાથ પકડી, તાણી જઈ સ્ટૂડિયોમાં કાચના કબાટમાં તેને પૂરી દીધી!...

"હા, બરાબર છે. હવે હાથ જરા માથા તરફ આમ ધરી રાખ. હા, હા; બરાબર એ પ્રમાણે જ. ઓહ!......ફરી આંખમાં પાણી? બધુ ધૂળમાં મેળવવું લાગે છે! આંખો લૂછી નાખ; સારી પેઠે લૂછી નાખ....સ! સ! હવે પેલા બારીના કાચ તરફ જોઇ જરા હસતું મોઢું રાખ......"

પાસેના ઘરમાંથી વળી રડવાનો અવાજ સંભળાવા લાગ્યો. "આહ! શી પીડા? આ પણ એક સંતાપ જ લાગ્યો છે." ખૂણા તરફની બારીમા એક કાણું હતું. ઝટપટ સુનન્દે તે બંધ કરી દીધું.

આખો દહાડો બેસી પછી લગભગ સધ્યાકાળે શાન્તિને બહાર જવાની રજા મળી. પાંજરામાંથી છૂટેલી હંસીની પેરે તે બાળક પાસે દોડી જતા ગડી પડી! એ વખતે અસ્ત પામતા સૂર્યના લાલ કિરણોથી ઘાસપાલો, ઝાડપાન વગેરે રગાઇ રહ્યા હતા. દૂર ગામડાના ખેડૂતોના કોઠાગમાથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા. ખેતરો વચ્ચેની સાંકડી કેડીઓ વાટે કેટલીક ગાયો અને ભેંસો ધીમે ધીમે ઘર તરફ આવતી હતી.

સુનન્દ તલ્લીન થઇ એ સધ્યાકાળનો દેખાવ જોઇ રહ્યો હતો. એવામા ઘરની ચાકરડીએ દોડી આવી રડતા રડતા કહ્યુ: "અરે ભાઇ, તમે એક વાર આવી જાઓ. કીકો જાણે રીસાઇ ગયો હોય એમ લાગે છે."

"ઓહ! શુ કહ્યું? કીકો રીસાઇ ગયો? જવા દે. 'ભલું થયું ભાગી જંજાળ.' પણ, જરા રહે જોઉ..." અપૂર્ણ છબી સામે ક્ષણેક વાર જોઇ સુનન્દે કંઇક વિચાર કર્યો......"

"હા, ઠીક; મૃત બાળકની છબી આ સમયે જ બરાબર લઇ શકાશે. થોભ જરા, હું કાગળ પેન્સિલ લેતો આવું!......"

૫

"બસ, આજની રાત છે'લી. કાલ સવારથી તને છૂટ. એક વાર ચિત્ર તરફ જો હવે! આખી દુનીઆ ઢુંઢો તોયે આની જોડી ન મળે. આજ મારાથી બોલાઇ જાય છે કે મને ધન્ય છે! અહો, ધન્ય છે મને!...અહા, કાલ રાજસભામા હજારો માણસો સમક્ષ ચિત્ર ઉપરનો પડદો ખેંચી લઇશ. શાન્તિ, તને તેની કલ્પના પણ આવે છે, કે ત્યારે લોકોમાં કેવો ખળભળાટ થઈ રહેશે? શું ત્યારે બધા એકે અવાજે એમ નહિ બોલે કે સૌથી સરસ કારીગર આ જ છે?"

"પીછીનો માત્ર એક ટચ; આ સ્થળે તકતકતા ગાલ ઉપર રંગનો એક જરાક હાથ;—અને પછી? બસ, સર્વ સુંદર; બધી મહેનત સાર્થક!! બસ, આજ રાત્રે હું નહિ ઉંઘું. શાન્તિ! પ્રભાતે સૂર્યોદયનાં પ્રથમ સોનેરી કિરણો જ્યારે બારીના કાચ વાટે તારા મુખમંડળ ઉપર પડે, ત્યારે તારા ગાલપરની ગુલાબી છટા સુંદર-રીતે હું ચિત્રપટ ઉપર લઇ લઇશ...તું આ સોફા ઉપર જ સુઇ જા. મોઢું બારી તરફ જ રાખજે...માત્ર આજની જ રાત, બસ. કાલથી તને રજા!!..."

બહાર છાપરા પર કેટલાંક નિશાચર પંખીઓ એકાએક ચિત્કાર કરતાં ઉડી ગયાં. જેના શબ્દથી તે ક્ષણે સુનન્દ કંઇક ચમકી ગયો.

ચોતરફ શાંત હતું. ભીંતપરનું ઘડીઆળ માત્ર ટક, ટક, ટક, ટક, કરતું હતું. અનુક્રમે એક, બે અને ત્રણ વાગી ગયા. શાન્તિની ચિમળાયેલી દેહલતા સોફા ઉપર ઢળી પડી હતી.

સુનન્દની આંખોમા આજે ઉંઘ ન હતી. હાથમા પીછી લઇ ક્યારે સવાર થાય, ક્યારે પીછીના છેલ્લા ટચથી ચિત્ર સંપૂર્ણ કરૂં, તેની એ આતુરતાથી રાહ જોતો હતો. બારીમાથી છબી ઉપર પ્રકાશ પડી ઝગઝગાટ થતો જતો હતો. સુનન્દ આનંદ અને અભિમાનથી તે તરફ જોઈ રહ્યો હતો.

લગભગ પાચ તો વાગી ગયા. પૂર્વ દિશાએ ઝાખું ઝાખૂં અજવાળું થવા લાગ્યું. સુનન્દની અધિરાઈ વધી પડી. બારી પાસે ઉભો રહી તે જોવા લાગ્યો કે હવે સૂર્યોદયને શી વાર છે. ક્યારે બારીના કાચ પર સૂર્યનું પહેલું કિરણ પડશે?...

હવે વાર ન હતી. એક મિનિટ–બીજી મિનિટ. પીછી ઉપર રંગ લઇ, ધબકતી છાતીએ, અનિમેષ દૃષ્ટિએ, સુનન્દ શાન્તિના ઉંઘતા મુખ સામે જોઈ રહ્યો.

કાચમાં થઈ સૂર્યની એક સોનેરી રેખા ધીમે રહીને શાન્તિના મુખપર પડી. ક્ષણવારને માટે તેના દુઃખપીડિત મુખ ઉપર આછી

હાસ્યછટા છવાઇ ગઇ. એક પલવાર તેના ચિમળાયેલા ગાલો ઉપર યુવાનીના ઉછળતા લોહીની લાલિમા તરી આવી !!...

ધીમે ધીમે સુનન્દે ચિત્રપટ પર પીંછીનો સ્પર્શ કર્યો. એક નિમેષમાં છબીના લાવણ્યમંડિત મુખ ઉપર યૌવનની પ્રભા ખીલી નીકળી; અને તેની સાથે સાથે, સંધ્યાકાળે પશ્ચિમ દિશાએ અસ્ત પામતી લાલાશની પેઠે શાન્તિના ગાલ ઉપરની લાલાશ ધીરે ધીરે લુપ્ત થઇ ગઇ...

સાર્થકતાના આનંદથી સુનન્દ ગાંડાની પેઠે ચિત્કાર કરવા લાગ્યો: "લીધો છે, લીધો છે, આબાદ લીધો છે. આ વખતે બસ, બધી મહેનત સફળ ! સર્વ પૂર્ણ...શાન્તિ ! હવે તને મજા છે...."

આતુરતાપૂર્વક દોડી જઇ, શાન્તિને છાતી સાથે ચાંપી ચુંબન કરતા સુનન્દ ચમકી ઉઠ્યો ! શાન્તિની ક્ષીણ શરીરલતા પ્રાણહીન—ચેતનહીન—શીતળ જણાઇ !! *

હરખજી મૂળજી વ્યાસ

* બંગાળી ઉપરથી





# રેશની પરિષદ

**સ્વા**ગત મંડળના પ્રમુખ સેંટ ફિટસનમેને સવ રેશનીના ચમકાર વચ્ચે પોતાનું ભાષણ વાચવું શરૂ કર્યુ: " પ્રમુખ વર્ય, પ્રતિનિધિ બંધુઓ અને પ્રેક્ષકો ! આપ સર્વને હવે આ પરિષદ્ ભરવાના કારણો તો સુવિદિત છે. લોકો કહે છે કે લોકશાસનનો યુગ આવી લાગ્યો છે. બોરે તેના બોર વેચાય છે. લીગ ઑ/ નેશન્સમા પણ તેમ છે, કુત્તા કૉન્ફરન્સમા પણ તેમ છે, અને જોડા કૉંગ્રેસમા પણ એવું જ છે. આજે એશિયાના ચીનાઓ જાગૃત થયા છે; યુરોપના ટર્કો અને રશિયનો સુધરે છે, અને અમેરિકાના હબસીઓ પણ હક ભોગવે છે. એ સર્વ મારા કથનને પુરવાર કરે છે. સાદા સડેલ કુત્તાઓમા જે સુધરે છે, તેમને પણ સમાજને સ્થાન આપવું પડયુ છે. શિકારી કામમા, જાસુસી કામમા, બરફના પ્રદેશોમા સેવા કરવા, ગાડીએ જૂતવામાં, ઘેર ચોકી કરવામા, અરે, એટલું જ નહિ પણ છેક મહાનુભાવોના પુસ્તકાલયોમા અને ફરવાની ગાડીઓ સુધી પણ તેઓ સ્થાન પ્રાપ્ત કરી શકયા છે. અને બંધુઓ, તે



શાને લીધે? કેવળ પોતાની લાયકાતને લીધે. 'જોડા કોંગ્રેસ' માં પણ તેવું જ બન્યું. તેઓ ચેતન વિનાના-મુઆ ઢોરના ગધાનાં ચામડાં શાને પ્રતાપે ? માત્ર તેઓ તત્પર થયા, બાફમા બફાયા, કમાવાયા, રંગાયા, વીંધાયા, તેથી જ. અને હાલ તેઓ શોખીનોના આભૂષણનું પદ પામી રહ્યા છે; અને જાણે ધરતી ઉપર પગ ન છબતો હોય તેમ વિજયમદથી ચમચમ કરી ચાલે છે. એટલુ જ નહિ, પણ કોઇકોઈ તો બ્લૂચર, વેલિંગ્ટન અને વિક્ટોરિયાનાં નામો મેળવી શક્યા છે. સૂતાં, ઉઠતા, બેસતા, તમામ નાચ મિજલસ કે ખાણા વખતે પણ તેઓ માનવીઓનો સહચાર અને સહકાર પામવાનું અદ્વિતીય માન ઉઠાવી રહ્યા છે. બંધુઓ, મને ખેદ થાય છે ( આટલુ કહેતાં તો સેંટ ક્રિટસનસેન '૬૬ ૬૬' કરતા સહેજ વાર રિક્રા પડી ગયા હતા ) કે આપણે હતભાગી હિંદીઓ માફક અનેક ભાષા, અનેક ધર્મ, અનેક પંથ, અનિ અનેક જ્ઞાતિજાતિમા વિભક્ત થયેલા છીએ. અને તે સ્થિતિના પ્રતાપે જ આપણો અધઃપાત થયો છે. બંધુઓ, જો આ સ્થિતિ ચાલૂ રહેશે તો કોણ જાણે આપણે ક્યારે અસ્તિત્વલુપ્ત બની આ સંસારમાથી રૂખસદ પામ્યા હોઇશું!" આ વખતે આસપાસની સર્વે રોશનીઓ ઝાખી પડી ગઇ. "પણ ખામોશ, બંધુઓ! આજે આપ સર્વ પાસે એ દુઃખી કહાણીનું પુનરુચ્ચારણ કરી આપને હતાશ કરવા નથી માગતો. પણ હું તો......" આટલુ બોલતા મહાશય ક્રિટસનસેન પૂર્ણોત્સાહમાં આવ્યા હોય તેમ પુનઃ પ્રકાશી ઉઠ્યા. "...આપ સર્વને આગ્રહપૂર્વક વિનવવા માગું છું કે આપણે સર્વે આપણા સમૂહ-બળથી એકત્ર મળી આતરિક મતમતાતર પતાવી દઇએ અને ગેશની પરિષદ્‌ના પરિણામે દિવસના ચોવીસે કલાક સારી આલમથી સત્કાર પામીએ. આ હેતુથી પ્રેરાઈ આપ સર્વે અત્રે આકર્ષાઇ આવ્યા છો તેથી હુ આપ સર્વેનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. આપે જે જહેમત ઉઠાવી આપના સર્વ કાર્યો પડતા મૂકી, જે કિંમતી હાજરી આપી છે તે માટે આપ સર્વેને

અભિનન્દું છુ. આપની સન્મતિ અને મન્નિષ્ઠા ઉપર ફિદા બની આપ સર્વેને અભિનન્દી બેસી જાઉં છુ ' આ સમયે કિટસનસેને એક સેંટને છાજતું ગાભીર્ય ધાર્યું હતુ અને 'સમ્‌સમ્' કરતો તેમનો શ્વાસો-ચ્છ્વાસ સમાધિસ્થ યોગીના શ્વાસોચ્છ્વાસની જેમ અશ્રાવ્ય બન્યો હતો.

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિએ સંસ્કા-રાયેલા એવા ઇલેક્ટ્રો-વિદ્યુત્‌-નામે સુલ્કમશહૂર બનેલા મહાશયા ઉઠયા. સર્વ રોગનીઓ ગાભીર્યથી સ્થિર અને ઉત્સાહથી સતેજ બની રહી પ્રમુખ મહાશયાજે નીચે મુજબ ઉદ્‌ગાર કાઢયા

"પ્રતિનિધિ બંધુઓ અને પ્રેક્ષક ભાઇઓ! આપ સર્વેએ મને એક અબળાને આ જોખમભર્યા કામ માટે પસદ કરી આપની વીરતા અને સ્ત્રીસન્માનવૃત્તિ ( Chivalry ) નુ દર્શન કરાવ્યુ છે. હુ મારૂ વક્તવ્ય શરૂ કરૂ તે પહેલા મારી અલ્પતા, અપૂર્ણતા અને અયોગ્યતાનો ખ્યાલ મારે આપને આપનો સ્નેહએ મને લાગે છે કે આ પરિષદ્‌ના વિવાદાસ્પદ કાર્યનો તોડ આપણા બુઝર્ગ અને સારી આલમથી સન્માનિત એવા દાદા એકાક્ષરજીની પવિત્રતા, સયમ અને દીર્ઘદષ્ટિ દ્વારા થયો હોત તો એ બહેતર હતુ. હુ આશા રાખુ છુ કે આપ સવએ મને એક અબળાને પ્રમુખસ્થાને નિયુકત કરવામા આજે જેવી ઉદારતા બતાવી છે, તેવી જ ઉદારતા મારી સાથે સહકાર કરી આ પરિષદ્‌નો વ્યવહાર નિર્વિઘ્ને સમાપ્ત થતા સુધી આપ બતાવે જશો ભાઇઓ, આપ સર્વ જુદા જુદા પ્રાત-પ્રદેશોમાથી સાધર્મ્યને લીધે આકર્ષાઇ અત્ર એકત્ર-મિલિત-થયા છો; અને સેંટ કિટસનએને તેમના સત્કારક વિભાગના પ્રમુખસ્થાનેથી જે મનનીય ભાષણ આપ્યુ છે તેમાથી આપણે સર્વેએ આવી પરિષદોનો હેતુ જાણ્યો છે.

આપણે પ્રકાશના પ્રમાણમા, આપણા ખાણુપીણામા, આપણા સામાજિક દરજ્જામા ભલે જુદા હોઇએ, તોપણ એક પ્રજા તરીકે ઉભા રહેવાના તત્ત્વો તો આપણામા સામ્રત છે અને તે સામ્રત તત્ત્વોને શુદ્ધ કરી એકસંપીથી પ્રજા નિર્માણ કરવા આપણે કટિબદ્ધ થવું

ધરે છે. આપણે પણ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓથી સંસ્કારિત થયા છીએ. આપણે પણ ધૃત તૈલાદિ પૂર્વની ઓલાદ તેમજ કેરોસીન ગૅસ આદિ પશ્ચિમની ઓલાદથી સંમિશ્રિત છીએ. આપણે બંને તત્ત્વોને સંગ્રહવા જોઇએ. આપણા ઉપર ગુજરતા અત્યાચારોથી જાગૃત બની આપણે આપણો સ્વાયત્તશાસનનો સિદ્ધાન્ત સ્વચ્છંદી માનવજાત પાસે કબુલ કરાવવો જોઇએ. અરે, ખ્યાલ કરો. આપણે કોણ ? દુનિયાના દેવો જે પ્રકાશના બનેલા, આકાશની ઘટમાળ જે જ્યોતિથી નિર્માયેલી, યોગીઓ જે જ્યોતિ-મહા જ્યોતિ-ને યોગદ્વારા ઉપાસી રહ્યા છે અને વેદના પ્રણેતાઓ જે પરબ્રહ્મ-દિવ્ય પ્રભા-ને પ્રાર્થી રહ્યા છે તે મહા જ્યોતિના આપણે હક્કદાર વારસો છીએ. આપણે મૃતચર્મ નથી. આપણે તો ચેતન છીએ, ચેતન ! આપણા ઉપર હાય અનેક અત્યાચાર ગુજરે છે. આપણને ગિરમિટિયા બનાવી આપણી માતૃભૂમિ ત્યજાવી ફીજીના પ્લાન્ટર્મના હાથમાં સપડાવવામાં આવે છે; અને ત્યાંના ગુફામાં રહેનાર, ચામડાં ઓઢનાર જંગલીઓ વચ્ચે આપણે સબડવું પડે છે. દક્ષિણ અમેરિકાના મનુષ્યાહારીઓના પંજામા આપણને સપડાવું પડે છે. લાપ્લાંડ, આઇસલૅંડની કડકની ઠંડીમા પણ આપણે જવું પડે છે; અને સહરાના રણમાં કે મેસોપોટેમિયાના ધીકતા પ્રદેશમા બળવું પડે છે. વામાચારીઓના વામ મંદિરોમા, સહેલાણીઓના રેસ્ટોરાંમા, દીવાનખાનાઓમાં, વૉર ઑફિસના શસ્ત્રાગ્રો વચ્ચે, હૉટેલશાહી ધમાલીઉં જીવન ગાળનારા શહેરીઓમા, પુસ્તકાલયોમાં, રેલ્વે સ્ટેશન અને તાર ઑફિસોમાં ઉજાગરા કરી એ અઘોરી નિશાચરોની હાજરીમાં ઉર્ધ્વદ્રષ્ટિ રહી આપણે બળ્યા કરવું પડે છે. પ્રભુનો આદેશ શો હતો ? અને આપણો શો ઉપયોગ થાય છે ? પ્રભુએ તો જગતના કલ્યાણ માટે આપણને પેદા કર્યા. પણ જગતના હાલવાઓ આપણા ઉપર અતિયોગ આદરે છે. આપણે મહેલાતોમાં, જલસાઓમાં, રોશનીમાં એક સાથે બળી ખાખ થઇએ છીએ. અને બળતાં બળતાં માનવ મૂર્ખાઇને હસ્યા



કરીએ છીએ ! સિકંદરશાહ તેની મહેલાતમાં અનેક દીપમાળ પ્રકટાવે, ત્યારે જગતને ખરો પ્રકાશ આપનાર કૉન્ફ્યુશિયસ બિચારો પતંગીઆં એકઠાં કરી જ્ઞાન સંગ્રહ કરે ! પેલો ખ્વાજા બિચારો તેલના કોડિયાનું વરદાન માગે, ત્યારે બાદશાહી મહેલાતો જાણે આપણા વડે સળગી રહી હોય નહિ, તેવી ભભૂકી ઉઠે ! વિદ્યાના વ્યાસંગીઓ બિચારા એરંડિયાનું કોડિયું ન મળે તેથી સડકપરના સુધરાઈ ખાતાના દીવાથી પોતાનો અભ્યાસ ધપાવ્યે જાય, ત્યારે બીજી બાજૂ કાળા અક્ષરોને કૂટી મારનાર, જીવનને 'मुक्तये न तु मुक्तये' માનનારા શાહુકારો હૉટેલમાં અને થીએટરમાં આપણો અતિયોગ કર્યે જાય ! આવા અત્યાચાર અને અસમાનતાભર્યાં વર્તન આપણાથી સાંખી શકાય જ નહિ. આપણે જગતને બતાવી આપવું જોઇએ કે અમારા વિના તમારૂં જીવતર અંધકારમય છે. અમને પક્ષપાત ગમતો નથી. અમારો યથાયોગ્ય ઉપયોગ કરો તો જ અમે તમને પ્રકાશ આપીશું; નહિંતર અમે વેર લઇશું. અમે જ્યાંસુધી સાત્ત્વિકતાથી રીતસર પ્રકાશ આપ્યે જઇએ છીએ, ત્યાંસુધી ઠીક છે; નહિતર જો અમે વિફર્યા તો પછી તમારે બચવાનો એકેય આરો નથી. અમે અત્યાર સુધી તો માત્ર ઠરાવો જ પસાર કર્યા છે અને તમને ચેતવ્યા છે, પણ હવે જો તમે નહિ ચેતો તો અમે અમારૂં પોત પ્રકાશીશું, અને તમને ભસ્મ કરીશું. અમારી સત્તા કંઈ કમ નથી. અમારા માંહેના કેટલાક રાજસી વૃત્તિવાળા ( જેવા કે કેરોસીનભર્યા દીવાઓ ) અને તામસિક વૃત્તિ-

વાળા (જેવા કે અગની મશાલો, આમના હુલાવ દારૂડાઓ) જો વિફર્યાં તો પછી અમારાથી વાર્યાં વારી શકાશે નહિ. માટે તમે અમારાથી જ ચેતજો. ધ્યાનમા રાખજો, કે તમને ભસ્મ કરવાનુ અમારૂ અમ્નાસ્ત્ર જ્યાસુધી અમારા બાથમા છે, ત્યાસુધી તો અમે તમારી અક્ષય ઠેકાણે લાવી શકીશુ. આગળ પણ અમે આ અસ્ત્ર વાપર્યાં છે, અને હજુ પણ વાપરી શકીએ છીએ. ઈગ્લાંડની મોટી આગમા, મુંબાઈની પ્રેસની આગમા, કે જ્યા જુઓ ત્યા અમારો જ પરચો છે. લાકડાના મકાનવાસી જાપાનમા ત્યાના દારોગાઓ ગનિમર અમારાથી ચેતવાની તાકીદ આપ્યા કરે છે. અમારૂ અવમાન કે અપમાન જરાક થયુ કે બસ ખલાસ, એ ધ્યાનમા રાખજો. પાણી પણ અમારા ઉપર કાંઈ નહિ કરે. અરે, એ જ પાણીનો મહાસાગર કે જેની તમે ગર્વ હાંકો છો, તેમાથી આખરે તો અમારો વડો વાનિન્ત વડવાનળ જ નીકળશે! અમે ઉગ્ર થઈને તો પૃથ્વીનું પેટ ચીરી જ્વાળામુખી રૂપે ફાટી નીકળીશુ અને તમારા પૉમ્પી જેવાને જેમ ઉડાવી દીધા, તમારા જાપાન જેવાને જેમ નાબુદ કર્યા કરીએ છીએ, તેમ તમને સર્વને અમે ધારીશુ ત્યાથી ફાટી નીકળીને હતા ન હતા કરીશુ. એ સમયે પછી પાણી તમારૂ શરણુ નહિ રહે, જમીન કે જગલમા પણ તમારે માટે જગ્યા નહિ રહે; કારણકે ત્યાના વનોમા પણ ખુદ અમે પોતે જ ધારીશુ ત્યારે દાવાનલ રૂપે દેખા દઈશુ. પછી ક્યા જનો? શુ આકાશમા ઉડશો? ના, તેમ પણ તમે નથી કરી શકવાના, કારણકે ત્યા પણ અમારી માતા વિજળીના ચમકારથી તમે ભસ્મ બનશો. ક્યાયે તમારો ઉપાય નહિ રહે. માટે ચેતો. અમારી સેવાનો યોગ્ય લાભ લો, અને અમારો સત્કાર અને સદુપયોગ કરો."

આ શબ્દો નીકળતા નીકળતામા તો કિટ્સનલેમ્પનો સત્કારક વિનાશ 'સમ્ સમ્' અવાજથી વધી 'ભણ ભણ' અવાજ કરવા લાગ્યો; મીણબત્તીના વૉલસેટો ગેડી ગેડ કાઢી બળવા લાગ્યા; હાંડી ગ્લાસ

વગેરે વિવિધ રંગમાં પ્રકાશી ઉઠયાં; હુલાલ કાકડા અને મશાલો જાણે ફાટું ફાટું થઈ રહ્યાં; અને ભીંતિયા ચીમનીઓ, ટાંગવાનાં લૅમ્પો અને ટેબલલેમ્પો પણ તેમની કાચની ચીમનીઓના વાર્યા ન રહ્યા. જાણે ગ્રામ્ય નાચ શરૂ કર્યો હોય તેમ તેમણે વિવિધ પ્રકારે મેડો છોડવી શરૂ કરી અને તેમ કરતાં વારની ચીમનીઓને કાળી કરી નાખી. જ્યારે બીજા બ્લોકમાં સુંદર મઝાના થાળમાં રૂપાની દીવી ઉપર રૂપાના પાત્રમાં તપતા પૂ. શ્રી ૧૦૦૦૮ શ્રીમાન એકાક્ષરજી ઉર્ફે મહાનુભાવ ઘૃતાચાર્યજી પણ, અવનત મુખે જપ જપતા યોગી જેમ યોગનિદ્રામાંથી જાગે ને જરા ઉંચું મસ્તક કરી પ્રફુલ્લ વદનથી આસપાસની પરિસ્થિતિ નિહાળે તેમ, પોતાના ધ્યાનમાંથી જરા જાગૃત થયા અને ભૂરી આંખોથી ટીકીને જોયાં કર્યું. તે મુજબ પ્રજાપતિના ઘડેલા મૃત્પાત્રમાં જેણે પૃથ્વી જ્યારે એક વખત ઉજ્જડ હશે ત્યારે પ્રધાનપદ ભોગવેલું એવા, મૃત્પાત્રમાં છતાં પણ મૃત નહિ પરંતુ અમૃત, અને અલ્પપણે દીપતા શ્રીયુત એરંડચંદ પણ જરાક ઝબક્યા, અને તે મુજબ તેમના દૂર દૂરના કુટુંબી, એક જ ક્ષેત્રમાં સાથે ખીલેલા, ખેલેલા, અને મ્હાલેલા તેવા તલ, સરસવ, આદિ વંશના તેમના પિતરાઈઓ પણ તેમની હામા હા કરતા હોય તેમ સ્હેજ ઝબક્યા.

શ્રીમતી પ્રમુખ મહાશયાનું ગોખીને કંઠાગ્ર કરવા લાયક ભાષણ સાભળ્યા બાદ સભા તે દીપોત્સવીની રાત્રે વિખેરાઈ અને બીજી રાત્રે વિષયનિર્ણાયક સમિતિ મળી. તેનો કાર્યક્રમ પ્રકટ કરવાનો વ્યવહાર નહિ હોવાથી ટૂંકમા જણાવીશું કે તેમાં થયેલી ગરમાગરમ ચર્ચા, વિચારોની ઉહાપોહ અને પ્રસંગે પ્રસંગે ઝરેલી ચકમકને અંતે, છેવટે પ્રાતઃ–સાયં–સ્મરણીય શ્રી ૧૦૦૦૮ શ્રીમન એકાક્ષરજીની દૂરંદેશીથી અને અંસલેના પ્રશ્નમાં તેમણે દર્શાવેલી ઉદારતાથી સહુ સારા વાનાં થયાં, અને આખરે સર્વ પક્ષ સમાધાની ઉપર આવ્યો. પ્રતિનિધિઓ ઉપરાઉપરી બંને રાતના ઉજાગરાથી પોતાની ઘેરાતી આંખો અને શ્રમિત ગાત્રોને આરામ આપવા સાનંદ '*नमस्ते ज्योति ब्रह्मणे*'

પહેલા નહિ ) આપણામા રાષ્ટ્રહિતવાદનો જુસ્સો ઉછળશે અને આપણે અત્યાચારી, કૃતઘ્ની માનવસમાજ ઉપર આપણો અમલ બેસાડી શકીશું. માટે આપણે એવો ઠરાવ કરવો જોઇએ કે:

'હિંક્સ, ડીઝ્ઝ, ડિઝેલ, બૉગ્રીલ, બર્માઑઇલ, પેટ્રોલ, ગૅસ, મિનરલ ઑઇલ, ઍનિમલ ઑઇલ, વેજિટેબલ ઑઇલ, વગેરે વગેરે રૂપ, રંગ, ઘાટ, કદના ઉત્કૃષ્ટ નિકૃષ્ટ સર્વ પ્રકારના, ભૂતકાળમા થયેલા અને અત્યારે વપરાશમા ઘટી ગયા હોય તેવા, વર્તમાનમા પ્રચલિત તેમ જ ભવિષ્યમા જે પ્રચાર પામે તે સર્વેમા, એક પણ અપવાદ સિવાય, અને કશો પણ મતભેદ કે ઘૃણા રાખ્યા વિના, બંધુભાવ ખીલે તે માટે ઉપાયો યોજવા, ડેપ્યુટેશનો મોકલવાં, પૅમ્ફલેટ વગેરે સાહિત્યો દ્વારા લોકમત કેળવવો અને ન્યાય મેળવવા તથા સર્વને ન્યાય આપવા તૈયાર થઇ રહેવુ."

આ ઠરાવ મુકાયો ત્યા તો કાચના પ્યાલામા બોયાઓ નાચવા મડયા. દાબરામા બંધાણીઓ ખો ખો કરી બળખા કાઢે અને પડકારા કરે તેમ દશમા સૈકાના હુલાલ કાકડાઓ પણ પોતાના ગુલમોગરા ખેરવી સતેજ થઇ ગયા, તેમજ ઝૂલતા ઝુમરોએ, મિત્રો જેમ તાળી લે દે તેમ, માહોમાહે ( પાદડીઓ વતી ) તડાક તડાક અવાજ કર્યા. લૅમ્પોએ પણ આકાશનૃત્ય શરૂ કર્યું.

એવામા મજકુર ઠરાવને ટેકો આપવા એરંડચંદ ઉઠયા. "બંધુઓ, તમે અમને તમારામા ભેળવવાની અને નિભાવી લેવાની જે પરમ ઉદારતા દર્શાવી છે તે માટે હું મારા જ્ઞાતિજનો, કે જે અત્યાર સુધી પોતાના રેગાડાપણાને લીધે, પોતાની ચિકાશ અને દીર્ઘસૂત્રીપણાને લીધે અધમાવસ્થામા સમડયા કરતા હતા, અને અત્યજને નામે ભંડાતા હતા, તેમના તરફથી આપનો આભાર માનું છુ. અમે પણ અમારી પ્રાતિક પરિષદમા હવે એવા ઠરાવો લઇશુ કે જેથી ટૂંક મુદતમા આપને જણાઇ આવશે કે આપે જે ઉદારતા દર્શાવી છે, તેને અમે પાત્ર જ હતા. અમે હવેથી પતરાની ચકચકિત

ઘોડી ઉપર, સુંદર ખાપના સુંદર ખાનસમાં સ્થાન લઇશું અને દિવાલો રીટી કરી, કે હાથ ગીકળુ કરી વારંવાર ફંટાળો આપીશું નહિ."

ચાલૂ ઠરાવને ટેકો આપવા, સાયપ્રાતઃસ્મરણીય શ્રી ૧૦૦૦૮ શ્રીમાન ધૃતાચાર્યજી ( જરા છર્ણ થઇ ગયેલા હોવાથી ધ્રૂજતા ધ્રૂજતા ) ઉઠયા અને પોતાની ભૂરી આંખો ટીકી વાચવા લાગ્યાઃ "મારા વિશ્વવાસી ભ્રાતાઓ તથા મારાં પ્રિય બાળકો! પૂર્વની ઓલાદમાં સાત્વિકતા વધે છે. કેરોસીનનો રજ તેમાં નથી. ગમે તેટલા બન્ય આપણે હોઇએ, તથાપિ આપણે તો માનવ-મેવામાં અવનત મુખે તપ્યા કરવું જોઇએ. આપણે એરંડચંદ આદિને હલકા ગણ્યા, અવમાન્યા, તેથી આપણે કાંઇ ફાવ્યા જણાતા નથી. બિચારા એરંડચંદમાં દૂષણો હોવા ઉપરાત ઘણુંય સારૂં છે. તેમનામા પૂર્વની સૌમ્યતા છે. પશ્ચિમની દુર્ગંધ નથી, રજ્જો નથી. જુઓ, આપણી સૌમ્યતાથી-સાત્વિકતાથી-આપણે સ્વતંત્ર છીએ, ખુલ્લા પાત્રમાં મહાલીયે છીએ. વળી અત્યારે દેશકાળ આવો છે; નહિતર યાદ કરો! જ્યાંજ્યાં મારે માટે રૂપૂં બાજો છો ત્યાંત્યાં મારે માટે સુવર્ણ હતું અને રત્નજડિત બાજઠે હું વિરાજતો. સૌરઠી સોમનાથનો હું મશાલચી! હાય! આજે આ દશા?!" આટલું બોલતા બુઝર્ગ દાદાને તમ્મર આવવા લાગ્યાં. પાસેના સભ્યોએ તેમને બેસાડી પંખો નાંખી શાન્ત કર્યા. આખરે તે અધૂરૂં ભાષણ શ્રીમાન ઘૃતાચાર્ય વિષ્ણુદૈવતના રહસ્યમંત્રી એરંડચંદ અને કોપરૂદાસ મિશ્રિત હાંડીશાનસે વાંચવું શરૂ કર્યુંઃ "મારા ( ઘૃતાંચાર્યના ) લાભ તો અનેક છે, પણ મારા આર્યકુળનાં બાળકો પૈકી કોપરૂદાસ, તિલકચંદ, સર્સવસેન, કપાસીદાસ, એરંડચંદ વગેરે પણ પરમ શાન્તિથી માનવસેવામાં હાજર રહી લાભ આપે છે. હવે મારા આર્ય તનયોને હું જે સંદેશો પાઠવું છું તે એ છે કે પ્રિય બાળકો! તમે પરમ શાંતિથી માનવહિતાર્થે જીવન ધપાવ્યે જાઓ. તમારા હક્ક માટે લડો, ન્યાય મેળવતાં શિર ગુમાવવું પડે તોપણ

શું ? પણ તમો કદાપિ ગૅસ, કે પેટ્રોલની ઉગ્રતા ધારણ કરશો નહિ. જો કરશો તો તમારે તમારૂં સ્થૂલ ઓગાળી નખાવી નળીઓ વાટે વહેવું પડશે; સ્વતંત્ર રહેવાને બદલે ટીનના પતરામાં, પિત્તળની કૅમોમાં પૂરાવું પડશે. વળી તમારી ઉપર અનેકાનેક પ્રકારનાં અંકુશો મૂકાશે ! વાટ ચડાવવાની કળ રૂપી અંકુશો અને ચીમનીઓથી ગૂંગળાવું પડશે; આસપાસ વાળાના બંધથી બંધાવું પડશે. અને તેમ કર્યું તમારે નહિં જ પાલવે; કારણકે તમારામાં પશ્ચિમના ગૅસ કે પેટ્રોલના સદ્‌ગુણો નથી-સહન કરવાની તાકાદ પણ નથી. તમે તો સુસ્ત છો; તેમના જેવા ચપળ નથી. તમે પાકા ઝાડ નીચે ભૂખે મરો તેવા છો. તમારા પાત્રમા તમારા માટે ખાણુંપીણું હોય, પણ તે તમારી વાટ દ્વારા ઉંચકવાની યે તમારામાં ચાલાકી નથી. જુઓ, આ એકા ક્રિટસનસેન. ભલે તેમનામાં કળા ન હોય, ભલે હાડલા જેવા ગણાતા હોય, ભલે ઉગ્ર હોય, ભલે 'સણ સણ' કરી આત્મશ્લાઘાનો દોષ વ્હોરી લેતા હોય, તથાપિ તે મહા ખંધા છે. એ કેટલા સાંકડા માર્ગ વાટે ખોરાક ખેંચી લાવે છે ? છે તમારામા તેની આકર્ષણશક્તિ ? વાળથી પણ બારીક છિદ્ર વાટે પોતાનો ખોરાક ખેંચી શકે તેવી કેશાકર્ષણ શક્તિ છે તમારા કોઇમાં ? વળી અંત્યજો એરંડચંદ આદિને તમે ધૂતકારો છો, પણ તેઓ તમારાથી કાંઇ બહુ ઉતરતા નથી. એ તો જોતજોતામા સુધરી જાય એવા છે. નહિતર જુઓ પશ્ચિમની પાઉડરની બત્તી કેવી ગંધાય છે ? તેની ગંધ કરતા તો એરંડચંદની ગંધ ઓછી છે. માત્ર આછા નાખના પ્રકાશ પર જ તમે મોહી પડો છો? માત્ર બાહ્ય ભાસથી જ તમે અંજાઇ જશો ? પાઉડર બત્તી કે ગૅસ બત્તીથી અંજાઇ જાઓ છો, પણ જુઓ તો ખરા તેમનું અંગરંગ કેટલું મલિન છે અને કેટલી ગંધ મારે છે. ત્યારે રા. એરંડચંદ આદિ અંત્યજ જાતિઓમા આપણું પૂર્વનું સાધર્મ્ય છે. તેમનો આત્મા પશ્ચિમના જેટલો સડેલો કે બગડેલો આરેલો નથી.

માત્ર બાહ્ય રૂપે ઘૃણોત્પાદક ગણાય. પણ તે તો એ જોતજોતામાં સુધારી નાખશે, માટે આપણે એમની ઘણા ન કરવી જોઈએ."

આ ભાષણ વંચાય રહ્યું કે પૂર્વના વિભાગમાં ગંભીરતા-આર્દ્રતા-છવાઈ રહી હોય તેમ કોપરૂદાસ, તિલકચંદ, આદિનાં નયનો ઉપરથી જણાતું હતું. પશ્ચિમના વિભાગમાં પાઉડરદાસ તો આભા બની ગયા, અને લાવ ગ્યાસલેટ તથા એવા ગંધાતા તેઓએ તો જાણે પોતાની દુર્ગંધ છુપાવવા ત્યાં ને ત્યાં મીડાનો રેચ લીધો હોય એમ જણાવા લાગ્યું; કારણકે તે વખતે અદઓ છૂટતી ન હતી. કદાચ છૂટતી હોય તો નહિં જેવી.

ત્યારબાદ પહેલો ઠરાવ પસાર થયો. બીજો ઠરાવ મૂકવા "મેગર્સ ગૅસ એન્ડ કો." વાળા ઉભા થયા. તેઓ બોલ્યાઃ "આ અપૂર્વ પરિષદ્ના દર્શનથી ઉત્ફુલ્લલોચન અને પ્રફુલ્લવદન બની હું આપ મહાનુભાવો પાસે એવો ઠરાવ રજુ કરૂં છું કે પૂર્વની તારીફ અમે સાંભળી છે. પૂર્વની રોશનીએ મહાન શીલસુદો, પંડિતો, વિજ્ઞાન-શાસ્ત્રીઓ અને ખુદ દેવોની પણ સેવા કરી છે, માટે તે ધન્યવાદને પાત્ર છે. તેને હું જેટલું અભિનંદુ તેના કરતાં વધારે અભિવંદુ છું. પણ હવે પૂર્વની રોશની ઝાંખી પડવા લાગી છે. આર્ય કુટુંબ ઘસાય ગયું છે. કારણ દુનિયા માંસાહારી બની ગઈ છે. બીજભક્ષી બનવાથી ઘૃતાચાર્ય વિષ્ણુદૈવન..." એટલામાં મભામાંથી અવાજ આવ્યોઃ "સાયંપ્રાતરૂસ્મરણીય શ્રી ૧૦૦૦૮ શ્રીમાન્ એકાક્ષરજી, ઘૃતાચાર્યજી, વિષ્ણુદૈવત કહો" એટલે વળી પાછા મેગર્સ ગૅસવાળા તે શબ્દાભિધાનવડે બોલવા લાગ્યાઃ "સાયંપ્રાતરૂસ્મરણીય શ્રીમાન્ ૧૦૦૦૮ શ્રી ઘૃતાચાર્ય વિષ્ણુદૈવતનું તેજ ક્ષીણ પડયું છે. તેમનું આર્ય કુટુંબ ઉછરી શકતું નથી, કારણકે ખેતી ધડી ગઇ છે અને તે જગ્યાએ કારખાનાઓ વધી પડ્યા છે. વળી તેમા ઑઇલ એન્જીનો ચલાવવામાં, યન્ત્રો પૉલિશ કરવામાં, ડાયનેમા ચલાવવામા વગેરે વગેરે ખાતાઓમાં ચરબી અને વનસ્પતીજ તેલો પણ ખૂટી પડયાં છે

અને હાલ તે અગાઉ જેટલા સુલભ નથી, તે તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે. અમારા પિતરાઇ કેરોસીન પણ ઘસાઇ ચાલ્યા છે. માત્ર ચાળીસ પીસતાળીસ વર્ષમાં જ તેનો સઘળો જથ્થો ખૂટી પડશે, એમ કહેવાય છે. આવે સમયે આપણે બહુ વિચાર કરવો ઘટે છે. પૂર્વનું આર્ય કુટુંબ માણસોમા આહાર–ઔષધ દ્વારા પણ પોષણ આપી શકે તેમ નથી, ત્યારે તો અમારી ફરજ છે કે અમારે પશ્ચિમવાસીઓએ પૂર્વને મુક્ત કરી તેની જગ્યા જ્યાંજ્યાં શક્ય હોય ત્યાંત્યાં લેવી. પૂર્વ અને પશ્ચિમની એકસંપી રૂપી તાક ઉપર જ પૃથ્વીનાં મંડાણ મંડાવા જોઇએ; અને તેથી હવે આપણે પૂર્વ અને પશ્ચિમની સંકુચિતતા દૂર કરી 'એક પિતા પ્રભુજી' જાણી આપણો જીવનહેતુ સફળ કરવો જોઇએ. તેથી હું નીચે મુજબ બીજા ઠરાવની દરખાસ્ત મૂકું છું:

'આ અપૂર્વ રોશની પરિષદ્ પૂર્વ અને પશ્ચિમની રોશનીમાં ઐક્ય સાધવા ઉપરાંત, દીર્ઘાયુ ટકી રહેવા માટે આપણા માંહેના ઉપયોગી બંધુઓનો માનવઆહારમાં ઉપયોગ થઇ શકતો હોય તો તેમ થવા દેવા ભલામણ કરે છે; અને તેની જગ્યાએ માનવસેવામાં ઉતરતી પંક્તિના બંધુઓ હાજર રહે એમ સૂચવે છે. આમ એકસંપથી અતિયોગ કે અલ્પયોગમાંથી બચી જઈ માનવકલ્યાણ સાધવા ઉપરાત આપણે પોતપોતાનું દીર્ઘાયુ ટકાવી શકીએ."



"મેશર્સ ગૅસ એન્ડ કો." ના ઉપલા ઠરાવમાં સુધારો મૂકવા "મેશર્સ હરિકેન–ડિગ્રેલ ઍન્ડ કો."વાળા બંધુ ઉભા થયા અને કહ્યું:

"વિદ્વાન સ્વાભિમાની બંધુઓ! અલબત્ત ઘૃતાચાર્યે વિધ્યુદ્દેવતના અભાવે માણસોના શરીરમાં પાંસળાં

દેખાય છે તથા પશુભેદ–ચરબી–નો દગો થાય છે, અને જીણું ક્રોપરૂદાસ કે કપાનીદાસનો ઉપયોગ પણ થાય છે. માટે રોજની ખાતામાંથી મુક્ત કરી તેમને માનવઆહારમાં ગોઠવવા જોઇએ. પણ જરૂર પ્રમાણે હિંદુઓના દેશમાં તેમના દેવની સેવામાં હાજર રહે, એટલો અપવાદ રાખવો જોઇએ. વળી તિલકચંદ વગર પણ માણસો ચલાવી ન શકે. તેના અભાવે બહુ દગો ચાલે છે, માટે તેમને પણ મુક્ત કરવા જોઇએ અને કેરોસીન વગેરેનો ઉપયોગ તેમને સ્થાને કરવો જોઇએ, એવી જે દરખાસ્ત છે તેમાં સહજ સુધારો કરાવવા માગું છું. તે એ છે કે જેમ પૂર્વના આર્ય કુટુંબમાં ધુતકારાતા એરંડદાસ, તેમ આપણામાં તે એરંડદાસથી પણ એ ઠગવાં ચડે તેવા હવાલ કાકડા માટે પણ વિચાર કરવો જોઇએ. નામ ‘હવાલ કાકડા’ પણ ગુણ જુઓ તો ‘હરામ કાકડા!’ કારણકે, ગ્યાસલેટ હવાલ તો કરતા નથી, પણ ઉલટો ગર્વથી ધુમાડો કાઢી, હવાને બગાડે છે, ક્ષય પેદા કરે છે અને ગંધગધના ગોટા તે તો જુદા. જો એરંડદાસનો ઉદય થાય તો હવાલ કાકડાને પણ ચીમનીના જાપ્તામાં રાખી આપણો જથ્થો બચાવવો અને ક્ષય તથા હવાનો બિગાડ અટકાવવો.”

આ સુધારો સ્વીકારાયો અને આખરે પૂર્વ અને પશ્ચિમની રોનનીનું ઐક્ય, તથા વાજબી સુધારા વધારા કરી દીર્ઘાયુ થવાનો ઠરાવ પણ જબરજસ્ત બહુમતીથી પસાર થયો. જોકે આખરે મોડું તો થઇ ગયું હતું, ઘણા માત્ર એક જ ઠરાવને માટે બીજા દિવસ સુધી મુલતવી રાખવું, એ અનુચિત કર્યાથી ઉતાવળે ઉતાવળે બીજો ઠરાવ મુકાયો અને તે મુકવા માટે પ્રમુખ મહાશયના કૅમ્પમાંથી જ એક “નેહરી પૉકેટલેમ્પ” ઉઠ્યા. તેઓએ કહ્યું: “ઉપલા એ ઠરાવથી મશ્ગિઓના મતમતાન્તર નાબુદ થશે અને આપણો અનિયોગ અસહ-યોગ નહિ થતાં ખરો યોગ જ થશે. આપણે પૂર્વ અને પશ્ચિમને તથા ભિન્ન ભિન્ન અગ્નિઓને જે સંદેશા પાઠવ્યા અને ઐક્યની હાક મારી તેની સાથેસાથે માનવસમાજને પણ એક છેલ્લો સંદેશો

પાડવી દઈએ. અને તે માટે હું ત્રીજા ઠરાવ તરીકે આ સંદેશો રજૂ કરૂં છું કે: "માનવીઓ! અલબત્ત જોકે અમે તમારા હિતને માટે પેદા થયા છીએ, તોપણ ધ્યાનમાં રાખજો કે અમે તમારા સ્વચ્છંદ માટે પેદા થયા નથી. માટે ડહાપણપૂર્વક અને અતિ વિવેકથી તથા નિષ્પક્ષપાતપણે અમારો ઉપયોગ કરજો."

ઉપલા ઠરાવના સમર્થનમાં તેઓ આગળ બોલ્યા: "હિંદના ઉંઘણસી દેશી રાજાઓ મશાલો સળગાવવામાં આપણો મસાલો કરે છે; અમેરિકનો તેમનાં ઢોરોની ઓડમાં આપણી પાસે પહેરો ભરાવે છે; પશ્ચિમના રૉકફેલરો, કાર્નેગીઓ અને પૂર્વના તાતાઓ આપણને પાણીને મૂલે પાત્રાપાત્રનો ખ્યાલ સરખો યે ન રાખતા ઘણા પાખંડીઓને ત્યાં વેચે છે, અને ત્યા ગુલામની માફક સેવામાં આપણને હાજર રાખે છે. ગરીબોનાં ઝૂંપડામાં, જ્ઞાનીઓની મહૂલીઓમા, વૈજ્ઞાનીનાં દીવાનખાનાંમાં, જગતના અંધારા ઉલેચવામા—ઉજાળવામાં—જેટલી મઝા આપણને આવે છે તેટલો જ ત્રાસ આપણને એ શ્રીમન્તોના નાચરંગોમાં, રંગભૂમિઓમાં, રેસ્ટોરામા, અને રેલ્વેઓમા જણાય છે.

મનુષ્યો! અભાગી મનુષ્યો 'પરોપજીવિન મનુષ્યો' શાંતિ, દયા, આરામ કે પ્રાર્થના શું તેનો કંઇ તમને ખ્યાલ છે? અમને અમારા ચેતનને લીધે થાક ન સંભવે, પણ અમને તમારો થાક લાગે છે. તમારા તમાશા—મિજલસોમા અમારો બહોળે હાથે તમે ઉપયોગ કરો છો તેમાથી માડમાડ બચીને જ્યાં રંક માનવીના ઝૂંપડા તરફ ધસતા હોઇએ, ત્યાં વળી મોઘા મૂલ દઇ અમારો ઉપયોગ સેન્ટો બનાવવામાં, યંત્રો ચલાવવામા, રેલ્વે દોડાવવામાં, રંગો બનાવવામાં, અમારા કચરાપૂંજામાંથી મીણબત્તીઓ બનાવવામાં કરો છો. તમારી તૃષ્ણા તો સદા અતૃપ્ત રહે છે. અને આમ અમે રંક મનુષ્યોના રખવાળા કરવા જઈ શકતા નથી. હવે જો તમે નહિ ચેતો તો અમે અસહકાર કરીશું; તમારી સાથે તલ્લાક કરીશું, અને તમને નેતર જેવા પાંસરાદોર કરીશું. અમારા વિના તમારી સૂતી દીવાદાંડીઓ તમારી

સ્ટીમરોને જળસમાધિ લેતી બચાવી શકશે નહિ; તમારાં વિમાનો અને આકાશયાનો ઉંચે જ ગતિભ્રષ્ટ બની નષ્ટ બનશે; તમારી રેલ્વે ગાડીઓ અથડાઈ જઈ ચૂર્ણ થશે; તમારા જાહેર રસ્તામાં જ્યાં જુઓ ત્યાં મૅાટર, ટ્રામ, સાઈકલ, ટપ્પા, માણસ, ઢોર આદિની અથડાઅથડી થશે; જીવોની પાયમાલી થશે અને અબજોની ખુવારી થશે. માટે હજી પણ ચેતો અને અમારો યોગ્ય ઉપયોગ કરો."

ત્યાર પછી, બુઝાતાં પહેલાં જેમ લહરમાં આવી રોશની છેલ્લી વાર સંપૂર્ણ તેજથી ઝળહી ઉઠે છે, તેમ સર્વ રોશનીઓએ એક સામટો ઝબકાર કર્યો અને સમસ્ત રોશનીમંડપ ઝળહળતા તેજના અંબાર રૂપ થઇ રહ્યો. જોતજોતામા સર્વ મેળની ' ज्योतिर्वै ब्रह्म 'ની ઘોષણા કરતી વિખેરાઇ અને... ... ...

જોઉં છું તો કાંઇ ન મળે! આથી મને તો બીક લાગી. હું ભડક્યો અને જાગી ઉઠ્યો. અને પછી ફરી ફરી ઉંઘ જ ન આવી. મને લાગ્યું કે જાગતાં પહેલાનું સ્વપ્ન તો સાચું પડે છે! રખેને આ સ્વપ્ન પણ સાચું પડે, એ વિચારે હજી પણ હું નિદ્રા તજી વારંવાર બ્હેબાકળો જાગી ઉઠું છું.

ડાહ્યાલાલ હરગોવિન્દ જાની






ઠાકોર સાહેબની છેલ્લી ઘડી હતી. તે જ્યાં સૂતા હતા ત્યાં સઘળું શાન્ત નહોતું. લોકો ધીરે પગલે, સંભાળીને આવતા જતા હતા, અને એક બીજાના કાનમાં વાતો કરતા હતા. અને જ્યાં ઘણાં માણસ થોડો અવાજ થાય એમ વાતો કરે, ત્યાં પણ એક જાતની ગરબડ–એક જાતની ધમાલ–મચી રહે છે, તેવી ધમાલ જણાતી હતી. નાજુક તબિયતના માણસોથી આવો અવાજ પણ સહન થઇ શકતો નથી. પણ હવે આ વાત મહત્ત્વની રહી નથી. ડૉક્ટરોએ કહ્યું કેઃ "હવે ઠાકોર સાહેબ કાંઈ સાંભળતા નથી. તે સાંભળી શકતા હોય એવું કોઇ ચિહ્ન જણાતું નથી. જો તે સાંભળી શકતા હોત તો તેમના પલંગ આગળ ઘુંટણ પર પડી ઠાકોર સાહેબના માથા ઉપર હાથ ફેરવતી ડુસકા ભરતી રાણીની તેના ઉપર કંઇક અસર થયેલી જણાઇ આવત.

આંખ ઉપર તેજ ન આવે માટે, ઘણા દિવસથી પલંગ આગળના પડદા પાડેલા જ રાખવામાં આવતા. આજે ઉતાવળ, ગરબડ અને દુઃખને લીધે આંખો ઉપર આવતું તેજ અટકાવવા સારૂ પડદા પાડવાનું પણ સૌ ભૂલી ગયા હતા. પરંતુ આ બાબત પણ હવે મહત્ત્વની રહી નહોતી. ડૉક્ટરોએ એવો અભિપ્રાય આપ્યો હતો કે હવે ઠાકોર સાહેબ કાંઇ જોઈ શકતા નથી.

ઘણા દિવસથી–છેક છેવટ સુધી–ઠાકોર સાહેબ પાસે જવાની પરવાનગી, ખિદમતગારો શિવાય કોઇને પણ નહોતી. હવે તો જેમને

આવતું હોય તેમને માટે ઠાકોર સાહેબના ઓરડાના દરવાજા ખુલ્લા હતા. કારણકે હવે આ બાબત પણ મર્યાદાની રહી નહોતી. ડૉક્ટરોએ અભિપ્રાય આપ્યો હતો કે ઠાકોર સાહેબ હવે કોઇને ઓળખતા નથી.

ઘણા વખતથી ઠાકોર સાહેબ આ રીતે પડી રહ્યા હતા. આજે તેમનો એક હાથ પલંગની ઇસ ઉપર પડ્યો હતો અને કાંઇક ખોળતો હોય, એમ જણાતું હતું. રાણીએ તે હાથ દેખીતી મૃદુતાથી પોતાના હાથમા લીધો, પણ ઠાકોર સાહેબના હાથને તે હાથ લાગ્યો જણાતો નહોતો. આખરે નેત્ર અને મુખ બંધ થઇ ગયા અને હૃદય પણ ધડકતું બંધ થયું!

મૃત્યુ પામવા છતાં, ઠાકોર સાહેબની મુખમુદ્રા ઉપર શી સુન્દરતા, શું તેજ છે, એમ તેમનાં માણસો કહેતાં હતાં! રાત્રીનો સમય હતો. સૌએ જાણ્યું કે ઠાકોર સાહેબ મરણ પામ્યા છે. થોડીવારે સૌ સૌને ઠેકાણે પડી ગયું. ઠાકોર સાહેબને કાંઇક શુદ્ધિ આવી. તેમને મન સઘળું શાન્ત, સમસમાકાર અને અન્ધકારમય લાગ્યું. તેથી તેમને કાંઇક આશ્ચર્ય થયું, કાંઇક આનન્દ પણ થયો. જાણે પોતે સ્વર્ગમાં હોય તેમ, તેમને કાંઇક અનિર્વચનીય સુખ લાગ્યું. રાજમહેલ આગળના બગીચામાં થઈ ધીરો સુન્દર પવન આવતો હતો. ઓરડામાં ભિન્ન ભિન્ન કુસુમોનો મધુર સુવાસ પ્રસરી રહ્યો હતો. પલંગ આગળ નીચે એક બત્તી સળગી રહી હતી. ઠાકોર સાહેબનું શરીર કિંમતી કાસ્મીરી શાલથી ઢાંકેલું હતું; તેમનું માથું અને મ્હોં ખુલ્લાં હતાં. તેમની આજૂબાજૂ પાંચ સરદાર પહેરેગીર તરીકે રાખવામાં આવ્યા હતા; પણ અત્યારે તો તે પાંચેય ઉંઘતા હતા.

ઠાકોર સાહેબ કંઇક જાગૃત થયા. તે વખતે તેમના હૃદયમાં એટલો બધો સંતાપ હતો કે તેમને પથારીમાં હાલવું પણ ગમ્યું નહિ. રાજમહેલના ટાવર પરથી અગિયારના ટકોરા થયા ત્યારે તે કાંઈક હાલ્યા અને હસતા હસતા બેઠા થયા.

"હજુ મારે ઘણું કરવાનું છે અને મને લઈ લેવામાં આવે છે એ તો અન્યાય છે," એવી લાગણી ઠાકોર સાહેબને થતી હતી

તે તે અશુદ્ધ થતા જતા હતા તે વખતની એક બીના તેમને ત્યારે યાદ આવી. તેમના કાન ઉપર તે વખતે એવો અવાજ આવ્યો હતો કે "ઠાકોર, તારા મૃત્યુ પછી હું તને એક કલાક આપીશ ઠાકોર સાહેબ જીવ્યા હોત તો સારૂ', એમ કહેનાર પાંચ માણસ એટલા સમયમાં તું મેળવી શકીશ તો ફરી તારૂ મૃત્યુ થશે નહિ અને તું દીર્ઘાયુ ભોગવીશ "

આ એક કલાક તેને મળ્યો હતો. પણ હવે તો કલાકમાંથી વખત ઓછો થતો જતો હતો. તે વિચાર કરવા લાગ્યા કે પ્રજામાં સર્વનો તો મારા ઉપર પ્રેમ નથી, પરંતુ શુ પાંચ માણસ પણ એવા નહિ નીકળે? રાજ્યમાં હજુ મારે ઘણા સુધારા કરવા છે. તે પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યા, ત્યાં વળી તેમને એમ થવા લાગ્યું કે મેં કંઇ ઝાઝું કર્યું નથી. જગતમાં, રાજ્યમાં, ઘણી બાબતો સારી થઇ શકે એવી હતી, પણ તે મે કરી નથી. તે પોતે એમ ધારતા હતા કે હું મરણ પામીશ ત્યાં સઘળુ જશે, પણ અહીં તો સઘળુ એમ ને એમ જ હતું!

તે ચાલવા માંડ્યા. ગજમહેલના દરવાજા બહાર તે અટક્યા, અને પહેલા ક્યાં જવુ એ વિષે વિચાર કરવા લાગ્યા. પહેલા રાણી પાસે તો નહિ જ. તે અત્યંત ખિન્ન હશે. અને તેની પાસે એ સ્થિતિમાં જવુ, એ વિચારથી તે વ્યાકુળ થઈ ગયા–નિશ્ચિલ પડી ગયા. હમણાં તો તેને ન જ મળવું. પુનર્જીવનની ખાતરી થયા પછી, હું જીવતો છું, જીવવાનો છુ, એ જાણી તેને આનંદ થાય. હું નિર્વિઘ્ને એને ભેટી શકું ત્યારે જ હું તેને મળુ. એક કલાકમાં કેટલીક મિનિટ તો ઓછી થઇ. બારના ટકોરા પહેલા તો પોતે જીવતા થઇ ગયા હશે; મરણ તો સ્વપ્ન સમાન થઈ જશે' આ વિચારથી તેમનામાં આનંદ સાથે કાઇક ખિન્નતા પણ આવી ગઇ.

વળી તેમને વિચાર આવ્યો " પણ આખરે મરવુ તો પડશે જ." તેમણે ગજમહેલ તરફ પાછા વળવા માંડ્યુ.

ફરી તેમને વિચાર આવ્યોઃ " પણ હું કોઈ બાબતથી ભય પામ્યો નથી; અને મારે ડરવું તો નૈ જ જોઈએ. પાંચ માણસ તો શું, પરંતુ પાંચસો માણસ પણ મને મળી શકે." ચંદ્રના પ્રકાશમાં, આ વિચારથી તેમના મુખ ઉપર રમતું સ્મિત સ્પષ્ટ જણાતું હતું.

તે દરવાજામાંથી બહાર નીકળતા હતા ત્યાં તેમણે ઓટલા ઉપર એક બાળકને ઘણું જ રડતું જોયું.

ત્યાં આગળના એક પહેરેગીરે તે બાળક આગળ જઈ પૂછ્યુંઃ "તું કેમ રડે છે?"

છોકરૂં રડતાં રડતાં બોલ્યુંઃ "મારાં માબાપ રાજમહેલમાં ગયાં છે; કારણકે ઠાકોર સાહેબ મરણ પામ્યા છે. તેઓ ક્યારે પાછા આવશે? હું તો હવે થાક્યો છું. મને ભૂખ લાગી છે. મને કાંઈ પણ ખાવાનું મળ્યું નથી. મારૂં રમકડૂં ભાગી ગયું છે. ઠાકોર સાહેબ છવતા થાય તો સારૂં."

ફરી તે બાળક રડવા લાગ્યું. ઠાકોર સાહેબને બાળકનાં વચનથી અત્યંત આનંદ થયો. "પ્રારંભ તો સારો થાય છે. એકે તો એમ કહ્યું કે હું જીવું તો સારૂં!"

તેમને પોતાને બાળક નહોતું. તે બાળકને છાનું રાખવાને તે પ્રયત્ન કરત, પરન્તુ અલ્પ સમયમાં તેમને પોતાનું કાર્ય કરી લેવાનું હતું.

હવે તે પોતાના એક મિત્રને ત્યાં જતા હતા. સૌ કરતાં આ મિત્ર ઉપર તેમની પ્રીતિ વધારે હતી. એ કેવો ઉદ્વિગ્ન થઈને બેઠો હશે, એ વિચાર સાથે તેમને કાંઈક આનંદ થયો.

"બિચારો નહારસિંહ! તેની જગ્યાએ હું હોઉં તો મને પણ કેટલું લાગે? તે જીવે છે એ સારૂં છે. તેની ખોટ હું સહન કરી શક્ત નહિ."

પોતાના મિત્રના મકાનના કૉમ્પાઉન્ડમાં તે પેઠા તો જણાયું કે બત્તીઓ આમતેમ ફરતી હતી અને ઘોડા ઉપર જીન નખાયાં હતાં. બધે ધમાલ જોવામાં આવતી હતી. તેમનો મિત્ર જણાતો નહોતો. ખુલ્લા દરવાજેથી તે અંદર પેઠા. દીવાનખાનામાં પણ તેમનો મિત્ર

ન્હોતો. દરેકેદરેક ઓરડો તેમણે તપાસી કાઢ્યો, પરંતુ તે ત્યાં પણ નહોતો. તેમને ધાસ્તી લાગી. ન્હારસિંહ દિલગીરીથી મરણ તો નહિ પામ્યો હોય!

આમ કરતાં કરતાં, જે ઓરડામાં તેઓ ઘણીવાર સાથે બેસી વાતો કરતા હતા ત્યાં તે આવ્યા; પણ તેમનો મિત્ર ત્યાં પણ નહોતો. પણ એમ જણાતું હતું કે તેને બહાર ગયે લાંબો સમય થયો નહિ હોય. પુસ્તકો અને પત્રો આમતેમ વિખરાયેલાં પડયાં હતાં.

એક નાની છબી ભોંય ઉપર પડી હતી. ઠાકોર સાહેબે તે ઉપાડી લીધી. તે પોતાની જ છબી હતી. છબી પડતાં તેનું ફ્રેમ ભાંગી ગયું હતું. તે ચિત્રથી જાણે પોતે દાઝના હોય તેમ તેમણે એ જમીન ઉપર ફેંકી દીધું. સઘડીમાં દેવતા ઝગઝગાટ સળગતો હતો. એક કાગળના ટૂકડા તેની પાસે પડયા હતા. તે તેમણે ઉઘાડીને જોયા, તો તેમણે ન્હારસિંહને લખેલા છેલ્લા પત્રના તે ટુકડા હતા. અત્યન્ત શ્રમથી તેમણે તૈયાર કરેલી એક યોજનાનો આ પત્રમાં અહેવાલ હતો. તેમણે તે કકડા સઘડીમા નાખ્યા. એટલામાં કાંઇક અવાજ થયો અને લાંબી મુસાફરીથી આવેલાં હોય એવા દેખાવવાળા એક પુરૂષ અને સ્ત્રી તેમને માલૂમ પડયાં.

પુરૂષ બોલ્યો: "ન્હારસિંહ ક્યાં છે?"

સ્ત્રીએ કહ્યું: "નવા ઠાકોર ધીરસિંહજીને મળવા ગયા હશે. પરિસ્થિતિ બદલાઇ છે. ધીરસિંહજીના રાજતંત્રના વિચાર જ કાંઇક ભિન્ન છે. ઠાકોર સાહેબને ને ધીરસિંહને બનતું નહિ. અને ન્હારસિંહજી મર્હૂમ ઠાકોર સાહેબના વિશ્વાસુ, એટલે ધીરસિંહજીની તેના ઉપર કૃપા થતા વિલંબ લાગશે, એમ ચેતીને, અત્યારથી જ ન્હારસિંહજી ધીરસિંહજીની પ્રીતિ સંપાદન કરવા ગયા હશે. મર્હૂમ ઠાકોરે કરવા ધારેલા ફેરફાર મૂંઝવાભરેલા હતા, તે તેણે સ્વીકારવું પડશે. ન્હારસિંહજીની ઠાકોર સાહેબ ઉપર પ્રીતિ હતી તે ખરી વાત, પણ માણસે આત્મહિત પણ જોવું જોઇએ ને? આપણે અહીં રાજ-

દારમાં "લાગણી" એ શબ્દ ન જોઇએ. ઠાકોર સાહેબના મરણ પછી તે ચાલી નીકળ્યા છે. હું તેમનો રસાલો તેમની પાછળ મોકલું છું." પેલા ગૃહસ્થે કહ્યું: "બરાબર છે." આ ગૃહસ્થ નજદીકના રજવાડાનો મંત્રી હતો. ઠાકોર સાહેબે તેને ઓળખી લીધો હતો. તે બોલ્યો: "હું પણ નહારસિંહજીની પાછળ જ જાઉં છું. ખાનગી રીતે તમને કહું છું કે ઠાકોર સાહેબના મરણથી રાજ્યનું કાંઇ અહિત થયું નથી. રાજતંત્ર કેમ ચલાવવું, તેનો તેમને કાંઈ ખ્યાલ જ નહોતો. તેમણે વળી, એને એક એવું કાર્ય કરવાનું કહ્યું હતું કે જેને પરિણામે તેમના રાજ્યમાં જ કાંઈક મોટી ઉથલપાથલ થઇ જાત. હવે તો હું ધારૂં છું કે આપણું જ ધાર્યું થશે; કારોબાર ઉત્સાહપૂર્વક ચાલશે; નોકરોને વધારા અને બીજાઓને બક્ષિસો, ઇનામો વગેરે મળશે.

ઠાકોર સાહેબ હવે આથી વધારે સાભળવા ઉભા રહ્યા નહિ. તે ચાલતા થયા.

જતા જતા તે બોલ્યા: "જોયા? આ માત્ર સમયને અનુસરનારા, રાજદ્રોહી, પ્રજાને રંજાડનારા, અધમ અમલદારો!" હું તો હવે મારી પ્રજામાં જઇશ.

ટાવરના ઘડિયાળમાં સવા અગિયારનો ટકોરો થયો.

એક હજુરીના ઘર આગળ ઠાકોર સાહેબ આવ્યા. હજુરી અને તેનો છોકરો બંને વાતો કરતા હતા.

છોકરો બોલ્યો: "મોટાભાઈ! ઠાકોર સાહેબ આપણને ઘણી ગમ્મત કરાવતા, ખરૂ? કેટલીકવાર અમારી નિશાળમા આવીને મિઠાઇ પણ વ્હેંચાવતા."

હજુરી બોલ્યો: "હા ભાઇ, નોકરો ઉપર પણ તેમની ઘણી મહેરબાની હતી. ઠાકોર સાહેબ હજુ પાચ વર્ષ પણ જીવ્યા હોત તો આપણું દુઃખ-દળદર બધું જ ફીટી જાત."

ઠાકોર સાહેબ પ્રસન્ન થતા એક લેખકના મકાન આગળ આવ્યા. ત્યાં મિત્રો એકઠા થયા હતા. ટેબલ ઉપર કૉફીના પ્યાલા ગોઠવાઇ ગયા હતા. ચર્ચા ચાલી રહી હતી.

એક લેખક બોલ્યોઃ "ઠાકોર સાહેબ તખ્તનશીન થયા અને યૂરોપના પ્રવાસે જઈ આવ્યા ત્યારે સારા હતા. લોકોમાં તેઓ ભેળાતા; તેમના મહોલ્લાઓમાં જતા; તેમની જરૂરિયાતો જોતા; તેમના સુખદુઃખની તપાસ રાખતા. તેમના અભ્યુદય માટે તેમણે શાળાઓ સ્થાપી, પુસ્તકાલયો સ્થાપ્યાં, ઔષધાલયો ઉઘાડયાં, ન્યાયમંદિરો સ્થાપ્યાં, વિઘોટી નક્કી કરી, લોકોની દાદફરિયાદ સાંભળવાની ઉત્સુકતા બતાવી; પણ હવે તો સઘળું બદલાઇ ગયું છે. 'ભણીને લોકો સામા થાય છે. રાજતંત્ર–રાજસત્તા નબળાં પડે છે; માટે લોકોને બહુ ભણાવવા નહિ' એવી મંત્રીઓની ઉંધી સલાહ તેમણે સાંભળી અને તે પ્રમાણે તેમણે કર્યું પણ ખરૂં. હવે નવા રાજતંત્રમાં શું થાય છે તે જોવાનું છે."

બીજો લેખક બોલ્યોઃ "અમે તો રાજાના તંત્રમાં માનતા જ નથી. અમારે તો પ્રજાતંત્ર જોઇએ છીએ. દેશી રાજાઓ અત્યારે આત્મભોગ આપી, પોતાની સત્તા છોડી મોટી સત્તા પ્રજાને આપશે તો ઠીક છે, નહિતો જગતનો પવન જ જુદો છે. દેશી રાજાઓએ ડાહ્યા થઇ જઇ ઇંગ્લાંડના જેવા નિયમિત રાજસત્તાવાળા પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરવી જોઇએ. આપણા ઠાકોર સાહેબે પોતાની થોડી પણ સત્તા છોડીને રાજતંત્રમાં પ્રજાની સત્તા કાંઈ વધારી છે?"

ઠાકોર સાહેબ અહીંથી પણ વ્યાકુળ થઈ આગળ ચાલ્યા. એક કારીગરના મકાન તે આગળ આવી પહોંચ્યા.

જુવાન છોકરો બાપને કહેતો હતોઃ "કાકા, ઠાકોર સાહેબે પ્રજાનું શું કલ્યાણ કર્યું? રંગપુરના મહારાજાનું સન્માન કરવામાં બે લાખ રૂપિયાનો ધુમાડો કર્યો! ઠાકોર સાહેબે રાજ્યમાં નવા હુન્નર-ઉદ્યોગ કાઢવામાં, કારીગરોને ઉત્તેજન આપવામાં થોડા પણ પૈસા ખર્ચ્યા છે? રાજ્યની ખાસ મદદથી રાજ્યમાં એકાદ ટાંકણીનું, એકાદ ગ્રેમનું, એકાદ પેન્સિલનું કે એવું બીજું કોઇ એક પણ કારખાનું ઉભું થયું છે?" ઠાકોર સાહેબ અહીંથી પણ ચાલ્યા.

બે નાગરિક રસ્તામાં ઉભા હતા.

એક નાગરિક બોલ્યોઃ "ઠાકોરે પ્રજાનું શું ભલું કર્યું? જુઓ, પેલા કલાલના મકાન આગળ તોફાન! દારૂથી પ્રજાની શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક અવનતિ થાય છે, એ શું તે સમજતા નહોતા? પ્રજાની પાયમાલીમાંથી પ્રજાનું કુત્સિત લેવું, એ કોઈ સારા રાજાને તો શોભે નહિ. આ બાબતમાં જેણે કાંઈપણ કર્યું નહિ તેને સારો કેમ કહેવાય? સારો ગવર્નર્નો તો દારૂની દુકાનનું નામનિશાન પણ ન રહેવા દે."

હવે તો માત્ર પા કલાક જ રહ્યો. હવે તો હું મારા નિખાલસ, ભોળા, 'સરકારને માબાપ' ગણનાર ખેડૂતો પાસે જાઉં. એ લોકો તો મને જરૂર આશિષ આપતા હશે.

એક ખેડૂત પોતાની સ્ત્રીને કહેતો હતોઃ "સાંભળ્યું કે? ઠાકોર સાહેબ ગુજરી ગયા."

સ્ત્રી બોલીઃ "મૂઓ, એ મરી ગયો તો. હું તો કહેતી જ'તી, કે એનું સત્યાનાશ જશે. દીકરીએ પણ એનો દીવો ન રહેશે. છપ્પનિયામાં ઢોરોને ચાર નહિ, ખેડૂતને ખાવા ધાન નહિ! ખેડૂતનું ધન ઢોર. પ્રાણથી પણ અધિક એવાં એમનાં ઢોર તે વખતમાં ટપોટપ મરતાં હતાં. ખેડૂતનાં બાળક ટૂકડા રોટલા માટે રઝળતાં હતાં. એવા ખોટા વખતમાં પણ એ દૈત્યને દયા આવી'તી? જપ્તીઓ કરી, ઘરનાં વાસણકૂસણ હરરાજ કરી, ખેડૂતને પકડીપકડી જેલમાં બેસાડી વિંખી લીધા! નિકંદન જશે એવા રાજાઓનું;—તેઓ નરકમાં પડશે!!"

હવે માત્ર દસ જ મિનિટ રહી હતી.

ઠાકોર સાહેબે વિચાર્યું: "હવે તો બસ થયું. બાકીનાં ત્રણ માણસ દયાળુ જ મળે ને કહે કે ઠાકોર સાહેબ સારા હતા, તોપણ હવે તો મારે જીવવું નથી. એ જીવવું પણ નિરર્થક છે."

ચંદ્રની આજુબાજુ ગાઢ વાદળ આવી રહ્યાં હતાં. સખ્ત શીતળ પવન વાતો હતો. ઠાકોર સાહેબ વિચાર કરવા લાગ્યાઃ "એક



હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ } રાણીએ તેને ચુપ રહેવાની સ્વાભાવિક રીતે સુચના કરી { ચિત્રકાર રવિશંકર રાવળ

A 2966 Lakshmi Art, Bombay 8

બે બાળક શિવાય મારું કોઈ જ નહિ ? !" આ સમયે તેમને આશ્વાસનની જરૂર હતી. "ભલેને બીજા ત્રણ માણસ ન મળે, પણ જતાં-પહેલાં એકાદ માણસનું પણ આશ્વાસન મળે તો સારૂં. હા, એની તો મને ખાતરી જ છે! ત્યાથી તો મને સંપૂર્ણ સહાનુભૂતિ-સંપૂર્ણ પ્રીતિ મળશે જ. ચાલ, ત્યા જાઉં. હજુ થોડી મિનિટ બાકી છે. પરન્તુ, કદાચ ત્યાં પણ નિરાશા મળે તો ? તેના કરતાં તો પાછા જઇ મૃત્યુશય્યા ઉપર સૂઇ જવું એ જ સારૂં નહિ ? પણ ભયથી હું કોઈ દિવસ પાછો હઠયો નથી."

રાણીના દીવાનખાના આગળ તે આવ્યા. રાણી તાપતા હતા. તેના વાળ ખભા ઉપર વિખરાયેલા પડયા હતા. તેને જોતા જ, પહેલાં તો ઠાકોર સાહેબને તીવ્ર મનોવેદના થઇ. તેને માટે સંદેહ કેવો?

રાણીને હાથે પોતાની આપેલી વીંટી હતી. તે ઉપરનો હીરો ચળકતો હતો. તેની પાસે કોઇ દાસ દાસી હતા નહિ, તેથી તેમને આશ્ચર્ય થયું. જેને આશ્વાસન આપવાની પોતાને ઇચ્છા થઇ હતી તે વિચારમાં લીન થઇ ગઈ હતી. "કાંઇ બોલે છે ? મારૂં નામ લે છે ?" એવા વિચાર ઠાકોર સાહેબને થવા લાગ્યા. પણ તે તો મૌન ધારણ કરી રહી હતી!

એટલામાં કાંઇક ધીરો અવાજ થયો અને ભીંતમાંનું એક ગુપ્ત દ્વાર ખૂલ્યું. આ દ્વારની ખબર માત્ર પોતાને કે રાણીને જ હતી, એમ ઠાકોર સાહેબ જાણતા હતા. બારણામાથી એક કદાવર, ભવ્ય પુરૂષ નીચે ઉતર્યો અને રાણી આગળ આવી ઉભો. કાંઇ અવાજ નહિ કરવા રાણીએ તેને સ્વાભાવિકરીતે સૂચના કરી. એક ક્ષણમાં તે ઉભી થઇ. તેઓ પરસ્પર ભેટયાં.

રાણી બોલી: "અનેક તર્કવિતર્ક કરતી હું અહીં બેઠી હતી. તમે આવ્યા ત્યારે જ મને શાન્તિ થઇ-આનંદ થયો. તેનો હાથ કેવો ઠંડો લાગતો હતો ? અહીં એકલા તો મને ભય લાગતો હતો કે તેનું ભૂત કદાચ મારી પાછળ આવશે તો ? ! પણ તે તો છે જ

નહિ. મારી ધાસ્તી ગઇ છે. હવે આપણે નિશ્ચિન્ત છીએ. આપણે સુખથી રહી શકીશું.” તેણે પેલી વીંટી હાથમાંથી કાઢી, વીંટીને ચુમ્બન કર્યું અને પેલા પુરુષને તે આપી.

× × × × ×

ટાવરમા રાત્રીના બારના ટકોરા થયા. પહેરેગીર જાગ્યા ઠાકોર સાહેબ બિછાના ઉપર મરેલા પડયા હતા. પણ તેમની મુખમુદ્રા બદલાઈ હતી. તેના ઉપર ખિન્નતા આવી રહી હતી.

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ





# ગલનું ફૂલ

"બા, મારુ ફૂલ દે; મારે રમવુ છે." અમરકુમાર અધરાતે જાગી ઉઠયો. આઠ દિવસ થયા તે માંદો હતો.

. "અત્યારે ફૂલ કેવુ ? સાજનું ફૂલ ગ્હે ખરૂ ?" અમરના પિતા ડૉક્ટર દમન બરાડી ઉઠયા.

"આપું છુ હો, બેટા. દીવો 'કરવા દે." લીલાનો માયાળુ સાદ આવ્યો

હથેલીમા થોડીવાર ફૂલ રમાડી લઇ અમર બોલ્યો. "બા, હવે ઉંઘ આવે છે; ઉઠું ત્યારે પાછુ આપજે, હો આ લે" લીલાએ પોતાના હાથમા ફૂલ લીધુ, પણ એને તે ગરમ લાગ્યુ. "અમર, તને તાવ આવ્યો છે ?" કહી લીનાએ અમરનો હાથ તપાસ્યો. પણ એનું શરીર ઠંડુ થતું જણાયુ ખોળામા લઇ સુવડાવતા અમરનો શ્વાસ જોસભેર ચાલતો સાભળ્યો. મ્હો ઉપર નજર ફેરવતા શ્યામ છાયા ફેલાતી દેખી. લીલાને ધ્રાસ્કો પડયો "આ અમરને જુઓ ને." દમનની પથારી તરફ વળી તેણે કહ્યું

"એમા ગભરાય છે શુ ?" કહેતા ડૉક્ટર સાહેબ ઉઠયા અમરને પેટે હાથ ફેરવી જોયો "સાધારણ તાવ છે, શરદીનો."

"ઉન્હા પાણીમા આ પડીકી પાઈ દે." દર્દીને દવા દેતા હોય તેવા સાદે ડૉક્ટર બોલ્યા

લીલાએ દવા પાઈ દમન પાછો સૂઇ ગયો. લીના બાકીની ગત જાગતી બેઠી.

એને આશ્ચર્ય થયું કે ડૉક્ટર દરદીઓની આવી સંભાળ લેતા હશે ? અમરનો શ્વાસ દરેક પળે વધતો ચાલ્યો. લીલાએ ઘીનો દીવો પ્રગટાવ્યો. થોડી-વારે ડૉક્ટર જાગીને જુએ છે, તો અમર નિશ્ચેષ્ટ થઇ લીલાના ખોળામાં પડયો હતો. લીલા



બેભાન હતી. દીવો ઝાંખો થતો. દમન ઘડીભર થંભી ગયો. 'અમર નથી,' એ વિચારે દિલગીર થયો. પણ લાગણી એનો વિષય ન હતો. ડૉ. દમનનું તત્ત્વજ્ઞાન તદ્દન સાફ હતું. આત્મા જેવું કંઇ છે, એમ એ માની શકતો ન હતો. પાંચ તત્ત્વોથી સૃષ્ટિ ચાલે છે, એ પોતાના મનને તે મક્કમપણે ટકાવી રહ્યો હતો. કુદરતથી વિશેષ પરમાત્મા જેવું કોઇ

હોય, તે એની બુદ્ધિ ગ્રહણ કરી શકતી નહિ. તે કહેતો કે એક એવી જબ્બર શોધ થોડા વરસમાં જાહેર થશે કે મનુષ્યને જેમ કુદરતી જન્મ ને મરણ ઉપરાંત અકસ્માત, આત્મહત્યા, ખૂન વગેરે કૃત્રિમ મોત છે, તેમ આખી સૃષ્ટિને કૃત્રિમ જન્મ પણ હોઇ શકે! જો કોઈ પણ જીવંત પ્રાણીની, પાંચ તત્ત્વોનું બરોબર પ્રમાણ બતાવતી, પૃથક્કૃતિ કરી શકાય તો તેને કુદરત પેઠે કૃત્રિમરીતે ઉત્પન્ન કરી શકાય. એ કહેતો કે કુદરતના નિયમો ઉપરનું બંધારણ પણ કુદરત છે. લીલા સાથેની વાતચીતમાં વારંવાર આવી બાબત ચર્ચાતી, પણ ડૉક્ટર સાહેબનું સુક્કું પૃથક્કરણ લીલાને ગળે ન ઉતરતું. લીલા એક જ દલીલ મૂકતી, કે આત્મા ન હોય તો તત્ત્વો કાંઈ નથી; તથા કુદરત બનાવનાર એક પરમ તત્ત્વ હોવું જોઇએ.

લીલાને શુદ્ધિમાં લાવવા ડૉક્ટરે અત્યંત પ્રયત્ન કર્યો. બધા ડૉક્ટરી પ્રયોગો ને દવાઓનો ઉપયોગ થયો, પરંતુ એ ન બન્યું. ડૉક્ટરને અંતઃકરણ ડંખતું હતું. એક સાધારણ મુર્ચ્છા પણ ન ઉતરી શકે? મુર્ચ્છા ચડાવવા માટે જોઇએ તેટલી ઝેરી દવાઓ છે, છતાં એવી એક પણ અસરકારક દવા નથી કે જેથી મનુષ્યની મુર્ચ્છા ઉતરે! આવા કડવા અનુભવો એમને આગળ પણ ઘણા થયેલા. પણ બચાવ તરીકે એ પોતાનો કાચો અનુભવ અને તેને લઇને થતી દર્દની પૃથક્કૃતિની ભૂલ આગળ ધરતા. પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ પોતાનું પરતંત્રપણું એમને ચોક્ખું દેખાતું ગયું. આવે પ્રસંગે ડૉ. ઢમન ખૂબ ખીજાતા, પણ કુદરત કાંઇ મનુષ્યની નોકર નથી, કે એ ચાર તમાચાનો માર ખમી લે! કુદરતના આવા ઘાતકી વલણને લીધે અમેરિકાના પ્રખ્યાત ડૉક્ટરો સાથે તેમણે પત્રવ્યવહાર કર્યો. એમના જવાબનો સારાશ એ નીકળતો હતો કે 'સાયન્સ માતા' જ્યાંસુધી સંપૂર્ણ શોધ ન કરી શકે ત્યાંસુધી આવું વલણ મૂંગે મ્હોંએ સહન કરી લેવું!

નિરૂપાયે સવાર થતાં સગાંસંબંધીને બોલાવી અમરકુમારને એની માતાના ખોળામાથી લઇ યથાવિધિ અગ્નિસંસ્કાર કર્યો. ડૉ.

દમન ત્યારબાદ પોતાના ખાનગી દવાખાને સીધાવ્યા. અંતે બહુ સમયે લીલાને ભાન આવ્યું. જીવનનું અમૃત ઓસરી ગયું હોય, પ્રાણની ચેતના પીગળી ગઇ હોય, જિંદગીમાં મોટામાં મોટું નુકસાન થઈ ચૂક્યું હોય, એવી લાગણી જાગી. થોડીવારે પોતાનો ખોળો ખાલી છે, એવું જોયું. એનું દર્દ વધવા માંડયું. પણ એની નિરાધાર દશામાં કોઇ દિવ્ય મદદ મળતી હોય, એમ આછું આશ્વાસન એને મળ્યું. છેવટે વસ્તુસ્થિતિ સમજાઈ. અમર પોતાના ખોળામાંથી ગૂમ થયો હતો અને એ ઉઠે ત્યારે એને ગલનું ફૂલ રમવા આપવાનું હતું! રાત્રે અમરને ખોળામાં લીધા પછી શું થયું, તેની એને યાદ ન હતી. સ્વજનને જે ચીજ વ્હાલી હોય તે ચીજ, એ સ્વજન ન હોય ત્યારે અતિ વ્હાલી લાગે છે. લીલા ઝટ દોડી અને જે પ્યાલામાં ફૂલ રાખ્યું હતું તે લઈ જોયું. રાત્રે જેટલું પ્રફુલ્લ હતું તેટલું જ એ અત્યારે પણ હતું! જાણે અમર જ હસતો હોય, એવી તેજધાર એમાંથી ઝરતી. લીલા અજબ થઈ! સાંજનું ચૂંટેલું ફૂલ અત્યાર લગી પ્રફુલ્લિત રહે, એ એક આશ્ચર્ય હતું. પણ લીલાને એવાં આશ્ચર્યનો ક્યારેક અનુભવ હતો. તે માનતી કે પરમાત્માની અદ્દભુત લીલા અકળ છે. મનુષ્યનું મગજ એ ગૂંચ ઉકેલી શકે નહિ. આ છેલ્લા પ્રસંગે એના આત્મા ઉપર અચલ અસર કરી. ફૂલને અમર પેઠે રમાડી મખમલની એક સુંદર દાબડીમાં ધીમેથી મૂક્યું. આસપાસ પાડોશીને ત્યાં તેણે અમરની પૂછપરછ કરી. સૌ તરફથી એક જ ઉત્તર આવ્યો: "લીલા, અમર મરી ગયો." કોઈનું આ બોલવું તે સાચું માની શકી નહિ. અમરને કોઇ સંતાડી રહ્યું છે, કે કોઇ ઉપાડી ગયું છે, એ વિચારે તેને ગાંડી બનાવી. ફરીવાર તે મખમલની દાબડી ઉઘાડી ગલનું ફૂલ રમાડવા લાગી.

એટલામાં ડૉ. દમન આવી લાગ્યા. ફાટી આંખે લીલા તેમની સામે તાકી રહી. "મ્હને કહેશો, અમર ક્યાં ગયો?"

ડૉક્ટરે સાંભળ્યું, પણ જવાબ આપ્યા વિના તે કોટ, હૅટ, બૂટ, ઉતારવા ગયા. લીલા એમની પાછળ દોડી. "ડૉક્ટર, બોલશો?" દમને અનુમાન કર્યું કે એ ગાંડી થઇ છે.

"અમર માંદો હતો તેની તો તને ખબર છે ને? ગઇ રાતે અમર ગુજરી ગયો. તું બેભાન હતી. અમે અગ્નિદાહ દઇ આવ્યા."

ડૉક્ટરના શબ્દો તે સાંભળી શકી નહિ; સાંભળ્યા તેટલા સાચા માની શકી નહિ.

"અમર માંદો હતો, પણ મરે તો નહિ. એને લાવી આપો. આ ફૂલ મ્હારે એને રમવા આપવું છે."

ડૉક્ટરે આજે જ જાણ્યું કે બૈરીજાત આટલી મૂર્ખ હશે! અમર એમનો પ્રથમ પુત્ર હતો, પણ ડૉક્ટરની પ્રૅક્ટિસ ધીકતી ચાલતી એટલે 'વિઝિટ'ના બમણા દર રાખવા છતા એમને ઘેર રહેવાની કે કુટુંબ સાથે વાર્તાવિનોદ કરવાની ફુરસદ મળી ન શકતી! આખા દિવસનો થાક એ રાતે ઉતારી નાખતા. જે થોડો વખત મળતો તે દવાના મિક્શ્ચરો તૈયાર કરવામા અને દર્દોના અન્વેષણ કરવામા જતો. આથી જ ડૉક્ટરને અમરના મૃત્યુથી બહુ શોક થયો નહિ. વળી પાચ તત્ત્વો સપ્રમાણ ટકી ન શકયા અને અમર ગુજર્યો, એ સેકડો મડદા ચીરનાર અને હજારો દર્દીઓને મરી જતા જોનાર ડૉક્ટર સાહેબને મન સાધારણ બનાવ જ હતો! સાયન્સની સંગતનો જે મુખ્ય દોષ છે તે ડૉ. દમનમા ઘણો વખત થયા આવેલો હતો. આવી જ બેદરકાર વૃત્તિથી એ પોતાની પ્રૅક્ટિસ ચલાવ્યે રાખતા. ડૉક્ટરની આવી વર્તણુક છતા મૂર્ખ માણસો દરરોજ બાટલીઓ લઇ ઉભા જ હોય! દર્દીઓની ભીડ અને ભયંકર દશા જોઇ શંકા જ થાય કે વૈજ્ઞાનિક પદ્ધતિથી દર્દ ઘટયા કે વધ્યા?

"કાંઇ ગાંડી થઇ? ગયુ પાછું આવતું હશે?

"તમે ડૉક્ટર હતા તો મારા એકના એક અમરને કેમ જવા દીધો? તમારી દવાથી માદા સાજા ન થાય તો તેને દરિયામા નાખો!"

"પૈસાની પ્રાપ્તિ એમાંથી થાય છે; નહિતર ભૂખે મરીએ. કીર્તિ પણ એમાંથી જ સંપાદન થાય છે. લોક સારે નામે બોલાવે છે, તે એનો પ્રતાપ." ડૉક્ટરનો બુદ્ધિપ્રધાન જવાબ ગાજ્યો. લીલા ચમકી.

"ડૉક્ટર, જો એક અમર ન છૂટ્યો તો લાખો પૈસા શા કામના છે? પણ મારો અમર મર્યો નથી જ. એ સુકુમાર છે. જુઓ આ ફૂલ. અધરાતથી એ એની રાહ જોઈ રહ્યું છે. એ એટલું જ તાજું છે. અમર જેટલું જ સુકુમાર છે. આ ફૂલ તાજું છે ત્યાં સુધી અમર ક્યાંક હોવો જોઈએ. તપાસ કરાવો."

ડૉક્ટરે ફૂલ હાથમાં લીધું.

"હવા ભીની ને ભેજવાળી છે તેની આ અસર છે. સાયન્સના નિયમો તું ક્યારે સમજે છે?"

"ડૉક્ટર, બીજાં ફૂલો ખરીને સવાર થતાં તદ્દન કરમાઈ જાય છે. જરા નજર કરો."

"લે જો, આ ઝાંખું પડવા માંડયું." ડૉક્ટરે બચાવની દલીલ કાઢી.

"એને મારી પાસે લાવો. જુઓ, તે પાછું તાજું થયું."

આશ્ચર્યની વચ્ચે દમને જોયું કે લીલાના હાથમાં જતાં જ ફૂલ પ્રફુલ્લ થયું હતું. લીલા બોલીઃ "ડૉક્ટર, વનસ્પતિને પણ અતિ તીવ્ર લાગણી છે. માત્ર માણસો જ આટલાં ક્રૂર બને છે. ફૂલ સાથે તમારે સહૃદયતા નથી, એટલે એ કરમે. વળી અમરને તમે સ્નેહે બોલાવ્યો પણ ન હતો; તો તેને પ્યારું આ ફૂલ અમર દીન ને ઉદાસ થતો તેમ ઝાંખું પડે એમાં શી નવાઈ? મિશ્રણોના કીડા બન્યા એટલે તમે આ વાત સમજી ન શકો. દર્દનાં જંતુઓ ઉડે અને ચેપ લાગે તે તમે જાણી શકો, પણ વિશ્વની આત્મિક એક્તા તમે નહિ પરખો."

"એ શાસ્ત્રનાં ધતીંગ મ્હારી કને ન ચાલે." ડૉક્ટર બોલ્યા.

એટલામાં એક મોટર ડૉક્ટરને તેડવા આવી. ડૉક્ટર જમ્યા વિના કોટ-હૅટ-બૂટ પહેરી રવાના થયા. એકલી પડેલી લીલા લાગણીના પ્રબળ વેગને લીધે ગાઢ ઉંઘમાં પડી. ઉંઘમાં તેને એક

વિચિત્ર સ્વપ્ન આવ્યું. જાણે અમરકુમાર દોડતો આવી પોતાની કને ફૂલ માગે છે. પોતે ફૂલ આપે છે ને અમર એને હસતો હસતો રમાડે છે. ઘડી પછી અમરનો દેહ પીગળે છે અને પાંચ તત્ત્વો છૂટાં થાય છે. એનો સુક્ષ્મ દેહ ઉડી ફૂલની અંદર પ્રવેશ કરે છે.... ... ...

અચાનક **લીલા**ની ઉંઘ ઉડી ને સામે જુએ છે તો હસતું ગલતું ફૂલ પડ્યું છે ! હવે **લીલા**ની શંકા દૂર થઇ. એ ફૂલ જ અમર છે. અમરનો દેહ બદલાઈ ફૂલરૂપ થયો છે. સહૃદયતાના આકર્ષણે ખેંચાઇ એક આત્મા બીજા આત્મામાં રહે છે; અને તે પણ જેટલે અંશે સહૃદય તેટલે જ અંશે. જાણે અમર ફરી મળ્યો હોય એવી લાગણી **લીલા**ને થઇ.

થોડો વખત ગયો કે ગામના ઓળખીતા અને સગાસંબંધીઓ ખરખરો કરવા આવ્યાં. પણ **લીલા** તો ફૂલને રમાડતી હતી–હસતી હતી. આ જોઇ બધા ચકિત બન્યાં.

"લીલા, અમર સાજો ન જ થયો કા ?" એક ઘરડી સ્ત્રી બોલી.

"મા, એ તો સાજો થઇ ગયો, પણ ડૉક્ટરની દવાથી નહિ."

"**લીલા**, કેટલે વાગે ગુજરી ગયો ?" એક આધેડ વયની સ્ત્રીએ પૂછ્યું.

"કોણ કહે છે કે ગુજરી ગયો ? કોઇ ડૉક્ટરનું માનશો નહિ. એ તો એવા જ છે."

**લીલા**નું બોલવું બધાને ગાંડુ જણાયું. "ત્યારે અમર ક્યા છે ? બતાવ જોઈએ ?" એક ડાહીલી ગાજી ઉઠી.

"જુઓ, આ મખમલની દાબડીમા રહ્યો. અહો ! એ કેવો હસે છે ! શું તમે કોઇ જોઇ નથી શકતા ? ડૉક્ટર તો નથી માનતા. શું તમે પણ એવાં છો ? જાઓ, તમારામા સ્નેહની લાગણી જ નથી. નકામાં ખોટો શોક શું કામ દેખાડો છો ?"

સૌ એને ગાંડી ગણી ચાલી નીકળ્યા. સૌએ ધાર્યું કે એકના એક પુત્રના મરણને લીધે એનું ફટકી ગયું છે.

"પૈસાની પ્રાપ્તિ એમાંથી થાય છે; નહિતર ભૂખે મરીએ. કીર્તિ પણ એમાંથી જ સંપાદન થાય છે. લોક સારે નામે બોલાવે છે, તે એનો પ્રતાપ." ડૉક્ટરનો બુદ્ધિપ્રધાન જવાબ ગાજ્યો. લીલા ચમકી.

" ડૉક્ટર, જો એક અમર ન જીવ્યો તો લાખો પૈસા શા કામના છે ? પણ મારો અમર મર્યો નથી જ. એ સુકુમાર છે. જુઓ આ ફૂલ. અધરાતથી એ એની રાહ જોઈ રહ્યું છે. એ એટલું જ તાજું છે. અમર જેટલું જ સુકુમાર છે. આ ફૂલ તાજું છે ત્યાં સુધી અમર ઠીક હોવો જોઇએ. તપાસ કરાવો."

ડૉક્ટરે ફૂલ હાથમાં લીધું.

" હવા ભીની ને ભેજવાળી છે તેની આ અસર છે. સાયન્સના નિયમો તું ક્યારે સમજે છે ?"

" ડૉક્ટર, બીજાં ફૂલો ખરીને સવાર થતાં તદ્દન કરમાઇ જાય છે. જરા નજર કરો."

" લે જો, આ ઝાંખું પડવા માંડયું." ડૉક્ટરે અચાનતની દલીલ કાઢી.

" એને મારી પાસે લાવો. જુઓ, તે પાછું તાજું થયું."

અજાયબી વચ્ચે દમને જોયું કે લીલાના હાથમાં જતાં જ ફૂલ પ્રફુલ્લ થયું હતું. લીલા બોલીઃ " ડૉક્ટર, વનસ્પતિને પણ અતિ તીવ્ર લાગણી છે. માત્ર માણસો જ આટલાં ક્રૂર બને છે. ફૂલ સાથે તમારે સહૃદયતા નથી, એટલે એ કરમે. વળી અમરને તમે સ્નેહે બોલાવ્યો પણ ન હતો; તો તેને પ્યારું આ ફૂલ અમર દીન ને ઉદાસ થતો તેમ ઝાંખું પડે એમાં શી નવાઈ ? મિકશ્ચરોના કીડા બન્યા એટલે તમે આ વાત સમજી ન શકો. દર્દનાં જંતુઓ ઉડે અને ચેપ લાગે તે તમે જાણી શકો, પણ વિશ્વની આત્મિક એકતા તમે નહિ પરખો."

" એ શાસ્ત્રનાં ધર્તીંગ મ્હારી કને ન ચાલે." ડૉક્ટર બોલ્યા.

એટલામાં એક મોટર ડૉક્ટરને તેડવા આવી. ડૉક્ટર જવા વિના કોટ-હૅટ-બૂટ પહેરી રવાના થયા. એકલી પડેલી લીલા લાગણીના પ્રબળ વેગને લીધે ગાઢ ઉંઘમાં પડી. ઉંઘમાં તેને એક

વિચિત્ર સ્વપ્ન આવ્યુ. જાણે અમરકુમાર દોડતો આવી પોતાની કને ફૂલ માગે છે. પોતે ફૂલ આપે છે ને અમર એને હસતો હસતો રમાડે છે. વડી પછી અમરનો દેહ પીગળે છે અને પાચ તત્ત્વો છૂટા થાય છે. એનો સુક્ષ્મ દેહ ઉડી ફૂલની અંદર પ્રવેશ કરે છે.... ... ...

અચાનક લીલાની ઉંઘ ઉડી ને સામે જુએ છે તો હસતું ગલતું ફૂલ પડ્યુ છે! હવે લીલાની શંકા દૂર થઇ. એ ફૂલ જ અમર છે. અમરનો દેહ બદલાઈ ફૂલરૂપ થયો છે. સહૃદયતાના આકર્ષણે ખેંચાઇ એક આત્મા બીજા આત્મામા રહે છે; અને તે પણ જેટલે અંશે સહૃદય તેટલે જ અંશે. જાણે અમર ફરી મળ્યો હોય એવી લાગણી લીલાને થઇ.

થોડો વખત ગયો કે ગામના ઓળખીતા અને સગાસંબંધીઓ ખરખરો કરવા આવ્યા. પણ લીલા તો ફૂલને રમાડતી હતી-હસતી હતી. આ જોઇ બધા ચકિત બન્યા.

"લીલા, અમર સાજો ન જ થયો કા?" એક ઘરડી સ્ત્રી બોલી.

"મા, એ તો સાજો થઇ ગયો, પણ ડૉક્ટરની દવાથી નહિ."

"લીલા, કેટલે વાગે ગુજરી ગયો?" એક આધેડ વયની સ્ત્રીએ પૂછ્યું.

"કોણ કહે છે કે ગુજરી ગયો? કોઇ ડૉક્ટરનુ માનશો નહિ. એ તો એમા જ છે"

લીલાનુ બોલવુ બધાને ગાઢુ જણાયુ. "ત્યારે અમર ક્યા છે? બતાવ જોઈએ?" એક ડાહીલી ગાળ ઉડી.

"જુઓ, આ મખમલની દાબડીમા રહ્યો. અહો! એ કેવો હસે છે! શુ તમે કોઇ જોઇ નથી શકતા? ડૉક્ટર તો નથી માનતા. શુ તમે પણ એવા છો? જાઓ, તમારામા સ્નેહની લાગણી જ નથી. નકામા ખોટો શોક શુ કામ દેખાડો છો?"

સૌ એને ગાંડી ગણી ચાલી નીકળ્યા. સૌએ ધાર્યું કે એકના એક પુત્રના મરણને લીધે એનુ ફટકી ગયુ છે.

રાતના નવ વાગે ડૉક્ટર દમન ઘેર આવ્યા. વાળુ કરવાની જરૂર ન હતી, કારણકે દરદીઓને તપાસવા જતા એ વાળુ જેટલો સંગીન નાસ્તો થઇ ગયો હતો. પોષાક ઉતારી પરભાર્યા પોતાના પલંગે લોટી ગયા. પાંચ મિનિટમાં તો એ ઘસઘસાટ ઉંઘવા લાગ્યા! લીલા હજી જાગતી હતી. ફૂલને બરોબર દબાય નહિ તેમ દાબડીમાં મૂકી દીધું, ને દાબડી પોતાને પડખે રાખી સુઇ ગઇ.

જગત દમનમાં જે જડવાદ જોશે તો લીલામાં માત્ર અંધશ્રદ્ધા દેખશે. એક પૈસાપૂજક છે તો બીજું કલ્પનાપૂજક છે. પરંતુ કઇ સ્થિતિ ઉચ્ચતર છે તે સમજાય એમ છે. સાયન્સના અભ્યાસીઓમાંથી દિવ્ય શ્રદ્ધા ઉડી જાય છે એટલું જ નહિ, પણ તેઓ જગતને જડવાદના ભ્રમમાં નાખી દુઃખી કરી જાય છે. ત્યારે આત્મપૂજક પરમ શક્તિનો પ્રભાવ સ્વીકારી આનંદી ને સંતોષી રહે છે એટલું જ નહિ, પણ જાતે નિર્દોષ રહી જગતને નિર્દોષ કરી જાય છે. આજે પણ રસાયણના કહેવાના પ્રયોગોથી જે દવાઓ ઉત્પન્ન થઇ છે તે કેટલી નિષ્ફળ નીવડી છે! અને આખા સાયન્સનો ઉપયોગ વિનાશક યંત્રો ઉત્પન્ન કરવામાં નથી થયો? માનવજાતિની પ્રગતિ અર્થે જ એ રખાય, એટલી માનવસ્વભાવની ખાતરી નથી. બીજા વર્ગના માણસોને સમાજ અંધશ્રદ્ધાળુ કહીને જ અટકતી નથી, પણ 'વેદીઆં ઢોર' કે 'ગાંડાં' પણ લેખે છે.

સવારે ઉઠી લીલા પ્રથમ ફૂલની સારવાર લેતી. ફૂલ પણ એટલું જ પ્રફુલ્લ રહેતું. પણ જો દમન કદાચ અડકતો તો એની પાંદડીઓ સહેજ બીડાઇ જતી. આમ થવાથી તે ખીજાતો પણ લીલા હવે એની સાથે ચર્ચામાં ઉતરતી નહિ. ફૂલ તાજું રહેતું જોઇ દમનને કૈંક વિશ્વાસ બેઠો. ભેજવાળી હવાનું કારણ ખોટું છે, એમ થતું ગયું, પણ એ પૈસાપૂજક મટયો નહિ. લીલાનું વર્તન હવે હરખું ભાવથી ભર્યું રહેતું. તેના અવાજમાં અજબ કારુણ્ય પ્રગટતું હતું. આ બનાવે એના વિકાસમાં એને ઘણી ઉન્નત કરી. ડૉક્ટર જડવાદને

છેક છેલ્લે પગથિયેથી એક પગથિયું ઉપર આવ્યાઃ બાળક એ માબાપના વિકાસનું પગથું છે. લોક હજુ લીલાને અરધી ગાંડી લેખતા.

પણ હવે લીલાની તબિયત લથડી. ડૉક્ટરને ખબર ન પડી કે દર્દ ક્યું છે. બીજા મોટા ડૉક્ટરો પણ ઘૂવડની માફક મૂંગા ચાલ્યા ગયા. લીલા કહેતી કે મારે દવાની જરૂર નથી. આ ફૂલ એ મારો પ્રાણ છે. ડૉક્ટરને જીવન શું, તે લીલાની માંદગીમા જ લાગ્યું. લીલા જશે તો એકલો થઇશ, એ વિચારે એને શુદ્ધિમા આણ્યો. પણ એના પુરાણા ડૉક્ટરી વિચારો–મતો–હજુ એવા જ હતા!

લીલાના સ્થૂલ જીવનની છેલ્લી રાત હતી. ડૉક્ટર શોકાતુર ચહેરે પલંગ પાસે પડેલી ખુરશી પર બેઠા હતા. લીલા પોતાનું ફૂલ લઈ મ્હો અને ગાલ, છાતી અને લલાટ ઉપર રાખતી હતી. લીલાના છેલ્લા ડચકા સંભળાયાં. એકદમ એ બોલીઃ "ડૉક્ટર, હું જાઉ છું... અમર તમને સોપું....એ ફૂલ જાળવજો. તમારી સહૃદયતા વધશે તો તે એટલું જ તાજું રહેશે. મ્હારા આત્મા ખાતર આટલુ નહિ કરો?"

લીલાના ઠંડા ગાલ ઉપર ડૉકટરના આંસૂ ખરતાં. ગલતું ફૂલ ઝાંખું થતું.

"અશોક"



# વસંતખેલન

—અનુષ્ટુપ—

સૃષ્ટિ આજે વસંતે શી જામેલી અનુરાગમાં !
નવોઢા,સંગમાં મ્હાણી કરે છે એક બાગમાં

નિર્મળા આભમાં ચંદ્ર કલાપૂર્ણ રહ્યો ખીલી,
સૃષ્ટિને કૌમુદિ કેરી ઓઢાડે ઓઢણી ઝીણી.

છાયેલાં ચાંદનીથી એ હમે તાજાં તૃણાંકુરો,
અનિલે ડોલતા છોડે પરાગ પાથરે ફૂલો

સરોમાં વાયુની સંગે વારિની લ્હેરીઓ રમે,
ચંદ્ર ત્યાં હસ્ત લંબાવી કુમુદિની ક્રીડા કરે

હંસ ને હંસીનાં જોડાં કંઠમાં કંઠ પ્રોઈને,
સૂતેલાં શાંતિથી કેવાં ! ઠરે છે આંખ જોઈને.

જામી છે જમની મીઠી, જામી છે રસધૂન ત્યાં,
ઝનકારે બજાવે છે સિતારી પવનદેવતા.

ઋતુએ એ સૃષ્ટિની લીધાં દંપતિ સ્નેહીઓ નવાં,
પોતાને–સૃષ્ટિને જાણે રંગમાં ભરતાં હતાં

તળાવે કોતનું એક નાવડું બાંધ્યું જે પણે,
પિયુ ત્યાં પ્રેમદા સાથે પ્હોંચી બંધ છૂટા કરે.

હાથનો આપીને ટેકો પ્રિયાને હોડીમાં લઈ,
હંકારે નાવને સ્વામી, સુંદરી જોઈ એ રહે

ઘણીક ગોઠડી મીઠી નાવમાં દંપતિ કરે,
પિયુ આકાશથી જોતા–સૃષ્ટિમાં ચંદ્ર બે દીસે.

નારીનાં બલને માપે માપતી નાથનું બલ,
સુંદરી ચિંતવે ચિત્તઃ "હશે એને ચડ્યો શ્રમ."

\+ + + + + +

સુંદરી હોડકું હાંકે; પરંતુ કેટલી ક્ષણ ?
વારિની વીચિઓ જેવું શ્વાસથી ઉછળે ઉર.

ધીમેથી ગુંજતો વાયુ ઉરાડે વસ્ત્ર પ્યારીનું,
ઉડતી ઓઢણી કાંઇ પિયુને દાખવે નવું !

મર્યાદ તૂટતી જોઇ કપોલે લાલી જો ચડે,
લીલાથી વસ્ત્રને રોકી રાખવા સુંદરી મથે.

પરંતુ રોકતાં એને હલેસું હાથથી જતું.
હલેસું હાથમાં લેતાં ઉરથી વસ્ત્ર ઉડતું.

મર્યાદ રાખવી કેમ નાવને હાકતાં છતાં ?
થતી અનિશે દીધી મૂંઝવી એમ પ્રેમદા.

રમ્ય અદ્‌ભુત આ લીલા સ્વામી જોઇ રહ્યો હતો,
અનિમેષ દગે જાણે રંગને પી જતો હતો.

ઉંચે ત્યાં ઝૂમતાં વૃક્ષે પંખીનું જોડલું રમે,
પાંખની ઝાપટે તોડી વૃષ્ટિ એ પુષ્પની કરે.

પુષ્પ એ પડતાં નીચે વધાવે વ્હાલીનું ઉર,
તે કાળે વાયુએ મુગ્ધા ઉપરે મેળવ્યો જય.

વાયુની ફૂંકની જોરે ઓઢણી હાથ ના રહી,
ઉરેથી ઉડીઉં વસ્ત્ર;—મર્યાદા ય તૂટી ગઇ.

એટલે સસ્મિત સ્વામી વદી ઊઠ્યો અચાનકઃ
"રહેવા દે સખી ! હાવાં ધરે ના આટલો શ્રમ.

" તને ઉંઘાવનારાએ સખીકૃત્ય કર્યું મમ,
" અહા આ વાયુએ કેવું દાખવ્યું દર્શન પ્રિય !"

\+ \+ \+ \+ \+ \+

વદી એ પ્યારીં પાસેથી હલેસું લેઇ લે પતિ,
લાજ ને ભયથી મુગ્ધા કૂમળાં પણું શું ધ્રૂજે.

મૂંઝાઇ સુંદરી જાતા બ્હીકથી, આંખડી મીંચી,
પતિના ઉરમા ઉર છૂપાવે વેગથી જઇ ! !

હરિલાલ મૂળશંકર મૂળાણી





# શીલાદિત્ય

શીલાદિત્યનો જન્મ* પણ નહોતો થયો તે સમયે વલભીપૂરમાં રાજા કનકસેનના વંશનો છેલ્લો રાજા રાજ્ય કરતો હતો. તે વખતે રાજનગર વલભીપૂર નજીક વલભી પ્રદેશમાં સૂર્યકુંડ નામે એક અતિ પવિત્ર કુંડ હતો. એ કુંડની એક બાજૂએ આવેલા એક વિશાળ સૂર્યમંદિરમાં એક ઘણો વૃદ્ધ પુરોહિત રહેતો હતો. તેને એક પણ પુત્ર, કન્યા કે ભાઈબ્હેન, કોઇ પણ હતું નહીં. અનન્ત આકાશમા સૂર્યદેવ જેમ એકલા, તેમ જ આકાશ જેવા આસમાની મોટા સૂર્યકુંડને તીરે, આદિત્યમંદિરમાં તે તેજસ્વી બ્રાહ્મણ પણ એકલો જ—છેક જ સ્વજન વિનાનો—હતો. મંદિરમાં દીવા, ઘંટધ્વનિ, ઉદય—અસ્ત બંને વખતની આરતિ, બધું તેને જ માથે હતું. નોકર નહીં, ચાકર નહીં, એક પણ બીજો ભક્ત કે શિષ્ય નહીં. વૃદ્ધ બ્રાહ્મણ બિચારો એકલો હમેશ ત્રીશ શેર વજનની પિત્તળની આરતિ સળગાવી, બેઉ સંધ્યા વખતે આરતિ ઉતારતો હતો; હમેશાં એ જ દુર્બળ હાથે રાક્ષસ રાજાના રાજમુકુટના જેવો મન્દિરનો મોટો ઘંટ વગાડતો; અને મનમાં ને મનમાં વિચાર કરતો કે જો એકાદ સોબતી મળે તો આ ઘરડી ઉમ્મરે તેને માથે બધો બાર નાખી નિશ્ચિન્ત થાઉં.

---

* સુભગા નામની બાળ વિધવાના રૂપથી આકર્ષાઇ સૂર્યે મનુષ્યનું રૂપ લઈ તેને વર્યા. અને તેનાથી બે સંતાન થયાં...સૂર્યે તેમને નાના પત્થર મંત્રીને આપ્યા હોનાથી, તે જેને મારે તેનો નાશ થઇ જતો. એટલે તેનું નામ શીલા+આદિત્ય=શીલાદિત્ય. (રાસમાળા પા. ૯)

સૂર્ય દેવે ભક્તનું મનોરાજ્ય પૂર્ણ કર્યું. એક દિવસ પોષ માસની શરૂઆતની ધુમ્મસમા ચોતરફ અંધકાર છવાઇ રહ્યો હતો. સૂર્યદેવ અસ્ત થયા હતા. વૃદ્ધ પુરોહિત સાંજની આરતિ પૂરી કરીને મન્દિરનાં મોટાં લોખંડી બારણાં મહામહેનતે બંધ કરતો હતો, તેવે વખતે, પડી ગયેલ મ્હેરે એક બ્રાહ્મણકન્યા તેની પાસે આવીને ઉભી રહી. વસ્ત્ર તદ્દન ફાટેલાં, પરન્તુ દેખાવે પરમ સુન્દરી! એમ લાગ્યું કે ટાઢની બ્હીકે કોઇએક સન્ધ્યા-તારા આ સૂર્યમન્દિરનો આશરો શોધે છે! બ્રાહ્મણે જોયું તો કન્યા સુલક્ષણી, અને વિધવાનો વેશ છે. તેણે પૂછ્યું: "કોણ છે? શું માગે છે?" તે બ્રાહ્મણ કન્યા કમળના જેવા કોમળ હાથ જોડીને બોલી: "પ્રભો! આશ્રય માગું છું. બ્રાહ્મણ કન્યા છું અને ગૂજરાતના વેદવિદ્ બ્રાહ્મણ દેવાદિત્યની એકની એક કન્યા છું. મારૂં નામ સુભગા. લગ્નની રાત્રે વિધવા થઇ છું, તે દોષથી મને અભાગણી ગણીને દેશનિકાલ કરી દીધી છે. પ્રભો, મારે મા હતી, પણ હવે તે પણ નથી. મને આશરો આપો." બ્રાહ્મણે કહ્યું: "હે અનાથિની, અહીં શા સુખની આશા રાખે છે? મારે ત્યાં અન્ન નથી, વસ્ત્ર નથી; હું તો છેક દરિદ્ર, બન્ધુહીન છું."

બ્રાહ્મણ આ વાત કહેતો હતો, પરન્તુ કોઈ, જાણે તેના અન્તરમાં કહેતું હોય તેમ તેને લાગ્યું કે: 'હે દરિદ્ર, હે બન્ધુહીન, આ બાલિકાને તારી સાથી કર ને તેને આશરો આપ.' બ્રાહ્મણે વિચાર કર્યો કે આને આશરો આપું તો ખરો, પણ વળી વિચાર્યું કે મન્દિરમાં આવી, વરસો સુધી એકલે આ સૂર્યદેવની પૂજા કરી, તે આજ છેવટની દશામા કોના હાથમા પૂજાનો ભાર સોંપી નિશ્ચિન્ત થાઉં? બ્રાહ્મણ મૂંઝાવા લાગ્યો. તે વખતે ઓચિંતું સન્ધ્યાનો બધો અંધકાર ભેદીને પૃથ્વીની પશ્ચિમ દિશામાથી સૂર્યનું એક કિરણ આ દુઃખી બાળાના મુખ ઉપર આવીને પડ્યું. ભગવાન આદિત્યદેવે જાણે પોતે જ પોતાને હાથે દેખાડી દીધું કે 'આ મારી સેવાદાસી છે. હે મારા પ્રિય ભક્ત, આ બાલિકાને આશ્રય આપ. હમેશને માટે

આ દુઃખી વિધવા મારી સેવા કર્યા કરશે." બ્રાહ્મણે હાથ જોડીને સૂર્યદેવને પ્રણામ કર્યા અને દેવાદિત્ય બ્રાહ્મણની કન્યા સુભગાને સૂર્યમન્દિરમાં આશરો આપ્યો.

ત્યાર પછી ઘણા દિવસ વહી ગયા. સુભગા મન્દિરનું બધું કામ શીખી ગઇ હતી; માત્ર પોતાના કોમળ હાથે ત્રીશ શેર વજનની આરતિ તે કેમે કરી ઉપાડી શકતી નહોતી; એટલે આરતિનું કામ તો વૃદ્ધને જ કરવું પડતું. એક દિવસ સુભગાએ જોયું તો વૃદ્ધ બ્રાહ્મણનું જીર્ણ શરીર જાણે ઢગલો થઈ પડયું છે; આરતિ દુબળા હાથમાંથી પડી ગઈ છે. તે દિવસે સુભગા વલ્લભીપૂરના બજારમાં જઇ એક શેર વજનની નાની આરતિ લઈ આવી ને બોલીઃ " પિતા, આજ સાંજે આનાથી સૂર્યદેવની આરતિ કરજો." બ્રાહ્મણે હસીને કહ્યુંઃ "સવારે જેનાથી આરતિની શરૂઆત કરી છે, તેનાથી જ સાંજની પણ આરતિ કરીશ. નવી આરતિ રાખી મૂક. કાલ નવે દિવસે નવી આરતિથી સૂર્યદેવની પૂજા થશે." તે દિવસે બરાબર બે પહોર દિવસ ચડયે, પ્રકાશથી આખું જગત તેજોમય થઇ ગયું હતું તે સમયે, વિધવા, અપવિત્ર, અભાગણી સુભગાને (પોતાના અવસાન પછી એ નિરાધારનું રક્ષણ શું, એ વિચાર કરીને) બ્રાહ્મણે સૂર્યમંત્રની દીક્ષા દીધી. એ મંત્રના પ્રભાવે સૂર્યદેવ પ્રત્યક્ષ થઇને ભક્તને દર્શન આપે. એ મંત્ર જીવનમાં એકથી વધારે વાર કોઇપણ ઉચ્ચારે તો જ્યારે ઉચ્ચારે ત્યારે ઉચ્ચારનારનું નક્કી મરણ થાય. તે પછી સંધ્યાકાળે, સંધ્યાના અંધકારમાં આરતિને અંતે, બુઝાઈ જતા દીવાની પેઠે બ્રાહ્મણનો જીવનપ્રદીપ ધીરે ધીરે બુઝાઇ ગયો. સૂર્યદેવ સમસ્ત પૃથ્વીને અંધકારમાં મૂકી અસ્ત થયા. સુભગા એકલી પડી.

પહેલાં થોડા દિવસ વૃદ્ધને માટે કલ્પાંતમાં કાઢયા પછી સુભગાના કેટલાક દિવસ પોતાને હાથે ચોતરફનું જંગલ સાફસૂફ કરી ત્યાં ફળફૂલનાં ઝાડ રોપવામાં નીકળી ગયા. વળી કેટલાક દિવસ મંદિરના પથ્થરની દીવાલ, દરસબંધી વગેરે સાફ કરી તેની ઉપર વેલ,

પાંદડાં, ફૂલ, પંખી, હાથી, ઘોડા, પુરાણુ ઇતિહાસનાં ચિત્રો આલે-ખવામાં ગયા. આખરે સુભગાને કાંઇ કામ કરવાનું બાકી રહ્યું નહીં, એટલે ફૂલ ફળના બાગમાં તે આમતેમ ફરવા માંડી. ક્રમે કરીને એ નવીન બાગમાં થોડાં ફળ પાકવા લાગ્યાં; થોડાં ફૂલો ઉઘડવા માંડયાં; અને થોડાં થોડાં પંખીઓ અને થોડાં ઘણાં બાળકો પણ આવવા લાગ્યાં. પતંગિયું માત્ર એક બે ફૂલનું મધ ચુસીને સન્તુષ્ટ થતું, અને છોકરાંનાં ટોળાં ફૂલ તોડી, ફળ પાડી, ડાળ ભાંગી, બધું વેરણછેરણ કરી મૂકતાં. સુભગા તો કોઇને કાંઈ કહેતી નહીં; માત્ર હસીને જ બધું તોફાન સહન કરતી. ઝાડની નીચે હરિયાળા ઘાસ ઉપર જુદા જુદા રંગનાં વસ્ત્રવાળાં છોકરા છોકરીઓ રમત રમતાં. એ બધું જોતાં જોતાં સુભગાનો આખો દિવસ વીતી જતો.

ક્રમે કરીને વર્ષાઋતુ આવી. ચોતરફ કાળાં વાદળાંઓની ઘટા, વિજળીના ચમકારા અને ગડગડાટ થવા લાગ્યા. એ વખતે એક દિવસ પવનનું જોસભેર તોફાન સુભગાના નવીન બાગના ફૂલને વિખેરી, પાનને ખંખેરી, તેના હોંશથી ગોઠવેલા માંડવાને વેરણછેરણ કરીને ચાલ્યું ગયું. પંખીનું ટોળું પવનના સપાટાથી ઉડી ગયું. છોકરાંનાં ટોળાં પણ કોણ જાણે કયાંય ગૂમ થઇ ગયાં. તે વખતે આવણની ધારામાં સુભગા એકલી બેઠી બેઠી, માબાપની યાદ અને લગ્નની રાતની, સુન્દર વરના હસતા મ્હોડાની વાત મનમાં લાવી લાવી રોવા લાગી. તે વિચા-રવા લાગી: "હાય ! આ નિર્જન, સાથીહીન પરદેશમાં કેવી રીતે આખું જીવન એકલું વીતાવીશ ?" હરણીની આંખો પેઠે સુભગાની બંને કાળી આંખો આંસુથી ભરાઈ રહી. તેણે જોયું તો પૂર્વમાં અંધ-કાર, પશ્ચિમમાં અંધકાર, ઉત્તરે, દક્ષિણે, ચોતરફ અંધકાર. તેને લાગ્યું કે એક દિવસ આવા અંધકારમાં જ તેણે આ મંદિરમાં આશરો લીધો હતો. આજ પણ તે જ દિવસના જેવો અંધકાર હતો. એ જ નિઃશબ્દ પ્રચંડ સૂર્યમન્દિર. પરન્તુ હાય, કયાં છે તે વૃદ્ધ બ્રાહ્મણ ! જેણે તે દિવસે આ અનાથ હતભાગી સુભગાને આશરો આપ્યો હતો !

સુભગાની કાળી આંખમાંથી આંસૂનાં બે ટીપાં વરસાદનાં ટીપાંની માફક અંધકારમાં નીચે પડયાં.

મન્દિરનાં બધાં બારણાં બંધ કરી સુભગાએ દીવો સળગાવી દેવની આરતિ કરી. તે પછી મનમાં કોણ જાણે શું યે થવાથી સુભગા સૂર્યમૂર્તિની સામે ધ્યાન ધરીને બેઠી. ક્રમે ક્રમે તેની બંને આંખ સ્થિર થઇ ગઇ. ચોતરફથી તોફાનનો સુસવાટ, વાદળાંનો ગડગડાટ, જાણે દૂર–અતિ દૂર–ચાલ્યો ગયો. સુભગાના મનમાં હવે શોક રહ્યો નથી, કાંઇ દુઃખ પણ રહ્યું નથી. તેના મનનો અંધકાર જાણે સૂર્યના તેજથી છિન્નભિન્ન થઇ ગયો છે. સુભગાએ ધીરે ધીરે, બ્હીનાં બ્હીનાં, વૃદ્ધ બ્રાહ્મણની પાસેથી શીખેલા સૂર્યમંત્રનું ઉચ્ચારણ કર્યું. તરત જ જાણે સમસ્ત પૃથ્વી જાગી ઉઠી હોય, સુભગા જાણે સાંભળતી હોય, તેમ ચોતરફ પખીનું ગાન, વાંસળીનું તાન અને આનન્દનો કલરવ થઇ રહ્યો. તે પછી મોટા મોટા ગંભીર ગર્જનથી સમસ્ત આકાશ કંપી ઉઠયું; ચોતરફ ઝળાંહળાં થઇ રહ્યું. તે મંદિરની પથ્થરની દીવાલ, લોખંડનો દરવાજો, જાણે આંગથી ગળી પડયાં અને સાત આસમાની ઘોડાની પીઠપર તેજના રથે ચ્હડી કોટિ કોટિ અગ્નિ સમાન જ્યોતિર્મય–પ્રકાશમય–સૂર્યદેવે દર્શન દીધાં. એ પ્રકાશ, એ જ્યોતિ મનુષ્યોની આંખથી સહન થાય નહીં. સુભગા બેઉ હાથે મ્હોં ઢાંકી દઇને બોલીઃ "હે દેવ! રક્ષા કરો, ક્ષમા કરો. સમસ્ત પૃથ્વીનો પ્રલય થશે." સૂર્યદેવ બોલ્યાઃ "બ્હીશ નહીં, વત્સે; વર માગ." આટલું બોલતાંમાં સૂર્યદેવનો પ્રકાશ ક્રમશઃ ક્ષીણ થઇ ગયો, માત્ર એક રંગીત કિરણ સધવાના સેંથાના સિન્દુર પેઠે સુભગાની સેંથી પ્રકાશિત કરી રહ્યું.

સુભગાએ કહ્યુંઃ "પ્રભુ, હું પતિપુત્ર વિનાની છું, વિધવા છું, અનાથ છું. મને બહુ એકલું લાગે છે. મને એવું વરદાન આપો કે જેથી મારે આ પૃથ્વીમાં રહેવું ન પડે; બધી જંજાળમાંથી છૂટી જઇ આજે જ તમારા ચરણ–તળમાં મારૂં મરણ થાય."

સૂર્યદેવે કહ્યુંઃ "વત્સે! દેવતાના વરદાનથી મૃત્યુ થાય નહીં, દેવતાના શાપથી મૃત્યુ થાય. તું વરદાન માગ."



ાજીમહમ્મદ–
મારક–ગ્રંથ

સુભગા બેઉ હાથે મ્હો ઢાકી દઇ બોલી

ચિત્રકાર
રવિશંકર રાવળ

સુભગા સૂર્યદેવને પ્રણામ કરી બોલી: "પ્રભુ! જો વરદાન આપો તો મને એક પુત્ર અને એક પુત્રી આપો. હું તેમને ઉછેરી મોટાં કરીશ. પુત્ર તમારા જેવો તેજસ્વી. પુત્રી-ચંદ્રની કળા જેવી સુન્દરી. ... ..."

સૂર્યદેવ "તથાસ્તુ" કહીને અંતર્ધાન થયા. ધીરે ધીરે સુભગાની આંખ મીચાઇ ગઇ. તે પત્થરપર પડી રહીને સૂઈ ગઇ. ચોતરફ ઝરમર ઝરમર વરસાદ પડવા માંડ્યો. એ વખતે સવાર પડવા આવ્યું હતું. સુભગા ઉંઘમાં સાંભળવા લાગી કે તેના ભાગેલા માંડવા પર બે સુન્દર પંખી સુન્દર ગાન કરી રહ્યાં હતા. ધીમે ધીમે સવારનો મોનેરી પ્રકાશ તેની આંખપર પડ્યો. તે ઝટપટ બેઠી થઇ; ત્યાં તેનું વસ્ત્ર ખેંચાતું લાગ્યું. જોયું તો બે કોમળ બાળક પોતાના ખોળા પાસે સૂતાં છે. સૂર્યદેવનું વરદાન ફળ્યું. સુભગાએ દેવના જેવાં બે સુન્દર સન્તાન પોતાના ખોળામા લીધાં. બધા માણસોની આંખથી અણદીઠ, નિર્જન મન્દિરમા જન્મ થયો, એટલે સુભગાએ બન્નેનાં નામ ગાયેબ અને ગાયેબી રાખ્યાં.

સુભગા, ગાયેબ અને ગાયેબીને લઇને મન્દિરની બહાર આવી ત્યારે પૂર્વમા સૂર્યનો ઉદય થતો હતો અને પશ્ચિમમાં ચંદ્ર અસ્ત પોતાનો હતો. સુભગાએ જોયું તો ગાયેબના મુખ પરનું તેજ ક્રમે કરી વધવા લાગ્યું અને ગાયેબીના કાળા વાળમા ચંદ્રનો પ્રકાશ ધીરે ધીરે ઝાંખો થઇ ગયો. તે મનમાં સમજી કે ગાયેબી આ જગતમા લાંબો કાળ જીવશે નહીં.

ગાયેબ ધીમે ધીમે મોટો થયો અને નીશાળમા ભણવા માંડ્યો, તથા ગાયેબીએ પોતાની મા પાસે મન્દિરનું કામકાજ શીખવા માંડ્યું. ગાયેબ જેવો મસ્તાન અને તોફાની હતો, તેવી જ ગાયેબી ડાહી અને શાન્ત હતી. ગાયેબીની પાસે કેટલી યે નાની છોકરીઓ હોંશે હોંશે રમવા આવતી; ત્યારે ગાયેબના તોફાનથી નીશાળના બધા છોકરાઓ હેરાન હેરાન થઇ જતા. આખરે તેઓ

બધાએ એકઠા મળીને સલાહ કરી કે ગાયેબ આપણા કરતાં લખવામાં, વાંચવામાં અને અંગબળમાં, બધી રીતે મોટો છે, માટે આપણે બધા મળી ગાયેબને રાજા કરીએ અને આપણે તેની પ્રજા થઇએ. તેમ થશે એટલે પછી ગાયેબ આપણા પર જુલમ કરી શકશે નહીં. એમ વિચારી બધા એકઠા મળી ગાયેબને 'રાજા રાજા' કહી કાંધ પર ચડાવી નાચવા લાગ્યા. ગાયેબ આનંદમાં હસતો હસતો એ બધા નાના છોકરાની કાંધ પર બેઠો હતો, એવે એક ઘણો નાનો છોકરો બોલી ઉઠયોઃ "હું રાજાનો પૂજારી, મંત્ર બોલી રાજાને તિલક કરૂં." એટલે છોકરાંનાં ટોળાંએ એક માટીના ઢગલા પર ગાયેબને બેસાડી દીધો. ગાયેબ ખરેખર રાજાની જ પેઠે તે માટીના સિંહાસનપર બેઠો. પેલા નાના છોકરાએ તેના કપાલપર તિલક કરી કહ્યું: "ગાયેબ, તારૂં.નામ હું જાણું છું, પણ તારી માનું નામ શું? બાપનું નામ શું?"

ગાયબે કહ્યું: "મારૂં નામ ગાયેબ, મારી બેનનું નામ ગાયેબી, માનું નામ સુભગા, મારા બાપનું નામ——શું?"

ગાયેબ જાણતો ન હતો કે તે સૂર્યદેવનો વરપુત્ર છે. તે પોતાના બાપનું નામ બોલી શક્યો નહિ અને લાજનો માર્યો મ્હોં નીચું કરી રહ્યો. ચેતરફ છોકરાંનાં ટોળાં હો હો કરી તાળીઓ પાડવા લાગ્યાં. શરમથી ગાયેબનું મ્હો લાલચોળ થઇ ગયું. એક લાતથી તે માટીનું સિંહાસન ચૂર્ણ કરી, લાત મુક્કીથી છોકરાઓને આમતેમ ફેંકી ગુસ્સાથી ધ્રૂજતો ધ્રૂજતો ગાયેબ એકદમ દેવમંદિરમાં આવીને ઉભો રહ્યો.

સુભગા ગાયેબીના હાથમાં એક નાનો પિત્તળનો દીવો આપીને સૂર્યદેવની આરતિ કેમ ઉતારવી, તે શિખવતી હતી. એ વખતે ઝપાટાબંધ ગાયેબે દાખલ થઈ પિત્તળનો દીવો ઝૂંટવી લઇ, જોરથી દૂર ફેંકી દીધો. હાળાની દીવી પત્થરની દીવાલ સાથે જોરથી અથડાઇ અને તેના ભાંગીને ટુકડે ટુકડા થઈ ગયા. તેની સાથે સૂર્યદેવની મૂર્તિનો એક ટુકડો તે દીવાલ પરથી ખસી પડયો. સુભગા બોલી ઉઠીઃ

"અરે ગાડા ! આ શુ કર્યું ? સૂર્યદેવની મંગલ આગતિ ભાગી નાખીને દેવનું અપમાન કર્યું ?"

ગાયેબે કહ્યું: "હું દેવતાને ઓળખતો નથી; સૂર્યને ઓળખતો નથી. બોલ હું કોનો દીકરો ? નહીં બોલ તો હું તારી સૂર્યમૂર્તિને જળના કુંડમા ડુબાવી દઈશ."

જોકે એ અતિ ભારે મૂર્તિ ભીમ આવે તો પણ ઉપડે નહીં તેવી હતી, છતા સુભગાને ગાયેબનો ક્રોધપૂર્ણ વીરદેહ જોઈને એમ થયુ કે એ કોણ જાણે શુ યે કરશે ? તેણે એકદમ ગાયેબના બંને હાથ પકડીને કહ્યુ "બેટા, શાન્ત થા; સ્થિર થા. હવે સૂર્યદેવનું અપમાન કરીશ નહીં. તારે પિતાના નામનું શુ કામ છે ? હું તારી મા છું છુ, ગાયેબી તારી બેન છે; પછી તારે શાની ખોટ છે ?"

ગાયેબ રડતા રડતા બોલ્યો: "ત્યારે હું શુ નીચ, નિંદવા યોગ્ય, અપવિત્ર, ભીખારીથી પણ અધમ છુ ?"

આ વાત સુભગાને છાતીમા તીર પેઠે વાગી. તે બંને હાથે મ્હો ઢાંકીને બેસી ગઇ અને મનમા વિચારવા લાગી: "હાય ભગવાન ! શુ કર્યું ? આ છોકરાને શી રીતે સમજાવુ ? શી શિખામણ આપુ ? ગાયેબ ગાયેબી નીચ નથી, અપવિત્ર નથી, સૂર્યના સન્તાન છે, બધાથી પવિત્ર છે, એ વાત કોણ માનશે ?" સુભગાને મંત્રની વાત યાદ આવી, પણ જ્યારે સાભર્યું કે બીજી વાર મંત્ર ઉચ્ચારવાથી નક્કી મૃત્યુ થશે, આ નાની ઉમરે ગાયેબ ગાયેબીને એકલા મૂકીને આ પૃથ્વીમાથી હમેશ માટે વિદાય લેવી પડશે, ત્યારે તેનુ માતૃહૃદય કકળી ઉઠ્યુ.

સુભગા બોલી "બાપુ, એ વાત જવા દે, ધીરજ ધર; ચાલો, આપણે બીજે દેશ ચાલ્યા જઈએ સૂર્યદેવને જ નાગ પિતા જાણ."

ગાયેબે માથુ હલાવ્યુ કે બરોબર પટતો નથી

પછી સુભગાએ કહ્યુ "ત્યારે મન્દિરના બધા દરવાજા બંધ કર. હમણા જ તારા પિતાને જોવા પામીશ. પરન્તુ હાય, મને તું ફરી જોઇ શકીશ નહીં."

સુભગાની બંને આંખો આંસુથી ભરાઇ ગઇ. ગાયેબી બોલીઃ "ભાઇ, માને શું કામ દુઃખ દે છે?"

ગાયેબે જવાબ ન આપતાં મન્દિરનાં બધાં બારણાં બંધ કર્યાં. સુભગા બંને બાળકોના હાથ પકડી સૂર્યમૂર્તિની સામે જઇને ધ્યાનમાં બેઠી. આ જ મન્દિરમાં સુભગા એકલીએ એક દિવસ મૃત્યુની ઇચ્છા કરીને જે મંત્ર વિના ભયે ઉચ્ચાર્યો હતો, તે જ જીવલેણ થઇ પડનાર મંત્રનું ઉચ્ચારણ કરતાં આજ તેના માતૃહૃદયમાં કેટલો ભય–કેટલું દુઃખ–થતું હતું!

મંત્ર ઉચ્ચારતાંની સાથે સમસ્ત મન્દિર જાણે લોહીના પ્રવાહથી ડૂબાડી દઇને પ્રચંડ મૂર્તિમાં સૂર્યદેવે દર્શન દીધાં.

સુભગા બોલીઃ "ગાયેબ ગાયેબી કોનાં સન્તાન?"

સૂર્યદેવ કાંઇ પણ બોલ્યા નહિ. જોતજોતામાં સૂર્યના પ્રચંડ તેજમાં ભિખારિણી સુભગાનું શરીર બળીને ખાખ થઈ ગયું.

ગાયેબી રડી ઉઠીઃ "મા! મા!" ગાયેબે પૂછ્યુંઃ "મા ક્યાં છે?"

સૂર્યદેવે કાંઇ જવાબ આપ્યો નહિ; કેવળ પત્થર ઉપર રાખનો ઢગલો દેખાડી દીધો. ગાયેબ સમજ્યો કે મા હવે નથી. ગુસ્સા અને દુઃખથી તેની આંખમાથી અગ્નિ વરસવા લાગ્યો. મન્દિરના ખૂણામાથી સૂર્યમૂર્તિ કોતરેલો પત્થર ગાયેબે ઉચકીને સૂર્યદેવને જોરથી માર્યો. યમ રાજાના પાડાના માથા જેવો તે કાળો પત્થર સૂર્યદેવના મુકુટને લાગી બળતા કોયલાની પેઠે એક જગ્યાએ જઇ પડ્યો. સાથે સાથે ગાયેબ મૂર્છિત થઈ પડી ગયો.

ઘણી વાર પછી ગાયેબ જ્યારે જાગીને ઉઠ્યો ત્યારે તેણે જોયું તો સૂર્યદેવ અંતર્ધાન થયા હતા અને તેના માથાની પાસે ફક્ત ગાયેબી બેઠી હતી. તેણે પૂછ્યુંઃ "સૂર્યદેવ ક્યાં?"

ગાયેબીએ તે કાળો પત્થર દેખાડીને કહ્યુંઃ "આ લે ભાઇ, આદિત્યશીલા. આ પત્થર તું જેના પર ફેંકીશ તેનું નક્કી મોત થશે. સૂર્યદેવ આટલુ તને આપી ગયા છે, અને કહ્યું છે કે તું તેનો જ

પુત્ર છે. આજથી તારૂં નામ પડ્યું શીલાદિત્ય. તારો વંશ સૂર્ય-વંશના નામથી પૃથ્વીપર રાજ્ય કરશે. અને તું સ્મરણ કરીશ. કે તરત જ આ સૂર્યકુંડમાંથી સાત ઘોડાનો સૂર્યનો રથ તારે માટે બહાર નીકળશે. રથનું નામ સપ્તાશ્વરથ. જા ભાઇ, સપ્તાશ્વરથમાં બેસી, આદિત્યશીલા હાથમા લઈ પૃથ્વી જીતી આવ."

ગાયેએ કહ્યું: "અને તને ક્યાં રાખી જાઉં ?"

ગાયેબીએ કહ્યું: "ભાઇ, મને આ મંદિરમાં જ રાખી જા. હું બાગનાં ફળ અને કુંડના પાણી પર જીવન વીતાવીશ. તું જ્યારે રાજા થા ત્યારે મને અહીં આવીને રાજમહેલમાં લઇ જજે."

ગાયેએ ઘણા જ ઉત્સાહથી મન્દિર બંધ કરી, અંદર ગાયેબીને રાખીને સાત ઘોડાના રથપર ચડી પૃથ્વીનો વિજય કરવા નીકળ્યો. અને ગાયેબી તે રાખના ઢગલાને સૂર્યકુંડમાં પધરાવી "ઓ, મા ! ઓ ભાઇ !" કહી પત્થર પર પછડાઇ પડી.

તે ગંભીર રાતે જ્યારે આકાશમાં તારા ન હતા, પૃથ્વીપર પ્રકાશ ન હતો, તે વખતે ઓચિંતું સૂર્યમન્દિર ઝણઝણ અવાજથી કંપી ઉઠ્યું. તે પછી એંશી મણ કાળા પત્થરની પ્રચંડ સૂર્યમૂર્તિને તથા માખણની પુતળી જેવી સુંદરી ગાયેબીને લઇને અર્ધું સૂર્યમન્દિર જમીનની નીચે સરી જવા લાગ્યું. ગાયેબીએ નાસી જવા માટે જીવતોડ મહેનત કરી, પણ નિષ્ફળ ગઇ. દીવાલ પકડીને ઉઠવાનો પ્રયત્ન કર્યો, પણ પત્થરની દીવાલ પર પગ રહી શક્યો નહિ. આખરે "ભાઈ રે !" બોલી ગાયેબી બેભાન થઈ ગઈ. બધે અંધકાર છાઈ રહ્યો.

\+ \+ \+ \+ \+

કેટલા દિવસ વીતી ગયા. ગાયેએ પોતાના સાત ઘોડાના રથ પર સવાર થઈ, દેશપરદેશમાં ફરી, સૈન્ય એકઠું કરી, રાજ્ય ઉપર રાજ્ય જીતી લઈ, છેવટ વલભીપૂરના રાજાને સામસામા યુદ્ધમાં આદિત્યશીલાની સહાયથી હરાવી, શીલાદિત્ય નામ ધારણ કરી, રાજ સિંહાસન પર બેસી, પાકશાળાના સાથીમાના કોઇને મંત્રી,

તો કોઇને સેનાપતિ બનાવી, જેટલા જૂના નોકરો હતા તે બધાને હાંકી કાઢયા. પછી મોટી ધામધૂમથી શીલાદિત્ય ચંદ્રાવતી નગરની રાજકન્યા પુષ્પાવતીને પરણી, આગ્રમના શયનમંદિરમા વિશ્રામ કરવા ગયો.

\+ + + + +

રાત્રિ ગંભીર બની છે. ક્યાંયથી પણ અવાજ સરખો આવતો નથી. ચમ્મર ઢાળનારી હાથમા ચમ્મર રાખીને એક બાજૂ ઢળી પડી છે. માથાની પાસે સોનાનો દીવો ઝાંખો ઝાંખો બળી રહ્યો છે. એવામા શીલાદિત્યે પોતાની બેન ગાયેબીનું બાળ મ્હો સ્વપ્નમા દીઠું. તેને લાગ્યુ કે ઘણે ઘણે દૂરથી તે મુખ તેના તરફ જોઈ રહ્યું છે. અને સૂર્યમંદિરની દિશામાથી કોઈ તેને હાક મારી રહ્યુ છેઃ "ભાઈ રે ! ભાઇ રે ! ભાઇ રે !"

શીલાદિત્ય ચીસ પાડી જાગી ઉઠયો. તે વખતે સવાર પડવા આવ્યુ હતું. તરત જ રથપર ચડી, લશ્કર સહિત તે સૂર્યમન્દિર પાસે આવી પહોચ્યો. જોયુ તો ભીમના બખ્તર શા મંદિરના બંને બારણા બંધ હતા. કેટલાય કાળના વેલ પાદડાએ મંદિરના બારણાને જાણે લોખંડની સાંકળે બાંધી દીધા હતા! શીલાદિત્યે પોતાને હાથે ડાળ-પાંદડા ખસેડી મંદિરના બારણા ઉઘાડી નાખ્યા. દિવસનો પ્રકાશ પડવાથી ચામાચીડિયા ફડફડાટ કરી ઉઘાડા બારણામાથી ઉડી ગયા. શીલાદિત્ય મંદિરમા દાખલ થયો.

ધ્યાનથી જોતા તેને જણાયુ કે જે સ્થળે સૂર્યદેવની મૂર્તિ હતી ત્યા એક મોટા કાળા પડદાથી જાણે બધું ઢંકાઈ ગયુ હોય તેમ લાગતું હતું. શીલાદિત્યે બૂમ મારીઃ " ગાયેબી ! ગાયેબી! ક્યાં છે ગાયેબી ?" અંધકારમાથી જવાબ આવ્યોઃ "હાય ગાયેબી ! ક્યાં છે ગાયેબી ?" શીલાદિત્યે મશાલ લાવવાનો હુકમ કર્યો. મશાલના પ્રકાશમા શીલાદિત્યે જોયુ તો ઉત્તર દિશા તદન ખાલી થઇ જઇને મન્દિરનો અર્ધ ભાગ સૂર્યની મૂર્તિ સાથે પાતાળમા પેસી ગયો છે ! કેવળ કાળા પથરના સાત ઘોડાના માથા, વાસુકીની ફેણની પેઠે





સૂર્યમંદિરને દ્વારે શીલાદિત્ય

ચિત્રકારઃ શ્રી. અવ-
નીન્દ્રનાથ ઠાકુર

જમીનપર પડી રહ્યા છે. જે ઓરડામાં ગાયેબીની સાથે શીલાદિત્ય રમતો હતો, જે ઓરડામાં આખો દિવસ રમી રહ્યા પછી બંને ભાઈ-બ્હેન ગુર્જર દેશની વાતો સાંભળતાં સાંભળતાં માના મીઠા ખોળામાં ઊંઘી જતાં હતાં, જે ઘરમાં દેવદારના ઝાડના જેવી પિત્તળની આરતિ હતી, તે બધાંનું હવે નામનિશાન રહ્યું નથી!

શીલાદિત્યે તે પ્રચંડ ખાડાના મુખ આગળ ઉભા રહીને હાંક મારીઃ "ગાયેબી! ગાયેબી!" તેનો કરુણ સૂર તે અંધારી ગુફામાં આમતેમ ફરી અત્યંત દૂર પાતાળમાં ચાલ્યો ગયો. નિશ્વાસ મૂકી શીલાદિત્ય રાજમહેલમાં પાછો ફર્યો.

તે દિવસે રાજાની આજ્ઞાથી તે સૂર્યમન્દિરને ચારે પાસથી સોનાથી મઢી લેવામાં આવ્યું. શીલાદિત્યે તે મંદિરમા બીજી મૂર્તિની પ્રતિષ્ટા કરી નહીં ને અંધારા ખાડામા સૂર્યના ઘોડા જેમ અરધા દેખાતા હતા તેમ જ રહેવા દીધા.

તે પછી શીલાદિત્યે પહાડોમાથી આરસ મંગાવી સૂર્યકુંડને ચારે બાજૂથી સુંદરરીતે બંધાવ્યો. જ્યારે કોઈ યુદ્ધનો પ્રસંગ આવતો ત્યારે તે સૂર્યકુંડને તીરે આવતો અને સૂર્યની ઉપાસના કરતો. તરત જ તેને માટે પાણીમાથી સાત ઘોડાનો રથ નીકળતો. શીલાદિત્ય જ્યારે તે રથપર ચઢીને લડાઇ કરતો ત્યારે તે લડાઈમા એ જય જ મેળવતો.

આખરે એક વિશ્વાસઘાતક મંત્રી કે જેનાપર તે બધા કરતા વધારે વિશ્વાસ રાખતો, જેનાપર બધાથી વધારે સ્નેહ રાખતો, તેણે જ તેનું સત્યાનાશ વાળ્યું. એ મંત્રી સિવાય દુનિયામાં કોઈ જાણતું નહીં કે સૂર્યકુંડમાંથી શીલાદિત્યને માટે સપ્તાશ્વરથ આવે છે.

સિન્ધુની પેલી પાર શ્યામનગરથી પારદ નામની એક જંગલી જાતિના યવન લશ્કરે વલ્લભીપૂરપર ચડાઇ કરી. તે વિશ્વાસઘાતક મંત્રીએ તુચ્છ પૈસાની ખાતર દુશ્મનની સાથે મળી જઈ, ગાયના લોહીથી તે કુંડને અપવિત્ર કર્યો.

લડાઈને દિવસે શીલાદિત્ય સૂર્યકુંડ ઉપર સૂર્યની ઉપાસના કરવા લાગ્યો. પણ આગળની માફક પાણીમાંથી દેવરથ બહાર આવ્યો નહીં. શીલાદિત્યે સાત ઘોડાનાં સાતે નામ દઈને વારંવાર હાંક મારી પરન્તુ હાય, કુંડનું પાણી જેમનું તેમ જ રહ્યું!

શીલાદિત્ય રાજરથ પર ચડી શત્રુની સામે થયો, પરન્તુ તે યુદ્ધમાં તેનો પ્રાણ ગયો. આખા દિવસના યુદ્ધને અંતે સૂર્યદેવની સાથે સૂર્યદેવનો વરપુત્ર શીલાદિત્ય પણ અસ્ત પામ્યો.

પરધર્મી શત્રુ સૂર્યનું મંદિર ભાંગી વલભીપુરનો નાશ કરી ચાલ્યો ગયો.+

ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ

+ બંગાળી ઉ[illegible]



26 10/20

હાજીમહમ્મદ–
સ્મારક ગ્રંથ

બંગાળના કલાપ્રણેતા
શ્રી૰ અવનીન્દ્રનાથ ઠાકુર

ચિત્રકાર
રવિશંકર રાવળ

A 7666–Lakshmi Art Bombay 8

# ક્ષીણ થતા ચન્દ્રને

હરિણી

અનિમિષ રહી કાન્તિ જોતાં અતૃપ્ત જનો રહ્યા,
યુગલ રસવિલાસી કેરા વિચાર થીજી ગયો;
જન જગતની ઊંડી આશા ફળી ન ફળી થતી,
અરર ! તુજ આ ત્યાં તો ક્યાંથી દશા અવળી ફરી !

ઉદધિ ઉછળી પ્રેમે ઝીલે સુધા તુજ વર્ષતાં,
નિજ ઉદરમાં પોષે પ્રીતે સુરત્ન અમોલડાં,
જન દિલ ભર્યાં પીયુષે, તૂં વનૌષધિ ખીલવે,
ઉદય સમયે પાસા સૌના પડે સવળા બધે.

તિમિર વશ તેં કીધું તે તને ગ્રસવા મથે,
હરખી હરખી જોતા'તા તે જનો ન તને જુએ,
કુમુદ વિકસે ના, બીડેલું રહ્યું પડી તૂં છતે,
પ્રતિકૂલ થયો વિધાતા જ્યાં, થતું અવળું બધે.

ઝૂકી ઝૂકી રહ્યાં વૃક્ષો, સુકાં કહે ક્યમ થઈ રહે ?
જીવનરસની વ્હેતી ધારા કહુ દુઃખ કોણ હરે ?
દિનકર તપે ત્હોયે નિસ્તેજ સાંજ પડયે થતો,
સુખ દુઃખ તણી તુલા નિત્યે વિધિ સમ રાખતો.

ધીરજ ધર તૂં બાપુ ! તારા જશે અવળા દિનો,
જન સહી શકે તેવાં દુઃખો વિધિ વરસાવતો;
પુનરપિ વળી ખીલી રે'શે મનોહર બિંબ એ,
દુઃખસ્મરણમાં સ્હેજે રે'તાં સુખો મીઠડાં બને.

રતિપતિરામ ઉ. પંડ્યા

# મારો વિશ્રામ

મારા પ્રભુ! હું અપંગ તારી કૃપાથી જ મારી જાતને ધન્ય માનું છુ. મારા નાથ! તારી અનહદ સ્નેહોર્મિ સિવાય અત્યારે બીજું કંઇ દૃષ્ટિગોચર થતું નથી.

મારી અપંગ ગાડીમાં જ્યારે બહાર નીકળું છું ત્યારે રસ્તે ચાલતા લોકો 'ગાડી કોણે અપાવી?' એમ પૂછે છે. અને હું તેઓને બેધડક જવાબ આપું છું કે 'મારા ગજાએ મને આપી.' તેઓ મશ્કરીના સ્વરમા મને પૂછે છે, પણ મારા નાથની ભેટથી હું શું કામ શરમાઉં? આ ભેટની કિંમત તેઓ બિચારા શું આંકી શકે?

જ્યારે હું બહુ થાકી જાઉં છું અને પવનથી ફરફરતા લીમડાની નીચી છાયમા થાક ખાવા ઉભો રહું છું, ત્યારે તેઓ દયા આવતી હોય એવા વચનથી, પણ તીક્ષ્ણ કટાક્ષપાતથી 'અહિં કેમ ઉભા છો?' એમ પૂછે છે. પણ તેઓને શી ખબર કે મારા દરેકદરેક છિદ્રમાથી દરિદ્રતાનો પરસેવો નીકળી જાય છે.

કેટકેટલાણે છોકરાઓ મારી આસપાસ ટોળે વળે છે અને મને પ્રદર્શનમા મૂકેલી કોઇ વસ્તુની પેઠે ટીક્યા કરે છે. અને કેટલાકો તો ચાળા પાડે છે ને ધૂળ ઉડાડે છે. હું હસું છું અને તને સંભારતો સંભારતો કડવી દવા પી જાઉં છું.

તારી આવી જ ઇચ્છા હશે મારા નાથ? હસતું મ્હો રાખી હું મારે ઘેર આવું છું અને મારા કામમાં ગૂંથાઉં છું.

પ્રભુદાસ



# અનુતાપ

કોઇને મ્હોં નથી બતાવતો, તો યે લજ્જા મારો પીછો નથી છોડતી. છૂપાઇને રહું છું, તોપણ મનમાં શાન્તિ નથી. દિનરાત ભૂલી જવાનો યત્ન કરવા છતાં યે સ્મૃતિની ગંભીર રેખા ભૂંસી નથી શકાતી. હૃત્પટલ પર તેનો ઘા બરોબર વાગી ગયો છે. એ પર ધ્યાન પડતાં જ એ ઘા તાજો થાય છે. મનની જ્વાળા શ્વાસની સાથે જ ભભૂકી ઉઠે છે. આંસુની અવિરત ધારા વહી વહીને સૂકાઇ ગઇ, પણ એ જ્વાળાને ન બુઝાવી શકી. શ્વાસની ધમણથી એ તો ઉલટી વધારે ભભૂકી ઉઠે છે. પ્રેમ નાશ પામ્યો છે અને આશાની જડને કીડો કોતરી કોતરીને ખાઈ ગયો છે. લોહી ઠંડું પડી ગયું છે, જીવનનો પત્તો નથી—કોણ જાણે શો ઇરાદો છે! ભવિષ્યની રાત અંધારી ઘોર છે—એમાં એક પણ તારો નજરે નથી પડતો. વર્તમાન અત્યંત ક્ષણિક છે, પણ તેના રોમેરોમમાં વિફળતા છે. મન જાણે સૂકાઇ ગયું છે, અને હું પોતે, જાણે ખોવાઈ ગયોછું.

તે દિવસ પછી જ વિચાર કર્યો હતો—બસ, હવે ચેતી ગયો છું. આજ સુધી ઠગાયોછું; હવે નહિ ઠગાઉં. કામનો ત્યાગ કરી દઇશ–વાસનાને ધક્કો મારી હડસેલી મેલીશ–સ્નેહનું ગળું પીસી નાખીશ–હૃદયને ફાંસો દઇ દઇશ–અને ચૂપચાપ નિશ્ચેષ્ટ ભાવથી મૃત્યુના દિવસની રાહ જોઇશ. આ બધું યે કર્યું,–કામ પણ સજ્યો, વાસનાને પણ ધક્કો મારી હડસેલી મેલી, સ્નેહનું ગળું પણ પીસ્યું ને હૃદયને

પણ ફાંસી દઇ દીધી. પણ ચૂપચાપ નિશ્ચેષ્ટ ભાવથી મૃત્યુના દિવસની રાહ ને જોઈ શકયો—આત્મઘાતની સાથે સ્મૃતિ—પણ મિટાવી દઈ શકતો હોત તો એ બધું યે સરળ થાત. અત્યારે એ સંધળું બનવા છતાં સ્મૃતિ જ વચ્ચે આવીને બધું કામ બગાડી દે છે, તે મારી ઉજ્જડ ને ઠંડી શાન્તિમાં આગ લગાડે છે. હું ચૂપચાપ નિશ્ચેષ્ટ મનથી–મરણના દિવસો પૂરા નથી કરી શકતો.

એ દિવસે મને યાદ છે—સારી પેઠે યાદ છે. તે દિવસે વરસાદ વરસી રહ્યો હતો—પણ મૂશળધાર નહોતો વરસતો; ઝરમર ઝરમર વરસતો હતો. તે દહાડે, હા, તેજ દહાડે, એણે મને જોયો—અથવા મેં એને જોઈ કંઈ યાદ નથી;—કદાચ બન્નેએ અન્યોન્યને જોયાં. તે જોવામાં વિષ હતું, પણ અમોએ તેને અમૃત માન્યું. હા, બન્નેએ અમૃત માન્યું. ભૂલ થઈ ગઈ. અમે તે જ દહાડે મરી ગયાં હતાં, પણ અમે સમજ્યાં કે જીવી ગયાં છીએ. તે ભ્રમમાં અમે જીવન હસ્યાં હતાં ! આહ! મૂર્ખતા !

તે કંઈ પણ બોલી નહિ. ચરમાઈને જતી રહી. મેં મનમાં કહ્યું: "કેવી અપૂર્વ છોકરી અલૌકિક છે !" એ વખતે હું નિર્લજ્જ બનીને તેના તરફ જોઈ રહ્યો. તેણે મારી નિર્લજ્જતા જોઈ નહિ—જરા પછી તેણે પાછું વાળીને જોયું. જે નિરહેતુ મારું ધ્યાન ખેંચે એના તરફ ન દિલું. જતી વખતે મોઢામાં જે હાસ્ય એ વેરી ગઈ હતી તેના પર મેં નજર બિછાવી દીધી.

તે પછી શું થયું'તું ? ઉભા રહો, હું સંભારું છું—હા; તે પછી એક દહાડો એ પાનનું બીડું આપવા આવી હતી. તે બીડું હજી સુધી–હા, હજી સુધી—એ મારી પેટીમાં રાખી મૂક્યું છે. મેં એ ખાધું ન હતું. તે સમયે મેં એને પ્રિય ચિહ્ન સમજીને રાખી મૂક્યું હતું. એ વખતે વિચાર પણ નહોતો કે એ મારું સહધર્મ થશે! કદાચિત્ એ મારું ભવિષ્ય—રત હતું—અથવા ઇતિહાસ હતો! કારણ કે જ્યારે તે હાથમાં આવ્યું હતું ત્યારે તે મધુમધુ ને રેસપૂર્ણ હતું. તેની

સુગન્ધથી મગજ મ્હેકમ્હેક થઇ રહ્યું હતું. પણ જેમજેમ તેનો રસ સૂકાતો ગયો, તેમતેમ મારી અને તેની વચ્ચે સરખાપણું થતું ગયું. આજ તેમા રસ નથી–ગન્ધ નથી; તદ્દન સૂકું પાદડું છે. હું પણ રસ–ગન્ધ વિહોણો સૂકો પાદડો જેવો થઇ ગયો છુ. મારા જીવન અને એ પાનની વચ્ચે આવુ સરખાપણું થશે, તેનો એ વખતે મને આભાસ સરખો યે ન હતો–એને પણ ન હતો.

એના પતિપર હું હમેશા નારાજ રહેતો. તે મારો મૂર્ખ ચિપ-રાસી હતો પણ તે ભોળો, સાચો અને હસમુખો હતો. મારા છણકાને તે હસીને સહન કરી લેતો અને હાથ જોડીને ક્ષમા માગતો. એને લીધે તો એ નભી રહ્યો હતો ! પણ એ દિવસથી તેના દહાડા ફર્યા–તેનો સિતારો તેજ થયો. મારી કૃપાદૃષ્ટિ ઉભરાઇ ચાલી. મે મારી સ્ત્રી દ્વારા સાભળ્યુ કે તે આ ભાગ્યપરિવર્તનનું કારણ પોતાની સ્ત્રીને સમજે છે. વાત ખરી હતી ! હું શરમનો માર્યો, જાણે ધિરતીમા સમાઇ ગયો પણ અસલ વાત તો બીજી હતી. તે તો પાછળથી સૂઝી. એનો તો વિશ્વાસ જ હતો કે "મારી સ્ત્રી ભાગ્યશાળી છે, પરણીને ઘરમા આવતાવેંત જ મારાપર માલિકની કૃપાદૃષ્ટિ થઇ અને પગાર વધ્યો." તે એને લક્ષ્મી કહીને બોલાવવા લાગ્યો હતો. પહેલા મને તેના વિચારપર આશ્ચર્ય થતુ હતુ પણ હવે તેવું કંઇ નથી રહ્યુ.

અને પેલી બુઢ્ઢી ? ઓહ ! તેનુ સ્મરણમાત્ર જેનાશ્વાસ ફેલાવા માડે છે—ઘણો વખત થયા એ મારી પાસે આવતી હતી. કોઇ દહાડો પૈસા માગવા, તો કોઇ દહાડો જૂના–ઉતરેલા–કપડા માગવા. તે મને બહુ જ મીઠા સ્વરથી 'બેટા' કહીને બોલાવતી, પણ મારા હૃદયમા કદિયે તેને માટે માતૃભાવ નથી પ્રગટ્યો. એની સૂરત જ એવી હતી. નાની નાની સાપણ જેવી આખો, સૂકાયેલા, કરચલીવાળા, અપવિત્ર હોઠ અને બિલાડી જેવી ચાલ મને જરા પણ ન ગમતા. હું સદા એનાથી દૂર ભાગતો, એને ફિટકારતો, ગાળો દેતો, પણ તે પોતાની લક્ષ્મી-પતી ન છોડતી. તે દહાડે–તે પછી–તરત જ–તે આવી હતી. એમા



' કંઇ પણ તારતમ્ય ન હતું, પણ—મારી બુદ્ધિ' ચેતનમય બની કે મલિન, એ કંઇ નથી કહી શકતો પણ—મેં તારતમ્ય કહાડી લીધું! તે દહાડે હું તેને જોઇને હસ્યો. એક બેઆનાની બક્ષિશ આપી' તેણે પોતાની લુચ્ચાઇભરી ઝીણી આંખોની ઝાંખ લૂછીને એક વાર બેઆનીની તરફ ને એકવાર મારી તરફ જોયું. મેં એને પાસે



બેસાડી બહુબહુ વાતો કરી. અત્યારે તે યાદ નથી કરી શકતો. પણ તે વાતોનો પડછાયો અંધારામાંના દીવાની પેઠે આજ પણ મારા મનોમન્દિરમાં કાંપી રહ્યો છે. તેના દ્વારા જ બધું થયું. એ છરી વડે જ મેં ઘા કર્યો! તેને જ હાથે મેં એ મદભર્યું રૂપ—યૌવન ખરીદ્યું! ચોરીનો માલ હતો; સસ્તામાં જ મળ્યો. થોડી મિઠાઈ, થોડાં સુગન્ધી તેલ, થોડાં સાધારણ વસ્ત્ર; બસ.

તે દહાડે જ્યારે એણે આત્મસમર્પણ કર્યું, ત્યારે તે મદમાતી હતી, પણ તેની આંખમાં આંસુ હતાં. તે પાપથી ડરી રહી હતી,–થર થર કાંપતી હતી. પ્રલોભન બહુ ભારે હતું. તે જીતી ન શકી; હારી ગઇ. તેના હેતમાં ગ્લાનિ બળેલી હતી, હર્ષમાં ભય હતો, રસમાં વિષ હતું. કાળજું ફફડતું હતું અને શરીર કાંપતું હતું. મેં તેની પરવા ન કરી. મારી તરફ તરફડી રહી હતી. રસ નક્કી જ હતો. મેં એને ભૂલાવી દેવાને બહુ યે વાતો કરી'તી;—એ બધી યે જૂઠી

હતી. પણ તેણે તો તે વાતોપર વિશ્વાસ કર્યો હતો. છેવટે તે એક ક્ષણભર હસી પણ હતી !

પણ હું એને ખડખડાટ ન હસાવી શકયો. અહીં મારૂં ધ્યાન ન હતુ. પ્રથમ જ હું મત્ત થઇ ગયો. તે નોતરેલા બ્રાહ્મણની પેઠે મારા પ્રેમ અને અધિકારની પ્રતીક્ષા કરતી બેસી રહી. તે મને ખરા જિગરથી ચાહતી હતી—આ વાત એ વખતે પણ હું જાણતો હતો—પણ એ વખતે તે વાતનું મૂલ્ય હૃદયે નહોતું કર્યું.

તે દહાડે તેરશ હતી. બરોબર યાદ છે—ફાસીની તારીખની પેઠે યાદ છે. પણ ફાસીની તારીખ ભવિષ્યની હોય છે—આ ભૂતની હતી. આશરે નવ વાગ્યા હશે. મન્દ વાયુ વહી રહ્યો હતો. રાત દૂધમાં નાહી રહી હતી. આકાશ હસી રહ્યું હતું. મેં મોકલેલા ફૂલના ગજરા પહેરીને તે આવી. ચાંદનીએ તેનુ મ્હો વધુ ઉજ્જ્વલ બનાવી દીધું હતું. હું તેના તરફ જોઈ રહ્યો હતો, અને તે ભયની મારી ચારે તરફ જોઇ રહી હતી. એનો સ્વામી એ વખતે પણ મારો નોકર હતો.



એ વખતે હું પ્રેમનો કંગાલ ન હતો. મારા ઘરમા પ્રેમસરોવર લહરીઓ મારી ઉછળી રહ્યુ હતું. આ તો પ્રેમ નહોતો, પાપ હતું. તે વખતે મેં પાપની પરવા ન કરી. મે તે જોયુ ન જોયુ કર્યું. એ વખતે એને જોયા વિના કળ નહોતી વળતી; આ જ એનો વિચાર આવતા કાપી ઉઠું છુ.

જ્યારે એ ગરમાગરમ થાળ મારા ભોગમાં હતો ત્યારે એક દહાડો—એ વખતે એનો પતિ મારો નોકર જ હતો—મેં તેના પતિને કંઈક કહ્યું હતું. એણે શું કહ્યું હતું તે બરાબર યાદ નથી, પણ એની ભાષા ગામડી અને અલંકારશૂન્ય હતી; તોપણ તેમા ઉત્કટ

સ્ત્રીવ્રત અને સ્ત્રીપ્રેમ જણાઈ આવતો હતો. મને એટલું યાદ છે કે પોતાની સ્ત્રીના સંબંધમાં બોલતાં બોલતાં એની આંખમાં હર્ષને લીધે આંસુ આવી ગયાં હતાં. મને આ વાતના પ્રારંભમાં જે સુખ મળ્યું તે તત્ક્ષણ જ વિલીન થઈ ગયું. તે દહાડે મેં મારી જાતને તુચ્છ ગણી—તે જ દિવસે મનમાં અનુતાપનું બીજ ઉગ્યું. અને તે પછી તે પછી જ એણે મને ઓળખ્યો. પહેલાં એણે મૂંગો ગુસ્સો કર્યો, પછી મારી અવજ્ઞા કરી, ત્યાર પછી ગુસ્તાખી કરી, અને અંતે તે સામો થયો. નિદાન મેં મારી ક્ષમતાથી કામ લીધું—મેં એને જોડે મરાવીને કઢાવી મૂક્યો. હાય!!!

હવે માર્ગમાં એક પણ કંટક ન હતો. શોક્યજન્ય પણ નહોતી આપ ફરી ચૂકી હતી. હું અને હાથે ખાવા લાગ્યો. પણ બધું યે ન ખવાયું. ઘણું હતું. જેટલું પેટમાં સમાયું તેટલું ખાધું. અને બાકીનું? જેમ બાળકને જરૂર કરતાં વધારે ખાવાનું મળે અને પેટ ભરાઈ રહ્યા પછી જેમ તે અહીંતહીં વેરી દે છે, તેમ મેં ૨૫-એ યૌવનમેં વેરી દીધું—વેડફી નાખ્યું.

ઘરમાં રાખવાની તો જગ્યા નહોતી. તે થોડો વખત તો ઠોકર ખાતું પડી રહ્યું. તેના પરથી રુચિ જતી રહી. તે પર માખીઓ બણબણવા લાગી. મેં તેને—હા, હા, તેને—ઉચકાવીને બહાર ફેંકાવી દીધું! ઓહ!!!

પછી તેના ભેટો ન થયો. ફક્ત એના મરતાં પહેલાં એનો સંદેશો મળવાથી હું એને જોવા ગયો હતો. તે ખાનગી વેશ્યાઓના મહોલ્લામાં ભોંયતળિયે એક ભેજવાળી અને દુર્ગંધભરી કોટડીમાં પડી હતી. શરીર મલ-મૂત્રમાં લથબથ, કઈ રહ્યું હતું. ખૂણામાં એક માટીનો ઘડો પડ્યો હતો. ગોદડાં—ગાભા ધૂળ જેવા હતા. તેનું શરીર તપી રહ્યું હતું. તેના પર કંઈ ઓઢવાનું પણ નહોતું. ઘરમાં નરકનો વાસ હતો. હું નાક દબાવીને—મન મારીને—તેની પાસે ગયો. તેણે મારી તરફથી મોં ફેરવી લીધું. બોલી નહિ. હું કંઈ પણ ન

કહી શક્યો. મેં થોડું પાણી લઈને તેને પાવા ઇચ્છયું, પણ સતેજ સ્વરે તે બોલી: "પાપી–વિશ્વાસઘાતી–દગાખોર–હટ; દૂર થા. તારૂં મ્હોં કાળું કર! હું તારા હાથનું પાણી નથી પીવાની." હું કંઈ પણ ન કરી શક્યો—મરી પણ ન શક્યો. એ મરી ગઈ.



તે પછી? એજ મહિનામાં મારા ઘરનો દીવો બૂઝાઈ ગયો! જે દહાડે મને મારૂં બાળક મળ્યું, તે જ દહાડે મારી સ્ત્રી રવાના થઈ! મેં રાતો જાગીને–રોઈ રોઈને–તે બાળકને જીવતું રાખ્યું.

એક દહાડો હું મારા બાળકને ખવડાવતો હતો, એવામાં એક આદમી આવ્યો. તેની સુરત ભૂત જેવી હતી. દાઢીના વાળ વધી વધીને–ગૂંચવાઈ ગયા હતા. આંખોમાં ચીપડા ભર્યા હતા અને મ્હોંમાંથી લાળ ટપકતી હતી. શરીર પર વસ્ત્ર નહોતું–ફક્ત એક ચીથરૂં હતું. છોકરાંઓ એની પાછળ ધૂળ–કાંકરા નાખી એને કનેડતા હતા. તે મારી પાસે આવી મારાં બાળક સામે ઘૂરકવા લાગ્યો. બાળક બ્હીને મારી છાતીએ વળગી પડ્યું. મેં તે દીવાનાને ફિટકાર્યો. તે

મારા સામે જોઇને કંઇક બડબડયો. મેં એને ઓળખી કાઢયે ઓળખતાં જ કલેજું ઠંડુ થઇ ગયું ! લોહીની ગતિ અટકી પડી ! મેં એના તરફ થોડા પૈસા ફેંકયા અને કહ્યું: "જા, જા." એણે પૈસા લઇને પોતાની પાછળ પડેલા બાળકોને લૂટાવી દીધા અને ફરી પાછો મારા બાળક સામે ઘૂરકવા અને બડબડવા લાગ્યો. બાળક ચીસ પાડી ઉઠ્યું હું અંદર ચાલ્યો ગયો. તે વખતે મારે ઘેર કોઈ નોકર ન હતો. તે જ રાતે મારૂં બાળક માંદું પડયું; અને ત્રીજે દહાડે તે પણ ઠંડુ થઇ ગયું. મરતી વખતે તે હસ્યું હતું !

મેં ઘર, બાર, દેશ, સઘળું ત્યજી દીધું છે. પણ જેને ત્યજવા ચાહુંછુ તેને કોઇપણ રીતે ત્યજી નથી શકતો—કોઇ પણ રીતે નથી ત્યજી શકતો ! !×

ચતુરસેન શાસ્ત્રી

---

× શ્રી૰ ચતુરસેન શાસ્ત્રીના મૂળ હિંદી લેખનું ભાષાંતર



# નટરાજ

**આ** ખંડના મુખપૃષ્ઠ પરનું ચિત્ર નટરાજનું છે. તાંડવ નૃત્ય કરતા શિવ(નટરાજ)ની ચારુતા ને સુંદરતા દક્ષિણના ઘણા પ્રાચીન મૂર્તિકારો અને ચિત્રકારોએ અનેક મૂર્તિઓ અને ચિત્રોમાં પ્રકટ કરી છે. એ મૂર્તિઓ અને ચિત્રોએ આર્ય પ્રજાના જીવનમા અનેરો ભક્તિરસ અને સૌન્દર્યપ્રેમ રેડયા છે. આપણી તરફના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી૦ મહાદેવ વિશ્વનાથ ધુરંધર આજ એ ચિત્રને ફરીથી જરા વધારે વિસ્તારપૂર્વક અને આધુનિક ચિત્રપ્રણાલિના રૂપમા આપણી સમક્ષ મૂકે છે.

આસુરી વૃત્તિ ઉપરના વિજયનો આદ્ય સરલ ભાવ આ ચિત્રમા સ્પષ્ટ જોઈ શકાય છે. મૂર્તિની આસપાસ તેની પ્રતિભાની તેજઆભા રૂપ વિંટળાયેલું સળગતા અગ્નિનું ચક્ર; પોતાની સ્થિતિ સમજાવતા સાંકેતિક ચિહ્નોવાળા ચાર હાથ; ફડફડાટ કરી ઊડી રહેલુ ઉત્તરીય; ને ગળામા વિંટળાયેલો સર્પ;—એ બધુ એકવાર જુઓ, અને પછી ખ્યાલ કરો કે બાળપણથી જ જાણે ગળથૂથીમા પવાઈ હોય તેમ વારંવાર સાભળી સાંભળીને શિવની કથા જેના અંતરમા કોતરાઈ રહેલી છે એવી આર્ય પ્રજાના હૃદય પર તે ચિત્ર કેટલી સચોટ અસર કરી શકે?

નટરાજના આ ચિત્રને લગતી બે કથાઓ છે. એક કથા એમ છે કે શિવજીએ નટરાજનુ સ્વરૂપ લઈને પોતાની પ્રિયતમા પાર્વતીને રીઝવવા માટે પોતાના દૈવી ડમરુના નાદ સાથે દેવોની સમક્ષ આ (ચિત્રમા જોવામા આવતું) તાંડવ નૃત્ય કર્યું હતું. શિવ-

છતું ઉમેરુ, એ વિષ્ણુના શંખની પેઠે પ્રાણસ્પંદ અને સર્જકશક્તિની સત્તા રૂપ ગણાય છે

બીજી કથાનો સાર આ પ્રમાણે છે—એકવાર દશ હજાર ઋષિઓ સભા ભરીને વાદવિવાદ કરતા હતા, ત્યાં શિવજી દિગંબર લીને ગયા. તેમને ઋષિઓ સાથે વાદવિવાદ થયો. તેમાં ઋષિઓ હારવાથી ચીડાયા ને ગુસ્સે થયા, અને તેથી તેમણે દ્વેષબુદ્ધિથી મંત્રબળ વડે શિવજીનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે એક વિકરાળ વાઘ ઉત્પન્ન કર્યો. વાઘે શિવજી ઉપર તરાપ મારી. પણ તેમણે તો મંદમંદ હસતાં વાઘને પકડીને પોતાના હાથની ટચલી આંગળીના નખ વડે તેનું ચામડું ઉતરડી નાખ્યું, અને તે જાણે બહુમૂલ્ય વસ્ત્ર હોય તેમ ઉત્તરીયની પેઠે તે ઓઢી લીધું. આ પ્રયત્નમાં નાસીપાસ થવાથી ઋષિઓએ ફરીથી એક ભયંકર સર્પ ઉત્પન્ન કર્યો. સર્પ શિવજી ઉપર ધસ્યો, પણ તેને તો તેમણે કંઈ પણ આયાસ વગર પકડીને પોતાના ગળામાં વીંટાળી દીધો. ઋષિઓએ ફરીથી છેલ્લો પ્રયત્ન કરી 'ત્રિપુર' નામનો એક ઠીંગણો, કદરૂપો ને ભીષણ રાક્ષસ ઉત્પન્ન કર્યો. શિવજીએ તેને પોતાના પગ તળે દબાવી દીધો ને તેના બરડાની કરોડ કચરી નાખી તેનો નાશ કર્યો.

આમ, બ્રાહ્મણોની મલિન વૃત્તિઓએ જે રૂપ ધારણ કર્યાં હતાં તેનો નાશ કરી શિવજીએ તાંડવ નૃત્ય આરંભ્યું. અને બધા દેવો તથા પશ્ચાત્તાપથી પુનિત થયેલા ઋષિઓએ તે આશ્ચર્યચકિત નયને નિહાળ્યું.

આ કથાનું રહસ્ય આપણે આમ ઉકેલી શકીએ:—માનવજાતિની વાસનાઓ-હવસ-તામસવૃત્તિ-રૂપી વાઘનું તો તે ચામડું ઉતરડી પોતાના ઉત્તરીય તરીકે રાખે છે, માનવી મત્સર-અસૂયા-રૂપી સર્પને તે નરમ કરી નાખી પોતાના કંઠમાં માળાની પેઠે ધારણ કરે છે, ને આસુરી વૃત્તિ રૂપ ત્રિપુરને પોતાના પગ તળે સદા ચગદી રાખે છે. એને પછી પ્રભુનું લીલામય નૃત્ય અખંડ ચાલે છે.

